દાદા ભગવાન કથિત

# પતિ-પત્નીનો દિવ્ય વ્યવહાર



નભાવી લો ભૂલો એકબીજાની, તો બનશે લગ્નજીવન સુખમય;
'વન ફેમીલી' તરીકે રહો પ્રેમથી, તો ન રહેશે જીવન દુઃખમય.

દાદા ભગવાન પ્રરૂપિત

# પતિ-પત્નીનો દિવ્ય વ્યવહાર

સંકલન : ડૉ. નીરુબેન અમીન

પ્રકાશક : **શ્રી અજિત સી. પટેલ**
**દાદા ભગવાન આરાધના ટ્રસ્ટ**
દાદા દર્શન, ૫, મમતાપાર્ક સોસાયટી,
નવગુજરાત કોલેજ પાછળ, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪, ગુજરાત.
**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦




| | | | |
|---|---|---|---|
| **પ્રથમ આવૃત્તિ** | : | ૫,૦૦૦ | ૧૯૯૫ |
| **દ્વિતીય આવૃત્તિ** | : | ૨,૦૦૦ | જાન્યુઆરી ૧૯૯૮ |
| **તૃતીય આવૃત્તિ** | : | ૨,૦૦૦ | માર્ચ ૨૦૦૭ |
| **ચતુર્થ આવૃત્તિ** | : | ૨,૦૦૦ | માર્ચ ૨૦૧૦ |
| **પંચમ આવૃત્તિ** | : | ૨,૦૦૦ | સપ્ટેમ્બર ૨૦૧૨ |

**ભાવ મૂલ્ય : 'પરમ વિનય' અને**
**'હું કંઈ જ જાણતો નથી', એ ભાવ !**

**દ્રવ્ય મૂલ્ય : ૧૦૦ રૂપિયા**

**મુદ્રક** : અંબા ઓફસેટ
પાર્શ્વનાથ ચેમ્બર્સના બેઝમેન્ટમાં,
નવી રિઝર્વ બેંક પાસે, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪
**ફોન :** (૦૭૯) ૨૭૫૪૨૯૬૪

# સમર્પણ

પતિ-પત્નીના વ્યવહારમાં ખીટપીટો;
બન્નેના હ્રદયમાં કેમ કરી જલ્દી મીટો.

ડાઈનીંગ ટેબલ હો કે હો બેડરૂમ;
'મારું કેમ ન માન્યું' સંભળાય ત્યાં બૂમ.

વન ફેમિલિ છતાં મારી-તારી કંકાસ;
ક્લેશ-કષાયો-આક્ષેપો ને મારે ડંફાસ.

રગડા-ઝઘડા-ઘર્ષણો-વેર ને બદલો;
ધણીપણું ને શંકા-કુશંકાના પડળો.

સમય વર્તે અસાવધ, ક્યાં ગયા કોલ ?
સપ્તપદીનો શું સાર ? ફેંકે ગાળોના બોલ !

અપેક્ષા-વિષયાસક્તિ કરાવે કકળાટ;
શુદ્ધ પ્રેમ તે અઘટ-અવધ અઘાટ.

સંબોધે દેવ-દેવી એકબીજાને જ્યારે;
સ્વર્ગ વર્તે ત્યાં બાળકોને સંસ્કારે.

દાદાએ જ્ઞાન દઈ સુધાર્યા સંબંધો;
છૂટાછેડામાંથી ઉગારી પ્રસારી સુગંધો.

અનેકોને બોધતી વાણીનું સંકલન;
'પતિ-પત્નીનો દિવ્ય વ્યવહાર' અત્રે પ્રકાશન.

ઘરમાંજ સ્વર્ગ ને પ્રેમમય જીવન;
સ્થાપવા આ ગ્રંથ 'પતિ-પત્ની'ને સમર્પણ.

**- ડૉ. નીરુબેન અમીન**

# ત્રિમંત્ર






નમો અરિહંતાણં

નમો સિદ્ધાણં

નમો આયરિયાણં

નમો ઉવજ્ઝાયાણં

નમો લોએ સવ્વસાહૂણં

એસો પંચ નમુક્કારો;

સવ્વ પાવપ્પણાસણો

મંગલાણં ચ સવ્વેસિં;

પઢમં હવઈ મંગલં ૧

ૐ નમો ભગવતે વાસુદેવાય ૨

ૐ નમઃ શિવાય ૩

જય સચ્ચિદાનંદ





## દાદા ભગવાન પ્રરૂપિત આધ્યાત્મિક પ્રકાશનો

૧. ભોગવે તેની ભૂલ
૨. બન્યું તે જ ન્યાય
૩. એડજસ્ટ એવરીવ્હેર
૪. અથડામણ ટાળો
૫. ચિંતા
૬. ક્રોધ
૭. માનવધર્મ
૮. સેવા-પરોપકાર
૯. હું કોણ છું ?
૧૦. દાદા ભગવાન ?
૧૧. ત્રિમંત્ર
૧૨. દાન
૧૩. મૃત્યુ સમયે, પહેલાં અને પછી
૧૪. ભાવના સુધારે ભવોભવ
૧૫. વર્તમાન તીર્થંકર શ્રી સીમંધર સ્વામી
૧૬. પ્રતિક્રમણ (ગ્રંથ, સંક્ષિપ્ત)
૧૭. પતિ-પત્નીનો દિવ્ય વ્યવહાર (ગ્રં., સં.)
૧૮. મા-બાપ છોકરાંનો વ્યવહાર (ગ્રં., સં.)
૧૯. પૈસાનો વ્યવહાર (ગ્રં., સં.)
૨૦. સમજથી પ્રાપ્ત બ્રહ્મચર્ય (ગ્રં., સં.)
૨૧. વાણીનો સિદ્ધાંત
૨૨. કર્મનું વિજ્ઞાન
૨૩. પાપ-પુણ્ય
૨૪. સત્ય-અસત્યના રહસ્યો
૨૫. અહિંસા
૨૬. પ્રેમ
૨૭. ચમત્કાર
૨૮. વાણી, વ્યવહારમાં....
૨૯. નિજદોષ દર્શનથી, નિર્દોષ
૩૦. ગુરુ-શિષ્ય
૩૧. આપ્તવાણી-૧
૩૨. આપ્તવાણી-૨
૩૩. આપ્તવાણી-૩
૩૪. આપ્તવાણી-૪
૩૫. આપ્તવાણી-૫-૬
૩૬. આપ્તવાણી-૭
૩૭. આપ્તવાણી-૮
૩૮. આપ્તવાણી-૯
૩૯. આપ્તવાણી-૧૦ (પૂ.,ઉ.)
૪૦. આપ્તવાણી-૧૧ (પૂ.,ઉ.)
૪૧. આપ્તવાણી-૧૨ (પૂ.,ઉ.)
૪૨. આપ્તવાણી-૧૩ (પૂ.,ઉ.)
૪૩. આપ્તવાણી-૧૪ (ભાગ ૧થી ૪)
૪૪. આપ્તસૂત્ર
૪૫. ક્લેશ વિનાનું જીવન
૪૬. સહજતા

**(ગ્રં.-ગ્રંથ,સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉત્તરાર્ધ)**

હિન્દી, અંગ્રેજી, મરાઠી, તેલુગુ, મલયાલમ, પંજાબી, ઉડીયા, જર્મન તથા સ્પેનીશ ભાષામાં ભાષાંતરિત થયેલા પરમ પૂજ્ય દાદા ભગવાનના પુસ્તકો પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી, હિન્દી તથા અંગ્રેજી ભાષામાં પ્રકાશિત થાય છે.**

## 'દાદા ભગવાન' કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતાં સુરતનાં સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્ભૂત આશ્ચર્ય ! એક કલાકમાં વિશ્વદર્શન લાધ્યું ! 'આપણે કોણ ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ? 'ઈ. જગતનાં તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા !

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, અન્યને પણ પ્રાપ્તિ કરાવી આપતાં, એમના અદ્ભૂત જ્ઞાનપ્રયોગથી ! એને અક્રમ માર્ગ કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું ! અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ ! શોર્ટકટ !!

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતાં કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદલોકના નાથ છે, એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે ! હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.''

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી) ગામેગામ-દેશવિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતાં હતાં. દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ પૂજ્ય ડૉ. નીરુબહેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા. પૂજ્ય દીપકભાઈ દેસાઈને દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. નીરુમાની હાજરીમાં તેમના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશોમાં ઘણાં ગામો-શહેરોમાં જઈને આત્મજ્ઞાન કરાવી રહ્યા હતા. જે નીરુમાના દેહવિલય બાદ ચાલુ જ રહેશે. આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને જવાબદારીઓ પૂરી કરતાં પણ મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

# જીવન જીવવાની કળા

તમારે મોક્ષે જવું હોય તો જજો ને ના જવું હોય તો ના જશો, પણ અહીં તમારી ગૂંચોના બધાં જ ખુલાસા કરી જાઓ. અહીં તો દરેક જાતના ખુલાસા થાય. આ વ્યવહારિક ખુલાસા થાય તોય વકીલો પૈસા લે છે ! પણ આ તો અમૂલ્ય ખુલાસો, એનું મૂલ્ય ના હોય. આ બધો ગૂંચાળો છે ! અને તે એમને એકલાને જ છે એમ નથી, આખા જગતને છે. 'ધ વર્લ્ડ ઈઝ ધ પઝલ ઈટસેલ્ફ', આ વર્લ્ડ ઈટસેલ્ફ પઝલ થયેલું છે.

જો 'કમ્પ્લીટ' જીવન જીવવાની કળા શીખેલા હોયને તો લાઈફ ઈઝી રહે. લોકોને વ્યવહારધર્મ પણ એકલો ઊંચો મળવો જોઈએ કે જેથી લોકોને જીવન જીવવાની કળા આવડે. જીવન જીવવાની કળા આવડે એને જ વ્યવહારધર્મ કહ્યો છે. કંઈ તપ-ત્યાગ કરવાથી એ કળા આવડે નહીં. જેને જીવન જીવવાની કળા આવડી, તેને આખો વ્યવહારધર્મ આવડી ગયો અને નિશ્ચય ધર્મ તો 'ડેવલપ' થઈને આવે તો પ્રાપ્ત થાય અને આ અક્રમ માર્ગે તો નિશ્ચય ધર્મ તો જ્ઞાનીની કૃપાથી જ પ્રાપ્ત થઈ જાય છે ! 'જ્ઞાની પુરુષ' પાસે તો અનંત જ્ઞાનકળા હોય ને અનંત પ્રકારની બોધકળા હોય ! એ કળાઓ એવી સુંદર હોય કે સર્વ પ્રકારના દુઃખોથી મુક્ત કરે.

'જ્ઞાની પુરુષ' આ સંસારજંજાળમાથી છૂટવાનો રસ્તો દેખાડે અને રસ્તા પર ચઢાવી દે અને આપણને લાગે કે આપણે આ ઉપાધિમાંથી છૂટ્યા !

## દાદાશ્રીની વ્યવહારિક વાતો !

દરેકના વ્યવહાર જીવનને આદર્શ બનાવવા એક સુંદર પુસ્તક પ્રકાશિત કરવા દાદાશ્રીએ વર્ષો પહેલાં સંકેત કરેલો. દાદાશ્રીના જ શબ્દોમાં અત્રે તે જોવા મળે છે.

એક વ્યવહારિક જ્ઞાનની ચોપડી બનાવો. તે લોકોનો વ્યવહાર સુધરે તોય બહુ થઈ ગયું. અને મારાં શબ્દો છે તે એનું મન ફરી જશે. શબ્દો મારાં ને મારાં રાખજો. શબ્દો મહીં ફેરફાર ના કરશો, વચનબળવાળા શબ્દો છે, માલિકી વગરનાં શબ્દો છે. પણ એને ગોઠવી, ગોઠવણી કરવાની તમારે.

મારું આ જે વ્યવહારિક જ્ઞાન છેને, તે તો ઓલ ઓવર વર્લ્ડમાં દરેકને કામ લાગે, આખી મનુષ્યજાતિને કામ લાગે.

અમારો વ્યવહાર બહુ ઊંચો હતો, એ વ્યવહાર શીખવાડું છું ને ધર્મેય શીખવાડું છું. સ્થૂળવાળાને સ્થૂળ, સૂક્ષ્મવાળાને સૂક્ષ્મ પણ દરેકને કામ લાગે. માટે એવું કંઈક કરો કે લોકોને હેલ્પફુલ થાય. મેં બહુ પુસ્તકો વાંચ્યા, આ લોકોને મદદ થાય એવા. પણ કશું ભલીવાર હતો નહિ, થોડું ઘણું હેલ્પ થાય. બાકી જીવન સુધારે એવા હોય જ નહિ ! કારણ કે એ તો મનનો ડૉક્ટર હોય તો જ થાય ! તે આઈ એમ ધી ફુલ ડૉક્ટર ઓફ માઈન્ડ !

**-દાદાશ્રી**

# પ્રસ્તાવના

નિગોદમાંથી એકેન્દ્રિય અને એકેન્દ્રિયમાંથી પંચેન્દ્રિય ને તેમાંથી માનવીનું ઉત્ક્રાંતિમાં પરિણમ્યું ત્યારથી યુગલિક સ્ત્રી અને પુરુષ સાથે જ જન્મ્યા, પરણ્યા ને પરવાર્યા.... આમ પતિ-પત્નીનો વ્યવહાર માનવીના ઉદયમાં આવી ગયો ! સત્યુગ-દ્વાપર ને ત્રેતાયુગમાં પ્રાકૃતિક સરળતાને કારણે પતિ-પત્નીમાં પ્રોબ્લેમ્સ જીવનમાં ક્યારેક જ થતાં ! આજે દરરોજ ક્લેશ, કકળાટ ને મતભેદ પતિ-પત્ની વચ્ચે મહદ્ અંશે બધે જોવા મળે છે, કળિકાળમાં !!! આમાંથી બહાર નીકળી પતિ-પત્નીનું જીવન આદર્શ શી રીતે જીવાય એનું માર્ગદર્શન આ કાળને અનુરૂપ કયા શાસ્ત્રોમાં મળે ? ત્યાં હવે શું કરવું ? આજ લોકોનાં વર્તમાન પ્રશ્નો અને તેમની ભાષામાં જ ઉકેલવાના સરળ ઉપાયો તો આ કાળના પ્રગટ જ્ઞાની જ આપી શકે. એવા પ્રગટ જ્ઞાની પરમ પૂજ્ય દાદાશ્રીએ એમના જ્ઞાન અવસ્થાના ત્રીસ વર્ષોમાં પતિ-પત્ની વચ્ચેના ઘર્ષણના સમાધાન અર્થે પૂછાયેલા હજારો પ્રશ્નોમાંથી સંકલન કરી અત્રે પ્રસ્તુત ગ્રંથ પ્રકાશિત કરવામાં આવે છે.

પતિ-પત્ની વચ્ચેની અનેક જટિલ સમસ્યાઓના ઉકેલસમ હૃદયસ્પર્શી અને કાયમી સમાધાન આપતી વાણી અત્રે સુજ્ઞવાચકને તેના લગ્નજીવનમાં દેવ અને જેવી દ્રષ્ટિ એકબીજા માટે ઉત્પન્ન અચૂક કરી દે તેમ છે, દિલથી વાંચીને સમજવાથી જ!

શાસ્ત્રોમાં ઊંડું તત્ત્વજ્ઞાન મળે પણ તે તત્ત્વજ્ઞાન શબ્દોમાં જ મળે. એથી આગળ શાસ્ત્ર લઈ જઈ ના શકે. વ્યવહાર જીવનમાં પંકચરને સાંધવાનું તો તેનો એક્સપર્ટ અનુભવી જ શીખવી શકે ! દાદાશ્રી સંપૂર્ણ આત્મજ્ઞાની પત્ની સાથેના આદર્શ વ્યવહારને સંપૂર્ણ અનુભવીને અનુભવવાણીથી ઉકેલો આપે છે જે સચોટ રીતે કામ કરે છે ! આ કાળના અક્રમજ્ઞાનીની આ જગતને અજોડ ભેટ છે, વ્યવહારજ્ઞાનની બોધકળાની !

સંપૂજ્ય દાદાશ્રી સાથે અનેક પતિઓએ કે પત્નીઓએ કે કપલ્સે દુઃખી સંસારની સમસ્યાઓ રજૂ કરેલી, ક્યારેક ખાનગીમાં કે ક્યારેક

જાહેર સત્સંગમાં. વિશેષ વાતો તો અમેરિકામાં નીકળેલી કે જ્યાં ફ્રીલી, ઓપનલી (ખુલ્લે આમ મુક્તતાથી) બધાં અંગત જીવન વિશે બોલી શકે ! નિમિત્તાધીન પૂ. દાદાશ્રીની અનુભવવાણી વહી જેનું સંકલન દરેક પતિ-પત્નીને માર્ગદર્શક બને તેમ છે ! ક્યારેક પતિને ઠપકારતા તો ક્યારેક પત્નીને ઝાપટતા, જે નિમિત્તને જે કહેવાની જરૂર હોય તે આરપાર દેખી દાદાશ્રી તારણ કાઢી વચનબળથી રોગ કાઢતા. સુજ્ઞ વાચકને વિનંતી કે ગેરસમજથી દુરુપયોગ ન કરી બેસતા કે દાદાએ તો સ્ત્રીનો જ વાંક કાઢ્યો છે કે ધણીપણાને જ દોષિત કહ્યા છે ! ધણીને ધણીપણાના દોષો કાઢતી વાણી ને પત્નીને પત્નીનાં પ્રકૃતિક દોષો કાઢતી વાણી દાદામુખે સરેલી, તેને સવળી રીતે લઈ પોતાની જાતને જ ચોખ્ખી કરવા મનન, ચિંતન કરવા વિનંતી !

**- ડૉ. નીરુબહેન અમીન**

# ઉપોદ્‌ઘાત

## (૧) વન ફેમિલી

પોતાની ફેમિલીમાં જ ભાંજગડ થાય ? પોતાની 'વન ફેમિલી' ! એક કુટુંબ કરીકે ઓળખાવીએ જગતને, તેમાં જ અનેક મતભેદ શાને ? ડખોડખલ શાને ? 'મારી ફેમિલી' કહીએ અને એમાં અશાંતિ ? પછી જીવન જીવવાનું કેમનું ગમે ? ફેમિલી લાઈફ તો એવી ઘટે કે જ્યાં પ્રેમ, પ્રેમ ને નર્યો પ્રેમ જ ઉભરાતો હોય ! ફેમિલીમાં તો એડજસ્ટ એવરીવ્હેર હોવું જ જોઈએ.

જીવન જીવવાની કળા કઈ શાળામાં શીખ્યા ? પરણતાં પૂર્વે પતિની ડીગ્રી કોઈ કોલેજમાંથી લીધેલી ? કે એમ ને એમ વગર સર્ટિફિકેટે ધણી થઈ બેઠાં ? પત્ની સાથે, બાળકો સાથે કઈ રીતે વર્તવું તેનું શિક્ષણ લીધેલું ? વાઈફ જોડે કકળાટ કરાય ? જે આપણને સારું સારું પ્રેમથી જમાડે તેની જોડે માથાકૂટ કેમ કરાય ?

આપણા હિન્દુસ્તાનમાં તો 'ફેમિલી ડૉક્ટર' રાખે છે ! અલ્યા, ડૉક્ટરને તે વળી ફેમિલીમાં ઘલાતો હશે ? એને ઘરમાં ઘલાય ? અમસ્તુ અમસ્તુ પ્રેશર વધી ગયું ને લોહી ઘટી ગયું, કરીને ગભરાવી મારે. એ તો બધું અટકી પડ્યું ત્યારે એ નિમિત્તની મદદ લેવાય.

પત્ની વઢે ત્યારે થોડીવાર પછી પતિએ કહેવું, તું ગમે તે વઢે, તોય મને તારા વગર ગમતું જ નથી. આટલો ગુરુમંત્ર શીખી લેને !!

પહેલાં ઘરનો વ્યવહાર ક્લીન (ચોખ્ખો) કરવો, પછી બીજે. ચેરીટી બિગિન્સ ફ્રોમ હોમ. (ઘરથી ધર્માદાની શરૂઆત હોય.)

આટલું સરસ ખાવા-પીવાનું, રહેવા ફરવાનું મળ્યું છે છતાં દુઃખ કેમ ? ત્યારે કહે કે અણસમજણથી દુઃખ છે. માટે પહેલી અણસમજણને ભાંગો. ઘરમાં દુઃખ આપીને આપણે સુખી ન થવાય.

સંયુક્ત કુટુંબમાં મારી-તારી ન કરાય. ભેદબુદ્ધિથી મારી-તારી થાય છે. મારું-તારું નહીં, આપણું.

દાદાશ્રી કહે છે કે 'અમે તમને બધાને વન ફેમિલી તરીકે જ જોઈએ. કોઈ અવળુંસવળું બોલે તોય જુદું ના લાગે. આખું વર્લ્ડ વન ફેમિલી જેવું જ લાગે.'

ઘરમાં પત્નીથી કે બાળકોથી કંઈ ભૂલ થાય તો મોટું મન કરી પુરુષે નભાવી લેવું. દાદાશ્રી કહે છે, 'તમે બધા નક્કી કરો કે ઘરમાં વન ફેમિલી તરીકે પ્રેમથી રહેવું છે તો હું તમને આશિર્વાદ આપીશ. તમે નક્કી કરો તો પ્રારબ્ધ તમને યારી કેમ ન આપે ?'

## (૨) ઘરમાં ક્લેશ !

જે ઘેર ક્લેશ તે ઘેર ન વસે પ્રભુ. કકળાટ થવા જ ન દેવો ને થાય તો થતાંની સાથે જ શમાવી દેવો. બપોરે કકળાટ થાય ધણી જોડે તો સાંજે સુંદર જમણ બનાવી જમાડી દેવું.

જ્ઞાનીના સત્સમાગમ્-સત્સંગથી, તેમની આપેલી સમજથી ઘરમાંથી ક્લેશ સદંતર નાબૂત થાય.

ક્લેશ ને કંકાસ બેઉ જવા જોઈએ. પુરુષ ક્લેશ કરે ને સ્ત્રી એને પકડી રાખીને કંકાસ કરે. સ્ત્રીમાં કંકાસ વધારે હોય, મોઢું ચડાવીને ફરે, છોડે નહિ. પુરુષ ક્લેશ ના કરે તો કંકાસ રહે ?

જે ઘેર સ્ત્રીને સુખ મળે તે ઘર ઘર નથી પણ મંદિર કહેવાય. વિચારી વિચારીને ક્લેશને વિદાય કરવો જોઈએ કાયમને માટે !

કાચની ડીશો પડીને તૂટી ગઈ ને ધણીએ કકળાટ શરૂ કર્યો કે ધણીએ 'ધણીપણું' તુર્ત જ ગુમાવ્યું ! બે કોડીના થઈ ગયા કરોડપતિ શેઠ !

પત્નીથી કઢી ઉતારતાં ઢોળાઈ ગઈ તો ધણી બૂમાબૂમ કરી મૂકે ! એ જાણીજોઈને ઢોળે છે ? કોઈ સ્ત્રી જાણીબૂઝીને પોતાનાં ધણી-છોકરાંને ખરાબ ના ખવડાવે. આ કોઈ તોડતું નથી, આ તૂટે છે એ તો સહુ સહુનો હિસાબ ચૂકવાય છે. ત્યાં ધણીએ પૂછવું જોઈએ કે 'તું દાઝી તો નથી ને ?' ત્યારે એને કેવું સારું લાગે !

જે વસ્તુથી ઘરમાં ક્લેશ થાય તે વસ્તુ ઘરમાંથી બહાર નાખી દો, પણ ક્લેશ ન થવા દો.

જ્ઞાન હોય તેણે તો બે પૂતળાં ઝઘડે છે તે જોવું. આપણે આર્ય પ્રજા તે ઝઘડા કરી અનાડી જેવું કેમ વર્તાય ?

પરમ પૂજ્ય દાદાશ્રીને સોળમે વર્ષે પરણતી વખતે વિચાર આવ્યો કે લગ્નનું અંતિમ પરિણામ શું ? બેમાંથી એકને તો રાંડવાનું જ ને ! પરણતી વખતે કેવો ઉત્કૃષ્ટ વૈરાગ્યનો વિચાર !!

'સમય વર્તે સાવધાન' ગોર બોલે તેનો અર્થ શું કે બીબી ગરમ થઈ ગઈ હોય ત્યારે ધણીએ ઠંડા થઈ જવાનું. એમ અન્યોન્ય રાખવાનું.

ક્લેશનું મૂળ કારણ અજ્ઞાનતા છે. સંસારમાં કોઈ કોઈના સ્વભાવ મળે નહિ. જ્ઞાનથી એડજસ્ટ એવરીવ્હેર થવાય.

જે ઘેર ક્લેશ ત્યાં ધંધામાં બરકત ના આવે. માટે નક્કી કરો કે આપણા ઘરમાં ક્લેશ ના જ થવો જોઈએ.

કમાતી પત્નીનો પાવર ચઢ્યો હોય, પત્ની વંઠી હોય ત્યારે પતિએ ભીત જેવા થઈ જવું. સંસ્કારી કોને કહેવાય ? પહેલાનાં વખતમાં લોકો પૈઠણ (દહેજ) આપતા, તે શેની આપતા હશે ? જ્યાં ક્લેશ ના હોય તેની, સંસ્કારી કુટુંબ છે માટે.

ગમ્મે તેટલું ઘરમાં નુકસાન થાય પણ ક્લેશ કરતાં કોઈ નુકસાન વધારે ના જ હોઈ શકે ? ભડકો થતાં પહેલાં પાણી નાખી ટાઢું કરી દેવું જોઈએ. જે ઘરમાં ક્લેશ થતો હોય તેની અસર છોકરાં ઉપર બહુ ખરાબ પડે છે.

શ્રીમદ્ રાજચંદ્રે લખ્યું છે, 'જે ઘરમાં એક દિવસ પણ ક્લેશ ના હોય તેને અમારા નમસ્કાર !'

સ્વરૂપ જ્ઞાન થયા પછી સહજ ભાવે ક્લેશનો અભાવ રહે અને જ્ઞાન ના હોય તો બુદ્ધિપૂર્વક ક્લેશનો અભાવ હોય. સાચો જૈન કે સાચો વૈષ્ણવ કોને કહેવાય કે જેને ત્યાં ક્લેશ જ ના થાય. શું કરવાથી ક્લેશ

ના થાય એટલું જ આવડી ગયું, તે ધર્મનો સાર શીખી ગયો. જેલમાં કે મહેલમાં અંદર સરખું જ વર્તે તે ધર્મ પામ્યો ! ક્લેશ બંધ થાય તો જ ધર્મના સાચા રસ્તે છીએ એમ જાણવું. અને તો જ સંસારનો નિવેડો આવે. પરમ પૂજ્ય દાદાશ્રી કહે છે, 'દાદા ભગવાનનું નામ લેજો. હું જ દાદા ભગવાનનું નામ લઈને બધું કામ કરું છુંને ! દાદા ભગવાનનું નામ લેશો તો તરત જ તમારું ધાર્યું કામ થઈ જશે.'

## (3) પતિ-પત્નીમાં મતભેદ !

પતિ-પત્નીમાં ઝઘડો થાય તો જ મઝા આવે એવું જે મનાય છે તે ખોટું રક્ષણ કરે છે. જો ઝઘડામાં મજા જ આવતી હોય તો રોજ આખો દહાડો કર્યા કરોને ! પણ આખો દહાડો કોઈ ઝઘડો કર્યા કરે છે ?

ઘરમાં ત્રણ જણ પણ દરરોજ તેત્રીસ મતભેદ થાય. રાત્રે બન્ને વચ્ચે ઝઘડો થાય પછી બેઉ જુદી જુદી રૂમમાં સૂઈ જાય, તે સવાર સુધી ઘા ના રૂઝાયો હોય. સવારે ચાનો કપ મૂકતી વખતે જોરથી ખખડાવીને મૂકે. મતભેદ રહિત થાય તો જ જીવનની સલામતી છે.

આપણા લોક કહે, 'બે વાસણો હોય તો ખખડે જ ને ?' અલ્યા, આપણે શું વાસણો છીએ ? મનુષ્યપણું ક્યાં ગયું ?!

ધણી કહે, 'હું તારો'. વહુ કહે, 'હું તારી'. ને થોડીવારમાં પાછા ઝઘડે ને મારામારી કરી નાખે. આપણા ધણીઓમાંથી એક એવો નહિ મળે કે જેણે બાયડીને બાપનું ઘર જિંદગીમાં એકવારેય ના દેખાડ્યું હોય ! અને જેણે ના દેખાડ્યું હોય તેને નમસ્કાર !!

મતભેદનું મુખ્ય કારણ ધણી-ધણીયાણી વચ્ચે અક્કલની ચડસાચડસી. બેઉ માને કે મારામાં વધારે અક્કલ છે. અક્કલ તો તેને કહેવાય કે મતભેદ ના પડે, અક્કલ હોય ત્યાં નકલ ના હોય. વહુ બહુ અક્કલ વાપરતી હોય તો આપણે એને 'જોયા' કરવું કે ઓહોહો, આ કેવી અક્કલવાળી છે ! ખરી બુદ્ધિ તો તેને કહવાય કે જેનાથી મતભેદ સદંતર બંધ થઈ જાય.

જ્ઞાનીને આમ શા માટે ઝાપટવું પડે છે ? ઝાપટ્યા વગર ધૂળ ખંખેરાય જ નહિ, તો શું કરવું ? આ કારુણ્યમયી ઝાપટીયું તો જુઓ !

મતભેદ એટલે ટગ ઑફ વૉર (રસ્સી ખેંચ) ! બહુ ખેંચે તો દોરી તૂટી જાય, પછી ગાંઠ વાળીને ચલાવવું પડે એમાં શી મઝા ? સામો ખેંચ કરે ત્યાં જ્ઞાની ધીમે રહીને છોડી દે તેથી સામો જીતે ને પડી ના જાય. મતભેદ થાય તે 'અનફીટ હસબંડ એન્ડ વાઈફ' (લાયકાત વગરના પતિ અને પત્ની) કહેવાય ! પછી બાળકો અંદરખાને બધી નોંધ કરે કે પપ્પો જ ખરાબ છે કે મમ્મી જ કજિયાળી છે. ગાંઠ વાળે કે મોટો થઈશ ત્યારે જોઈ લઈશ. પછી મોટાં થયે એ જ સામા થાય, આજે આપેલા એકબીજાના અભિપ્રાયોની બાંધેલી ગાંઠોના ફળ સ્વરૂપે. માટે છોકરાનાં દેખતાં કદિ પતિ-પત્નીએ ઝઘડવું ના જોઈએ. એમના નાજુક મન ઉપર કુમળી વયમાં જ ખૂબ ખરાબ છાપ પડી જાય ! ત્યાં ખૂબ જાગ્રત રહેવાની જરૂર છે. મા-બાપની એમાં મોટી જવાબદારી છે. મા-બાપના ઝઘડા-કંકાસ જોઈને પરમ પૂજ્ય દાદાશ્રી પાસે આવનારાં આજકાલના છોકરાંઓ શું કહે છે ? 'અમારે પરણવું નથી, અને એમાં શું સુખ છે તે ઘરમાં જ જોઈ લીધું !'

'તારું સાચું' કરી જ્ઞાની ચાલી જાય, 'મારું સાચું' કરી અજ્ઞાની અટવાઈ જાય ! રિલેટીવ સત્ય એ ટેમ્પરરી સત્ય છે, એને સાચું ઠરાવવા માટે ક્યાં સુધી બેસી રહેવું ? 'રિયલ' સત્ય હોય તો આખી જિંદગી એના માટે બેસી રહેવા તૈયાર છીએ. સામો ગાળ ભાંડે તે તેના વ્યૂપોઈન્ટથી (દૃષ્ટિબિંદુથી) જે દેખાય છે તે બોલે છે એમાં એની ક્યાં ભૂલ ? સામાનું દૃષ્ટિબિંદુ દૃષ્ટિમાં રાખે તો મતભેદ થાય જ ક્યાંથી ?

પરમ પૂજ્ય દાદાશ્રી કહે છે, 'અમારે પિસ્તાળીસ વર્ષથી કોઈની જોડે મતભેદ થયો નથી.'

દાદાશ્રી કહે છે, 'આંતરિક મતભેદનો કોઈ ઉપાય છે ? તે કોઈ શાસ્ત્રમાં મને જડ્યો નહીં. એટલે પછી મેં શોધખોળ કરી જાતે કે આનો ઉપાય આટલો જ છે કે હું મારા મતને જ કાઢી નાખું તો મતભેદો નહીં પડે. મારો મત જ નહીં. તમારા મતે મત. મેં તો બહુ રોફ મારેલા. ધણીપણું બજાવેલું તે અમારું ગાંડપણ.' પણ સમજણથી ને પછી જ્ઞાનથી

જ પોતે એડજસ્ટ થઈ જતા. પછી બન્ને એકબીજા જોડે મર્યાદાપૂર્વક વાત કરે. હીરાબા શું આશયથી બોલે છે તે દાદાશ્રી તરત જ સમજી જાય એટલે મતભેદ પડે જ નહીં ને ! આ તો સામાનો આશય, એનો વ્યૂ પોઈન્ટ નહીં સમજવાથી મતભેદ પડી જાય છે.

રીવોલ્યુશન પર મિનિટ (આર.પી.એમ., વિચારની સ્પીડ) દરેકના જુદાં જુદાં હોય ! એક મિનિટમાં તો હજારો પર્યાયો દેખાડી દે. પ. પૂ. દાદાશ્રી કહે છે, 'મોટા મોટા પ્રેસિડન્ટોના આર.પી.એમ. બારસો હોય, જ્યારે અમારા પાંચ હજાર હોય ને ભગવાન મહાવીરના લાખ હોય !'

પરમ પૂજ્ય દાદાશ્રીનાં સમજ અને ગ્રાસ્પીંગના રીવોલ્યુશન પર મિનિટ, વર્લ્ડના ટોપમાં ટોપ અને સામે હીરાબાના સાવ ઓછાં, છતાં પરમ પૂજ્ય દાદાશ્રીએ એંજીન કેવું ચલાવ્યું હશે, કેવી કાઉન્ટર પુલ્લીઓ ગોઠવી હશે કે પટ્ટો ક્યારેય તૂટવા ના દીધો ! એટલું જ નહિ પણ હીરાબાની જોડે નિકાલ કરતાં બાની દૃષ્ટિ દાદાશ્રી માટે પતિની હતી તેને બદલે ભગવાન છે એમ થઈ ગઈ ! અને દાદાશ્રી પાસે જ્ઞાન પણ લીધું અને દરરોજ સવાર-સાંજ દાદાના અંગૂઠે મસ્તક મૂકી દસ મિનિટ 'હું શુદ્ધાત્મા છું' બોલતાં બોલતાં ચરણ વિધિ કરતાં. આ જ્ઞાનીનો અજોડ ઈતિહાસ ગણાય કે પત્ની પણ પતિને આટલું બધું સ્વીકારે ! પરમ પૂજ્ય દાદાશ્રીએ જે કંઈ જગતને આપ્યું તે તેમના જીવનમાં અનુભવમાં આવેલું, વર્તનમાં આવેલું તે જ આપ્યું છે. તેથી તો લાખો લોકોનાં જીવન ફેરફાર થઈ ગયાં છે.

એમના જીવનમાં એકવાર મતભેદ પડેલો, પણ પડતાં પહેલાં જ તેમણે એને વાળી લીધો ને હીરાબાને ખબરેય ના પડી કે ક્યારે મતભેદ પડ્યો ને ક્યારે ઊડી ગયો !!! હીરાબાએ એકવાર દાદાશ્રીને કહ્યું, 'તમારા મામાને ત્યાં લગ્ન હોય તો મોટા મોટા ચાંદીના તાટ આપો છો ને મારા ભત્રીજીના લગનમાં ઘરમાં પડેલું ચાંદીનું નાનું વાસણ આપવાનું કહો છો ?' તે પહેલીવાર મારી-તારી થઈ તેમના લગ્ન જીવનમાં ! તે તરત જ દાદાશ્રી કહે કે મેં પલ્ટી મારી દીધી. હું આખોય ફરી ગયો ને બોલ્યો, 'ના, ના, એવું નહીં. આ ઘરમાં પડ્યું છે તે

ચાંદીનું ને ઉપરથી રોકડા પાંચસો રૂપિયા આપી દો.' ત્યારે બા બોલ્યાં, 'હોવે, એટલા બધાં તો કંઈ અપાતા હશે ?!' ને આમ હીરાબાની કોર્ટમાંથી નિર્દોષ છૂટી ગયા ! ત્યાં બધાંને અહંકાર આવે કે મારું કેમ નીચું પડે ? અલ્યા, ધણી તો કેવો નોબલ હોય ?!

જ્યાં મતભેદ છે ત્યાં અંશજ્ઞાન છે ને જ્યાં મતભેદ જ નથી ત્યાં વિજ્ઞાન છે, સર્વાંશજ્ઞાન છે. સેન્ટરમાં બેઠેલાને જ મતભેદ ના હોય, નિષ્પક્ષપાતીપણું હોય.

## (૪) ખાતી વખતે ખટપટ !

બધી રસોઈ સુંદર થઈ હોય ને કઢી જરીક ખારી થઈ હોય તો પતિદેવ બોંબાર્ડીંગ શરૂ કરી દે, 'આ કઢુ ખારું કરી નાખ્યું. ખાવાની મઝા મારી ગઈ.' અને પછી કૉલ્ડ વૉર શરૂ થઈ જાય. એ ખાશે ત્યારે એને ખબર ના પડે કે કઢી ખારી છે ? તો પછી આપણે શા માટે નોટીસબોર્ડ થવું ? ભૂંગળું થવું ? અલ્યા, જરીક અંતર્‌તપ કરી લો ને ! મોક્ષે જવું હોય તો અંતર્‌તપ કરવું જ પડે.

એકને ઉત્તર દેખાય ને બીજાને દક્ષિણ દેખાય પછી મેળ ક્યાંથી પડે ? ભૂલ કઢી બનાવનારની નથી કે નથી કોઈ અન્યની. કોઈ જાણી જોઈને બગાડે ? આ તો ''વ્યવસ્થિત શક્તિ''ની સત્તા છે. મૂંગે મોંઢે જમી લે એ પતિ કેવા દેવ જેવા લાગે ! થાળીમાં જે કાંઈ આવે તે ખાનારના 'વ્યવસ્થિત'ને હિસાબે આવે છે, બનાવનારના નહિ. તેથી જે આવે તેનો સમભાવે નિકાલ કરવો.

આજકાલની સ્ત્રીને પૂછીએ કે શું ભાવના ભાવો છો ? આના આ જ પતિ ફરી ફરી મળો, એમ ? ત્યારે બધી શું કહે, 'આ ભવે મળ્યા તે મળ્યા, હવે ફરી કોઈ અવતારમાં ભેગા ના થજો !' એક જ બેન દાદાને કહેનારી મળેલી કે 'દાદા ફરી આવતે ભવ પણ આજ ધણી મને મળજો.'

## (૫) ધણી ખપે, ધણીપણું નહીં !

પરણતાં પહેલા જુએ એનો વાંધો નથી પણ પરણ્યા પછી આખી

જિંદગી એ એવી ને એવી રહેવાની છે ખરી ? પછી ફેરફાર થાય તો અકળામણ શરૂ થઈ જાય.

ધણી થવાનું છે, ધણીપણું નથી કરવાનું. માલિક નહિ પણ પાર્ટનર થવાનું છે. બરકત ના હોય તે જ વહુ પર રોફ મારે. સ્ત્રી પંદર વર્ષની ને પુરુષ પચ્ચીસ વર્ષનો હોય તોય બન્નેની આવડત સરખી હોય.

પૂજ્ય દાદાશ્રીએ પતિની વ્યાખ્યા આપી છે કે 'હસબંડ એટલે વાઈફનીય વાઈફ' તો જ લાઈફ સુંદર જાય. ધણીને ભય હોય કે ધણીપણું ના બજાવીએ તો વહુ ચઢી બેસશે. અલ્યા, ગમે એટલી એ ચઢી બેસવા ફરે પણ એને કંઈ મૂંછો આવવાની છે ? અને ધણીને મૂંછો જતી રહેવાની છે ? માટે ભય રાખવાની જરૂર નથી.

અમુક કોમવાળા કોઈ રીતે ઘરમાં પત્ની જોડે ઝઘડો ના થવા દે. ગમે તે રીતે મનાવી લે. છેવટે પત્નીને હિંચકો નાખીનેય ખુશ કરી દે. એક રૂમમાં રહેનારા રીસાય તો ધણીને તો બહાર જ સૂવું પડે ?! એટલી જ સમજણ જો ધણીને આવી જાય તો... ! ઝઘડો કરવો હોય તો બહાર પોલીસવાળા જોડે કરને ? ખીલે બાંધેલી ગાયને ડફણાં મરાય ?

એક પચીસ વર્ષના યુવાનને દાદાશ્રીએ પૂછયું, 'પત્ની જોડે તારે ઝઘડો થાય છે ?' ત્યારે એણે કહ્યું, 'યે ક્યા બાત બોલે આપ ? વહ તો મેરે મુંહ કા પાન ! ઉસકે સાથ કભી નહીં ઝઘડા કરતા. બીવી મુઝે અચ્છા અચ્છા ખાના ખીલાતી હૈ. ઉસકે સાથ ઝઘડા કરું, તો મુઝે કૌન અચ્છા ખાના ખીલાયેગા ?' આટલી સમજણ લઈ લે તોય ઝઘડો ટળે.

## (૬) સામાની ભૂલ કાઢવાની ટેવ !

સામાની કંઈ ભૂલ કઢાય ? જે એ સમજી શકતા ના હોય, જાણી શકતા ના હોય તે. સામાને ખબર પડે એવી ભૂલ કાઢવાનો શો અર્થ ? અને ભૂલ દેખાડવાની રીત પાછી આવડવી જોઈએ. સામાને દુઃખ થાય એ રીતે તો ભૂલ ના જ કઢાયને ? આપણે સામાને ભૂલ દેખાડીએ

ને સામાને ઉપકારી ભાવ ઊભો થાય તો જ એ ભૂલ કાઢેલી કામની. નહિ તો ક્લેશ થાય ને કર્મ બંધાય અને સામાની ભૂલ કહેવાનું મન થાય તો એવી રીતે કહેવી કે જાણે આપણે કોઈ પારકાને ના કહેતા હોય કે 'પ્લીઝ ચામાં નાખવા જરા ખાંડ આપશો !' ફ્રેન્ડશીપ ટકાવવા કેવી રીતે વર્તીએ ? એવું બૈરી જોડે રાખવું પડે. એને ગોદા તે કંઈ મરાય ? વહુને સાચવી ક્યારે કહેવાય કે વહુના મનમાંથી ક્યારેય ધણી પ્રત્યે પ્રેમ તૂટે નહીં. ખરું ધણીપણું તો તેને કહેવાય કે સામેથી કોઈ પણ જાતનો પ્રતિકાર ના થાય.

વહુની ભૂલ કાઢીને એને દબાવે એ તે વળી શૂરો કહેવાય ? પોતે માથે ભૂલ ઓઢી લે તે ખરો વીર કહેવાય ! હંમેશા પતિ- પત્નીમાં પતિ, પુરુષ વધારે મોટા મનનો હોય. માટે એણે સાગરની જેમ શમાવી લેવું જોઈએ. અને જો એમાં શક્તિ ઘટતી લાગતી હોય તો અંદર બેઠેલા 'દાદા ભગવાન' પાસે શક્તિ માગી લેવી અને પ્રતિક્રમણ કરી લેવું.

## (૭) 'ગાડી'નો ગરમ મૂડ !

આ ગાડી ગરમ થઈ જાય ત્યારે શું કરવું પડે ? રેડીયેટરમાં પાણી રેડી ઠંડી કરવી પડેને ? તો જ આગળ હંકાય ને ! તેમ ઘણી વખત ઓફિસથી આવતાં જ ધણીનું મગજ ગરમ થઈ ગયું હોય તે વહુએ ના સમજી જવું જોઈએ કે આ ધક્કો બોસનો આવ્યો છે ને બોસને ધક્કો એની વહુનો આવ્યો છે ! ત્યારે વહુએ શું કરવું ? એને ઠંડું પાડવું. ગરમ ગરમ ચા બનાવીને આપવી, નાસ્તો આપવો એટલે એ ઠંડો થઈ જાય. એને મૂડમાં તો લાવવો પડે કે ના પડે ?

વહુનો મૂડ ગયો હોય તો ધણીએ સાચવી લેવું. ઘરનાં બધાં જાણે કે આજે ભાઈનો મૂડ ગયેલો છે. તે શી આબરૂ રહે ? જ્ઞાનીનો જ્યારે જુઓ ત્યારે એક જ સરખો મૂડ હોય. કોઈ દહાડોય મૂડ બદલાય નહીં.

## (૮) સુધારવું કે સુધરવું ?

ઘણા પૈણે ત્યારથી વહુને સુધારવા ફરે ને એના માટે રોજ કકળાટ કરે. તે છેક ઘૈડપણમાંય એનું તે જ હોય. અને વખતે અંતે વહુ સુધરી ગઈ તોય મર્યા પછી એ તો બીજાને જ ભાગે જવાની ને ! એ એના

કર્મ પ્રમાણે જ જશે અને એને ખાનગીમાં પૂછીએ તો શું કહેશે, 'આવા ધણી તો કોઈનેય ના મળે !' એટલામાં ના સમજી જવાય ? એટલે કોઈને સુધારવાની જરૂર નથી, પોતે જ સુધરી જવાની જરૂર છે. પોતે સુધર્યો તો આખી દુનિયા સુધરેલી જ છે ને !

પતિ-પત્ની એ રિલેટીવ સગાઈ છે, રિયલ ન હોય ! રિલેટીવ એટલે ટેમ્પરરી. માટે સામો ફાડ ફાડ કરે તો આપણે સાંધ સાંધ કરવું, જો એની જરૂર હોય તો. વાઈફને સુધારવા જતાં છેલ્લે ડિવોર્સ થઈને ઊભા રહે ! સુધરે ક્યારે કે વાઈફ ગમે તેટલી અકળાઈ હોય છતાં પોતે ઠંડક છોડે નહીં ત્યારે, વીતરાગતા હોય ત્યારે.

છોકરાં-પત્ની એ ધણીના રક્ષિત કહેવાય. એમની જોડે જ ઝઘડો કરાય ? સ્ત્રી તો પચાસ ટકાની ભાગીદાર કહેવાય.

## (૯) કોમનસેન્સથી, એડજસ્ટ એવરીવેર !

ઘણાને મોક્ષ નથી જોઈતો, પણ કોમનસેન્સની તો જરૂર બધાંને ખરીને ? આ અથડામણો થવાનું કારણ જ કોમનસેન્સનો અભાવ. કોમનસેન્સ એટલે એવરીવ્હેર એપ્લીકેબલ, થીયરેટીકલી એઝ વેલ એઝ પ્રેક્ટીકલી (દરેક જગ્યાએ લાગુ પડે, થીયરીમાં તેમજ પ્રેક્ટીકલમાં). ગમે તેવું તાળું ખોલી નાખે. કોમનસેન્સ મતભેદ થવા જ ના દે. કોમનસેન્સ ક્યાંથી લાવવી ? એ તો 'જ્ઞાનીપુરુષ' પાસે બેસે, તેમને સાંભળ સાંભળ કરે, ત્યારે કોમનસેન્સ ઉત્પન્ન થાય.

મોટા મોટા જજોનેય કોમનસેન્સ ના હોય. કોર્ટમાં મોટા મોટા જજમેન્ટો આપે ને ઘેર વહુ બે-બે મહિનાથી બોલતી ના હોય ! (ઘરે તો વહુનું જ જજમેન્ટ !) જજ સાહેબનેય ઘરે કેસ પેન્ડીંગ ! આજકાલના શેઠેય માત્રા વગરના શેઠ (શઠ) થઈ ગયા છે. શેઠ એટલે શ્રેષ્ઠિ પુરુષો ! જેની પચીસ-પચીસ માઈલના વર્તુળમાં સુગંધી આવતી હોય ! એવા શેઠ ક્યા છે આજે ?

વહુ જોડે એડજસ્ટ થવામાં વચ્ચે અહંકાર નડે છે ! વ્યવહારમાં, વેપારમાં, ભાગીદારમાં કેવું સાચવીને ચાલીએ છીએ ! તેવું આ અહંકારની ભાગીદારીમાં ના સાચવી લેવાય ?

સ્ત્રી એટલે પુરુષનું કાઉન્ટર વેટ છે ! વાંકા આંટા ને વાંકી નટ ! આપણા વાંકે એ વાંકી. સ્ત્રી જલ્દી ના ફરે, પુરુષે જ ફરવું પડે. સ્ત્રી જોડે તો સમજાવી-મનાવીને પાર ઉતારવાનું રહ્યું.

દ્વાપર, ત્રેતા ને સત્યુગમાં ઘર ખેતર જેવું હતું, ઘરમાં બધાં ગુલાબ જ કે બધાં મોગરા જ મળે ! આજે કળિયુગમાં ઘર એક બગીચો બની ગયું છે. એમાં જાત જાતના ફુલોનાં છોડવાં મળે. કોઈ ગુલાબ (કાંટાવાળા), તો કોઈ ચંપો, તો કોઈ ચમેલી, તો કોઈ ધંતૂરોય મળી આવે. હવે દરેક પ્રકૃતિ ઓળખતાં આવડે, તેને કોઈ દુઃખ જ ના થાય ને ! પ્રકૃતિમાં ફેર ના પડે. આપણે એડજસ્ટ થઈ જવું પડે. સૂર્ય જોડે ઉનાળામાં બાર વાગે બપોરે ફ્રેન્ડશીપ કરવા જઈએ તો શું થાય ? આ શિયાળાનો સૂર્ય, આ ઉનાળાનો સૂર્ય એમ આપણે ના સમજી જવું જોઈએ ? એટલું સમજીએ તો પછી આપણને કંઈ વાંધો આવે ? 'જ્ઞાની' દરેકની પ્રકૃતિને ઓળખીને ચાલે, એટલે સામેથી કોઈ અથડાવા આવે તોય પોતે ખસી જાય.

આપણે મોડા આવ્યા ને વાઈફ બૂમાબૂમ કરે, ત્યારે આપણે એડજસ્ટ થઈ જવું. એને કહેવું, 'તારી વાત ખરી છે. હવે તું કહેતી હોય તો પાછો જઉં, નહિ તો અહીં બેસી રહું.' એને વશ વર્તીએ એટલે ગાડું ચાલ્યું આગળ... એને બદલે એને જો ડફળાવી તો ત્રણ દિવસના અબોલા સામા ! સંજોગોને એડજસ્ટ થઈ જાય તે માણસ !

ધણી કહે, ગુલાબજાંબુ બનાવ, તો પેલી કહે, ના, ખીચડી બનાવીશ, ને છેવટે મોટો ઝઘડો થાય ને છેવટે હોટલનાં પીઝા મંગાવી ખાવા પડે. એના કરતાં 'તને ઠીક લાગે તે બનાવજે' કહીએ તો વળી ગુલાબજાંબું મળે ક્યારેક. વહુને એડજસ્ટ થઈ જવું, એને જે ઠીક લાગે તે રસોઈ બનાવે. 'વહેલા સૂઈ જાવ' કહે તો વહેલા સૂઈ જવું.

ઘરમાં કરકસરથી જીવાય પણ રસોડામાં કરકસર ના ઘલાય. રસોડામાં કરકસર પસે તો મન બગડી જાય.

'સહજ મળ્યું તે દૂધ, માંગ્યું તે પાણી ને ખેંચ્યું તે લોહી બરાબર.'

પછી તે વ્યવહારના પ્રત્યેક પ્રસંગમાં લાગુ પડે. આમાં વ્યવહારનું આખું શાસ્ત્ર સમાઈ ગયું.

પુરુષ તો તેને કહેવાય કે જે કોઈનેય દુઃખ ના દે, કોઈ દુઃખ આપે તો પોતે જમા કરી લે અને પરોપકાર કર્યા કરે. એને મોક્ષ આગળ ઉપર મળી આવે. સંસારમાં બીજું કંઈ નહિ તો માત્ર 'એડજસ્ટ એવરીવેર', આટલું જ આવડી ગયું તો તેનો સંસાર પાર !

ધણી-ધણીયાણી બન્ને નિશ્ચય કરે કે મારે એડજસ્ટ થવું છે તો બન્નેનો ઉકેલ આવે.

વાંદરાની ખાડી ગંધાય તો તેને શું વઢવા જવાય ? માણસોય ગંધાતા હોય તો ત્યાં શું કરવા ઉપાય ?

'અથડામણ ટાળો'નું સૂત્ર શીખ્યો તે તર્યો. જે અથડાઈ મરે તે ભીંત કહેવાય. સામેથી આખલો આવે ત્યારે એની જોડે અથવા તો રાત્રે અંધારામાં ઊઠીએ ત્યાંરે ભીંત જોડે આપણે અથડાઈ મરીએ છીએ ? ત્યાં કેવું ખસી જઈએ છીએ ?! એવું કોઈ અથડાવા આવે તો આપણે શાંતિથી ખસી જવું. મનમાં સમજી લેવું કે આ ભીંત ને આખલા જેવા જ છે (મોંઢે ના બોલાય) ! સામો આપણને ટૈડકાવે ત્યારે આપણે ભીંત જેવા થઈ જઈએ. મહીં ભગવાન બેઠાં છે, જે શક્તિ માંગીએ તે મળે તેમ છે.

ઘેર વહુ જોડે અબોલા હોય ને બહાર મોટા મોટા ઉપદેશો આપે.

જેમ ટ્રાફીકના કાયદા તોડવાથી અથડાઈ મરાય તેમ વ્યવહારમાં પણ અથડાવાથી ભયંકર વાગે. અથડાવું ના હોય તો કાયદા પ્રમાણે ચાલવું.

## (૧૦) બે ડિપાર્ટમેન્ટ નોખા...

લગ્ન જીવન સુંદર રીતે ગાળવું હોય તો પતિ-પત્નીના બન્ને ડિપાર્ટમેન્ટ જુદાં જ પાડી દેવાના. પતિનું ફોરેન ડિપાર્ટમેન્ટ ને પત્નીનું હોમ ડિપાર્ટમેન્ટ ! બન્નેએ એકબીજાના ડિપાર્ટમેન્ટમાં માથું ના મારવું.

રસોડામાં ગમે તેટલું નુકસાન થઈ જાય તોય પતિએ એ બાબતમાં અક્ષરેય ના બોલાય. તેવી જ રીતે ધંધામાં, બહારના વ્યવહારમાં શું નફો-ખોટ થયા તે બાબતમાં પત્નીથી અક્ષરેય ના બોલાય. એક જણ ખોડ કાઢશે તો બીજોય શરૂ થશે. માટે આ મર્યાદા, નિયમ જાળવવો. એટલે ઘરમાં કકળાય જ ના થાય.

પરમ પૂજ્ય દાદાશ્રી કહે છે કે હીરાબાએ અમને દરરોજ પૂછવાનો રિવાજ કે 'શું શાક લાવું ?' ત્યારે અમે એમને કહીએ, 'તમને જે ઠીક લાગે તે'. કોઈ દહાડો એ ના પૂછે તો અમે કહીએ, 'કેમ આજે આ શાક કર્યું ?' એ કહે તમને રોજ પૂછું છું પણ તમે તો 'તમને ઠીક લાગે તે કહો છો' એટલે આજે ના પૂછયું ! ત્યારે અમે કહીએ, 'તમારે પૂછવાનું રાખવાનું ને મારે 'તમને ઠીક લાગે તે' એ કહેવાનું રાખવાનું. આવો વ્યવહાર આપણે રાખવાનો !' એ આપણું માન રાખે, આપણે એમનું માન રાખીએ. 'તમને ઠીક લાગે તે' કહીને. આમાં અહંકાર નથી. સામસામી પ્રેમ ને એકતા સચવાય.

પોલિસવાળો પકડીને લઈ જાય પછી એ જેમ કરાવે તેમ આપણે કરીએ કે નહીં ? તેવું ઘરમાં રહેવું. ઉકેલ લાવવો. હિતાહિતની વાત કંઈ શાસ્ત્રમાં જડે ?!

ઘરમાં લડાઈઓ થાય છે તે સ્ત્રીને ધંધાની વાત કરીને જ ! એકબીજાના ડિપાર્ટમેન્ટનો હિસાબ ક્યારેય ના મંગાય. હા, સામો એના ડિપાર્ટમેન્ટમાં મદદ માગે તો તે આપવાની આપણી ફરજ.

બીબી બહુ 'બીઝી' હોય ત્યારે આપણે જે હોય તે ચલાવી લેવું.

ઘરમાં પુરુષ પોતાનું ચલણ રાખવા જાય તેથી તેનો વક્કર ના રહે. સ્ત્રીને જ ઘરનું ચલણ સોંપી દેવું, તેથી વક્કર રહે. આપણે કહીએ તે કરી દે એ. દાદાશ્રી કહે છે, 'અમે ઘેર હીરાબાના મહેમાનની જેમ રહીએ. ગેસ્ટને શું કંઈ કરવું પડે ? હોસ્ટ જ બધું કરી આપે. ગેસ્ટને કંઈ કઢી હલાવવાની હોય ? ઘર એમનું ને અમે એમના મહેમાન. ના-ચલણીયું નાણું જ ભગવાન પાસે રહે ને ચલણીયું નાણું તો ક્યાંય કાળા બજારીઓના હાથમાં ફરતું હોય, કૂટાતું હોય !

## (૧૧) શંકા બાળે સોનાની લંકા !

શંકાશીલ થવાનું મૂળ કારણ શું ? માલિકીપણું, મારાપણું માન્યું તેથી.

ધણીને સ્ત્રી માટે કે સ્ત્રીને ધણી માટે શંકા થઈ તે જિંદગીભર જાય નહિ ને જીવન કડવું ઝેર જેવું બની જાય. મન-શરીર બધાં ખલાસ કરી નાખે શંકા તો. બુદ્ધિ ગાંડી થઈ જાય ને અહંકાર કદરૂપો થઈ જાય. મારાપણું જાય શી રીતે ? આત્મા પર મમતા બેસે તો બીજે બધેથી જાય.

શંકાનું ભૂત પેઠું એટલે ખાત્રી ખોળે. જે ખાત્રી ખોળે એને મરી ગયેલો જાણવો. ઊંડા ના ઉતરાય. ઉપરચોટીયું જ જોવાય. વાઈફ પર શંકા, દીકરીઓ કોલેજ ભણવા જાય તેમની પરેય શંકા ! કોઈના ચારિત્ર્ય ઉપર શંકા ના કરાય. એનાથી તો કેટલાય અવતાર ભટકવું પડે.

શંકા ક્યારે પડે ? દેખે ત્યારે જ. તે પહેલા શું એ ન હતું ? આ કાળમાં મોટા ભાગે બગડેલું જ ચારિત્ર્ય જોવા મળે. દેહથી નહિ તો મનથી તો બધે બગડેલું જ હોય. આ જગત પોલંપોલ છે. સૌથી ઉત્તમ એ કે જે વિષયથી છૂટ્યા હોય ! 'વ્યવસ્થિત'નું જ્ઞાન હાજર રાખ્યે નિઃશંક થવાય.

બૈરીના ચારિત્ર્ય સંબંધી જેને શાંતિ જોઈતી હોય તો તેણે કાળી છૂંદણાવાળી વહુ લાવવી કે જેથી એનું કોઈ ઘરાક જ ના થાય. એને કોઈ પાસ ના કરે અને જેણે પાસ કરી હોય તેને બહુ જ એ સિન્સીયર રહે. આજકાલ લોક કેવાં છે ? હોટલ દેખે ત્યાં જમે. પત્ની કોઈની જોડે ફરતી હોય તો તેને ડહાપણ રાખી મનાવી લેવી, સંભાળી લેવી, નહિ તો ભાગી જશે. આ બધાં ઋણાનુબંધ છે, બધી ફાઈલો છે.

## (૧૨) ધણીપણાના ગુના !

સ્ત્રીથી કંટાળીને કંઈ ભાગી જવાય ? આપણે પરમાત્મા છીએ. એનો સમભાવે નિકાલ કરવો. એનાં પ્રતિક્રમણ ખૂબ કરવાં. આપણું અપમાન કરે તોય તેનું પ્રતિક્રમણ કરવું. પ્રતિક્રમણ કરીએ તો તેના પર દ્વેષભાવ ના થાય.

# (૧૩) દાદાની દ્રષ્ટિએ, ચાલો પતિઓ...

દાદાઈ દ્દષ્ટિએ પતિઓ ચાલે તો સંસાર પાર થઈ જાય. ઘરનાં જે કામ બતાવે તે 'કરીશું' કહેવું. પછી ના થયું તો કહી દઈએ કે, 'ભઈ, આ અમારાથી નથી થતું.' એટલે લોક જવા દે.

પતિઓનો સામાન્ય પ્રશ્ન હોય છે કે પત્નીને અમારા ઘરડાં મા-બાપ રાખવા નથી હોતા તો ત્યાં શું કરવું ? દાદાશ્રી કહે છે, 'વાઈફના મા-બાપને બોલાવવા, તેમને રાખવા, તેમની ખૂબ સેવા કરવી. વળી વાઈફ જોડે એવો સુંદર સંબંધ કરી દેવો કે વાઈફ ઉપરથી સાસુ-સસરાનું ધ્યાન રાખવાનું કહે.

વાઈફને ગુરુ કરે પછી મા-બાપ, કુટુંબ બધાં મુશ્કેલીમાં મૂકાય. જે માએ નવ મહિના વગર ભાડાએ ખોલીમાં રાખ્યો, મોટો કર્યો, માંદગી વખતે ઉજાગરાઓ કર્યા, ભણાવ્યો, ગણાવ્યો, અઢાર વર્ષ સુધી કુરકુરીયાને સાચવે તેમ સાચવ્યો. અને પરણ્યા પછી ગુરુ આવે એટલે થોડાક જ વખતમાં માને માટે કહે કે મા જ ખરાબ છે, એવું બોલે કે ?

બન્ને ઘરમાં રીસાય તેમાં શી ભલીવાર ?

સ્ત્રીઓમાં હાઈ અને લૉ ક્વૉલીટી હોય. હાઈ ક્વૉલીટીવાળી સ્ત્રીઓ ગરીબ સ્વભાવની હોય, વિચારો ઊંચા હોય, બહુ નેગેટિવ ના હોય અને લૉ ક્વૉલીટીવાળી સ્ત્રીઓ વારેઘડીએ જૂઠું બોલતી હોય, કપટ કરતી હોય.

અંદર બહાર કૈડ કૈડ ને કૈડ. બહાર મચ્છરાં કૈડે ને ઘરમાં વહુ કૈડે. કેટલીક તો સાપણની પેઠ કૈડે.

વહુ 'થાકી ગઈ છું' કહે ત્યારે આપણે એને કહી દેવું, આજે તું સૂઈ રહેજે, હું બધું કામ પતાવી દઈશ. કળથી કામ લેવું પડે.

કેટલીક સ્ત્રીઓ કારમાં બેઠાં કે વરને ટોક ટોક કરવાનું ચાલું કરી દે. આમ ચલાવો ને તેમ ચલાવો. ત્યારે ધણીએ એને જ ગાડી સોંપી દેવી, લે તું ચાલવ.

ઝઘડો થાય તો પાડોશીનો પક્ષ ના લેવાય. આપણે પહેલેથી પત્નીના પક્ષમાં જ રહીએ કે જેથી નિરાંતે સૂવાય. આપણે વાદીના વકીલ થવું, પ્રતિવાદીના નહિ.

પતિનો સમભાવે નિકાલ કરવો, એ અકળાયા હોય ત્યારે એમને તાંતો ના રહે એવું સ્ત્રીઓએ કરવું. એમને કહેવું, 'તમે તો મહાન પુરુષ છો, નોબલ છો. તમે બધું એક્સેપ્ટ કરી લો, અમારાથી એ ના થાય.' એટલે બધું ધોવાઈ જાય.

સ્ત્રીઓને અહં ઘવાય, જ્યારે પુરુષો સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ કહે ત્યારે. ત્યાં તો સ્ત્રીઓએ શું કરવું ? દાદાશ્રી સમજાવે છે, ''એવું કહે તો સારું. જોખમદારી નહીંને ? અને જે બોલે છે તે 'વ્યવસ્થિત' જ છે ને !''

સ્ત્રી ધણીને ગમે તેટલું સમજાવે, સમાધાન કરાવવા છતાં એ ના જ સમજે ને અહિત કર્યા કરે તો શું કરવું ? એનું હિત-અહિત જોવાની સ્ત્રીની શક્તિ કેટલી ? સહુ સહુના ગજા પ્રમાણે જોઈ શકે. ધણીનું હિત કરવા જતાં અથડામણ ઊભી થાય એવું ના હોવું જોઈએ. પરિણામ ગમે તે આવે પણ આપણે તો 'સમભાવે નિકાલ કરવો જ છે' એમ નક્કી રાખવું. એટલે એક દહાડો એનો અંત આવશે, સમભાવે નિકાલ થશે જ. ચીકણા ઋણાનુબંધ હોય ત્યાં જાગૃતિ રાખવી પડે.

## (૧૪) 'મારી'ના આંટા ઉકેલાય આમ !

પરણતી વખતે 'મારી વહુ', 'મારી વહુ' કરી મમતાના આંટા વીંટ્યા, તે મરી જાય પછી એટલું જ એનું દુઃખ ભોગવવાનું આવે. ત્યાં એ ભોગવટામાંથી છૂટવા માટે પરમ પૂજ્ય દાદાશ્રી ખૂબ જ સુંદર ઉપાય બતાવે છે. 'નહોય મારી', 'નહોય મારી' કરી આંટા ઉકેલી નાખ તો ભોગવટો જ નહીં રહે. મરી ગયા પાછળ રડ રડ કરીને સમય ને શક્તિ બરબાદ કરવી તેના કરતાં છોકરાંઓનું ધ્યાન રાખે, તો લેખે ના લાગે ?

## (૧૫) પરમાત્મપ્રેમની પીછાણ !

સાચો પ્રેમ તો તે જે કદિ વધઘટ ના થાય. મારો તોય ના ઘટે

ને હાર ચઢાવે તોય ના વધે. ઘડીમાં ઉભરાય જાય ને ઘડીમાં બેસી જાય એ પ્રેમ નહિ પણ આસક્તિ કહેવાય. સાચો પ્રેમ તો વર્લ્ડમાં જોવા જ ક્યાંથી મળે ? સાચો પ્રેમ નિર્ભેળ હોય. પ્રેમ હોય ત્યાં એટેક ના હોય.

ધણી કરતા 'કમ્પેનીયન' (સહાચારી) કહેવું સારું. એમાં આસક્તિ અગ્નિ જેવી નહીં.

'મારી વહુ, મારી વહુ' કહીને આંટા માર્યા, તે વહુ મર્યા પછી 'નહોય મારી, નહોય મારી' તેટલી જ વાર કરે ત્યારે એ રાગ છૂટે.

ધણી જોડે જે દ્વેષ છે તે આસક્તિનું પરિણામ છે. રાગમાંથી દ્વેષ ને દ્વેષથી છૂટાં પડે તે પાછું આકર્ષણ થાય, રાગ થાય.

સાચો પ્રેમ હોય ત્યાં ઝઘડો ના હોય, મતભેદ ના હોય, મોઢાં ચઢેલાં ના હોય, અરે ઉહકારોય ના હોય. આ તો પત્નીને મોઢે ગુમડું થયું હોય તો જોડે સિનેમા જોવા ના લઈ જાય. ક્યાં ગયો તારો પ્રેમ ?

પતિ-પત્નીમાં સાચો પ્રેમ હોય ખરો ? ન હોઈ શકે. જે વધ-ઘટ થાય તે પ્રેમ નહિ પણ આસક્તિ છે. અઘટ-અવધ પ્રેમ તે જ સાચો પ્રેમ, તે જ પરમાત્મપ્રેમ કહેવાય. અને ત્યાં તે પ્રેમ પ્રગટ થયો તેને દેહધારી પરમાત્મા જ કહેવાય.

સાચા પ્રેમમાં દોષ ના દેખાય. એની ભૂલ ના કાઢે કે ખોડ ના કાઢે. સામો ખખડાવે તો પોતે શાંત રહીને પ્રેમથી નિકાલ કરે.

કમ્પેનિયનશીપમાં આસક્તિ ઓછી હોય, એટલે પતિ-પત્ની કરતાં ત્યાં ઝઘડા ઓછા થાય. જ્યાં વધારે આસક્તિ ત્યાં ઝઘડા, શંકા-કુશંકા બહુ હોય. રાગમાંથી દ્વેષ ને દ્વેષમાંથી રાગ, એ કાયદો છે રાગ-દ્વેષનો.

કેટલાંક પતિ-પત્ની બહુ ઝઘડે, તે જોનાર ચક્કર ખાઈ જાય ને પેલાં થોડીવાર પછી ગેલ કરતાં હોય ! એને પોપટમસ્તી કહેવાય. પ્રેમમાં તો સામાના દુઃખે પોતે તેટલી જ વેદના વેદે.

જ્ઞાનીનો પ્રેમ કેવો હોય ? સંપૂર્ણ અપેક્ષા વિનાનો. એ પ્રેમથી જ બધા સુધરે. એ પ્રેમથી જ બધાં એમને સંપૂર્ણપણે વશ વર્તે. સાચો

પ્રેમ તે કે જે સૂક્ષ્મમાં સૂક્ષ્મ પણ અપેક્ષા જ ન હોય. એ પ્રેમમાં એકવાર ડૂબકી મારી તો જુઓ ! પ્રેમ સ્વરૂપને જુઓ તો પ્રેમ સ્વરૂપ થશો.

આસક્તિ એ તો લોહચુંબકને ટાંકણીની જેમ ખેંચાણ જેવું છે. આ પરમાણુઓનું સાયન્સ છે. મળતાં પરમાણુઓનું આકર્ષણ, નહિ તો વિકર્ષણ ! એને લોકો પ્રેમ છે, રાગ છે એવું માને છે. આત્મા આમાં તદ્દન ન્યારો જ રહે છે. પ્રેમમાં અપેક્ષા ના હોય. પ્રેમમાં તરછોડ ના હોય. વિકૃત પ્રેમ એ આસક્તિ.

લોહચુંબક લોહને ખેંચે તેમ સ્ત્રી-પુરુષનું આકર્ષણનું વિજ્ઞાન છે. દેહ ખેંચાય ને લોકોને એમ થાય કે મને કેમ આકર્ષણ થાય છે ? આ પરમાણુઓનું સાયન્સ છે. મળતા પરમાણુઓનું આકર્ષણ ને ના મળતાનું વિકર્ષણ થાય. જડ જડને ખેંચે છે ને ભ્રાંતિથી માને છે કે મને પ્રેમ છે.

શુદ્ધ પ્રેમ એ જ પરમાત્મા. કાયમ એક સરખો જ હોય એ પ્રેમ. શુદ્ધ પ્રેમમાં કષાય રહિતતા હોય. એ પ્રેમ જોતાં જ હૈયું ઠરી જાય. એ પ્રેમમાં સ્ત્રી સ્ત્રીપણું ભૂલી જાય, પુરુષ પુરુષપણું ભૂલી જાય. જ્ઞાની પુરુષનો પ્રેમ, શુદ્ધ પ્રેમ હોય, પરમાત્મપ્રેમ હોય. એ પ્રેમ જેણે ચાખ્યો તે જ એ જાણી શકે. જ્ઞાની પોતે પ્રેમ સ્વરૂપ થયેલા હોય. એ પ્રેમમાં જગત વિસ્મૃત જ રહે. એ પ્રેમમાં મસ્ત તેનો સંસારેય આદર્શ ચાલે.

## (૧૬) પરણ્યા એટલે 'પ્રોમીસ ટુ પે' !

એક જણ પરમ પૂજ્ય દાદાશ્રીને પૂછે, 'તમને કોઈ વખત પરણવા માટે પસ્તાવો થયેલો ખરો કે ?' ત્યારે તેઓશ્રીએ કહ્યું, 'ના બા. હું તો પસ્તાવો કરવાનું શીખ્યો જ નથી કોઈ દહાડોય ! હું કાર્ય જ પહેલેથી એવું કરું રે પસ્તાવો જ ના કરવો પડે.' પસ્તાવો શેને માટે થાય ? જે બને છે તે આપણા જ ચીતરેલા ડ્રોઈંગ મુજબ ! રાજી ખુશીથી જે સોદા કરેલા તે હવે ફરી જવાય ?

પત્નીની સેવા કરવી એ ફરજ છે. હીરાબાને ૧૯૪૩ની સાલમાં

એક આંખ જતી રહી હતી, ઝામરના દર્દમાં. તે વખતે લોકો ફરી પરણાવવા પાછળ પડ્યા ત્યારે દાદાશ્રીએ કહ્યું, 'હીરાબાને મેં કહ્યું છે, અમે તો પરણતી વખતે પ્રોમીસ ટુ પે કરેલું છે. તે હું કોઈ દિવસ ફરું નહિ, દુનિયા આઘીપાછી થઈ જાય તોય !' પ્રોમીસ એટલે પ્રોમીસ !

પતિ-પત્ની એકબીજાની પ્રકૃતિને ઓળખી લે તો મતભેદ જ ના થાય. દાદાશ્રી કહે છે, 'અમને જ હીરાબાની પ્રકૃતિની ઓળખાણ પૈણ્યા પછી પીસ્તાલીસ વર્ષે પછી પડી. તેય એક ફેરો મતભેદ પડી ગયો પણ બીજી મીનીટે અમારી ભૂલ કબૂલ કરી ને વાળી લીધું' ! હવે એકબીજાની પ્રકૃતિને કઈ રીતે ઓળખવી ? સરખો દાવ આપે ત્યારે. જેમ સોગટાની રમતમાં દાવ આપે છેને તેમ.

દાદાશ્રી કહે, 'અમે હજુય હીરાબાને નાટકીય રીતે કહીએ કે અમેરિકા જઈએ છીએ પણ ત્યાંય અમને તમારા વગર ગમતું નથી.'

ધણી કોને કહેવાય કે પત્નીને એના વગર ગમે જ નહિ. એને દેવ જેવો દેખાય. પતિ-પત્ની તો કોને કહેવાય કે જે સંસાર નભાવે. સંસારને ફેરફાર કરી નાખે, એને પતિ-પત્ની જ કેમ કહેવાય ? કેટલાક ઝઘડો કરે ને કપ-રકાબી તોડી નાખે ને પછી નવા લઈ આવે. ત્યારે મૂઆ પહેલેથી જ તોડવા ન હતાને ! ધણી તો એવો હોવો જોઈએ કે વહુ આખો દહાડો ધણીનું મોઢું જોયા કરે.

## (૧૭) વાઈફ જોડે વઢવાડ !

ઘણી સ્ત્રીઓ કહે છે કે 'બે ધોલો મારો તો સારું પણ તમે બોલો છો તે મારી છાતીએ ઘા વાગે છે.' પછી એ જ ઘા ઘૈડપણમાં ધણીએ ખાવા પડશે. બૈરાં-છોકરાં વાત વાતમાં છાંછીએ કરશે.

ડુંગર પરથી પથરો પડે ત્યાં કોને ગુનેગાર કહીએ ? ટેબલ વાગે તો કોને મારવા જઈએ ? એવું આ લોકોનું રાખવું.

કેટલાક ધણી-ધણીયાણી ઝઘડે પણ આપણે સમજી જવું કે આ પોપટમસ્તી છે. ઘડી પછી પાછાં એકના એક જોવા મળે.

ટકોર કરવી તો એવી રીતે કરવી કે એમાં આપણો અહં ભળેલો ના હોય અને ટકોર કરીને તરત જ એનું પ્રતિક્રમણ હાર્ટિલી કરી લેવું. તોજ સામાને ના વાગે.

કર્મનો હિસાબ કેવો છે કે એક કલાક જો નોકરને, છોકરાંને કે વહુને ટૈડકાવ ટૈડકાવ કર્યા હશે તો એ ધણી થઈને, સાસુ થઈને કે છોકરો થઈને આખી જિંદગી કચડ કચડ કરશે. કોઈને દુઃખ દીધું તો આપણને દુઃખ પડ્યા વગર રહે જ નહિ.

વહુને જાતે પસંદ કરીને લાવે પછી બૂમો પાડે કે 'વહુ આવી છે ને તેવી છે'. એમાં વહુનો શો દોષ ? ઘરમાં કોઈને કંઈ કહેવું એ મોટામાં મોટો અહંકારનો રોગ છે. બધાં પોતપોતાનો હિસાબ લઈને જ આવ્યા છે ! બધું 'વ્યવસ્થિત' જ છે. અવ્યવસ્થિત ક્યારેય થતું જ નથી. ઘરમાં અક્ષરેય બોલ બોલાય નહિ, જ્ઞાની સિવાય કોઈથીય. 'જ્ઞાની'ની વાણી કેવી હોય ? પરેચ્છાનુસારી હોય. બીજાઓની ઈચ્છાઓને આધારે એ બોલે છે.

અબોલા લેવાથી સુધરે ? ના. અબોલા એટલે માથે દસ મણનો ભાર. ત્યાં તો પહેલાં જ સામે ચાલીને 'કેમ છો' બોલી કરીને નિકાલ કરી નાખવો. ટૈડકાવાથી સામો નરમ ના થાય. ઊલટું નોંધ રાખી વેર રાખે ને પાછલી ઉંમરે વસુલ કરે. માટે તાંતો રાખી પરમાણુઓ મહીં સંગ્રહી ના રાખવા. અમુક કેસમાં જ્યારે આપણે સામાના અબોલા તોડાવા સામે ચાલીને માફી માગીએ ને પેલો વધારે ચગે તો ત્યાં પછી છેટા રહેવું, પછી જે હિસાબ થાય તે ખરો. પણ જેટલા સરળ હોય ત્યાં તો ઉકેલ લાવી નાખવો.

વ્યવહાર કાપી નાખવાથી પૂરો થાય એમ નથી. ત્યારે મૌન રહી જોયા કરવું. સમય જ ઉકેલી આપે.

'બાબો વાઈફના હાથમાંથી પડી ગયો તો કશું કહેવાય નહિ. અને કહેવું જ હોય તો સમ્યક્ રીતે કહેવાય કે 'ઓહોહો ! તમે આ બાબાને કેમ ફેંક્યો ?' ત્યારે એ કહે 'જાણીજોઈને હું કંઈ ફેકું ? એ તો હાથમાંથી છટકી ગયો.' ત્યાં કોઈને લાગે કે એ જૂઠું બોલી, તો

તેવું જોવાય નહિ. સાચું બોલે-જૂઠું બોલે તે પરસત્તા છે, તે નહિ જોવાનું. આપણે વાણી મીઠી થયા પછી તમે વઢો તો એ ઊલટા હસે. કષાયનો વાંધો છે, વઢવાનો નહીં. વાણી મધુર ક્યારે થાય ? પોતાનાં ઘરનાં માણસો ઉપર પ્રેમ વધે, ભેદભાવ ઘટે અને પોતાનાં ઘરના માણસો જેવો પ્રેમ બીજા ઉપરેય વધતો જાય ત્યારે વાણી મધુર થતી જાય. અને ત્યારે એને બે ધોલો મારો તોય પ્રેમ જ લાગે. કોઈને 'તમે જુઠા છો' કહો તો તરત જ એમાં એટલું બધું પરમાણુઓનું વિજ્ઞાન ફરી વળે કે બે કલાક સુધી તો એની પર પ્રેમ જ ઉત્પન્ન ના થાય. અને જો ભૂલથી બોલાઈ ગયું હોય તો તેનું તરત જ પ્રતિક્રમણ કરી લેવું.

લડીને પાછા ફરી ભેગા થવાનું જ છે તો પછી લડવાનો શો અર્થ ? પછી મૂંછ નીચી કરવી પડે, તેના કરતાં પહેલેથી જ એક રાખને ! ફરી પસ્તાવો ના કરવો પડે એવું જીવન જીવવું જોઈએ.

અક્રમ વિજ્ઞાન સમજી લે તે 'ઝઘડાપ્રૂફ' થઈ શકે. આપણને દુઃખ લાગે છે ત્યાં સુધી આપણામાં ગાંડો અહં ભરેલો છે. પરમ પૂજ્ય દાદાશ્રી કહે છે, ''અમને કોઈ 'અક્કલ વગરના' કહે તો અમારામાં ગાંડો અહંકાર ઊભો ના થાય. એટલે મને દુઃખ આપે જ નહીંને.'' અહંકાર કરીને ક્લેશો વધારવા તેનાં કરતાં કહી દેવું કે 'મને તમારા વગર ગમતું નથી.' એટલે બધું રાગે પડી જાય.

અહં કેમ નથી જતો ? જ્યાં સુધી પોતાનામાં આ અહં ખોટો છે, એવું પોતાને એક્સેપ્ટ ના થાય ત્યાં સુધી એ જાય નહીં. એ અહંકાર કાઢવા પ્રતિક્રમણ કર કર કરવાં તેથી એક દા'ડો એ જશે.

ઘેર ઝઘડો થાય તો વાઈફને હોટલમાં લઈ જઈ જમાડી ખુશ કરી દઈએ. મનુષ્ય થયા પછી તરફડાટ શેને ?

પતિ-પત્નીએ સવારે ઊઠતાં જ એકબીજાની અંદર પરમાત્માના દર્શન કરીએ તો કેવું સુંદર જીવન જાય ! વહુમાંય 'દાદા ભગવાન' દેખાય તેનું કલ્યાણ થઈ ગયું. 'દાદા ભગવાન' એટલે શુદ્ધાત્મા ભગવાન !

'ડોન્ટ સી લૉઝ, પ્લીઝ સેટલ' (કાયદા જોશો નહિ, સમાધાન કરો) આ પરમ પૂજ્ય દાદાશ્રીનું સૂત્ર છે.

આ તો જાગ્યા ત્યાંથી જ ડખો શરૂ કરી દે. જેની કર્કશ વાણી હોય એણે શું કરવું જોઈએ ? ''હું વિનંતી કરું છું, આટલું કરજો'' એટલું ઉમેરવું જોઈએ.

વણમાંગી સલાહ આપે એ વ્યવહારમાં મૂર્ખ બને. એ ખુલ્લો અહંકાર ગણાય.

કોઈને કિંચિત્‌માત્ર પણ તરછોડ આપીને મોક્ષે ના જવાય. તિરસ્કાર કરતાં તરછોડનું ફળ બહુ મોટું આવે. તલવારથી દેહને લોહી નીકળે, તરછોડથી મનને લોહી નીકળે. જેને તરછોડ મારી હોય તે આપણા માટે કાયમના દરવાજા બંધ કરી દે. માટે તરછોડ જેને મારી હોય તેની પાસે ક્ષમા માગી લે તો બધું ઊડી જાય. કોઈને તરછોડ મારીએ તો તેને નથી વાગતી પણ તેની અંદર બિરાજેલા ભગવાનને વાગે છે. વાણીના ઘા તો સો-સો અવતાર સુધી ના રૂઝાય.

વાણી હિત-મિત-પ્રિય ને સત્ય એમ ચાર ગુણાકારવાળી હોય તો જ તે વાણી ઉત્તમ.

કેટલાક વેર તો એવું બાંધી કાઢે કે મારું જે થવાનું હશે તે થશે પણ આને તો નહિ જ છોડું, મોક્ષે નહિ જ જવા દઉં. તો તેના કેટલાય અવતાર બગાડી નાખે.

એક સંસ્કારી બહેન તેના પતિ ટોણા મારતા હતા ત્યારે તેમને કહે, 'કર્મના ઉદયે તમે અને હું ભેગા થયા છીએ. હું જુદી, તમે જુદા. હવે આમ શેના માટે ટોણા મારવાના ? આવેલા કર્મને ચૂકતે કરી નાખોને!' કેવી ઊંચી સમજ !

એક મિનિટેય ભાંજગડ ના પડે, એનું નામ ધણી. એકબીજાને સિન્સિયર રહે તે સાચાં મિત્ર, માટે એકબીજા જોડે ફ્રેન્ડ તરીકે રહેવું જોઈએ. મારવાનું નહિ, દુઃખ દેવાનું નહીં. તેમ કબાટ જેવા થવાનુંય નહિ. છોકરાં તોફાન કરતાં હોય તો કહેવું પડે, પણ નાટકની જેમ વર્તવું.

બૈરી પર શૂરાતન બજાવે તે શૂરવીર કહેવાય ? ક્ષત્રિય સ્વભાવ

કેવો ? અંડરહેન્ડને રક્ષણ આપે ને ઉપરીને ટૈડકાવે.

વિશ્વાસ રાખવાનું સાધન એટલે પોતાની પત્ની. ત્યાં સામસામી વિશ્વાસ તૂટી જાય એટલે જીવન નકામું થઈ જાય.

બૈરીને મરાય નહિ. ખીલે બાંધેલી તેથી મારેને ? સમાજનું બંધન, પિયરનું બંધન એટલે બૈરી ક્યાં જાય ? માર ખાયનેય પડી જ રહેને ? હમણાં છુટ્ટી હોયને મારવા જાવ જોઈએ ! જે બૈરીને માર મારે તે પતિ નહિ પણ કસાઈ કહેવાય. એના જેવું બીજું પાપ નહિ.

પરદેશમાં બૈરીને મારે તો તરત જતી રહે. પરદેશમાં તો વર્ક-વુમન ને વેધરનો ભરોસો નહીં, ક્યારે બદલાઈ જાય કહેવાય નહિ.

મૌનના તાપથી પત્નીને વશ તો કરી જુઓ ! કચકચ કરીને વક્કરનો કચ્ચરઘાણ કરી નાખે. 'નબળો ધણી બાયડી પર શૂરો' આ વાક્ય સાંભળીને પોતાની નબળાઈની સમજણ ના પડી જવી જોઈએ ?

એક જણે પરમ પૂજ્ય દાદાશ્રીને પૂછ્યું, 'હીરાબાથી રસોઈ બગડી જાય તો તમે તેમને વઢો ?' ત્યારે તેઓશ્રીએ કહ્યું ''રસોઈ તો શું પણ એમનાથી મારા પર દેવતા પડી જાય તોય હું ના કશું કહું.' 'તો પછી એ આપનાથી ગભરાય છે કેમ ?' દાદાશ્રી બોલ્યા, 'એ હું ના વઢું એટલે જ ગભરામણ બેસે. લઢવાથી વજન તૂટી જાય.' 'ભાભો ભારમાં તો વહુ લાજમાં.'

ઘણાં એમ માને કે ઝઘડો થાય તો જ પ્રેમ વધે. એ પ્રેમ નથી પણ આસક્તિ છે. સાચો પ્રેમ તો તેને કહેવાય કે જે ક્યારેય વધે નહીં, ઘટે નહીં'. આ તો વાત વાતમાં 'તું અક્કલ વગરની છે' કહી નાખે. સાચો પ્રેમ હોય ત્યાં એકબીજાની ભૂલો ના દેખાય, ગમ્મે તેવું હોય તોય. એકબીજાનું નભાવી લે પ્રેમથી. પ્રેમ છે ત્યાં દ્વેષ ન હોય, ઘૃણા ના હોય. સાચા પ્રેમથી વહુ તો શું આખું જગત વશ વર્તે.

## (૧૮) વાઈફ વાળે, તોલ સાથે !

'રમા રમાડવી સહેલ છે, વિફરી મહામુશ્કેલ છે.'

સ્ત્રી ઉપર રોજ રોજ કંટ્રોલ ના કરાય. પણ જ્યારે વિફરે ત્યારે પુરુષે બધો કંટ્રોલ લઈ લેવા જોઈએ. પ્રેમથી પછી વાળી લઈ કામ લેવું. અત્યારે રમા રમાડતા આવડતી નથી તેથી વિફરે છે એ. આજ સુધી રંજાડેલું બધું નોંધ કરી કાળજે લખેલું, વિફરે ત્યારે એક-એક કરી પાછું આપે. જાણે આજે જ ઘા ના વાગ્યો હોય એટલું ફ્રેશ હોય બધું એને. એટલો જ ભોગવટો પંદર વરસેય તાજો જ ભોગવે. આ સ્ત્રીની પ્રકૃતિ ! તેને ઓળખીને ચાલે તો જીવનમાં વાંધો જ ના આવે.

સ્ત્રીને એક આંખે દેવી ને એક આંખે કડકાઈ રાખી જોવું, તો જ સુખી સંસાર થાય. ક્યારેક વિફરે ત્યારે જ કડક થવું, બાકી દેવી તરીકે જોવું. આ તો વાત વાતમાં કડક થઈ જાય એટલે એની કડકાઈનું કોઈ મહત્ત્વ જ રહે નહીં.

પરમ પૂજ્ય દાદાશ્રી આ રીતે જ જીવન જીવ્યા ! એક બાજુ હીરાબાને અપાર પૂજ્યતા ને બીજી બાજુ તાપ પણ દાદાશ્રીનો એટલો જ લાગતો. એકવાર હીરાબાને પૂછ્યું 'બા, દાદા પહેલાં કેવા હતાં ?' ત્યારે બાએ કહ્યું 'તીખા ભમરા જેવાં.' જિંદગીમાં એકવાર દાદાશ્રીએ મોટું ત્રાગું હીરાબા સામે નાટકીય ભાવે કર્યું અને બાની અણસમજણથી ને લોકોની ચઢવાણીથી આવી પડનારનું ધર્મ પરનું સંકટ ટાળ્યું.

સ્ત્રી એ પ્રાકૃતિક શક્તિ છે. એ શક્તિનો ઉપયોગ કરતાં આવડવો જોઈએ. એને તરછોડ મારી તો એ શકિતથી મહાન દુઃખો સર્જાશે.

કેટલાક એવાય પુરુષો છે કે જે બૈરીનો માર ખાય. પત્નીને સાચવી ના શકે, એનું રક્ષણ ના કરી શકે એવા કાયર જ માર ખાય સ્ત્રીનો. ત્યાં 'સમભાવે નિકાલ કરે' તો છૂટાય.

શરૂમાં પતિ પત્નીને ભાઈસા'બ ભાઈસા'બ કહેવડાવે. પછી ? પાછળથી પુરુષને સુખ જોઈતું હોય ત્યારે સ્ત્રી વસુલ કરે, ભાઈસા'બ ભાઈસા'બ બોલાવડાવીને ! કેટલીક સ્ત્રીઓ તો ઊઠ-બેસ હઉ કરાવડાવે. એના કરતાં મરી જવું શું ખોટું ?

વહુ મારે તો પાકો પુરુષ બારી-બારણા બંધ કરી દઈ માર ખાતો

જાય ને બોલતો જાય, 'લે લેતી જા !' તે આજુબાજુના લોકો સાંભળીને સમજે કે ભઈ વહુને મારે છે !

એક ભાઈ દાદાએ પૂછ્યું. 'તારે વહુ મરી જાય તો શું થાય તારું ?' ત્યારે એ ભાઈ કહે, 'મેં તો મારી વહુને કહી દીધું છે કે હું રાંડીશ પણ તું ના રાંડીશ' !(?) આ હિન્દુસ્તાનની પ્રકૃતિઓને કેમની પહોંચી વળાય ? પોળમાં બહારવટિયા પેઠાની બૂમ સાંભળતાં જ એક ભાઈ એની વહુને કહે, 'તું બારણા વાસી દે ને મને ગોદડાં ઓઢાડી દે'.

વાઘ જેવા ધણીને વહુ ઊંદરડી બનાવી દે અને પોતે ઊંદરડીના ખખડાટથી આખી રાત બી મરે.

કિંમતી પાણીદાર ઘોડી હોય પણ ધણીને સવારી કરતાં ના આવડે તો શું થાય ? ઘોડી પાડી જ નાખેને ! એમ વહુને સાચવતાં આવડવું જોઈએ, નહિ તો માર પડે. આર્યનારી જોડે કામ લેતાં આવડવું જોઈએ.

જે ઘરમાં સ્ત્રી છે તે ઘર નંદનવન દેખાય. સ્ત્રી ના હોય તો ઘર પછી રણ જેવું લાગે.

ધંધામાં ખોટ ગઈ હોય ને શેઠને ચિંતા કોરી ખાતી હોય, ઊંઘેય ના આવતી હોય, ત્યારે પત્ની એને ધીરજ આપે, 'તમે ચિંતા ના કરશો, બધું થઈ રહેશે.' આમ સહજ પ્રકૃતિવાળી સ્ત્રીઓ વિકલ્પી પુરુષની પ્રકૃતિને બેલેન્સ કરી આપે. ઘરમાં આનંદ રહેવાનું કારણ જ સ્ત્રીની સાહજીક પ્રકૃતિ છે.

બધાંને એમ લાગે કે દાદાશ્રી સ્ત્રીનો પક્ષમાં વધારે છે. તેમનું જ તાણે છે. પણ દાદાશ્રી અંદરખાનેથી એવી ગોઠવણી કરી આપે છે કે સ્ત્રીઓ પતિને માન આપતી થઈ જાય છે. એવી ચાવી મારી ફેરફાર કરી આપે છે.

પરમ પૂજ્ય દાદાશ્રીને બધાંય સરખાં. આ તો સદીઓથી સ્ત્રીઓને પગની પાની કહી નીચી પાડી દીધી હતી, તે ઊંચે લાવવા કહેવું પડે આમ.

## (૧૯) પત્નીની ફરિયાદો...

પરમ પૂજ્ય દાદાશ્રીનો વ્યવહારનો ઉત્તમ પ્રિન્સીપલ હતો કે 'તું ફરિયાદ કરીશ તો તું ફરિયાદી થઈ જઈશ. હું તો જે ફરિયાદ કરવા આવે તેને જ ગુનેગાર ગણું. તારે ફરિયાદ કરવાનો વખત જ કેમ આવ્યો.' આપણે ફરિયાદી તો સામો આરોપી, અને એની દૃષ્ટિમાં આપણે આરોપી. માટે કોઈની વિરુદ્ધ ફરિયાદ ના કરાય.

સામો ગુનેગાર દેખાય તો આપણે આપણી જાતને જ ગુનેગાર જોઈ સામી વ્યક્તિ તો સારામાં સારી છે અથવા 'આફટર ઓલ હી ઈઝ ધી બેસ્ટ મેન' (અંતે તો એ સૌથી સારા માણસ છે) એવું આપણે આપણી જાતને કહેવું. અવળો ગુણાકાર થઈ ગયો તો સવળું કરી એનો ભાગાકાર કરી નાખવો.

ધણી અપમાન કરે ત્યારે શું કરવું ? દાવો માંડવો ? ત્યારે એને 'મારા આશિર્વાદ છે' એમ કરીને સૂઈ જવું. મનમાં ગાળો આપવાથી કંઈ નિવેડો આવે ખરો ? અપમાન ગળી જવા જેવું છે. અપમાનને સંઘરી રખાય ?

સામા પાસેથી પોતાનું ધાર્યું કરાવવા, દબડાવવા માટે ત્રાગું કરે. સ્ત્રીઓ ત્રાગા વિશેષ કરે.

પુરુષોએ કાયદા ઘડ્યા પછી પુરુષો કોના પક્ષમાં લખે ?

સહન કરવાનું નથી, વિચારીને ઓગાળવાનું છે. સહન કરવાથી એક દહાડો સ્પ્રીંગની જેમ સામટું ઉછળશે, ભડકો થશે ઘરમાં !

પતિ ગરમ થાય એટલે પત્ની સમજી જાય કે હવે આ લોખંડ ગરમ થયું છે, હવે મારાથી ઘાટ લેવાશે. જેટલી ગરમી એટલી નબળાઈ ! નબળાઈને સહારે પોપટ બનાવી દે. ગુસ્સો બધે આવે છે ? અંડરહેન્ડ પર આવે. આપણું ધાર્યુ કરાવવા ક્રોધ કરે છે.

સામો આપણી પર ગુસ્સો કરે તો આપણે શું કરવું ? આપણે એને ઠંડા પાડવું. ઠંડા શી રીતે પડાય ? આ મશીન જ બંધ કરી એમ ને એમ મૂકી દઈએ તો એની મેળે ઠંડું પડી જાય. અને આપણે આપણી

જાતને જ તે ઘડીએ ઠપકો આપવાનો અને મહીં પ્રતિક્રમણ કરવાનાં ચાલુ કરી દેવાના. જીવન શાંતિમાં તો જવું જોઈએને ?

પોતાની ખરાબ ટેવોને કેમ સુધારવી ? પહેલાં જાતે સુધરવું પડે. એની આદતો કઈ રીતે છૂટે, તેની જ્ઞાની પાસેથી રીત જાણી લેવી જોઈએ.

પોતની ટેવોનું એક ફેરો પણ ઉપરાણું લે તો એ ટેવનું વીસ વર્ષનું એક્સટેન્સન મળી જાય. એટલે 'ટેવ ખોટી છે, એ ના જ હોવી જોઈએ.' એમ રાખવું.

આપણી સમજણની ડિઝાઈન ફેરવી નાખવી જોઈએ. સવળો ફેરફાર કરી નાખવો તો જ જીવન સુંદર જશે.

## (૨૦) પરિણામો છૂટાછેડાના !

વિચારભેદમાંથી મતભેદ અને મતભેદમાંથી મનભેદ અને મનભેદમાં ડાયવોર્સ અને તનભેદમાંથી ઠાઠડી.

જે ધણી મળ્યો એને જ નભાવી લેવો. ડાયવોર્સ કરવા પડે એ ખોટું. ડાયવોર્સ પછી જો પૈણવાના ના હોય તો ઠીક. પણ આ તો બીજો ખોળવાનો રહેને ? ફરી શોધવા જતાં સામેવાળો જુએને કે આ ડાયવોર્સવાળી છે ? મારી જોડે એડજસ્ટ થશે કે નહિ ? આપણે ઈન્ડિયન, કેટલાક ધણી બદલ્યા કરીએ ?

એક સ્ત્રી ડાયવોર્સ લેવાની તૈયારી કરતી હતી, ધણીનું બીજે લફરું ચાલુ હતું તેથી. પરમ પૂજ્ય દાદાશ્રીએ એને સમજાવી, 'બીજો ધણી લાવીશ તે એક પત્નીવ્રતનો કાયદો પાળતો હશે ? બીજો કયો સારો મળશે ? બધે આનું આ જ આ કળિયુગમાં, માટે નભાવી લે, લેટ ગો કરી નાખ.'

શાદી બે રૂપે પરિણમે. એક આબાદી ને બીજું બરબાદી.

ભારતીય સન્નારીઓને એક પતિવ્રતના સંસ્કાર ક્યાં લુપ્ત થયા ? એંસી વર્ષના માજી ધણી પાછળ સરવણી કરે, તારા કાકાને આ

ભાવતું'તું, તે ભાવતું'તું કરીને મુંબઈથી મંગાવીને ખાટલામાં મૂકે. આપણે કહીએ કે, 'માજી કાકા તો તમારી જોડે આખી જીંદગી ઝઘડતા હતા ને થોડા દા'ડા પર તો તમને ધક્કો મારીને પાડી નાખ્યાં હતાં તોય હજુ આમ કરો છો ?' ત્યારે માજી કહે, 'પણ તોય એમના જેવા બીજા ધણી નહિ મળે !!!' (ધન્ય છે આર્ય સન્નારીને !) જીવન તો એવું હોવું જોઈએ કે લોકો એમાથી નોંધ કરી ઉપદેશ લે. કળિયુગમાં બધાંના જીવન ફ્રેક્ચર થઈ ગયેલાં હોય. અક્રમજ્ઞાનીથી સુધારી નંખાય. ઘર સ્વર્ગ જેવું લાગે ને પતિ-પત્ની દેવી-દેવતા જેવાં થઈ જાય ! એક-બીજાના પ્રતિક્રમણ કર્યા કરે તો તેનાથી ઘણું હલકું થઈ જાય.

## (૨૧) પરણ્યાનો સાર !

જીવનનો ધ્યેય શું ? હેતુ શો ? જીવન ગુજારે ને પછી પોતે ગુજરી ! ગુજારો (વાટખર્ચી) ના જોઈએ ? ગુજારા માટે શું કમાણી કરી ? જીવનનો હેતુ મોજમજા માટે હશે કે પરોપકાર માટે ? મોક્ષની વાત તો પછી પણ જીવન જીવવાની કળા તો આવડવી જોઈએને ? આ તો જીવનમાં બધાં જ ખાતાં ખોટવાળાં છે. છતાંય સંસાર ગમે છે, તે શાથી ? રણના તાપમાં તપેલાને બાવળીયાનો છાંયડો કેવા મીઠો લાગે ? જ્ઞાનીને તપ તપવાનો જ ના રહે, કારણ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ ભાવ ને ભાવથી સંપૂર્ણ મુક્ત થયા હોય એ ! ધણી બળદિયો ને વહુ ઘાંચી, તે ઘાણીમાં તેલ નીકળ્યા જ કરે, બળદિયાનું.

પરણવાની કિંમત ક્યારે ? લાખોમાં એકાદને જ પરણવાનું મળે ત્યારે. આ તો બધા જ પરણે છે એમાં શું નવાઈ ?

ખરેખર સંસાર એ વેર ચૂકવવાનું સ્થળ છે. ધણી, છોકરાં, સાસુ, વહુ વેર વસુલ કરવા આવેલાં છે તે આખી જિંદગી ચૂકવ્યા જ કરો ! જીવન તો તેણે જીવી જાણ્યું જણાય કે જેને વેર ના બંધાય ને છૂટી જવાય ! તે એ આ જીવન સંગ્રામમાં જીત્યો કહેવાય.

આ કાળમાં ભયંકર આંધીઓ આવી રહી છે ! શક્કરીયું ભરહાડમાં બફાય તેમ ચોગરદમથી લોક બફાય રહ્યું છે અને હવે તો સળગવા હઉ માંડ્યું છે. ચક્રવર્તીઓ રાજપાટ, હજારો રાણીઓ છોડીને જ્ઞાનીની

પાછળ ચાલ્યા જતાં ! આજે એક જ છૂટતી નથી !

જેને પોતાની જાત પર વિશ્વાસ છે તેને આ જગતમાં બધું જ મળે એવું છે. અનંત શક્તિનો પોતે ધણી છતાં જુઓ કેવી દશા થઈ છે ! ન બાપ થતાં આવડ્યું, ન ધણી થતાં આવડ્યું કે ન છોકરો થતાં આવડ્યું ! આ તો બધાં રડી રડીને મોં ધોઈને બહાર નીકળે છે.

ધર્મ પછી, પણ પહેલાં પિતા ને પતિ થતાં આવડવું જોઈએ. એન્જિનને પટ્ટો જોડ્યા વગર ચલાવ ચલાવ કરે તે શું કામનું ?

સંસાર કાલે સુધરશે, કાલે સુધરશે કરીને જિંદગી જીવી જાય છે. પિત્તળ સુધરી સોનું થાય કંઈ ? રાત-દા'ડો સંસારમાં માર ખાય છે, છતાં મોહનું આવરણ એટલું બધું ફરી વળેલું છે કે જીવને એનો વૈરાગેય નથી આવતો. માર ખાધેલો ભૂલી જાય છે તેથી. બૈરી જોડે મોટો ઝઘડો થઈ જાય પણ પત્ની બાબા પાસે પતિને કાલી કાલી ભાષામાં ચા પીવા બોલાવે તો મૂઆનો બધો વૈરાગ ક્ષણમાં ઊડી જાય ! વિચારશીલને આ કેમ પોષાય ?

પત્ની રીસાય ત્યાં સુધી ભગવાન સાંભરે ને પછી રામ તરી માયા ! જાળમાં ફસાયેલા માછલાને શું સુખ ?

ગયા ભવે બુદ્ધિના આશયમાં એક ધણી માંગેલો, તે આ ભવે મળ્યો પણ સાસરે જઈને જોયું તો સાસુ, સસરા, નણંદ, દિયર, માસીસાસુ, ફોઈસાસુ, કાકીસાસુ, મામીસાસુ, વડસાસુ... એમ લંગર જોઈને થયું કે માંગ્યો હતો એક ધણી ને આવડું લાંબું લંગર ક્યાંથી આવ્યું ? ધણી જોડે આ બધું ના હોય ? ધણી કંઈ ઉપરથી ટપકવાનો હતો ? તને ભાન ન હતું ધણી માંગતી વખતે ?

'જ્ઞાની પુરુષ' પાસે જઈ પોતાનાં સર્વ ગૂંચવાડા ખુલ્લા કરી દે તો અનંત અવતારનો ઉકેલ આવી જાય ક્ષણવારમાં ! જ્ઞાની સર્વ દુઃખો લેવા આવ્યા હોય.

જીવન જીવ્યું તો તેને કહેવાય કે પોતે જલી અનેકોને સુગંધ આપે, અગરબત્તી જેમ ! આ તો પોતે જ ગંધાય ને ! જેને પૂછો તે

કહે, જવા દો ને એનું નામ !

સંસારમાં મ્યુઝિયમની જેમ રહેવું. મ્યુઝિયમમાં બધી વસ્તુઓ જોવાની, માણવાની છૂટ, પણ અડવાની કે ઉપાડી જવાની છૂટ નથી. ત્યાં કોઈ રાગ-દ્વેષ થાય ?

## (૨૨) પતિ-પત્નીનાં પ્રાકૃતિક પર્યાયો...

સ્ત્રીદેહમાં મોહ અને કપટ અને પુરુષોમાં ક્રોધ અને માનના પરમાણુંઓનું પ્રમાણ વધારે હોય. આ દેહનાં પરમાણુઓનું સાયન્સ છે. સ્ત્રીનો મોક્ષ ના થાય એ માન્યતા ક્યાં સુધી સાચી ? દાદાશ્રી કહે છે, લોકો બધા તેમ માને છે ને વાતેય સાચી છે પણ અપેક્ષાએ. એકાંતિક સત્ય નથી એ. સ્ત્રી પાછી બીજા ભવે પુરુષ થઈને મોક્ષે જતી રહે. દાદાશ્રી કહે છે, 'એવો કોઈ કાયદો નથી કે સ્ત્રીઓ સ્ત્રી જ રહેવાની છે. એ પુરુષ જેવી ક્યારે થાય કે પુરુષોની જોડે હરિફાઈમાં રહી હોય અને અહંકાર વધતો જતો હોય, ક્રોધ વધતો જતો હોય તો પેલું (મોહ અને કપટ) ઊડી જાય. પૂજ્ય દાદાશ્રી જગતને ચેલેન્જ આપતાં કહે છે, 'આ આપણું અક્રમ વિજ્ઞાન એવું છે કે સ્ત્રીઓનો પણ મોક્ષ થાય, કારણ કે આત્મા જગાડે છે આ !'

સાડી, દાગીના દેખે કે સ્ત્રી મૂર્છિત થઈ જાય ! મોહનાં પરમાણુઓ ફરી વળે. સ્ત્રી પરમાણુઓ મોહ અને કપટને કારણે સ્થિરતાવાળા હોય. ખોટ જાય તો પુરુષો રાતોની રાતો ચિંતામાં ગાળે ને સ્ત્રી સાહજિક એટલે ભૂલીને નિરાંતે સૂઈ જાય ! એટલે સ્ત્રીમાં સહનશક્તિ છે એમ ભાસે. સ્ત્રીને ધાર્યું કરાવવાની આદત. એટલે ધાર્યું કરાવવા ધણી જોડે કપટ કરે. જે પરમાણુઓ ભરેલાં હોય તે જ નીકળે ને ? બીજા ક્યાં નીકળે ? સ્ત્રીઓ છેવટે રડીને ધાર્યું કરાવી લે. આંસું દેખે એટલે ધણી મીણની જેમ પીગળી જાય. આ એનું કપટ કહેવાય.

એક સ્ત્રી દાદાને કહે, 'મારા ધણી બહુ ભોળા છે.' ત્યારે દાદાશ્રી એને કહે, 'તારામાં કેટલું બધું કપટ છે કે જેથી તને ધણી ભોળા લાગે છે.' દાદાશ્રી કહે, ''મનેય હીરાબા 'તમે બહુ ભોળા છો' એમ કહેતા.''

સ્ત્રી ચારિત્ર્ય બહુ ભારે ! એનાથી સ્ત્રીનો જ દેહ મળ્યા કરે. અભણ સ્ત્રીઓમાં સ્ત્રી ચારિત્ર્ય વધુ હતું. ગમે તેટલું સ્ત્રી જોર કરે પણ રાત્રે બે વાગે એકલી રસ્તા પર જઈ શકે ? એ નબળાઈ કઈ રીતે જાય ? સ્વતંત્રતાની વાતો કરે, પણ ત્યાં પરતંત્રતા નથી ? કોઈએ સ્વતંત્ર નથી થવાનું, એકબીજાનાં પૂરક થવાનું છે. ધણીને વકીલાતની ભાષામાં જવાબ આપે તો શું થાય ? સંસાર ફ્રેક્ચર થઈ જાય.

જે પુરુષ સ્ત્રીનાં બહુ વખાણ કરે ત્યાં સ્ત્રીઓએ ચેતી જ જવું જોઈએ કે આમાં પુરુષનો કોઈ ઘાટ છે. એના બદલે પુરુષ એના રૂપને વખાણેને તે સ્ત્રી એ સાચું માનવા લાગે, 'હું કેવી સરસ રૂપાળી છું.' અને વખાણ કરે એના પર રાગ થાય ને પછી સ્લીપ થાય. મોહ અને કપટનું આવરણ પછી ફરી વળે. આમ પુરુષો જ સ્ત્રીને સ્ત્રી બનાવવામાં જવાબદાર છે. સ્ત્રીને એ જ ઉત્તેજન આપે છે !

સ્ત્રીને બીજો પુરુષ કોઈ સંજોગોમાં વિચારમાંય ન ખપે, ઉપરથી ભગવાન આવ્યા હોય તોય નહિ, એવાં દૃઢ નિશ્ચયવાળી સ્ત્રી સતિ કહેવાય. એવી તો આ કળિયુગમાં ક્યાંથી જોવા મળે ? અત્યારે તો વિષય બંગડીઓના ભાવમાં વેચાય છે. વિષયને લઈને સ્ત્રીદેહ મળે છે. પુરુષોએ ભોગવી લેવા એને ફસવી ને એને બગાડી.

મોક્ષે જવું હોય તો સતિ થવું પડશે. વિષયના પરમાણુઓ સંપૂર્ણ ખલાસ કરવાં પડશે, સતિપણાંથી એની મેળે જ કપટ જવા માંડે.

''જે કોઈ આત્મા જાણે અને આત્મજ્ઞાનીની સેવામાં પડે તેનો ઉકેલ આવી જાય.''

મલ્લીનાથ ભગવાન મોક્ષે ગયા ને ! એ તો સ્ત્રીનો ભોગ નહિ, ખાલી આકાર જ હતો. મહાવીર ભગવાનનેય ત્રીસ વર્ષ સુધી ભોગ હતો. મલ્લીનાથને ભોગ નહિ. ભોગ હોત તો તીર્થંકરપણું રહેત નહીં. માટે સ્ત્રીઓને વગોવવાનું કારણ નથી. સ્ત્રી શક્તિ છે. સ્ત્રી તીર્થંકરોની માતા પણ છે.

પરમ પૂજ્ય દાદાશ્રીએ અક્રમવિજ્ઞાન દ્વારા સ્ત્રી પુદ્ગલને ખેરવવા

પ્રતિક્રમણ સ્વરૂપે 'કપટગીતા' દરરોજ સ્ત્રીઓને વાંચવાનો નિયમ આપ્યો છે. જે વાંચવાથી સ્ત્રીપણું છૂટે ને મોક્ષે જવાય, એવી દાદાશ્રીએ બાંહેધારી લીધેલી છે.

અંતેમાં સ્ત્રી શક્તિ વિશે દાદાશ્રી કહે છે, સ્ત્રીઓનો દોષ નથી. સ્ત્રીઓ તો દેવી જેવી છે. સ્ત્રીઓ અને પુરુષોનાં આત્મા એ તો આત્મા જ છે, ફક્ત ખોખાનો ફેર છે. 'ડિફરન્સ ઓફ પેકિંગ્સ.' સ્ત્રી એ એક જાતની ઈફેક્ટ (અસર) છે. તે આત્મા (પ્રતિષ્ઠિત આત્મા) ઉપર સ્ત્રીની ઈફેક્ટ વર્તે. આની ઈફેક્ટ આપણા પર ના પડે ત્યારે ખરું. સ્ત્રી એ તો શક્તિ છે. આ દેશમાં કેવી રીતે સ્ત્રીઓ રાજનીતિમાં થઈ ગઈ ! અને 'આ' 'ધર્મક્ષેત્રે' સ્ત્રી પડે તે તો કેવી હોય ?! આ ક્ષેત્રથી જગતનું કલ્યાણ જ કરી નાખે ! સ્ત્રીમાં તો જગતકલ્યાણની શક્તિ ભરી પડી છે ! તેનામાં પોતાનું કલ્યાણ કરી લઈને બીજાનું કલ્યાણ કરવાની શક્તિ છે.

## (૨૩) વિષય બંધ, ત્યાં પ્રેમ સંબંધ !

અક્રમ વિજ્ઞાન ગેરન્ટી આપે છે કે સ્ત્રી હોય છતાં મોક્ષે જઈ શકાય ! માત્ર થોડાક નિયમો જાણી લેવા વિષય સંબંધી.

૧) પરસ્ત્રી કે પરપુરુષ માટે વિચાર પણ આવવો ના જોઈએ. દૃષ્ટિ પણ બગડવી ના જોઈએ. અણહક્કના વિષયોનો ખૂબ કડક રીતે નિષેધ ગણ્યો છે. અને આપણી સો ટકા ઈચ્છા નથી છતાં દૃષ્ટિ બગડે કે વિષયનો વિચાર આવે કે તત્ક્ષણ જ સ્ટ્રોંગ પ્રતિક્રમણ કરીએ ને ધોઈ નાખવું ને ચોખ્ખું કરી નાખવું.

૨) દવા મીઠી છે માટે પી-પી ના કરાય. એ તો બન્નેને સાથે તાવ આવે ત્યારે જ પીવાય. અને તે પણ નક્કી કરેલાં ડૉઝ જ લેવાય. મહિનામાં બે-પાંચ ડૉઝ જ લેવાય એમ નક્કી કરવું.

૩) છ મહિના, બાર મહિનાનું બ્રહ્મચર્ય વ્રત કટકે કટકે લઈ પછી થોડાં વરસોમાં સદંતર બંધ થઈ જાય એવો રસ્તો લેવો.

વિષયમાંથી ભયંકર વેર ઊભું થાય તે પૂરું કર્યે જ છૂટકો.

જ્યાં સુધી વિષય છે ત્યાં સુધી જ ઘરમાં ઝઘડા છે. વિષય છૂટે કે ઘરમાં ઝઘડા ખલાસ થાય એ કાયદો છે.

પરમ પૂજ્ય દાદાશ્રી એમના પત્ની હીરાબાને કહેતા. પત્નીને બા ક્યારે કહેવાય ? સંપૂર્ણ વિષય છૂટે ત્યારે. ૩૨ વર્ષની વય પછી તેમને વિષય છૂટી ગયેલો.

## (૨૪) રહસ્ય, ઋણાનુબંધ તણા...

પતિ-પત્ની એ તો ઋણાનુબંધ છે. પંખીડાના માળા જેવું મિલન છે. ૫૦-૬૦ વર્ષની યાત્રા છે. એમાં ઉપલક રહીને સાચવીને નીકળી જવા જેવું છે. ધણી 'રિયલ'માં કે 'રિલેટીવ'માં ? રિયલમાં તો ધણી હોતા હશે ? એના પર શો મોહ ? રિલેટીવ અને તેય પાછા અમેરિકન ડાયમન્ડ, રિયલ ડાયમન્ડ નહીં ! સાચી સગાઈ નથી, રિલેટીવ સગાઈ છે. માટે ડ્રામેટિકલી ખેલ ખેલી અંદરખાને રિયલમાં 'હું શુદ્ધાત્મા છું' એ લક્ષમાં રહી નીકળી જવા જેવું છે.

પૂર્વભવના ઋણાનુંબંધ શી રીતે છૂટે ? હાર્ટિલી પ્રતિક્રમણ કરવાથી.

પરણ્યા પછી કરેલા કરારને પૂરા કરવાં પડે. એને છોડી કે તોડી ના દેવાય. આપણે આ મંત્રીને બોલાવ્યાં પછી કંઈ કાઢી મૂકાય ? ગયા ભવે પોતાની ડિઝાઈન નક્કી કરી તે પ્રમાણે ચાવી ઘડી, તે આ ભવે તેને ફીટ થાય તેવું તાળું મળી આવે. આ છે ઋણાનુંબંધ. આ ભવમાં જે કંઈ મળે છે તે પોતાની જ પૂર્વભવની નક્કી કરેલી ડિઝાઈન પ્રમાણે મળે છે. હવે નવી ડીઝાઈન ચીતરે એટલે પાછલી ના ગમે તેથી શું વળે ?

## (૨૫) આદર્શ વ્યવહાર, જીવનમાં !

આદર્શ જીવન કેવી રીતે જીવવું ? સાતેય દિવસની સવારથી સાંજ સુધીની દિનચર્યા સેટ કર લેવી. ઊઠતાં જ ભગવાનનું સ્મરણ (સીમંધર સ્વામીનું ખાસ). વહેલું ઊઠવાનો ક્રમ. અડધો-પોણો કલાક એકાગ્રતાથી પ્રભુસ્મરણ કરવું. સીમંધર સ્વામીને ઊઠતાં જ નમસ્કાર મહાવિદેહ ક્ષેત્રમાં પહોંચાડવા. પછી સાત-આઠ વાગ્યા પછી ટ્રાફિક જામ થઈ

જાય ! પછી જાતે જ બ્રશ લઈ કરવું. માંદા હોય ત્યારે જુદી વાત ! ચા-પાણી જે આવે તે કરી લેવા. કકળાટ નહીં કરવાનો. પછી નાહીધોઈને કામધંધે જવું. સાંજે ઘેર શાંતિથી આવવું. મગજની એક નટ દબાવીને આવવું, જેથી એન્જિન ગરમ ના થઈ જાય. રાત્રે જમી છોકરાં સાથે થોડો સમય ગાળી સમુહમાં આરતી કરી, જ્ઞાનીની આપ્તવાણી વાંચી શુદ્ધાત્માના ધ્યાનમાં સૂઈ જવું. રજાના દિવસે બૈરા-છોકરાંને ફરવા લઈ જવા, થોડો ખર્ચો કરવો. હોટલમાંય લઈ જવા, સગવડ પ્રમાણે.

પરમ પૂજ્ય દાદાશ્રી 'જ્ઞાનવિધિ'થી શુદ્ધાત્મા પદમાં બેસાડી દે. ત્યાર પછીનો જે રિલેટીવ જીવન વ્યવહાર આત્મામાં રહી, પાંચ આજ્ઞામાં રહીને કષાય વગર થાય. એટલે નવાં કર્મો બંધાય નહીં ને જૂનાનો નિકાલ થઈ જાય. શુદ્ધાત્માનું લક્ષ બેઠાં પછીનો વ્યવહાર એ સંપૂર્ણ 'શુદ્ધ વ્યવહાર' ગણાય. જેનાથી મોક્ષ થાય. નહીં તો ધર્મ કરવાથી અશુભમાંથી શુભ વ્યવહાર તો થાય જ. જેનાથી પુણ્ય બંધાય ને સારી ગતિ મળે. આદર્શ વ્યવહાર સ્વ-પરને સુગંધિત કરે. સંસારના સર્વ કાર્યો નિરંતર આત્માના લક્ષમાં રહીને થાય તો જ સંસારનો ઉકેલ આવે. એના માટે જ્ઞાનીનો સત્સંગ, સત્સમાગમ જ અત્યાવશ્યક છે.

અક્રમ વિજ્ઞાન વ્યવહારને કિંચિત્‌માત્ર છંછેડ્યા વગર આદર્શ રીતે પૂરું કરાવડાવે છે, આત્મલક્ષ સહિત !

ઘરમાં એવો વ્યવહાર કરી નાખવો કે પત્નીને એમ રહ્યા કરે કે આવો ધણી મને ફરી ક્યારેય ફરી નહીં મળે. તેમ પતિને પણ પત્ની માટે એવું જ રહેવું જોઈએ. એવો હિસાબ આવી જાય ત્યારે મનુષ્યપણું સફળ થયું.

સંસાર જીવનમાં લગ્ન એ મુખ્ય ધ્યેય છે. પરંતુ એ ધ્યેય હાંસલ કર્યા પછી એને સારી રીતે નભાવવું એ ધ્યેય જલ્દી કોઈથી નથી બંધાતો. નિયમ એવો છે કે ધ્યેય નક્કી કરે તે મેળવીને જ જંપે. ભણવું, પરણવું, કમાવું વિ.વિ. નક્કી કરી મેળવે જ છે ને ? તેમ સ્વર્ગ જેવો સંસાર સર્જી શકે. લગ્નજીવનમાં પંક્ચર તેની ગાડી કેમની આગળ ધપે ?

અંતમાં પરમ પૂજ્ય દાદાશ્રી પતિ-પત્નીને કહે છે, ''તમને ઠીક લાગતું હોય તો આ પ્રમાણે કરજો, નહિ તો તમને જે ગમતું હોય તે કરજો. મારે કંઈ દબાણ નથી આ. પહેલો વ્યવહાર શીખવાનો છે. વ્યવહારની સમજણ વગર તો લોક જાત જાતના માર ખાય.''

કેટલાય લોકો દાદાશ્રીને હંમેશા કહેતા, 'અધ્યાત્મમાં તો આપની વાત માટે કંઈ કહેવાનું જ નથી, પણ વ્યવહારમાંય આપની વાત ટોપની વાત છે.' ત્યારે દાદાશ્રી કહેતાં, 'વ્યવહારમાં ટોપનું સમજ્યા સિવાય કોઈ મોક્ષ ગયેલો નહીં. ગમે તેટલું બાર લાખનું આત્મજ્ઞાન હોય, પણ વ્યવહાર સમજ્યા સિવાય કોઈ મોક્ષે ગયેલો નહિ. કારણ કે વ્યવહાર છોડનાર છે ને ? એ ના છોડે તો તમે શું કરો ? તમે શુદ્ધાત્મા તો છો જ પણ વ્યવહાર છોડે તો ને ?'

**- ડૉ. નીરુબેન અમીન**

# અનુક્રમણિકા


(૧) વન ફેમિલી

ઘેર કે' આપણી વન ફેમિલી,
પછી મારી-તારી, કેમ તંતીલી ? ૧

'મારી ફેમિલી' કરી પ્રેમે જીવો
એવો ધણી ઢૂંઢે લઈ દીવો ! ૨

જાણ જીવન જીવવાની કળા,
પૈણ્યા પે'લાં, ભણ્યો કઈ શાળા ? ૩

ઘાલ્યો ડૉક્ટરનેય ફેમિલીમાં,
'આમને' મૂકું કઈ સિમિલીમાં ? ૫

કરો ક્લીન ઘરનો વ્યવહાર
પછી બન જગનો ભરથાર ! ૭

જોઈન્ટ ફેમિલીને માનો એક,
મારી-તારીનો બુદ્ધિ પાડે ભેદ ! ૮

બૈરી-છોકરાં ભલે પડે કાચાં,
વન ફેમિલી જેમ જીવે સાચાં ! ૯

(૨) ઘરમાં ક્લેશ

જે ઘરમાં ક્લેશ ને કકળાટ
ત્યાં ન રહે પ્રભુનો વસવાટ ! ૧૦

પુરુષ શરૂ કરે ક્લેશ ઘરે,
સ્ત્રી પકડી રાખી કંકાસ કરે ! ૧૩

સ્ત્રીને સુખ આપતાં સુખ મળે,
ઘર મંદિર, જો કદિ ન ઝઘડે ! ૧૪

વાઈફથી તૂટી ડિશો કાચની,
'રેડિયા'ની કિંમત કોડી પાંચની ! ૧૫

ફેંક સોફો જો કરાવે ઝઘડો,
બૈરી ના સાચવી તો તું લંગડો ! ૧૭

જો કોઈ ઉપાયે થાય ના શાંતિ,
સાક્ષી કે જ્ઞાતા રહી, કાઢ ભ્રાંતિ ! ૧૮

આપણે આર્ય ભારતીય રતન,
ઘરમાં શોભે, અનાડી વર્તન ? ૧૯

કકળાટિયો માલ જ કચરો,
રાંડ્યાનો ના, પૈણ્યાનો દિ' સંભારો ! ૨૧

પૈણતી વખતે આવ્યો વિચાર,
બેમાંથી કો' રાંડશે છે નિર્ધાર ! ૨૨

'સમય વર્તે સાવધાન' સૂત્ર,
ક્લેશ સમે સાવધ તે આર્યપુત્ર ! ૨૩

ક્લેશનું મૂળ કૉઝ અજ્ઞાનતા,
પરિણામે ત્યાં બરકત ખોતા ! ૨૪

કમાતી પત્ની પૈસાનો પાવર,
ભીંત બની માણ પ્રેમનો 'શાવર' ! ૨૬

ગમ્મે તેવું નુકસાન કરતાં,
ક્લેશનો લોસ, બમણો ભરતાં ! ૨૯

જે ઘેર ન ક્લેશ તેને નમસ્કાર,
ગાય જ્યાં દાદાના અસીમ જે' જે'કાર ! ૩૦

ન રહે ક્લેશ તે સાચો ધર્મ,
ક્લેશિત ધર્મ બાંધે કુકર્મ ! ૩૧

જ્યાં લે 'દાદા ભગવાન'નું નામ,
ન રહે ક્લેશ જ્ઞાનીથી મુક્તિધામ ! ૩૨

ખોટ, ઉદયકર્મને આધીન,
ક્લેશ થવો અજ્ઞાન-આધીન ! ૩૬

(૩) પતિ-પત્નીમાં મતભેદ !

ક્યારેક દિવાળી ને વળી હોળી,
દરરોજ હોળી એ કેવી ટોળી ! ૩૯

મતભેદોનું સરવૈયું કાઢ્યું ?
ક્લેશથી જાનવર ગતિ બાંધ્યું ! ૪૧

સહુ સુખ છે છતાં દુઃખ શાનું ?
મત જુદો બાંધ્યો ને ઝાલ્યો તેનું ! ૪૪

જે ભાવતાં ભોજન જમાડે,
તેને ટેબલ પર જ રંજાડે (!) ૪૭

બે વાસણ ખખડે જ, કહે,
વાસણ છે કે માણસ તું, અરે ! ૪૯

પતિ-પત્ની કે' હું તારો - હું તારી,
તરત પાછા ઝઘડે, ઓત્તારી ! ૫૧

પતિ કહ્યા કરે તું મારી-મારી,
ક્યાંથી મતભેદ ને મારા-તારી ! ૫૩

ખોળ કારણ તું મતભેદનું ?
બન્ને ભેજે ગુમાન અક્કલનું ! ૫૬

ભેદ પાડે તે ક્યાંથી બુદ્ધિશાળી ?
દોર તોડી ચલાવે ગાંઠ વાળી ! ૬૦

મતભેદ એટલે ટગ ઑફ વૉર,
છો'રાં દેખે અનફીટ યુ આર ! ૬૧

છોરાંઓ કહે, ના પૈણવું અમારે,
મા-બાપનું સુખ (!) દેખ્યું રાતદા'ડે ! ૬૫

ન મતભેદ કોઈ સંગ થાય,
'તારું સાચું' કરી જ્ઞાની ચાલી જાય ! ૬૭

હીરાબા જોડે ન કો' મતભેદ,
ત્રીસી સુધી જ ધણીપણાનો મેદ ! ૬૯

જ્ઞાનીનો આ અજોડ ઈતિહાસ,
પત્ની અંગૂઠે વિધિ કરે ખાસ ! ૭૩

જ્ઞાની વદે વર્તનમાં જેટલું,
અનુભવે તારણ મૂક્યું સહેલું ! ૭૫

પડ્યો મતભેદ હીરાબા સંગ,
તુર્ત પલ્ટી મારી રાખ્યો 'મેં' રંગ ! ૭૫

જ્યાં મતભેદ નથી ત્યાં વિજ્ઞાન,
જ્ઞાની સેંટરમાંથી દેખે સમાન ! ૮૦

ક્યારેક ક્યારેક મતભેદ ટાણે,
સાચવી લઉં, હીરાબા ના જાણે ! ૮૧

## (૪) ખાતી વખતે ખીટપીટ !

પેટમાં પધરાવવું તે ધર્મ,
વાંધો કાઢ્યે બંધાય કર્મ ! ૮૩

બની સરસ મજાની રસોઈ,
'કઢું ખારું' કરી 'એણે' મજા ખોઈ ! ૮૪

પતિ ભૂલ કાઢે વારંવાર,
પછી થાય શરૂ કોલ્ડવૉર ! ૮૪

'કઢી ખારી કરી' એમ બોલીએ,
આપણે શું નોટિસ બોર્ડ છીએ ? ૮૬

ખોડ કાઢવાનું અક્કરમી કરે,
ભૂલ કાઢો ત્યાં એ ભડકી મરે ! ૮૬

મૂંગે મોં બધું જમી લે એવા,
ત્યારે ધણી લાગે દેવ જેવા ! ૮૯

પોતાના કદી કાઢે ના ખોડ,
તૂટ્યા તાર કેમ કરીને જોડ ! ૯૦

બધી સ્ત્રીઓ ભાવે ભરથાર,
ન મળો ફરી કો' અવતાર ! ૯૧

સસરો જો રહ્યો ભારમાં,
તો રહેશે વહુ લાજમાં ! ૯૨

થાળીમાં કાચો ભાત-ખારી દાળ,
કર સર્વેનો સમભાવે નિકાલ ! ૯૨

હીરાબાએ કરી કઢી ખારી,
પાણી રેડીને મેં સુધારી ! ૯૭

## (૫) ધણી ખપે, ધણીપણું નહીં !

કર તું ધણીપણાનો નિકાલ,
ધણીપણું બજાવે તો બેહાલ ! ૯૯

માલિક નહીં, પણ પાર્ટનર !
પ્રેમાળ પતિ કે મૂઓ જેલર ? ૧૦૧

પતિને ટેવ તેથી મારે રોફ,
બરકત હીન પણ માને ટૉપ ! ૧૦૧

પતિ એટલે વાઈફની વાઈફ,
આ સૂત્ર સમજ્યે સુંદર લાઈફ ! ૧૦૩

ના રાખો ભય, બેસશે ચઢી,
મૂછો ક્યાંથી ઊગે ? છે ભમરડી ! ૧૦૪

ક્યારેક વહુ કરે બડબડ,
કહે વહુને 'હું છું અણઘડ' ! ૧૦૬

પરદેશમાં રીતો હોય ખાસ,
ફરી પરણે ત્યાં વર્ષે પચાસ ! ૧૦૭

અવળી સમજે ગાળે જીવન ક્લેશમાં,
સવળી સમજે હિંડોળે ઝુલાવે ટેસમાં ! ૧૦૮

'મેરી હાલત મૈં હી જાનું,'
મનાવે પોતે કરી બહાનું ! ૧૧૦

ઝઘડો કરને પોલીસ જોડે,
ગરીબડીને શા માટે રગદોળે ? ૧૧૨

સુખ આપવા જે સુંદર જમાડે,
ત્યાં લડી ધણી ઈજ્જત બગાડે ! ૧૧૩

### (૬) સામાની ભૂલ કાઢવાની ટેવ !

એક ફેમિલી છતાં કાઢી ભૂલ,
વિચાર, એને ભોંકે છે તું શૂળ ! ૧૧૫

સામો જાણે તે ભૂલ કેમ કઢાય ?
ભૂલ કાઢ જે ઉપકાર મનાય ! ૧૧૮

ચામાં ન ખાંડ, પી લે ચૂપચાપ,
કાં તો પ્રેમે માંગ, ન બન સાપ ! ૧૧૯

પ્રેમે નહીં, મારે વહુને ગોદા,
ન તૂટે પ્રેમ, એવા કર સોદા ! ૧૨૦

ભૂલ કાઢી દબાવે એ શો વીર ?
બધાની ભૂલો ઓઢે, અહો શૂર ! ૧૨૨

રાખે મોટું મન તે પુરુષ ખરો,
ભૂલ મારી કહી, સ્ત્રીનું મન હરો ! ૧૨૪

કટુ આપે તે પી થા મહાદેવ !
જાતને જ વઢવાની પાડ ટેવ ! ૧૨૭

ઘરની વાત ઘરમાં જ રહે,
નહીં તો જગ જંગલી કહે ? ૧૨૯

### (૭) 'ગાડી'નો ગરમ મૂડ !

બૉસનો બીબીએ માર્યો મૂડ,
બૉસ વઢે ત્યારે કેવો તું શૂર ? ૧૩૦

ધણી ઊકળે પેસતાં જ ઘરે,
ખેંચી લે લાકડાં તો દૂધ ઠરે ! ૧૩૦

વહુનો થાય મૂડ જ્યારે ઓફ,
પતિએ સંભાળવો ઘરનો સ્ટાફ ! ૧૩૫

### (૮) સુધારવું કે સુધરવું ?

જિંદગી પત્નીને સુધારવા ફરે,
મૂઆ તું સુધર તો જગ સુધરે ! ૧૩૯

સામો ફાડે ત્યારે તું સાંધ્યા કર,
નહીં તો છૂટા, ન બન કાતર ! ૧૪૦

પત્નીની છે રિલેટિવ સગાઈ,
સાચું માની લ્યો, તેથી ઠગાઈ ! ૧૪૪

ના કદી સીધી થાય વાંકી પૂંછ,
એડજસ્ટ થા, કર નીચી મૂંછ ! ૧૪૫

સુધારવામાં છકે અહંકાર,
મહાવીર સુધર્યા, જો તેનો પ્રચાર ! ૧૪૬

પસંદ કરી પછી પૈણી લાવ્યા,
કર નિકાલ, ફાવ્યા કે ન ફાવ્યા ! ૧૪૭

જિંદગીભર વહુને સુધારવા ફરે,
મર્યા પછી, સુધારેલાં અન્યને વરે ! ૧૪૮

પતિઓ જ સુધરો ખરેખર,
સ્ત્રીઓ તો તીર્થંકરની મધર ! ૧૪૯

અંડરહેન્ડને આપ રક્ષણ,
વાઈફ-છોકરાનું ના કર ભક્ષણ ! ૧૫૦

સમજીને જાતે થા પાંસરો,
નહીં તો માર પડશે સોંસરો ! ૧૫૨

### (૯) કોમનસેન્સથી, એડજસ્ટ એવરીવ્હેર !

ભલભલાં તાળાં તુર્ત ઉઘડે;
કોમનસેન્સથી મતભેદ ટળે ! ૧૫૪

જજ ન્યાય કરે જગભરના,
પેન્ડિંગ કેસ વર્ષો ઘરના ! ૧૫૫

પતિ કરે ભૂલોનો એકરાર,
તો જ્ઞાની તરાવે ભવ સંસાર ! ૧૫૬

વાંકા આંટા જોડે વાંકી નટ,
સ્ત્રી તો છે, તારું કાઉન્ટર વેટ ! ૧૫૮

પટાવીને પત્ની, સંસાર પાર ઉતારો,
વીતરાગ વાટે જ આરો આરો ! ૧૫૯

ઘર એક બગીચો, દૃષ્ટિ બદલ,
પ્રાકૃતિક ફૂલોમાં સુગંધી અલગ ! ૧૬૦

સતયુગમાં ઘર હોય ખેતર,
આજે બાગ, જુદાં જુદાં નેચર ! ૧૬૧

માંગે ગુલાબજાંબુ, મળે ખીચડી,
નહીં તો 'પીઝા હટ'ના જો ફટકી ! ૧૬૪

વહુ વિફરે ત્યાં બંદા નમીએ,
એટેક કર્યે શું કાંદા કાઢીએ ? ૧૬૬

સહજ મળ્યું તે દૂધ, માંગ્યું તે પાણી,
ખેંચ્યું તો રક્ત, બોધ લે આ વાણી !૧૬૮

'એડજસ્ટ એવરીવ્હેર' વાક્ય,
એ ધર્મ શીખ્યો તે ચાણક્ય ! ૧૬૯

બ્રહ્માનો 'વન ડે' એટલું જ આયુ,
'એડજસ્ટ', નહીં તો વહુ જોડે લહાયું ! ૧૭૦

રૂઠી જાય તમારા ઘરવાળા !
અપનાવો જ્ઞાનીની જ્ઞાનકળા ! ૧૭૧

સામસામી ઘસાય મોગરા તૂટે,
અહંકાર આત્મવૈભવ રે લૂંટે ! ૧૭૨

આર. પી. એમ.માં મોટો ડિફરન્સ,
તેથી પટ્ટો તૂટે, તંગી થઈ સેન્સ ! ૧૭૩

છૂટવું હોય તેણે પાડવો મેળ,
બન્ને નિશ્ચય કરે તો પડશે મેળ ! ૧૭૫

ખાડી ગંધાય તેને શું વઢાય ?
માણસોય 'ગંધાય' ત્યાં શું ઉપાય ? ૧૭૬

અથડાયો તે ભીંત કહેવાય,
બચવા સમજુ જ ખસી જાય ! ૧૭૭

ટ્રાફિકના કાયદા તોડ્યે દંડ
વ્યવહારે આથડ્યે વાગે પ્રચંડ ! ૧૮૨

ઘેર ન એડજસ્ટ કોઈ સંગે,
શાસ્ત્રો ભણી ઉપદેશક કઢંગે ! ૧૮૪

## (૧૦) બે ડિપાર્ટમેન્ટ નોખાં....

રાખો હોમ-ફોરેન બે ડિપાર્ટમેન્ટ,
રહેવાનું છે એક એપાર્ટમેન્ટ ! ૧૮૬

સુધર્યો હીરાબા સંગ વ્યવહાર,
ફરી ન ભૂલ એક ફેર નિર્ધાર ! ૧૮૯

'શું શાક લાવું' પૂછવાનો રિવાજ,
'ઠીક લાગે તે' કહેવાનો રિવાજ ! ૧૯૧

દુકાનનો હિસાબ ? ઘેર મોડા કેમ ?
ગાડી ચૂક્યા કેમ ? ડખલો સ્ત્રીની એમ ! ૧૯૪

ખાતામાં ન હીરાબાનો હાથ,
પત્નીનું પંક્ચર શાસ્ત્રમાં ન વાત ! ૧૯૪

સહજીવનનું બાંધ્યું બંધારણ,
બન્નેનાં ખાતાં જુદાં, એ જ તારણ ! ૧૯૬

બન્ને મળી નક્કી કર્યું ધોરણ,
જો માંગે હિસાબ, બળ્યું જીવન ! ૧૯૮

આવા પ્રશ્નો બંધારણ વિરુદ્ધ,
દાદા દેખાડે વ્યવહાર શુદ્ધ ! ૧૯૯

ચલણ ચલાવવા પતિ ફરે,
વહુની મુશ્કેલી હૃદે ન ધરે ! ૨૦૧

પ્રભુ પાસે બેસે ના ચલણી નાણું,
વહુ પાસે ના ચલણી તે શાણું ! ૨૦૪

કોના આધારે કોનો મોક્ષ ?
થાય આનંદ, હેતુ નિર્દોષ ! ૨૦૮

લગ્ન વખતે રમાડે રૂપિયા,
ચૂંટી ખણીને જીતે ચલણિયા ! ૨૧૦

ઘરમાં અમે હીરાબાના ગેસ્ટ,
ગેસ્ટ તરીકે જીવ્યે ખરો ટેસ્ટ ! ૨૧૧

## (૧૧) શંકા બાળે સોનાની લંકા

શંકાથી ભડકા ઘરસંસારે,
મારાપણાથી માલિકી સંવારે ! ૨૧૪

શંકા એટલે, લકવો બુદ્ધિનો,
કર ફજેતો, સુખી જીવનનો ! ૨૧૫

શંકા જિંદગીભર નવ જાય,
અસર દેહ-મન પર થાય ! ૨૧૭

શંકા દૈવી વહુની ખાતરી ખોળે,
ઊંડો ના ઊતર, રહે ઉપર છલ્લે ! ૨૧૮

ચારિત્ર્યની શંકાનો પડે માર !
શંકાનું ફળ અનેક અવતાર ! ૨૨૦

બૈરીના ચારિત્ર્યની શાંતિ ખપે ?
કાળી છુંદણાવાળી સૌથી ટપે ! ૨૨૨

લોક તો 'હૉટલ' દેખે ત્યાં 'જમે',
ચારિત્ર ન ખોળ, ચિત્ત તો ભમે ! ૨૨૩

પત્ની મોડી તોય ન કર શંકા,
પટાવી લે નહીં તો જશે લંકા ! ૨૨૫

## (૧૨) ધણીપણાના ગુનાઓ

ગુનેગાર નથી તે ધણી ખરો,
ગુનામાં આવ્યો તો થયો મરો ! ૨૨૭

લડે-વઢે છતાં જ્ઞાન હાજર,
આજ્ઞા સમભાવે નિકાલ કર ! ૨૨૮

બૈરીના કેવાં પુણ્ય કે તું મળ્યો !
તારાં કેવાં પાપ ખોડવાળી રળ્યો ? ૨૩૦

## (૧૩) દાદાઈ દૃષ્ટિએ ચાલો, પતિઓ....

પતિના મૂંઝવતા પ્રશ્નો આમ,
દાદા ક્લિયર કરે ટ્રાફિક જામ ! ૨૩૨

વહુને ગુરુ કરે ત્યાંથી ફેર,
વહુ મીઠી ને મા કડવી ઝેર ! ૨૩૩

બન્ને રિસાય તેમાં શો ભલીવાર,
પૈણ્યો પણ ન વળ્યો શુક્કરવાર ! ૨૩૫

થાંભલો અથડાય વારેવારે,
'સ્વજ્ઞાન' વિના ન પુગાય આરે ! ૨૩૬

વહુની અપેક્ષા, ઘરકામમાં,
ટોક ટોક કરે ચલાવવામાં ! ૨૩૮

ઘર ઝઘડે, લે પત્નીનો પક્ષ,
જે શરણે આપણી તેને રક્ષ ! ૨૩૯

કર પતિનો સમભાવે નિકાલ,
કહે, તમે નોબલ છો, કમાલ ! ૨૪૨

પ્રતિક્રમણથી ફાઈલ છૂટી,
નહીં તો એ આવશે થઈ મોટી ! ૨૪૪

## (૧૪) 'મારી'ના આંટા ઉકેલાય આમ !

'મારી મારી' કરી વિંટ્યા આંટા,
'ન હોય મારી' કરી બંધન છૂટા ! ૨૪૯

'નહોય મારી' કહેવાની મુશ્કેલી,
ક્યાં સુધી જીવીશ જીંદગી આમ વહુઘેલી ?૨૫૩

રંડાપો-મંડાપો જીવન ક્રમ,
અસંગ-નિર્લેપ જ્ઞાને અક્રમ ! ૨૫૫

લગ્ન પરિણામ મંડાપો-રંડાપો,
તત્ત્વ દૃષ્ટિએ ન મરે કોઈ બાપો ! ૨૫૬

હીરાબા ગયા ત્યારનો વ્યવહાર,
સ્મશાનેય 'સ્વસ્થ દાદા' ભરથાર ! ૨૫૮

## (૧૫) પરમાત્મ પ્રેમની પિછાણ

સાચો પ્રેમ શોધ્યો ના ક્યાંય જડે,
જ્યાં ને ત્યાં આસક્તિ, તેથી લડે ! ૨૬૨

પ્રેમ, મારે તોય ન ઘટે કદી,
સાચો તે, હારતોરે ન વધે કદી ! ૨૬૨

પતિ-પત્ની નહીં, 'કમ્પેનિયન,
તો સંસાર સંગ્રામે 'ચેમ્પિયન' ! ૨૬૫

પતિ-પત્નીમાં પ્રેમ કે આસક્તિ ?
ન દેખે દોષ, પ્રેમની એ શક્તિ ! ૨૬૭

પ્રેમમાં લગની ન ભૂલે ક્ષણ;
નભાવે સર્વ ભૂલો બન્ને જણ ! ૨૬૮

રાગમાંથી દ્વેષ ને વળી રાગ,
'પોપટમસ્તી' છે, નથી એ આગ ! ૨૭૦

ન દોષ દેખે, ન ચડાવે મોઢાં,
ન ઊંહકારો, પ્રેમથી ઝીલે લોઢાં ! ૨૭૧

સામાને સુખ-દુઃખ વેદે 'સેઈમ',
હોમી દે જાત એ છે સાચો પ્રેમ ! ૨૭૨

જ્ઞાનીનો પ્રેમ સુધારે સર્વને,
અપેક્ષા વિણ વિશાળ વિશ્વને ! ૨૭૪

આસક્તિ એટલે વિકૃત પ્રેમ,
લોહચુંબક લોહને ખેંચે જેમ ! ૨૭૫

વિજ્ઞાન પરમાણુઓનું, ખેંચાણ,
માને હું ખેંચાયો, ભ્રાંતિ છે જાણ ! ૨૭૬

શુદ્ધ પ્રેમ એ જ પરમાત્મા,
કષાયની વિદાય સદા નિજાત્મા ! ૨૭૯

અમારા પ્રેમમાં ડૂબી તો જુઓ,
પરમાત્મા ઊઘાડો અહીં જુઓ ! ૨૮૦

## (૧૬) પરણ્યા એટલે 'પ્રોમિસ ટુ પે'

અમે નથી જીવનમાં પસ્તાયા,
જીવતાં આવડ્યું તે પાર તર્યા ! ૨૮૨

પરણ્યા એટલે પ્રોમિસ ટુ પે,
એક શું, બે આંખ જાય, ન છૂટે ! ૨૮૩

કર પ્રથમ પ્રકૃતિની પીછાણ,
મને સાઠ વર્ષે પડી ઓળખાણ ! ૨૮૫

'તમારા વિના ન ગમે અમને',
પ્રેમે રજા,'વિચરો જગ કલ્યાણે !' ૨૮૭

જો ઉપરી બધા પોષાય તને,
વહુ બોસ રાખ, વાંધો શું તને ? ૨૯૦

ધણી તો કોને કહેવાય ?
પત્નીને દેવ જેવો દેખાય ! ૨૯૨

## (૧૭) વાઈફ જોડે વઢવાડ !

વહુને પાણાના ઘા લાગે કૂણા,
વાણીના ઘા તો કાળજે કોરાણા ! ૨૯૪

આ તે યુદ્ધ કે પોપટ મસ્તી,
ઘડી પછી શૂન્ય, વઢવાડ સસ્તી ! ૨૯૬

ટકોર કરો, પણ અહં રહિત,
ને તત્ક્ષણ પ્રતિક્રમણ સહિત ! ૨૯૭

વહુ ના ગમે, પણ કોણે ખોળી ?
ન વઢ સહેજેય, જો ચોપડો ખોલી ! ૨૯૮

'અબોલા, નોંધ, વેર' સ્ત્રીના ઝેર,
'નરમ, ગરમ, મૌન' છોડે વેર ! ૩૦૨

વઢે તોય વાણી લાગે જ્યાં મીઠી,
પર્યાયો પહોંચે, જો કહી જૂઠી ! ૩૦૪

વાત વાતમાં ઘેર ઝઘડા,
પત્નીની પક્ષે હોય તગડા ! ૩૦૯

કલેશિત ઘેર, થા ઝઘડાપ્રૂફ,
'સમભાવે કર નિકાલ' ને છૂટ ! ૩૧૧

ઝઘડ્યા પછી થવું પડે એક,
રે' શરૂથી એક, ક્યાં ગયો ટેક ? ૩૧૩

દુઃખ આપે તે બધો ગાંડો અહં,
ખોટો છે જાણ્યે છૂટે કરમ ! ૩૧૬

મરવા જાય તોય ન દે મરવા,
કાયદા નહીં, સમાધાન કરવા ! ૩૧૭

જાગ્યો ત્યાંથી ડખો કરે ઘેર,
'વિનંતી કરું' ટાળ વાણી ઝેર ! ૩૧૯

વણમાંગી સલાહ ન અપાય,
અંતર યુદ્ધે સો ભવ બંધાય ! ૩૨૧

તરછોડ-તિરસ્કાર વાણીના ઘા,
વેર ભવોભવ પડે ભોગવવા ! ૩૨૨

કર્મ ઉદયે પતિ-પત્ની થયાં,
શાને કટુતા મેણાં ટોણાં નર્યાં ? ૩૨૫

ડાઘિયો ભસ્યા કરે જવાનીમાં,
બંદા 'અપક્ષ' ને મા-બચ્ચાં કોંગ્રેસમાં ! ૩૨૫

પત્નીને મારે તે પતિ કસાઈ,
ખીલે બાંધેલી આ ગાય ક્યાં જાય ? ૩૨૮

નબળો ધણી બૈરી પર શૂરો,
મૌનથી પત્ની પર તાપ પૂરો ! ૩૩૦

પ્રેમથી જ વહુ વશ વરતે,
મિત્ર જેમ જીવવાની શરતે ! ૩૩૨

## (૧૮) વાઈફ વાળે તોલ સાથે !

રાત્રે ભાંજગડ, સવારે તાંતો,
ચૂંટી લે બાબાને, કરાવે વાતો ! ૩૩૪

સિનેમા સજોડે ને બાબો ખભે,
રસ્તામાં યુદ્ધ, લગ્ન કેમ નભે ? ૩૩૬

શબ્દોના ઘા સ્ત્રી લખે કાળજે,
પચીસ વર્ષે તાજો, જાણે મળ્યો આજે ! ૩૩૬

મારેલા ઘા જે યુવાનીમાં જોરે,
ગાત્ર ઢીલાં થતાં જોખીને લો રે ! ૩૩૮

નોંધ કરવાનો સ્ત્રીનો સ્વભાવ,
પુરુષો નોબલ ધીર પ્રભાવ ! ૩૩૯

સામસામી નોંધ કરી બાંધે વેર,
પાર્શ્વ સામે કમઠે ઓક્યું ઝેર ! ૩૪૧

રમા રમાડવી સહેલ છે,
વિફરી મહા મુશ્કેલ છે ! ૩૪૧

એક આંખે પ્રેમ બીજી કડક,
તો જ ઘરમાં શાંતિની ઝલક ! ૩૪૫

જ્યારે ધર્મ પર આવ્યો આંતરો,
ત્રાગાથી કાઢ્યો હીરાબાનો કચરો ! ૩૪૬

નારી પૂજાયે જ્યાં દેવી તરીકે,
આરતી કર, ન અર્થ એવો જરીકે ! ૩૫૨

સ્ત્રી એ છે પ્રાકૃતિક શક્તિ,
તરછોડી તો 'હાર્ટફેલ' તકતી ! ૩૫૪

એક આંખે પ્રેમ, બીજીમાં કરપ,
શીખી લે ચાવી પેસતાં મંડપ ! ૩૫૫

સ્ત્રીને વઢે એ પુરુષ કહેવાય ?
પછી બૈરીનો માર, નખોરાં ખાય ! ૩૫૮

જોયા મેં વહુનો માર ખાનારા,
સમ્યક્ જ્ઞાને કર્મોના પોબારા ! ૩૫૯

પતિ કહેવડાવે, ભઈસા'બ !
પછી પત્ની વસૂલે હિસાબ ! ૩૬૧

બેની વઢવાડમાંથી ભવાડો,
'લે લેતી જા' વાણિયાનો પીછોડો ! ૩૬૩

સિંહ જેવા ધણીને બીવડાવે,
પણ ઊંદરડી એને ફફડાવે ! ૩૬૬

પાણીદાર ઘોડી પણ પાડે ધણી,
સવારી ન ફાવી, નથી મારકણી ! ૩૬૬

વહુ છે તો ઘર નંદનવન,
વહુ વિણ ઘર વેરણ-છેરણ ! ૩૬૮

સ્ત્રી પ્રકૃતિ વરને ધરાવે ધીર,
નહીં તો ખોટમાં ચોધાર નીર ! ૩૭૦

લોકો માને દાદા સ્ત્રી પક્ષમાં,
પક્ષે પુરુષના અંદર લક્ષમાં ! ૩૭૨

## (૧૯) પત્નીની ફરિયાદો

આશ્રિતની ના કરાય ફરિયાદ,
ને કરી તો પડશે સામો સાદ ! ૩૭૩

ધણી અપમાન કરે ત્યારે,
દિલથી આશીર્વાદ પ્રેમ સહારે ! ૩૭૫

ન મળે સાડી ત્યાં સુધી રિસાય,
રે ! આ સ્ત્રી મોહથી ક્યારે છૂટાય ? ૩૭૬

પુરુષ પોતાને સુપ્રીમ માને,
સ્ત્રી પછી ત્રાગાં, ટૈડકાવી જાણે ! ૩૮૦

સ્ત્રીના જ વાંક સમાજે દેખાડ્યા,
પોતાના પક્ષે પુરુષે લૉ ઘડ્યા ! ૩૮૨

પતિ જ્યારે થાય બહુ ગરમ,
વહુ ઘાટ ઘડે થ્યે લોહ નરમ ! ૩૮૪

ધાર્યા મુજબ કરાવવા જાય,
તેથી ક્રોધ ! માટે કંઈ ન ધરાય ! ૩૮૭

પતિની કુટેવો કેમ સુધરે ?
અણગમો, ન ઉપરાણું લે રે ! ૩૮૯

જગવ્યવહાર માગે નોર્માલિટી,
બીલો-એબોવ ન થાય તો બ્યુટી ! ૩૯૫

આત્મા માટે જૂઠ તે જ સત્ય;
સંસાર માટે એ જ અસત્ય ! ૩૯૭

દરેકનું પર્સનલ મેટર,
બીજાનું કેમ ખેડે ખેતર ? ૩૯૮

પતિ-પત્ની વચ્ચે પડ્યું પંક્ચર,
દાદા કાઢે મોહ, વગર લેક્ચર ! ૪૦૦

'પતિ પરમેશ્વર', વદે શાસ્ત્ર,
'રામ' બને, તો બન 'સીતા'નું પાત્ર ! ૪૦૫

પત્ની પતિને સદા સિન્સિયર,
ઉઘાડી કેમ કરાય ગટર ? ૪૦૭

પતિવ્રતા એ મોટું આભૂષણ,
કંકુ કેમ ? મનમાં એક જ જણ ! ૪૦૮

સ્ત્રીની ફરજ, થા પતિને સિન્સિયર,
ધણી સુધારવા કરતા જાતે સુધર. ૪૦૯

## (૨૦) પરિણામો, છૂટાછેડાનાં

વિચારભેદ મત-મનભેદ,
તનભેદે ઊડે જીવન છેદ ! ૪૧૩

મતભેદ પછી લો છૂટાછેડા,
થા છૂટો, જો ન બાંધો ફરી છેડા ! ૪૧૩

'જેવું મળે તેવું' લેવું નભાવી,
'બીજું કરે' તેની ખાત્રી કેવી ? ૪૧૫

હે ભારતીય ! ડિવોર્સ લેનાર;
આર્યત્વના ક્યાં ગયા સંસ્કાર ? ૪૨૩

કળિયુગમાં બગડે સંસાર,
બગડી બાજી જ્ઞાનથી સુધાર ! ૪૨૭

## (૨૧) સપ્તપદીનો સાર ?

સંસારના સર્વે ખાતામાં ખોટ,
'જ્ઞાની' મળ્યે, ન રહે ક્યાંય ઓટ ! ૪૩૧

પૈણ્યાની કિંમત ક્યારે હોત ?
લાખોમાં હું એક જ પરણત ! ૪૩૩

વેર ચૂકવાય જ્યાં, તે સંસાર,
પ્રમાણપત્ર વિનાના ભરથાર ! ૪૩૪

ભયંકર આંધીઓનો આવે કાળ,
જ્ઞાની ચેતવે શ્રદ્ધાથી કર પાર ! ૪૩૪

સંસાર જ્યમ શક્કરિયું ભરહાડે,
ક્યાંથી સુખ એમાં ? ભ્રાંતિમાં પાડે ! ૪૩૬

અપમાન ભૂલ્યે વૈરાગ ક્યાંથી,
સંસાર ફસામણ, ન કો' સાથી ! ૪૩૭

બુદ્ધિના આશયમાં પત્ની માગી,
સાસુ, સસરા ને... લંગાર લાગી! ૪૩૯

અનંત ભવના જે ગૂંચવાડા,
છૂટ, 'જ્ઞાની' કને કરી ઊઘાડા ! ૪૪૧

સાચી સમજ સજાવે સંસાર,
અગરુ જલે મહેકે અપાર ! ૪૪૩

સંસારને તું મ્યુઝિયમ માન,
સ્પર્શ્યા વિણ માત્ર 'જો' ને 'જાણ' ! ૪૪૬

## (૨૨) પતિ-પત્નીના પ્રાકૃતિક પર્યાયો

સ્ત્રી પુરુષ પ્રાકૃત પરમાણુ,
ભરેલો માલ ખપાવા નિયાણું ! ૪૪૭

સાડી-દાગીના દેખતાં મૂર્છિત,
મોહ-કપટ પરમાણુ ગોપિત ! ૪૫૧

ધાર્યા પ્રમાણે ધણીને ચલાવે,
કપટ કરી ઘરને નચાવે ! ૪૫૨

સ્ત્રીઓને એમ ના કહેવાય હલકી,
તીર્થંકરોની મા, જો સૃષ્ટિ મલકી ! ૪૫૫

સ્ત્રી સુખી જો માથે પિતા-પતિ-પુત્ર,
અક્રમમાં માથે જ્ઞાન-આજ્ઞા માત્ર ! ૪૫૬

સ્ત્રીને પુરુષો વખાણે, મહીં ઘાટ,
અંજાય, તો કપટનો ચઢે કાટ ! ૪૫૯

પાળે એક પતિવ્રત સતીપણે,
સ્ત્રી-ગ્રંથિ છેદાય, કપટ ક્ષયે ! ૪૬૧

સ્ત્રીનો પણ મોક્ષ છે દાદા કહે,
જ્ઞાનીની સેવા, કૃપા આજ્ઞા મળ્યે ! ૪૬૪

સ્ત્રી શક્તિ કદી પડી ધર્મક્ષેત્રે,
જગકલ્યાણનું મોટું નિમિત્ત એ ! ૪૬૬

## (૨૩) વિષય બંધ ત્યાં પ્રેમ સંબંધ

પત્ની સાથે મોક્ષ એક શરતે,
દવા પીવી જો બેને તાવ વર્તે ! ૪૬૭

વિષય માત્ર દાવા કરે કરારી,
જીવતા પરિગ્રહે, વેર લાચારી ! ૪૭૦

સજે શણગાર વીંધવા નર;
ફ્રેંચ કટ, શૂટ ઉદ્દેશ નાર ! ૪૭૧

વિષય સાથે મોક્ષ શક્ય જ્ઞાને;
અટકે ઋષિ એક પુત્રદાને ! ૪૭૨

આજે બ્રહ્મચર્ય એક પત્નીવ્રત,
બીજે દૃષ્ટિ અણીશુદ્ધ એ શર્ત ! ૪૭૪

અણહક્કના વિષયે નર્ક મળે;
તુર્ત પ્રતિક્રમણથી બી ન ફળે ! ૪૭૫

આસક્તિથી વિષય પછી વેર,
વિષયનું વેર તો ભારે ઝેર ! ૪૭૮

પ્રતિક્રમણથી વિષય ઊડે,
અભિપ્રાય ભિન્ન તેથી દ્વેષ ઝરે ! ૪૮૦

ઉછીનું સુખ રી-પે કરવું પડે;
વિષય માટે આજીજી, વેર ફળે ! ૪૮૨

વિષય-ભીખ લાચાર બનાવે,
સંયમી નર સંસાર દીપાવે ! ૪૮૩

વિષયો વચ્ચે હોય જ્યહાં લગી,
વહુ અથડાય જ ત્યહાં લગી ! ૪૮૬

પવિત્ર ત્યારથી હીરાબા કહ્યાં,
પછી કદી ન મતભેદ થયા ! ૪૯૫

## (૨૪) રહસ્ય, ઋણાનુબંધ તણાં....

પોતે પરમાત્મા ને થયો ધણી,
રે દશા કેવી ! ભટકામણ ઘણી ! ૪૯૬

સાઠ વરસની યાત્રા જીવન,
મુસાફર ત્યાં શાને વળગણ ? ૪૯૭

પતિ-પત્ની માત્ર વ્યવહારમાં,
નિશ્ચયથી આત્મા, નહીં સંસારમાં ! ૪૯૮

રોંગ બિલિફથી ખડો સંસાર,
પરાર્થે જીવ્યા બન્યા ભરથાર ! ૫૦૦

ખરો ધણી તે, જે દુઃખ હરણ,
ન સાચો હીરો, આ તો અમેરિકન ! ૫૦૦

વિકલ્પી સંસાર રહે નાટકિયો,
રાજા નહિ, પણ ચંદુ તરગાળો ! ૫૦૩

કર્મ પોતાનાં ભોગવે પોતે,
પોષજો પરોણા પ્રેમ ભાવે ! ૫૦૪

ભય તિરસ્કાર દોષથી અંધ,
પ્રતિક્રમણ છોડાવે ઋણબંધ ! ૫૦૬

પરણ્યા પછી ન છોડ સંસાર,
નિકાલ કર કરેલા કરાર ! ૫૦૭

પોતે જ છાપી પાઠવી કંકોત્રી,
બાઝે 'ફાઈલો' રચના કુદરતી ! ૫૦૯

ન મળે આના આ જ ભવોભવ,
રાજુ-નેમ જ મળ્યા ભવ નવ ! ૫૧૦

ગતભવે લીવરની ઘડી ચાવી,
એ જ લીવરનું 'તાળું' મળે આવી ! ૫૧૩

નાચ આધારે મળે નાચનારી,
શાદીના આધારે વેષ સંસારી ! ૫૧૫

## (૨૫) આદર્શ વ્યવહાર, જીવનમાં

દિનચર્યા સાતે દિ'ની સેટિંગ,
આદર્શ જીવન ને મોક્ષે લેંડિંગ ! ૫૧૮

ગૃહસ્થી ધર્મ ઉત્તમ શાથી ?
કસોટી કાળમાં સમતા રાખી ! ૫૨૨

જ્ઞાનીની, વ્યવહારની સૂક્ષ્મ શોધ,
ચોખ્ખો ને શુદ્ધનો આપ્યો ભેદ ! ૫૨૪

આત્મલક્ષે આદરે જે વ્યવહાર,
આદર્શ સ્વ-પર સુખ દાતાર ! ૫૨૫

જ્ઞાની સમજાવે સર્વ પોઈન્ટ,
કાર્યરત છતાં સ્વમાં જોઈન્ટ ! ૫૨૬

# પતિ-પત્નીનો દિવ્ય વ્યવહાર

## (૧)

## વન ફેમિલી

**ઘેર કે' આપણી વન ફેમિલી,**
**પછી મારી-તારી, કેમ તંતીલી ?**

**દાદાશ્રી :** બન્ને એક ફેમિલી તરીકે જીવો છોને ? કે જુદી જુદી ?

**પ્રશ્નકર્તા :** એક ફેમિલી !

**દાદાશ્રી :** એમ ?

કોઈ દહાડો ભાંજગડ થાય છે ઘરમાં વાઈફ જોડે ?

**પ્રશ્નકર્તા :** કોઈ વાર થાય.

**દાદાશ્રી :** તો પછી ફેમિલીમાં એવું ? તમારી એક ફેમિલી ન હોય ? એ તો તમારી ફેમિલી કહેવાય. ફેમિલીમાં હઉ એવું થાય ?

**પ્રશ્નકર્તા :** હા, જરૂર થાય.

**દાદાશ્રી :** પોતાના ફેમિલીમાં ? બીજી ફેમિલી જોડે તો થાય.

**પ્રશ્નકર્તા :** પોતાની ફેમિલી સાથે પણ થાય.

**દાદાશ્રી :** તો ફેમિલી જાણતો જ નથી, ફેમિલી શું છે એ. પોતાનું ફેમિલી એટલે પોતાનું. એમાં કશું ડખો ના હોય. તમને શું લાગે છે, ફેમિલીમાં થાય એવું ?

**પ્રશ્નકર્તા :** થાય, થાય.

**દાદાશ્રી :** પોતાના ફેમિલીમાં ? આઈ એન્ડ માય વાઈફ અને મારાં છોકરાં, એ તો તમારી ફેમિલી કહેવાય. એમાં કશું ડખો હોય નહીં. બહારના જોડે, બીજી ફેમિલી જોડે ડખો હોય.

**પ્રશ્નકર્તા :** દરેકની જુદી જુદી પર્સનાલીટી હોય એટલે ફેમિલીમાં કોન્ફલીક્ટ (ઘર્ષણ) થાયને ?

**દાદાશ્રી :** તો પછી ફેમિલી કહેવાય નહીં. અને કહો છો તમે 'ધીસ ઈઝ માય ફેમિલી !' અને ફેમિલી કોનું નામ કહેવાય કે ડખો ના હોય.

## 'મારી ફેમિલી' કરી પ્રેમે જીવો
## એવો ધણી ઢૂંઢે લઈ દીવો !

જીવન જીવવાનું સારું ક્યારે લાગે કે આખો દહાડો ઉપાધિ ના લાગે. શાંતિમાં જાય, ત્યારે જીવન જીવવાનું ગમે. આ તો ઘરમાં ડખાડખ થાય એટલે જીવન જીવવાનું શી રીતે ફાવે તે ? આ તો પોષાય જ નહીં ને ! ઘરમાં ડખાડખ હોય નહીં. પાડોશી જોડે થાય વખતે, બહારનાં જોડે થાય, પણ ઘરમાંય ? ઘરમાં ફેમિલી તરીકે લાઈફ જીવવી જોઈએ. ફેમિલી લાઈફ કેવી હોય ? ઘરમાં પ્રેમ, પ્રેમ ને પ્રેમ જ ઊભરાતો હોય. આ તો ફેમિલી લાઈફ જ ક્યાં છે ? દાળ ખારી થઈ તો કકળાટ કરી મેલે. 'દાળ ખારી' પાછું બોલે ! અંડરડેવલપ્ડ (અર્ધ વિકસિત) પ્રજા ! ડેવલપ્ડ કેવા હોય કે દાળ ખારી થઈ તો બાજુએ મૂકી દે અને બીજું બધું જમી લે. ના થાય એવું ? દાળ બાજુએ મૂકીને બીજું જમાય નહીં ? ધીસ ઈઝ ફેમિલી લાઈફ. બહાર ભાંજગડ કરોને ! માય ફેમિલીનો અર્થ શું ? કે અમારામાં ભાંજગડ નહીં કોઈ જાતની. એડજસ્ટમેન્ટ લેવું જોઈએ. પોતાની ફેમિલીની અંદર એડજસ્ટ

થતાં આવડવું જોઈએ. એડજસ્ટ એવરીવ્હેર.

ઘેર 'માય ફેમિલી, માય વાઈફ' કહેવાય. અને ત્યાં આપણે જઈએ ત્યારે તો મૂઆ વઢતા હોય ! અલ્યા મૂઆ, તું આવું જૂઠું બોલે છે ! 'માય ફેમિલી' કોનું નામ કહેવાય કે આ મારી બાઉન્ડ્રી, આમાં તો અમારે ઝઘડો જ ના હોય, એનું નામ માય ફેમિલી ! અલ્યા, ઘરમાં પાંસરો રહેને !

'ફેમિલી ઓર્ગેનાઈઝેશન'નું જ્ઞાન છે તમારી પાસે ? આપણા હિન્દુસ્તાનને 'હાઉ ટુ ઓર્ગેનાઈઝેશન ફેમિલી' એ જ્ઞાન જ ખૂટે છે. 'ફોરેન'વાળા તો 'ફેમિલી' જેવું સમજતા જ નથી. એ તો જેમ્સ વીસ વરસનો થયો એટલે એનાં માબાપ વિલિયમ ને મેરી, જેમ્સને કહેશે કે, તું તારે જુદો ને અમે બે પોપટ અને પોપટી જુદાં ! એમને 'ફેમિલી ઓર્ગેનાઈઝ' કરવાની બહુ ટેવ જ નથીને ? અને એમની 'ફેમિલી' તો ચોખ્ખું જ બોલે. મેરી જોડે વિલિયમ્સને ના ફાવ્યું એટલે 'ડાઈવોર્સ'ની જ વાત ! અને આપણે તો ક્યાં 'ડાઈવોર્સ'ની વાત ? આપણે તો જોડે ને જોડે જ રહેવાનું. કકળાટ કરવાનો ને પાછું સુવાનુંય ત્યાં જ, એની એ જ રૂમમાં ! આ જીવનનો રસ્તો નથી. આ 'ફેમિલી લાઈફ' ના કહેવાય.

મને એવું લાગે છે, મારી વાત તને ગમતી નથી.

**પ્રશ્નકર્તા :** ના, ના, એમાં શું વાંધો છે ? કોઈકે તો કહેવું જ જોઈએને ?

**દાદાશ્રી :** શું કહેવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** આ ખુલ્લે ખુલ્લું તમે કહો છોને, એવું.

**દાદાશ્રી :** તો એટલું સારું છે ! તે સમજાય તો પછી કહે.

## જાણ જીવન જીવવાની કળા,
## પૈણ્યા પે'લાં, ભણ્યો કઈ શાળા ?

**પ્રશ્નકર્તા :** એને માટે આપણે ફેમિલીની પરિભાષા શું છે એ લોકોને સમજાવવી જોઈએ.

**દાદાશ્રી :** નહીં, એક્ઝેક્ટ ફેમિલી જ છે, પણ આમ જીવન જીવતાં નથી આવડતું. જીવન જીવવું એ શીખવાડ્યું નથી લોકોએ, ફોરફાધર્સોએ (બાપ-દાદાઓએ). અને પોતાને આવડે એવું એ ચાલ્યા જ કરે છે, રેઢિયાળ. રેઢિયાળ શબ્દ સાંભળેલો ? ભઈએ સાંભળેલો. હવે રેઢિયાળ ચાલ્યા જ કરે છે. એવું ના ચાલવું જોઈએ. સમજપૂર્વક ચાલવું જોઈએ. ઘર તો, પોતાનું ફેમિલી તો એવું સુંદર ચલાવવું જોઈએ. એ તો આ જ્ઞાન લઈને પછી બધી તમને આગળ વાત કરું. ફેમિલીમાં તો આપણને જીવતાં નથી આવડતું. તે આમ ભણ્યા બધું પણ પહેલાં આ ના ભણવું જોઈએ કે વાઈફ જોડે કેમ ડીલિંગ (વ્યવહાર) કરવું ? હાઉ ટુ ડીલ વિથ વાઈફ ? હાઉ ટુ ડીલ વિથ ચિલ્ડ્રન ? (પત્ની જોડે, બાળકો જોડે વ્યવહાર કેમ કરવો તે) ના જાણવું જોઈએ ? તેં કઈ ચોપડી વાંચી છે, હાઉ ટુ ડીલ વીથ વાઈફ ?

**પ્રશ્નકર્તા :** 'મેરેજ એન્ડ ફેમિલી' એવી કંઈક બૂક વાંચી હતી.

**દાદાશ્રી :** તોય પણ એવા ને એવા રહ્યાને ? તો એ ચોપડીઓ ખોટી બધી. જે સાબુ ઘસવાથી મેલ ના જાય, એ સાબુ નહોતો એ નક્કી થઈ ગયું. અત્યારે લોકો ધર્મ શીખવાડવા આવે અને અહીંયાંથી આપણું કંઈ ઓછું ના થાય તો જાણવું કે સાબુ ન હોય. આ તો બધા વગર કામના ફરે છે. તરત જ, સાબુ ઘસે એટલે પછી મેલ જવો જ જોઈએ. મહેનત કરેલી ફળે, પાણી વાપરેલું નકામું ના જાય. કેટલાક ડૉક્ટરો તો ત્યાંથી હોસ્પિટલમાંથી ચિડાઈને આવે છેને, તે ઘેર આવીને વાઈફને કહે છે, તમારામાં અક્કલ નથી. અરે ! આ તો બધું ફેમિલીમાં બોલાય એવું ? બહારના જોડે ના ફાવતું હોય તો કહી દેવું કે તારામાં અક્કલ નથી. એટલે વઢવાડ ચાલુ થઈ જાય. પણ આ ઘરમાં ના કહેવાય. ઘરમાં તો આપણને જલેબી ખવડાવે, લાડવા ખવડાવે, ભજિયાં ખવડાવે, એની જોડે, બિચારી જોડે કહેવાય નહીં. એટલે વાઈફ જોડે, છોકરાં જોડે, પહેલાંમાં પહેલું સુધારવા જેવું શું છે, કે પોતાના કુટુંબમાં, ફેમિલીમાં શાંતિ અને સંતોષ રહેવો જોઈએ. પહેલું પોતાની ફેમિલીમાં !

ઘેર હીરાબા છે, તેમની જોડે મતભેદ ઓછા થઈ ગયા બધા, બંધ થઈ ગયા. કારણ કે માય ફેમિલી કહેતાં શીખ્યો. ધીસ ઈઝ માય ફેમિલી.

ત્યારે મેં કહ્યું, 'માય ફેમિલીનો અર્થ શું થાય ?' ત્યારે કહે, 'ત્યાં તો ભાંજગડ હોય નહીં. વિચારભેદ હોય પણ ભાંજગડ ના હોય, ક્લેશ તો ના જ હોય. હા, ડખલો પોતાની ફેમિલીમાં ના હોય, બહાર જઈને ડખલ કરો. જો ડખલ કરવી હોય ને તો બહારવાળા જોડે જઈને કરી આવો, ફેમિલીમાં ના થાય. આ વન ફેમિલી કહેવાય. એટલે કાલથી બંધ કરી દો, એય તમારી જોડે બંધ કરી દેશે.

**પ્રશ્નકર્તા :** બહુ વર્ષો થયાં પરણે.

**દાદાશ્રી :** તે કંઈ આ એને રિપેર કરી કરીને કેટલુંક રિપેર કરશો ? જૂનું મશીન થયું હોય તો રિપેર કરીને કેટલુંક રિપેર થાય ? નવું તો ના જ થઈ જાયને. ભલેને ઘરડી ઉંમરના થયા છે, પણ આવું થોડુંક વિચારવાની જરૂર છે કે આમ કેમ ચાલે છે. આટલી બધી ભૂલ અને ભણીને આવેલા છો તમે, અભણ માણસો નથી. તમને સમજાય એવી વાત છે કે આપણે કેવું હોવું જોઈએ ? વધારે નહીં, બધો ધર્મ વધારે નથી કરવો આપણે, વન ફેમિલી એટલું જ વિચાર કરવાનો, શોખ હોય મારવાનો કરવાનો, ટૈડકાવવું હોય તો બહારના લોકોને ટૈડકાવીને આવો, અહીં ટૈડકાવવાનું હોય, ઘરમાં ? વન ફેમિલીમાં, ન શોભે આવું.

## ઘાલ્યો ડૉક્ટરનેય ફેમિલીમાં, 'આમને' મૂકું કઈ સિમિલીમાં ?

અને ત્યાં ઈન્ડિયામાં તો ફેમિલી ડૉક્ટર હઉ રાખે છે લોક. અલ્યા, ફેમિલી થયું નથી હજુ, ત્યાં તું ક્યાં ડૉક્ટર રાખે છે ?

આ લોકો ફેમિલી ડૉક્ટર રાખે પણ અહીં વહુ ફેમિલી નહીં ! કહેશે, 'અમારા ફેમિલી ડૉક્ટર આવ્યા !' તો એની જોડે કચકચ નહીં. ડૉક્ટર બિલ મોટું મૂકે તોય કચકચ નહીં. કહેશે, 'અમારા ફેમિલી ડૉક્ટર છે ને !' એના મનમાં એમ કે મારો રોફ પડી ગયો, ફેમિલી ડૉક્ટર રાખ્યા છે એટલે !

તે મેં, એક અમારો ભત્રીજો, ફેમિલી ડૉક્ટર કરીને લાવેલો. મેં કહ્યું,

આ ડૉક્ટર તો ફેમિલી રખાતા હશે મૂઆ, એ કંઈ ભૂત ઘાલ્યું ઘરમાં ? એ તો ના રોગ હોય, તોય કહેશે, 'જરા મહીં પ્રેશર વધી ગયું છે' એ તો ભૂત ઘરમાં જ નહીં ઘાલવાનું. જરૂર હોય ત્યારે બોલાવી લાવવાના, અને ઈન્ડિયામાં તો ચોંટી પડે છે બધા, ફેમિલી થઈ જાય છે. નહીં તો સ્વતંત્રતા જતી રહે આપણી. આ મારી પાસે ડૉક્ટર આવે ને, પહેલો અહીંથી બાંધે, ફટાક ફટાક... મૂઆ, શું કરવા જુએ છે તું, હું તો કેટલાય વર્ષથી જાણું છું આ. એ ત્રણ દાદરા એકદમ જોરથી ચઢ્યા હોય તો મહીં ફટાકા બોલે. આ કહે કે પ્રેશર વધી ગયું. મેં કહ્યું, 'ના, ડૉક્ટર, તમારા મશીનમાં આવશે પણ મને નથી વધ્યું.' હું સમજતો હોઉં કે ત્રણ દાદરા ચઢ્યો તેને લીધે આ છે, ગભરાવાનું નહીં. આ તો શંકા પેસી જાય. મને વાંધો નહીં. તમે જેટલા ડૉક્ટર આવો ને. પણ ડૉક્ટરોને શંકા પડે, મને ના પડે. હું તો આઉટ ઓફ ડેટ (સમયથી પર) થયેલો ને ! પોતાની જાતની શ્રદ્ધા. પારકાનાં કહેવાથી ગભરામણ ના થાય.

ફેમિલી ડૉક્ટર તો આપણા ઈન્ડિયામાં રાખે છેને, તે મનમાં શું સમજે છે કે આપણો રોફ વધી ગયો હવે. પેલા ડૉક્ટરના મનમાં શું થાય કે આપણે ખીલે બંધાયા આ એક. આપણા ઘરાકો આટલા બંધાઈ ગયા. કારણ કે ત્યાં બધા ડૉક્ટરો થયેલા તે આજે આને ત્યાં જાય, આજે આને ત્યાં જાય. પણ એની જોડે ફેમિલી ના રખાય. નહીં તો વારેઘડીએ જતાં-આવતાં આવે અને પાછું જુએ એ બધું. આ શરીર દેખાડવા જેવું નહીં કોઈ દહાડોય. ખાસ મુશ્કેલીમાં મૂકાય ત્યારે શરીર દેખાડવું. એવું ખાસ મુશ્કેલીમાં આવેને ? બાકી કુદરત મહીં કામ કરી જ રહી છે. મહીં જે છે ને, તે કામ કરી રહી છે. આ ડૉક્ટરો એને હેલ્પ આપે. પણ અટકી પડ્યું હોય ત્યારે જવું. અટકી ના પડ્યું હોય તે નહીં કામનુંને ?

તેં વાત તારી ના કરી કશી. તારી વાત કરને ? તારે શું ગૂંચવાડા છે એ કહે બધા. તમને વાતો ગમે છે આ બધી કે નકામો ટાઈમ જાય છે ?

**પ્રશ્નકર્તા :** ના, ના, બહુ ગમે છે.

**દાદાશ્રી :** હવે કંઈ પૂછ, બધી હરકત હોય તે બધી પૂછ અને એક જ ફેમિલી હોય ને એવું જીવન જીવવું જોઈએ. વન ફેમિલી તરીકે તો જીવો.

ફેમિલીના માણસનો આમ હાથ અથાડે તો આપણે એની જોડે લડીએ ? ના. એક ફેમિલી રીતે રહેવું. બનાવટ નહીં કરવાની. આ તો લોક બનાવટ કરે છે, એવું નહીં. એક ફેમિલી... તારા વગર મને ગમતું નથી એમ કહેવું. એ વઢેને આપણને, ત્યારપછી થોડીવાર પછી કહી દેવું, 'તું ગમે તે વઢું, તોય પણ તારા વગર મને ગમતું નથી.' એમ કહી દેવું. આટલો ગુરુ મંત્ર કહી દેવો. એવું કોઈ દહાડો બોલતા જ નથીને. તમને બોલવામાં વાંધો શું ? તારા વગર ગમતું નથીને. મનમાં રાખીએ પ્રેમ ખરો, પણ થોડું ખુલ્લું કરવું.

## કરો ક્લીન ઘરનો વ્યવહાર
## પછી બન જગનો ભરથાર !

ફેમિલી જ ચોખ્ખું કરો, બીજું કંઈ નહીં. તમારી ફેમિલીને જ ચોખ્ખું કરો. તમારી બુદ્ધિથી સમજાય એવું છે કે નહીં ? અને વન ફેમિલીમાં શું હોવું જોઈએ, તમે બીજાને શું સલાહ આપો ? કોઈ મહીં લડંલડા ના કરશો. મહીં કચકચ ના કરશો, એવું કહોને ? અને તમે સલાહ આપનારા અને તમારા ઘેર કચકચ. એટલું જ કહું છું. વધારે નહીં કહેતો. વળી મોક્ષની વાત જવા દો અત્યારે, આટલું કરો તો મહીં ક્લેશ ના રહે ઘરમાં.

પહેલો ધર્મ જે છે એ ઘરમાંથી શરૂ કરો. ઘરમાં કિંચિત્‌માત્ર ડખો ના રહે અને દુઃખ ના થાય કોઈને, એવી રીતે ફેમિલી મેમ્બર તરીકે થઈ જાવ.

બેનો કશી વાતચીત કરજો. બેનો ! દુઃખનો અંત તો આવવો જોઈએ. આમ ક્યાં સુધી આવું ને આવું રહે, આપણું જીવન ! આટલા બધા ડૉલર પગાર મળે છે. આટલાં બધાં મકાનો સરસ છે, અડચણ કોઈ જાતની નથી, છતાં દુઃખ ક્યાંથી આવ્યું ? ક્યાંથી પેસી ગયું ? કયા ખૂણામાંથી પેસી ગયું ?

**પ્રશ્નકર્તા :** મોઢું ચડેલું હોય છે. ઘેર આવીએ તો મોઢું ચડેલું હોય છે.

**દાદાશ્રી :** શા માટે ? આ અણસમજણ જ છે બધી. અણસમજણો ભાંગો... બીજો ધર્મ નહીં કરો તો ચાલશે, ભગવાનને એના પર વાંધો નથી, પણ એવી અણસમજણ કાઢી નાખોને. આપણી સેફ સાઈડ તો કરો. વધારે ના થાય તો આપણા ઘરની ફેમિલી સેફસાઈડ તો કરો. એ પહેલો ધર્મ અને પછી મોક્ષધર્મ. આપણે કોણ છીએ એ પછી જાણવું જોઈએ, એ મોક્ષધર્મ. બે ધર્મો જાણવા જોઈએ. ઘરમાં દુઃખ આપીને આપણે સુખી થઈએ એવું બને નહીંને ! અને છોકરાય ખરાબ થઈ જાય. એટલે બેન કંઈક સારું જીવન જીવો. હવે ધણીને કહી દેવું કે આપણે ફેમિલીમાં છીએ. ફેમિલીને અન્યાય ના કરશો, કહીએ.

## જોઈન્ટ ફેમિલીને માનો એક,
## મારી-તારીનો બુદ્ધિ પાડે ભેદ !

**પ્રશ્નકર્તા :** આપણે જોઈન્ટ ફેમિલીમાં રહીએ, તો મારું તારું બહુ થયા કરે, એનું શું કારણ ?

**દાદાશ્રી :** આપણે તો જોઈન્ટ ફેમિલીમાં બધુંય મારું છે એવું જો સમજવામાં આવે, તો મારું-તારું ના થાય. પણ આ તો આટલું મારું અને આટલું એનું એ ભેદબુદ્ધિ છે. બુદ્ધિને લીધે ભેદ પડ્યો. બુદ્ધિ ભેદ પાડી આપે કે નહીં ? સામું માણસ કહે કે આ તો મારું, તોય આપણે કહીએ કે, ના, આ તો તમારું ને આ મારું ! ના, આ બધું આપણું જ છે, કહીએ. એમ વિશાળ બુદ્ધિ રાખીએ તો જ નિવેડો આવે નહીં તો નિવેડો કેવી રીતે આવે ?

આ બધી તમારી પોતાની જ વાત છે. મારી વાત નથી આ. તમારી પોતાની જ વાત છે અને તમને હું જુદો લાગું છું, પણ મને તમે જુદા નથી લાગતા, કારણ કે હું આત્મસ્વરૂપે જોઉં છું બધું અને મારા પોતાના રૂપે જ જોઉં છું, મને જુદું ના લાગે, તમે અવળું-સવળું બોલો તોય જુદું ના લાગે. કારણ કે હું વન ફેમિલી રીતે જોઉં છું. અને તમે તમારી ફેમિલીને જ ફેમિલી નથી ગણતા. હું આવડી મોટી ફેમિલીને, એક ફક્ત અમારા વાઈફ

હીરાબાને છોડી અને બેઠો એટલે આ બધી આખી ફેમિલી મારી થઈ ગઈ. નહીં તો એમની એકલી ફેમિલી રાખીને બેસી રહ્યો હોત, તો શું થાત ? આ તો આખી દુનિયા મારી ફેમિલી થઈ ગઈ.

## બૈરી-છોકરાં ભલે પડે કાચાં,
## વન ફેમિલી જેમ જીવે સાચાં !

આ બીજું ફેમિલી અને આ અમારું વન (એક) ફેમિલી. જો વન ફેમિલી છે તો આમાં બીજી ભાંજગડ ના હોય, વન એટલે વન. તેમાં બે ના હોય. આ તો વાઈફે છે તે કંઈ ભૂલ કરી હોય, તો તરત કકળાટ !! આવું વન ફેમિલીને આ કકળાટ ના હોવો જોઈએ. આપણે સમજવું કે આપણી ફેમિલી છે આ તો. છોકરાઓ મહીં ફેમિલી કહેવાય. ફેમિલી એટલે હું જ ! તેમાં બાળક વખતે કચાશ કરે, વાઈફ કચાશ કરે, પણ ભઈએ કચાશ ના કરવી જોઈએ. તમને કેમ લાગે છે ?

તમને જો આ ન બની શકે એવી વાત લાગતી હોય તો હું આશીર્વાદ આપું પછી તમારાથી થઈ શકશે. અને માણસ બધું કરી શકે એમ છે. તમે કૉલેજમાં ભણી ભણીને અહીંયાં આગળ અમેરિકા સુધી આવ્યા છો તે કંઈ જેવું તેવું કાર્ય કર્યું છે ? આમાં પ્રારબ્ધે યારી આપી છે. એવું આમાંય પણ પ્રારબ્ધ યારી આપશે. જો તમે નક્કી કરશો તો પ્રારબ્ધ યારી આપશે. નક્કી ના કરો ત્યારે યારી કેમ કરીને આપે ?

# (૨)

# ઘરમાં ક્લેશ

## જે ઘરમાં ક્લેશ ને કકળાટ
## ત્યાં ન રહે પ્રભુનો વસવાટ !

કોઈ દહાડો ઘરમાં ક્લેશ થાય છે ? તમને કેમ લાગે છે, ઘરમાં ક્લેશ થાય તે ગમે ?

**પ્રશ્નકર્તા :** કકળાટ વગર તો ચાલે નહીં દુનિયા.

**દાદાશ્રી :** તો પછી ભગવાન તો રહે જ નહીં ત્યાં આગળ. જ્યાં ક્લેશ છે ત્યાં ભગવાન ના રહે.

**પ્રશ્નકર્તા :** એ તો પણ કોઈ કોઈક વાર તો થવું જોઈએ ને એવું, કકળાટ.

**દાદાશ્રી :** ના, એ કકળાટ હોવો જ ના જોઈએ. કકળાટ કેમ હોય માણસને ત્યાં ? કકળાટ શેને માટે હોય ? અને ક્લેશ હોય તો ફાવે ? તમને કેટલા મહિના ફાવે, ક્લેશ હોય તો ?

**પ્રશ્નકર્તા :** બિલકુલ નહીં.

**દાદાશ્રી :** મહિનોય ના ફાવે, નહીં ?

ખાવાનું સારું સારું, સોનાની જણસો પહેરવાની અને પાછો કકળાટ કરવાનો. એટલે જીવન જીવતા આવડતું નથી, તેનો આ કકળાટ છે. જીવન જીવવાની કળા જાણતા નથી. એનો આ કકળાટ છે. આપણે તો કળા શેમાં

જાણીએ છીએ કે શી રીતે ડૉલર મળે. એમાં જ વિચાર વિચાર કરીએ, પણ જીવન જીવવામાં વિચાર નથી કર્યો. ના વિચારવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** વિચારવું જોઈએ. પણ બધાની રીત જુદી જુદી હોય છે.

**દાદાશ્રી :** ના, એ બધાની રીત જુદી જુદી ના હોય, એક જ જાતની. ડૉલર, ડૉલર. અને જ્યારે હાથમાં આવે ત્યારે હજાર ડૉલર ત્યાં આગળ સ્ટોરમાં જઈને આપી આવે પાછો. પછી ઘેર લાવીને વસાવે. પછી અહીં શું એને કંઈએ વસાવ્યું એને જોજો કરવાનું હોય ? પાછું જૂનું થઈ જાય, પાછું બીજું લઈ આવે. આખો દહાડો ગડભાંજ, ગડભાંજ, દુઃખ, દુઃખ ને દુઃખ ત્રાસ, ત્રાસ ને ત્રાસ. અલ્યા બળ્યું, આ કેમ જીવન જીવાય તે ! મનુષ્યપણું શોભે તે આવું ? ક્લેશ ના થવો જોઈએ, કંકાસ ના થવો જોઈએ. કશું થવું ના જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ ક્લેશ કોને કહેવાય ?

**દાદાશ્રી :** ઓહો.... આમ ઘરના જોડે, બહારવાળા જોડે, વાઈફ જોડે ટકરાય એ ક્લેશ કહેવાય. મન ટકરાય અને પછી થોડો વખત છેટો રહે એનું નામ ક્લેશ. બે-ત્રણ કલાક ટકરાય ને તરત ભેગો થાય તો વાંધો નહીં. પણ ટકરાય ને છેટો રહે એટલે ક્લેશ કહેવાય. બાર કલાક છેટો રહે તો આખી રાત ક્લેશમાં જાય. ટકરાયેલો ના હોય ?

**પ્રશ્નકર્તા :** મનનો ક્લેશ પોતાનો હોય, તો બહાર ક્યાં જોવા જવાનું ?

**દાદાશ્રી :** એ પોતાનો તો હોય જ દરેકને, પણ બહારનાં ટકરાયને, ટકરાયા વગર રહે નહીંને ! ટકરાયેલું જોયેલું નહીં ?

**પ્રશ્નકર્તા :** એવું કો'ક વાર તો થાયને.

**દાદાશ્રી :** આમ શોખ ખરો ?

**પ્રશ્નકર્તા :** શોખ નહીં. શોખ તો કોઈને ના હોયને !

**દાદાશ્રી :** અરે, કેટલાકને તો શોખ હોય છે. એના વગર ચાલે નહીં

એમને. એમને શોખ હોય.

**પ્રશ્નકર્તા :** એ તો થઈ જાય તો પાણી રેડી દઈએ પાછા.

**દાદાશ્રી :** હા, પાણી રેડી દોને. બપોરે ધણીને ખોટું લાગ્યું હોય, તો સાંજે ફર્સ્ટ ક્લાસ રસોઈ કરી જમાડે એટલે ખુશ થઈ જાય. હવે એક જણ કહે છે, મારે રોજ ઘરમાં કકળાટ થઈ જાય. તે મારો કકળાટ મિટાવી આપો. મેં કહ્યું, તારો કકળાટ શી રીતે થાય ને શેમાં થતો હશે એ મને શું ખબર પડે ! શી રીતે તને મટાડી આપું ! ત્યારે કહે, 'રોજ સામસામી કકળાટ થયા કરે. વધી જાય છે. પછી મતભેદ બહુ પડી જાય છે.' ઘરમાં ક્લેશ ના રહેવો જોઈએ. ઘરમાં ક્લેશ રહેને ત્યાં સુધી સંસાર જ કામનો નહીં.

મુખ્ય વસ્તુ જ એ છે. ક્લેશ જાય તો ધર્મમાં આગળ વધાય અને આત્મજ્ઞાન તો હજુ બધી બહુ આગળ લાંબી વાત રહી. ક્લેશ પહેલાં જવો જ જોઈએ. કોઈને ઘેર ક્લેશ ગયેલો નહીં. સાધુ-સંન્યાસીઓ બધાય ને. મોટામાં મોટી વસ્તુ ક્લેશ જવો તે. નર્યું ક્લેશમાં જ જીવે છે બિચારાં. મોઢાં ઉપર દિવેલ ચોપડી ફરતા હોય એવું લાગે પછી.

**પ્રશ્નકર્તા :** ક્લેશ વગરનું જીવન કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** એ તો અમે સમજ પાડીએ, અમારી પાસે સત્સંગમાં બેસો, તો તમને ક્લેશ જતો રહે એવું બધું સમજ પાડીએ. આ અંધાધૂંધીથી ક્લેશ ઊભો થયો છે. અણસમજણથી આ બધાં દુઃખો છે બાકી દુઃખો બિલકુલેય નથી અમેરિકામાં આવ્યા પછી, તોય દુઃખો બધા ઈન્વાઈટ કરેલાં છે. તમારે કોઈ દહાડો મતભેદ થાય છે ?

**પ્રશ્નકર્તા :** મતભેદ તો, ઘરમાં રહેવાના. દરેકના વિચારો સરખા ન હોયને !

**દાદાશ્રી :** હા, એવા મતભેદનો વાંધો નથી. પણ મતભેદમાંથી ક્લેશ ઊભા થાય તેનો વાંધો છે. એટલે આપણે મતભેદનું નામ લઈએ છીએ ને, એવો મતભેદ તો હોય, સ્વભાવિક રીતે. આ કહેશે, 'ખોટું થયું.' ત્યારે

પેલા કહેશે, 'ના, નથી ખોટું !' પણ એમાંથી ક્લેશ ન થવો જોઈએ. ગમે તે રસ્તે ક્લેશને હાંકી મેલજો બહાર. મતભેદને પછી મિટાવી દેવો. મતભેદ થઈ ગયો હોય વખતે, તો પછી આપણે એવો કંઈક રસ્તો કરીને પાછો કો'ક વખતે મટાડી દેવો ઝટ.

**પ્રશ્નકર્તા :** એ કઈ રીતે જરા કહો. જરા સમજાવો ને વધારે ક્લીયર કે મતભેદ પડ્યો ક્યારે કહેવાય ? પછી કઈ રીતે આપણે એને ટાળી દેવો ?

**દાદાશ્રી :** આપણે જેની જોડે રહીએ તેની પ્રકૃતિ ના ઓળખવી જોઈએ ?

**પ્રશ્નકર્તા :** એ નથી ઓળખાતી.

**દાદાશ્રી :** અરે, ના શું ઓળખાય ! આપણે પ્રયત્ન કરીએ તો ના ઓળખાય ?

**પ્રશ્નકર્તા :** દસ વર્ષ થયાં પણ હજુ નથી ઓળખાઈ.

**દાદાશ્રી :** એમ ! આ જ્ઞાન લીધા પછી ઓળખવા માટે પ્રયત્ન કરજો. ઓળખાશે. એ તો જેમ જેમ દૃષ્ટિ વધશે તેમ ઓળખાશે.

## પુરુષ શરૂ કરે ક્લેશ ઘરે, સ્ત્રી પકડી રાખી કંકાસ કરે !

ઘરમાં મતભેદ રહે નહીં એટલું કરી દો. ખાવ, પીઓ, મજા કરો પણ ક્લેશ ના હોવો જોઈએ, કંકાસ ના હોવો જોઈએ. તમે કંકાસ જોયેલો ?

**પ્રશ્નકર્તા :** હં, આ કંકાસની વાત કરી તે પુરુષમાં વધારે છે કે સ્ત્રીમાં વધારે છે ?

**દાદાશ્રી :** એ તો સ્ત્રીમાં વધારે હોય, કંકાસ.

**પ્રશ્નકર્તા :** એનું કારણ શું ?

**દાદાશ્રી :** એવું છેને, કો'ક ફેરો ભાંજગડ થઈ જાય ત્યારે ક્લેશ થઈ જાય. ક્લેશ થવો એટલે શું, ઝટ સળગીને ઓલવાઈ જવું. તે આ પુરુષ

ને સ્ત્રી વચ્ચે ક્લેશ થઈ ગયો. પછી પુરુષ છે તે છોડી દે તોય પેલી એને ઝટ છોડે નહીં એ પાછું કંકાસમાં થઈ ગયું. એ પુરુષો છોડી દે પણ આ સ્ત્રીઓ છોડે નહીં પાછી. અને ક્લેશનો કરી દે કંકાસ. અને તે મોઢું ચઢાવીને ફર્યા કરે. જાણે આપણે એને ત્રણ દા'ડા ભૂખી રાખી હોય એવું કર્યા કરે.

**પ્રશ્નકર્તા :** એટલે જ દાદા અમે છેને ચેકબુક જ આપીએ કે એ લોકોને જે જોઈએ તે પોતે જ લઈ લે.

**દાદાશ્રી :** એથી કંઈ દા'ડો વળે નહીં. એ એમ દા'ડો વળતો હશે ? આપણે આ પાંચ હજાર રૂપિયાનો ઘોડો હોય, પણ કંઈ લગામ છોડી દેવાથી સારું થાય ? અને તમે તો લગામ છોડી દેવા જેવી વાત કરો છો. લગામ છોડી દેવાથી ફાયદો થાય, ઘોડો હોય એને ?

**પ્રશ્નકર્તા :** ના, ફાયદો ન થાય.

**દાદાશ્રી :** હં, એની લગામ તો આપણે હાથમાં રાખવી અને એના હોઠ ન ખેંચાય એવી લગામ આપણે પકડી રાખવી, ઘોડાની.

**પ્રશ્નકર્તા :** ચેકબુક પણ ન આપવી હવે ?

**દાદાશ્રી :** હવે તો એય કમાઈ લાવે છે પાછાં જોડેજોડેને. એવું ના આપવી, આપણાથી કેમ કહેવાય તે !

**પ્રશ્નકર્તા :** તો પછી આ કંકાસ દૂર કરવા માટે શું કરવું ?

**દાદાશ્રી :** કંકાસ તો, આપણે ક્લેશ ના કરવો એટલે કંકાસ નહીં થાય. મૂળ સળગાવીએ છીએ આપણે જ ક્લેશ કરીને, આજ ખાવાનું ભાવતું નથી, આજ મોઢું બગડી ગયું મારું તો, આમ તેમ કરીને ક્લેશ ઊભો કરો અને પછી એ કંકાસ કરે.

## સ્ત્રીને સુખ આપતાં સુખ મળે, ઘર મંદિર, જો કદિ ન ઝઘડે !

**પ્રશ્નકર્તા :** મુખ્ય વસ્તુ એ કે ઘરમાં શાંતિ રહેવી જોઈએ.

**દાદાશ્રી :** શાંતિ કેવી રીતે રહે પણ ? શાંતિ તો છોડીનું (છોકરીનું) નામ પાડીએ તોય શાંતિ ના રહે. એના માટે તો ધર્મ સમજવો જોઈએ. ઘરમાં માણસો બધાને કહેવું જોઈએ કે 'ભઈ, આપણે બધા ઘરનાં માણસો કોઈ કોઈનાં વેરવી નથી, કોઈ કોઈનો ઝઘડો નથી. આપણે મતભેદ કરવાની કંઈ જરૂર નથી. વહેંચી વહેંચીને શાંતિપૂર્વક ખઈ લો. આનંદ કરો, મઝા કરો. એવી રીતે આપણે વિચારીને બધું કરવું જોઈએ. ઘરના માણસો જોડે કકળાટ ક્યારેય ના કરવો જોઈએ. એજ ઓરડીમાં પડી રહેવાનું ત્યાં કકળાટ શા કામનો ? કોઈને પજવીને પોતે સુખી થાય એ ક્યારેય ના બને, ને આપણે તો સુખ આપીને સુખ લેવું છે. આપણે ઘરમાં સુખ આપીએ તો જ સુખ મળે ને ચા-પાણીય બરોબર બનાવીને આપે, નહીં તો પણ બગાડીને આપે.

આ તો કેટલી ચિંતા-ઉકળાટ ! કશોય મતભેદ જતો નથી, તોય મનમાં માને કે મેં કેટલો ધર્મ કર્યો ! અલ્યા, ઘેર મતભેદ ટળ્યો ? ઓછોય થયો છે ? ચિંતા ઓછી થઈ ? કંઈ શાંતિ આવી ? ત્યારે કહે, 'ના, પણ મેં ધર્મ તો કર્યો જ ને ?' અલ્યા શાને ધર્મ કહે છે તું ? ધર્મ તો મહીં શાંતિ આપે, આધિ-વ્યાધિ-ઉપાધિ ના થાય, એનું નામ ધર્મ ! સ્વભાવ ભણી જવું એનું નામ ધર્મ કહેવાય. આ તો ક્લેશ પરિણામ વધારે ને વધારે થયા કરે છે.

## વાઈફથી તૂટી ડિશો કાચની,<br>'રેડિયા'ની કિંમત કોડી પાંચની !

વાઈફના હાથે છે તે પંદર-વીસ આવડી આવડી કાચની ડિશો હતી તે અને ગ્લાસ-વેર હતાં તે પડી ગયાં. તે વખતે તમને કશી અસર થાય ખરી ?

**પ્રશ્નકર્તા :** મને ના થાય.

**દાદાશ્રી :** શું થાય ! આનંદ થાય ?

**પ્રશ્નકર્તા :** તૂટી જાય તો બીજાં લેવાય.

**દાદાશ્રી :** ના પણ, આનંદ થાય તે ઘડીએ કે દુઃખ થાય ?

**પ્રશ્નકર્તા :** સાફ કરવું પડે એનું દુઃખ તો થાય.

**દાદાશ્રી :** તો દુઃખ થાય એટલે કશું બબડ્યા વગર રહો નહીંને, આ રેડિયો વગાડ્યા વગર રહે જ નહીં. દુઃખ થયું કે રેડિયો બોલે, એટલે પેલીને દુઃખ થાય પછી. ત્યાર પછી પેલીય શું કહે, હં... તમારા હાથે કંઈ ફૂટવાનું થતું નહીં હોય પછી. આ સમજવાની વાત છે કે ડિશો પડી જાય છેને ? એને આપણે કહીએ કે તું ફોડી નાખ તો ના ફોડે. ફોડે ખરી ? એ કોણ ફોડતું હશે ? આ વર્લ્ડમાં કોઈ માણસ એક પણ ડિશ ફોડી શકવાની શક્તિ ધરાવતો નથી. આ તો બધો હિસાબ ચૂકવાય છે. એ તૂટી જાય, એટલે આપણે કહેવું કે વાગ્યું નથીને તને. શું કહેવાનું ? કાચ વાગ્યા નથીને, એવું કહેવાનું ?

**પ્રશ્નકર્તા :** તું સુઈ જા, હું સાફ કરી આપીશ.

**દાદાશ્રી :** હા, આ તો કઢી ઢળી ગઈ, સાણસી છટકી અને જો ઓવર ટર્ન થઈ જાય, તો કહેશે, 'તારામાં અક્કલ નથી'. આ અક્કલનો કોથળો મોટો, વેચવા જઈએ તો ચાર આના આવે નહીં ! આવું ના કહેવાય. એ સ્ત્રી છે તે કોઈ દહાડો આપણે જમવા આવીએ તો એ કઢી ઢોળતી હશે ? એ કંઈ કપ-રકાબીઓ ભાંગી નાખે ? નોકરને હઉ ના વઢાય. આ બધું અજ્ઞાનતા છે, ઘોર અજ્ઞાનતા ! કશું ભાન જ નથી માણસ તરીકે જીવવાનું, કકળાટ કરવા જેવું છે જ નહીં આ જગત, અને જે કકળાટ છે તે અણસમજણ ને અજ્ઞાનતાને લઈને છે. આ સમજવા જેવી વાત છે. અમે કહીએ છે તે, હં !

**પ્રશ્નકર્તા :** હા, આપણે જાણીએ છીએ કે કકળાટ ના કરવો જોઈએ.

**દાદાશ્રી :** એમ માનો કે એક કબાટમાં બધું ગ્લાસવેર મૂક્યું છે અને એકદમ એવું કંઈક વાગ્યું અને બધું પડ્યું. હવે ત્યાં કકળાટ કરી મેલીએ, તે હન્ડ્રેડ પરસેન્ટ રોંગ છે, કકળાટ કરનારો ગુનેગાર છે ત્યાં આગળ. એને છ મહિનાની જેલ આપવી જોઈએ. ઊલટું એણે એમ કહેવું જોઈએ કે તને

કાચ વાગ્યો નથી ને ? એવું પૂછવું જોઈએ, તેને બદલે આપણે એની જોડે પાછું તોડી પાડીએ ! ને વાસણ તો બીજા લઈ આવીશું, જાણી જોઈને ભાંગે ખરી એ ? અરે, કો'કે ભાંગ્યું હોયને તો આવડી આવડી દે ! તો એ ભાંગે ખરી ? આપણા કરતાં વધારે કાળજી એને હોય, પુરુષ તો મોટા મનના હોય. હવે ત્યાં આપણે ભૂલ નહીં કરતા ?

**પ્રશ્નકર્તા :** કરીએ છીએ.

**દાદાશ્રી :** એટલે આ આખો દહાડો જે કકળાટ છેને, તે ખોટો વિખવાદ છે, કંઈ અર્થ વગરનો છે, સમજણ વગરનો છે. કારણ કે બની ગયું એમાં કોઈ ઉપાય જ નથી અને જેનો ઉપાય ના હોય તેને માટે કકળાટ કરે એ ગુનેગાર કહેવાય છે. એ કાચ ભાંગી ગયા ફરી પાછા આવે, આપણે કકળાટ કરીએ તો ? ઘર છે તે ફેમિલી મેમ્બર થઈ જાય તો બહુ સારું કહેવાય. ઘરમાં કકળાટ ના થવો જોઈએ. આપણા કરતાં સ્ત્રી વધારે સારી રીતે ઘરને સાચવવા ફરે છે ઊલટી.

**પ્રશ્નકર્તા :** સાચી વાત છે.

## ફેંક સોફો જો કરાવે ઝઘડો,
## બૈરી ના સાચવી તો તું લંગડો !

**દાદાશ્રી :** જો સોફાને લીધે ઝઘડો થતો હોય તો સોફાને નાખી દો બહાર. એ સોફો તો બસો કે ત્રણસો રૂપિયાનો હોય, મૂઆ, એનો ઝઘડો થતો હશે ? જેણે ફાડ્યો તેની પર દ્વેષ આવે. અલ્યા, મૂઆ, નાખી આવ. જે વસ્તુ ઘરમાં વઢવાડ લાવેને, એ વસ્તુ બહાર નાખી આવ.

જે ઘરમાં ક્લેશ નહીં, ત્યાં ભગવાન હાજર હોય. આ ફોટામાં નથી ભગવાન, પણ જ્યાં ક્લેશ નથી ત્યાં હાજર હોય. ત્યારે આ સોફા હારુ ક્લેશ કરવો આપણે હવે ? નાખી આવો બહાર.

આ ડિશો ભાંગી નાખે છે ? તે મેં વાત કરી, તે એની બુદ્ધિ શું કહે છે, ના કહે છે. મનાય નહીં ?

**પ્રશ્નકર્તા :** મનાય ને !

**દાદાશ્રી :** જેટલું મનાય એટલી શ્રદ્ધા બેસે. એટલું એ ફળ આપે, હેલ્પ કરે, શ્રદ્ધા ના બેસે તે હેલ્પ ના કરે. એટલે સમજીને ચાલો તો આપણું જીવન સુખી થાય અને એનું એય સુખી થાય. અરે ! કેવાં કેવાં ભજિયાં ને જલેબી નહીં કરી આપતાં ?

**પ્રશ્નકર્તા :** કરી આપે છે.

**દાદાશ્રી :** હા, તો પછી ? એનો ઉપકાર ના માનીએ, કારણ કે એ પાર્ટનર છે, એમાં એનો ઉપકાર શો ? એમાં આપણે પૈસા લાવીએ એવું આપણને એ આ કરી આપે, આમાં બેઉ પાર્ટનરશીપ ચાલે છે. છોકરાંય પાર્ટનરશીપમાં, કંઈ એની એકલીનાં ઓછાં છે ? સુવાવડ એણે કરી છે માટે એની એકલીનાં છે ? આપણા બેઉનાં હોય છોકરાંઓ. બન્નેનાં કે એકલીનાં ?

**પ્રશ્નકર્તા :** બેઉનાં.

**દાદાશ્રી :** હં. સુવાવડ કંઈ પુરુષ કરવાના હતા ? એટલે સમજવા જેવું છે આ જગત ! કેટલીક બાબતમાં સમજવા જેવું છે. અને તે જ્ઞાની પુરુષ સમજણ પાડે, એમને કશું લેવાદેવા ના હોય, એટલે એ સમજણ પાડે કે આ ભઈ આપણા હિતનું, તો ઘેર કકળાટ ઓછો થાય, તોડફોડ ઓછી થાય.

## જો કોઈ ઉપાયે થાય ના શાંતિ,
## સાક્ષી કે જ્ઞાતા રહી, કાઢ ભ્રાંતિ !

ભાન જ નથી આ તો, ખાય છે, પીવે છે, તેય ભાન નથી. આ ભાન વધારવાની જરૂર છે આપણે. આ તો ભાન અહંકારમાં જ બધું પેસી ગયું છે. હું આમ છું ને તેમ છું એવું નહીં આપણે, મારે બધું જાણવાનું બહુ બાકી છે એવું સમજાવું જોઈએ. જ્ઞાનને માટે ખુલ્લું રાખવું જોઈએ. ઘડા ઉપર ઢાંકણું ઢાંકી દઈએ પછી કોણ પાણી રેડે ? તમને ગમી વાત ? કઈ વાત ગમી તમને, કહો ?

**પ્રશ્નકર્તા :** ઘડા પર ઢાંકણું ન ઢાંકવું જોઈએ એમ. એ વાત ગમી.

**દાદાશ્રી :** બેનોએ પણ ક્લેશ ના કરવો જોઈએ ને પુરુષોય, બેઉ એક દહાડો સંપી લેવું જોઈએ, કે આ દાદાજી કહે છે એ આપણે કોન્ટ્રાક્ટ નવેસરથી કરી લો. ક્યાંય ભાંજગડ નહીં. એ અકળાય તો તમારે શાંત થઈ જવાનું ને બેસી રહેવાનું. અને પછી અકળામણ ઠંડી થવા આવે તે ઘડીએ ચા લઈને આવવાનું.

**પ્રશ્નકર્તા :** પણ દાદા કોન્ટ્રેક્ટ કર્યો હોય ને બેસી રહેવું હોય ને બેસે નહીં તેનું શું ? શાંત ના રહેવાય ને ઝઘડી પડાય તો શું કરવું ?

**દાદાશ્રી :** ઝઘડી પડાય તોય આપણે એમને કહેવું કે આ બે પૂતળાં ઝઘડે છે. આ તમને જ્ઞાન હોય એટલે બે પૂતળાં ઝઘડે છે એ જુઓ આપણે, એની ફિલમ જોઈ લો.

## આપણે આર્ય ભારતીય રતન, ઘરમાં શોભે, અનાડી વર્તન ?

ઘરમાં ક્લેશ ના થવો જોઈએ. કોઈનાં ઘરમાં ક્લેશ થતો હશે ?

**પ્રશ્નકર્તા :** ક્લેશ તો થાય જ ને ?

**દાદાશ્રી :** એ તો આપણા આર્ય લોકોના ઘરે તો થાય નહીં. અનાર્યને ત્યાં થાય. આપણે તો આર્ય લોકો. આપણે ત્યાં ક્લેશ ક્યાંથી થાય ?

**પ્રશ્નકર્તા :** પણ એ હકીકત છે ને ક્લેશ થાય છે તે.

**દાદાશ્રી :** ના થવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** ના થવો જોઈએ એ બધી વાત બરાબર, પણ થાય છે એનું શું ?

**દાદાશ્રી :** એટલી અણસમજણ કાઢી નાખશો તો નીકળી જાય એવો છે ક્લેશ.

જગત આફરીન થાય એવું જીવન જીવાય આપણું ! આપણે ઈન્ડિયાના, આર્ય પ્રજાના પુત્રો, એનું અનાડી વર્તન દેખાય તો કેવું ખરાબ દેખાય ? આ ફોરેનવાળાનું અનાર્ય વર્તન જોવામાં આવે છે પણ અનાડી નહીં. આપણે તો આર્ય પ્રજા, પણ અત્યારે અનાડી જ થઈ ગઈ. અનાડી શબ્દ સાંભળેલો છે ? 'એની વાત જવા દોને, છે અનાડી જેવો' કહે છે.

અને વાઈફ જોડે તો કકળાટ થાય નહીં. જેની જોડે કાયમનું રહેવાનું, ત્યાં કકળાટ કરે બેઉ, તો બન્ને સુખી થઈ જાયને, પછી ?

**પ્રશ્નકર્તા :** ના થાય. દુઃખી થાય.

**દાદાશ્રી :** બન્નેય ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** અને આ તો એક જણ જો કકળાટ કરે તો એ એકલો જ દુઃખી. આમાં સાંભળનારને દુઃખ થયું કે ના થયું, દુઃખ થવું તે પોતાની અણસમજણ છે.

**પ્રશ્નકર્તા :** ક્લેશ ન કરવો હોય તોય થાય તો આને કોણ પહોંચી વળે ?

**દાદાશ્રી :** સોનું પહોંચી વળે. સોનું પહોંચી ના વળે ? સોનું પહેરાવે એટલે ઠંડા થઈ જાય. જોડે રહેવાનું અને પાછો ક્લેશ વગર રહેવું એનું નામ જીવન કહેવાય. ક્લેશ ના થવો જોઈએ. કોઈને દુઃખ ના થવું જોઈએ ઘરમાં. રોજ ધણીને પૂછવું કે તમારે કશું દુઃખ થતું હોય તો મને કહો. એવી રીતે તનેય પૂછે એ.

**પ્રશ્નકર્તા :** હું તો રોજ પૂછું છું.

**દાદાશ્રી :** તમે શું પૂછો, કંઈ દુઃખ થતું હોય તો કહો, એમ ?

**પ્રશ્નકર્તા :** કહે જ નહીં ને. પડવા ના દઈએ ને એવું દુઃખ.

**દાદાશ્રી :** એ તો ધણી સારા હોયને તો દુઃખ ના દે, ત્યારે છોકરાં દુઃખ દેતાં હોય. પોતાનું પેટ પાકે, એવાં દુઃખ દે કે ખરેખરાં દે.

## કકળાટિયો માલ જ કચરો,
## રાંડ્યાનો ના, પૈણ્યાનો દિ' સંભારો !

જ્યાં કકળાટ છે, ક્લેશ છે, ત્યાં આગળ એ ઘર સારું ના લાગે. અને કકળાટ કરવાનું કારણ ઘરમાં હોતું જ નથી, આપણા ભારતીયોને તો હોતું જ નથી. પણ આ અણસમજુ માણસ શું કરે ? મેડનેસ (ગાંડપણ)ને લઈને કકળાટ જ કર્યા કરે.

**પ્રશ્નકર્તા :** જેમ કે અમુક માણસોનો સ્વભાવ જ એવો હોય કકળાટ કરવાનો, તો ?

**દાદાશ્રી :** એટલે જ કહું છુંને કે દુઃખ નથી પણ દુઃખ ઊભાં કરે છે. ઈન્વાઈટ (આમંત્રિત) કરે છે. કોઈને દુઃખ જ નથી કોઈ જાતનું. ખાવા-પીવાનું બધુંય છે, કપડાં-લત્તાં છે, રહેવાનું ફ્રી (મફત) છે, બધું સાધન છે, પણ દુઃખ ઊભાં કરે છે. બહુ થોડા ટકા પાંસરો માલ છે. બાકી રબીશ મટીરિયલ (કચરો માલ) છે. બધા, રબીશ છતાં વિચારશીલ છે, ડહાપણવાળો છે, બુદ્ધિ છે તે વ્યભિચારિણી બુદ્ધિ છે, થોડીક બુદ્ધિ ડેવલપ (વિકાસ) થયેલી છે તે અવ્યભિચારિણી થઈ શકે એમ છે. સારા ટચમાં આવે તો ફેરફાર થઈ જાય. સંસ્કારની જરૂર છે. સાવ જડ નથી આ. ખોટી ખોટી પણ ખરાબ પણ બુદ્ધિ ઊભી થઈ. પહેલાં તો ખરાબેય નહોતી. ખરાબ થઈ હોયને તો એને સંસ્કારી કરી શકાય. બુદ્ધિ ડેવલપ થયેલી હોયને તેથી !

કૃષ્ણ ભગવાને કહ્યું છે બે પ્રકારની બુદ્ધિ, અવ્યભિચારિણી અને વ્યભિચારિણી. વ્યભિચારિણી એટલે દુઃખ જ આપે. અને અવ્યભિચારિણી બુદ્ધિ સુખ જ આપે, દુઃખમાંથી સુખ ખોળી કાઢે. અને આ તો બાસમતીના ચોખામાં કાંકરા નાંખીને ખાય પછી. અહીં અમેરિકાનું ખાવાનું કેટલું સરસ ને ચોખ્ખાં ઘી મળે, દહીં મળે, કેવો સરસ ખોરાક. જિંદગી સરળ છે. છતાંય જીવન જીવતાં ના આવડે એટલે માર ખઈએ પછી.

આપણને હિતકારી શું છે એટલો તો વિચાર કરવો જોઈએ ને ? પૈણ્યા તે દહાડાનો આનંદ સંભારીએ તો હિતકારી કે રાંડ્યા તે દહાડાનો શોક સંભારીએ તો હિતકારી ? આપણે પૈણ્યા તે દહાડાનો આનંદ

સંભારીએ તો એ આપણને હિતકારી છે. રાંડ્યા તેના શોકને શું કરવાનું છે ? બે જણ પૈણવા બેસે છે ત્યાં જ બે જણમાંથી એક જણે રાંડવાનું તો છે જ. આ પૈણ્યાનો સોદો જ એવો કર્યો છે અને એમાં કકળાટ શો પછી ? જ્યાં સોદો જ એવો હોય ત્યાં કકળાટ હોતા હશે ? બેમાંથી એકે નહીં રાંડવાનું ?

## પૈણતી વખતે આવ્યો વિચાર,
## બેમાંથી કો' રાંડશે છે નિર્ધાર !

અમારે તો પૈણતી વખતે જ રંડાપાનો વિચાર આવેલોને ! તે પૈણતી વખતે નવો સાફો બાંધેલો. અમે ક્ષત્રિયપુત્ર કહેવાઈએને, તે દહાડે ફેંટો પહેરતા હતા અને પહેરણ પહેરીને ૧૫-૧૬ વર્ષનો છોકરો એય રૂપાળા બંબ જેવા દેખાય. અને ક્ષત્રિયપુત્રો એટલે ચોગરદમ ભરેલા હોય. અને કાંડું તો જોરદાર હોય. આવું કાંડું ના હોય. તે દહાડે તો બહુ જોરદાર કાંડું, તે આ તો બધું સુકાઈ ગયું, જાણે દૂધિયું સુકાઈ જાયને. તે ૧૫ વર્ષે પૈણવા બેઠેલો અને ધામધૂમથી પૈણેલો. ૧૯૨૩ની સાલમાં પૈણેલો. તે દહાડે બહુ મંદી, જબરદસ્ત, તોય ધામધૂમથી ચાર ઘોડાની ફેટીન હતી. અને ફેટીનને લાવીએ ને બધું વગાડે. અને પેલા દીવા હતા. ચૂનો ને બધું નાંખીને સળગાવે. પછી પૈણવા બેઠો તે માહ્યરાંમાં બેઠો એટલે પછી માહ્યરાંમાં હીરાબાને પધરાવી ગયા. એમના મામા કન્યાને પધરાવી જાયને ત્યારે એ ૧૩ વર્ષનાં અને હું ૧૫ વર્ષનો. તે ફેંટા ઉપર મોટો એ મૂકેલો ફૂલોનો, પેલું શું કહે છે એને ? ખૂંપ. એ ઉપર મૂકેલોને, તે એના ભારથી ફેંટો પેલો સુંવાળો એટલે ખસી ગયો. તે અહીં આંખ ઉપર આવી ગયો. એટલે હીરાબા દેખાયા નહીં. હું જાણું કે વહુને બેસાડીને જશે. પણ પેલું દેખાયું નહીં, એટલે મેં ખસેડી ખસેડીને જોયું. ત્યારે મહીંથી વિચાર આવ્યો, કે અરે છે તો રૂપાળાં. અને મેં પહેલેથી જોયેલાં. મારી સહમતી ફાધર-મધર સમજી ગયેલાં. તે એક ફેરો મેં એમને જોયેલાં. એટલે પછી આ લોકો વાત કરેને, એટલે મનમાં હા, ના કશું બોલે નહીં. એટલે પેલા સમજી જાય કે છોકરો સમજે છે આ. એટલે એમનો માલેય વેચાયો. એમને ત્રણ હજાર રૂપિયા આવવાના થયા. અને મનેય વાંધો ના આવ્યો !

પછી પેલો ફેંટો ખસી ગયા પછી મહીં વિચાર આવ્યો કે આ પૈણવા તો માંડ્યું, છે તો સારાં, મંડાયું ખરું, પણ હવે બેમાંથી એક તો રાંડશેને ?

**પ્રશ્નકર્તા :** એટલી ઉંમરે તમને એવા વિચાર આવેલા ?

**દાદાશ્રી :** હા, ના આવે બળ્યું આ ? એક તો ભાંગેને પૈડું, બળ્યું ? મંડાયું એ રંડાયા વગર રહે નહીં.

**પ્રશ્નકર્તા :** પણ પૈણતી વખતે તો પૈણ ચઢ્યું હોય, કેટલો બધો મોહ હોય. એમાં આવો વૈરાગ્ય વિચાર ક્યાંથી હોય ?

**દાદાશ્રી :** પણ તે વખતે વિચાર આવ્યો કે આ મંડાયું ને પછી રંડાપો તો આવશે બળ્યો. બેમાંથી એકને તો રંડાપો આવશે. કાં તો એમને આવશે કાં તો મને આવશે.

**પ્રશ્નકર્તા :** એટલે પછી લગ્નનો આનંદ જતો રહ્યો એ વિચારથી ?

**દાદાશ્રી :** આનંદ તો હતો જ નહીં. અહંકારનો જ આનંદ હતો. હું કંઈક છું, તેનો આનંદ હતો. લોકોને મોહનો આનંદ હોય. અમારાં સાસુ તો જો જો જ કર્યા કરે. ૧૫ વર્ષે મને ઊંચકી લીધેલો એ બઈએ. કેડમાં ઘાલેલા. સાસુને વહાલા લાગ્યા. આવા જમાઈ મળે નહીં. ગોળ ગોળ મોઢું લાડવા જેવું છે, એવું હઉ બોલેલા. એટલે હવે એ એના મોહમાં ને આપણે અહંકારના. પણ આ પૈડું ભાંગી જવાનું, આમાં રંડાપો આવવાનો જ. પછી શું થાય આપણને ?

## 'સમય વર્તે સાવધાન' સૂત્ર,
## ક્લેશ સમે સાવધ તે આર્યપુત્ર !

બધાની હાજરીમાં, સૂર્યનારાયણની સાક્ષીએ, ગોરની સાક્ષીએ પૈણ્યો ત્યારે ગોરે સોદા કર્યા કે 'સમય વર્તે સાવધાન'. તે તને સાવધ થતાંય નથી આવડતું ? સમય પ્રમાણે સાવધ થવું જોઈએ. ગોર બોલે છે, 'સમય વર્તે સાવધાન' તે ગોર સમજે, પરણનારો શું સમજે ? સાવધાનનો અર્થ શું ? તો કહે બીબી ઉગ્ર થઈ હોય ત્યારે તું ઠંડો થઈ જજે, સાવધ થજે. 'સમય

વર્તે સાવધાન', તે જેવો સમય આવે, એવું સાવધ રહેવાની જરૂર. તો જ સંસારમાં પૈણાય. એ જો ઉછળી ગઈ હોય અને આપણે ઉછળીએ તો અસાવધપણું કહેવાય. એ ઉછળે ત્યારે આપણે ટાઢું પાડી દેવાનું. સાવધ રહેવાની જરૂર નહીં ? તે અમે સાવધ રહેલા. ફાટ-બાટ પડવા ના દઈએ. ફાટ પડવાની થઈ કે વેલ્ડિંગ સેટ ચાલુ પાછું. પણ લોકોને તો દાળમાં મીઠું વધારે પડ્યું, તે બધા ઉપર રો-કકળાટ, એમ નહીં કે આપણે એડજસ્ટ થઈએ. ત્યારે મુખ્ય વાત એ જ કે ભઈ આજ દાળમાં મીઠું વધારે છે, તો આપણે સમય આવ્યો એટલે સાવધ થઈ જવાનું અને જરા ઓછી ખાવાની પણ બૂમાબૂમ નહીં કરવાની ને સમય વર્તે સાવધાન થવાનું એટલા સારું કહે છે, પણ સમય પ્રમાણે વર્તતા જ નથીને. બોલી ઊઠે તરત. અલ્યા મૂઆ, નાના છોકરાનેય ખબર પડશે, ખારી છે તે. ના ખબર પડે ? તે આ પહેલો બોલી જાય !

## ક્લેશનું મૂળ કૉઝ અજ્ઞાનતા,
## પરિણામે ત્યાં બરકત ખોતા !

**પ્રશ્નકર્તા :** ક્લેશ થવાનું મૂળ કારણ શું ?

**દાદાશ્રી :** ભયંકર અજ્ઞાનતા ! એને સંસારમાં જીવતાં નથી આવડતું. દીકરાનો બાપ થતાં નથી આવડતું, વહુનો ધણી થતાં નથી આવડતું. જીવન જીવવાની કળા જ આવડતી નથી ! આ તો છતે સુખે સુખ ભોગવી શકતાં નથી.

**પ્રશ્નકર્તા :** પણ કંકાસ ઊભો થવાનું કારણ સ્વભાવ ના મળે તેથી ?

**દાદાશ્રી :** અજ્ઞાનતા છે તેથી. સંસાર તેનું નામ તે કોઈ કોઈના સ્વભાવ મળે જ નહીં ! આ 'જ્ઞાન' મળે તો તેને એક જ રસ્તો છે, 'એડજસ્ટ એવરીવ્હેર !'.

જ્યાં ક્લેશ હોય ત્યાં ભગવાનનો વાસ રહે નહીં. એટલે આપણે ભગવાનને કહીએ, 'સાહેબ તમે મંદિરમાં રહેજો, મારે ઘેર આવશો નહીં ! અમે મંદિર બંધાવીશું, પણ ઘેર આવશો નહીં !!' જ્યાં ક્લેશ ન હોય ત્યાં

ભગવાનનો વાસ નક્કી છે, એની તમને હું 'ગેરન્ટી' આપું છું. ક્લેશ થયો કે ભગવાન જતા રહે. અને ભગવાન જાય એટલે લોક આપણે શું કહેશે, ધંધામાં કંઈ બરકત નથી આવતી. અલ્યા, ભગવાન ગયા માટે બરકત નથી આવતી. ભગવાન જો હોયને ત્યાં સુધી ધંધામાં બરકત ને બધું આવે. તમને ગમે છે કકળાટ ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તોય થઈ જાય છે ને ?

**પ્રશ્નકર્તા :** કો'ક વાર.

**દાદાશ્રી :** તો એ તો દિવાળીય કો'ક દા'ડો જ આવે ને, કંઈ રોજ આવે છે એ ?

**પ્રશ્નકર્તા :** પછી પંદર મિનિટમાં ઠંડું પડી જાય, કકળાટ બેસી જાય.

**દાદાશ્રી :** આપણામાંથી ક્લેશ કાઢી નાખો. જેને ત્યાં ઘરમાં ક્લેશ ત્યાં માણસપણું જતું રહે પછી. તે આમ ઘણા પુણ્યથી માણસપણું આવે, તેય હિન્દુસ્તાનનું માણસપણું અને તે પાછા અહીં (અમેરિકામાં) તમને, એ ત્યાંના લોકો હિન્દુસ્તાનમાં તો ચોખ્ખું ઘી ખોળે છે તોય જડતું નથી અને તમને રોજ ચોખ્ખું જ મળે છે, મેલું ખોળો તોય જડે નહીં, કેટલા પુણ્યશાળી છો ! તે પુણ્ય પણ, ખોટું દુરુપયોગ થાય પછી તો.

આપણા ઘરમાં ક્લેશરહિત જીવન જીવવું જોઈએ, એટલી તો આપણને આવડત આવડવી જોઈએ. બીજું કંઈ નહીં આવડે તો તેને આપણે સમજણ પાડવી કે, 'ક્લેશ થશે તો આપણા ઘરમાંથી ભગવાન જતા રહેશે. માટે તું નક્કી કર કે અમારે ક્લેશ નથી કરવો !' ને આપણે નક્કી કરવું કે ક્લેશ નથી કરવો. નક્કી કર્યા પછી ક્લેશ થઈ જાય તો જાણવું કે આમાં આપણી સત્તા બહાર થયેલું છે. એટલે આપણે એ ક્લેશ કરતો હોય તોય ઓઢીને સૂઈ જવું. એય થોડી વાર પછી સૂઈ જશે. અને આપણે પણ સામું બોલવા લાગીએ તો ?

ક્લેશ ના થાય એવું નક્કી કરો ને ! ત્રણ દહાડા માટે તો નક્કી કરી જુઓ ને ! અખતરો કરવામાં શું વાંધો છે ? ત્રણ દિવસના ઉપવાસ કરે છેને તબિયત માટે ? તેમ આ પણ નક્કી તો કરી જુઓ. આપણે ઘરમાં બધા ભેગાં થઈને નક્કી કરો કે 'દાદા વાત કરતા હતા, તે વાત મને ગમી છે. તો આપણે ક્લેશ આજથી ભાંગીએ !' પછી જુઓ.

**પ્રશ્નકર્તા :** હિન્દુસ્તાનમાં બધા જોઈન્ટ ફેમિલીમાં રહે છે અને આજુબાજુ, આડોશી-પાડોશી, એ બધાને લીધે ધણી-બૈરીમાં કકળાટ ને ક્લેશ વધારે હોય છે. જ્યારે અમેરિકામાં તો બીજું કોઈ નહીં, ધણી-ધણીયાણી બે જ. એટલે એકબીજાની જોડે વધારે એટેચમેન્ટ રહે છે અને સારી રીતે રહે છે, હિન્દુસ્તાન કરતાં.

**દાદાશ્રી :** ઘણું સારું કહેવાયને ! એ તો વખાણ કરવા જેવી વાત છે. એવું સારી રીતે રહેતા હોય તો ઘણું સારું કહેવાય.

**પ્રશ્નકર્તા :** ભારતમાં એવું શા માટે ?

**દાદાશ્રી :** ભારતમાં તો ત્યાં કકળાટ જ રહેવાનો છે. કકળાટ જવા માટે અમારી જોડે બહુ ટચમાં રહેવું પડે ત્યારે અમુક માણસો કકળાટથી રહિત થયા પણ એકદમ કકળાટ નહીં જાય ભારતનો તો. કારણ કે સાસુ હોય, વડસાસુ હોય, કાકીસાસુ હોય, પાછા કો'ક દહાડો આવીને કહેશે, 'આ વહુ તો બોલાવતાંય નથી, હું તો માસીસાસુ થાઉં તારી...' મારે તારું શું કામ છે વગર કામનું. હું મારા ધણીને પૈણી છું. તું શું કરવા અહીં આગળ. મારે મારા ધણીનું કામ છે કે તમારું કામ છે તે ? પણ ત્યાં પેસી જાય, માસીસાસુ ને ફોઈસાસુ, બધા કેટલી જાતનાં લફરાં !

## કમાતી પત્ની પૈસાનો પાવર,
## ભીંત બની માણ પ્રેમનો 'શાવર' !

**પ્રશ્નકર્તા :** અહીંયાં અમેરિકામાં બૈરાંઓ પણ નોકરી કરેને એટલે જરાક વધારે પાવર આવી જાય સ્ત્રીઓને, એટલે હસબન્ડ-વાઈફને વધારે કચકચ થાય.

**દાદાશ્રી :** પાવર આવે તો સારું ઊલટું, આપણે તો એમ જાણવું કે ઓહોહો ! પાવર વગરના હતા તે પાવર આવ્યો તે સારું થયું આપણે ! ગાડું સારું ચાલેને ? આ ગાડાના બળદ ઢીલા હોય તો સારું કે પાવરવાળા ?

**પ્રશ્નકર્તા :** પણ ખોટો પાવર કરે ત્યારે ખરાબ ચાલેને ? પાવર સારો કરતા હોય તો સારું.

**દાદાશ્રી :** એવું છેને, પાવરને માનનારો ના હોય, તો એનો પાવર ભીંતમાં વાગે. આમ રોફ મારતી ને તેમ રોફ મારતી પણ આપણા પેટમાં પાણી ના હાલે તો એનો પાવર બધો ભીંતમાં વાગે ને પછી એને વાગે પાછો.

**પ્રશ્નકર્તા :** તમારો કહેવાનો મતલબ એવો કે અમારે સાંભળવાનું નહીં બૈરાઓનું, એવું.

**દાદાશ્રી :** સાંભળો, બધું સારી રીતે સાંભળો, આપણા હિતની વાત હોય તો બધી સાંભળો અને પાવર જો અથડાતો હોય, તે ઘડીએ મૌન રહેવાનું. તે આપણે જોઈ લો કે કેટલું કેટલું પીધું છે. પીધા પ્રમાણે પાવર વાપરે ને ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે. એવી જ રીતે જ્યારે પુરુષો ખોટો પાવર કરતા હોય ત્યારે ?

**દાદાશ્રી :** ત્યારે આપણે જરા ધ્યાન રાખવું. હં... આજે વંઠ્યું છે એવું મનમાં કહેવું, કશું મોઢે ના કહેવું.

**પ્રશ્નકર્તા :** હં... નહીં તો વધારે વંઠે.

**દાદાશ્રી :** આજ વંઠ્યું છે, કહે છે... આવું ના હોવું જોઈએ. કેવું સુંદર... બે મિત્રો હોય તે આવું કરતા હશે ? તો મિત્રાચારી રહે ખરી, આવું કરે તો ? માટે આ બે મિત્રો જ કહેવાય, સ્ત્રી-પુરુષ એટલે એ મિત્રાચારીથી ઘર ચલાવવાનું છે. અને આવી દશા કરી નાંખી, આટલા હારુ છોડીઓ પૈણાવતા હશે લોકો ? ગ્રીન કાર્ડવાળાને ! આવું કરવા હારુ ? તો પછી આ શોભે આપણને ? તમને કેમ લાગે છે ? ના શોભે આપણને ! સંસ્કારી

કોને કહેવાય ? ઘરમાં ક્લેશ હોય તે સંસ્કારી કહેવાય કે ક્લેશ ના હોય તે ?

**પ્રશ્નકર્તા :** ક્લેશ ના હોય તે !

**દાદાશ્રી :** ત્યાર પછી આવું ? આપણે સંસ્કારી. પૈણવા જઈએ તો પૈઠણ આપે લોકો. કોના પર પૈઠણ આપે છે ? એના હારુ આપતા હશે કે ઘરમાં વાઈફને તમે બાંધીને મારવા હારુ આપતા હશે ? પહેલાં તો પૈઠણો શેની આપતા'તા, કે આ ઘરમાં તો કકળાટ જ નહીં બિલકુલ ! ઘરમાં કોઈ કકળાટ નહીં, કોઈને દુઃખ ના આપે, એ સ્થિતિ આપણને હોવી જોઈએ ને ?

આ તો પહેલેથી નાનપણમાંથી છોકરાને ઉછેરતી વખતે લોકો એવું કહે, ચેક મળ્યો. એટલે આ ગાંડા ચક્કર થઈ જાય. આ તમે જાણો નહીં આ બધું ? આ ચેકો જોયેલા નહીં ?

**પ્રશ્નકર્તા :** એ ના સમજાયું કે, એ ચેક એટલે શું ?

**દાદાશ્રી :** બીજા નાના ગામવાળા આવશે ને એ પૈઠણ બધી આપશે. ભલે છોકરાવાળા પાસે મિલકત નથી, ભલે ઓછી મિલકત છે, પણ ખાનદાન કુળ છે, કુળ સારું છે. અને સુગંધીય ખરી એમાં, ખોટું તો ના કહેવાય. ચોરી-બોરી ના કરે, લુચ્ચાઈઓ, કોઈને ફસવે કે એવું તેવું આ હોય નહીં. હલકાં કામ ના કરે. તે એના પૈસા આપે છે. એમ ને એમ આપે છે ? એ મોઢું જોવાના પૈસા આપે છે ? ના આ તો ખાનદાની હોય એની ! ખાનદાન એટલે શું ? કે બે બાજુ ઘસાય એનું નામ ખાનદાન. બે બાજુ ઘસાય એટલે શું ? ખરીદી કરવા જાય તો ત્યાં મનમાં એમ થાય કે શું આ ઓછું આપે છે ? પણ એ બિચારો કમાશે ને ! ઓછું લઈ આવે. અને પોતે, કો'ક લેવા આવ્યો હોય તેને વધારે આપે તે વખતે. વધારે થોડું જાય તો સારું બિચારાને ! એટલે બેઉ બાજુ ઘસાય એનું નામ ખાનદાન એટલે આ પૈઠણ તેની આપે છે.

એટલે આ નાનપણથી આવું પાણી પાય છે આ પાટીદારો

છોકરાઓને. તમે સાંભળેલું નહીં એવું પાણી ? લોકો 'ચેક' બોલે એવું સાંભળેલું નહીં ?

**પ્રશ્નકર્તા :** સાંભળેલું ને !

**દાદાશ્રી :** હં... એટલે પેલું મસ્તીમાં કૂદયા કરતું હોય. ખોટું પાણી આપે છે. યુઝલેસ પાણી ! એ તો માલ વેચ્યા બરાબર છે. એ તો આ માલ વેચ્યો ત્યાં આગળ. એ તો પછી મારા મનમાં એમ થયું કે આ તો વેચાયા કહેવાય ?

## ગમ્મે તેવું નુકસાન કરતાં, ક્લેશનો લોસ, બમણો ભરતાં !

એટલે બધા કોમન પ્રશ્નો પૂછી લો, તમારા સંસાર વ્યવહારમાં ચાલુ પ્રશ્નો પૂછી લેજો. બીજું, 'આ' જ્ઞાન આપીશ ત્યારે બધું નીકળી જશે, પણ કોમન પૂછી લો, કોમનની બહુ ભાંજગડ ના થાય. ઘરમાં ક્લેશ ઊભો થાય એવો હોયને, તોય એને કેમ કરીને ઉડાડી મેલવો, એ પૂછી લો !

**પ્રશ્નકર્તા :** ક્લેશ ના થાય તેના માટે શું કરવાનું ? એનો રસ્તો શું ?

**દાદાશ્રી :** શેના માટે ક્લેશ થાય છે, એ કહો મને, તો હું તમને તરત જે માટે થતો હોય તેની દવા બતાવી દઉં.

**પ્રશ્નકર્તા :** પૈસા માટે થાય છે, છોકરાઓ માટે થાય, બધા માટે થાય. નાની નાની બાબતમાં થઈ જાય.

**દાદાશ્રી :** પૈસા બાબતમાં શું થાય ?

**પ્રશ્નકર્તા :** બચતા નથીને, વપરાઈ જાય છે બધા.

**દાદાશ્રી :** એમાં ધણીનો શો ગુનો ?

**પ્રશ્નકર્તા :** કશો ગુનો નહીં. એમાંથી ઝઘડો થઈ જાય, કોઈ કોઈ વાર.

**દાદાશ્રી :** એટલે ક્લેશ તો કરવો નહીં. બસો ડૉલર ખોઈ નાખે તોય ક્લેશ ના કરવો. કારણ કે ક્લેશની કિંમત ચારસો હોય. બસો ડૉલર ખોવાઈ જાય છે એના કરતાં ડબલ કિંમતનો ક્લેશ થાય છે અને ચારસો ડૉલરનો ક્લેશ કરવો તેના કરતાં બસો ડૉલર ગયા એ ગયા. પછી ક્લેશ ના કરવો. પછી વધવું-ઘટવું એ તો પ્રારબ્ધને આધીન છે.

કકળાટ કરવાથી પૈસો વધે નહીં. એ તો પુણ્યૈ પાકે તો વારેય ના લાગે, પૈસા વધવાને. એટલે જે જે બાબતોમાં થાય તે મને કહોને કે પૈસાની બાબતમાં થાય. તો પૈસા વધારે વપરાઈ જતા હોય તો કચકચ નહીં કરવી. કારણ કે છેવટે વપરાઈ ગયા એ તો ગયા, પણ ક્લેશ કરીએને તે પચાસ રૂપિયા વધારે વપરાયા તેને બદલે સો રૂપિયાનો ક્લેશ થઈ જાય. એટલે ક્લેશ તો કરવો જ ના જોઈએ.

ઘરમાં એક તો ક્લેશ ના થવો જોઈએ અને થતો હોય તો વાળી લેવો જોઈએ. જરા થાય એવું હોય, આપણને લાગે કે હમણાં ભડકો થશે તે પહેલાં જરાક પાણી નાખીને ટાઢું કરી દેવું. પહેલાંના જેવું ક્લેશવાળું જીવન જીવીએ એમાં શું ફાયદો ? એનો અર્થ જ શું ? ક્લેશવાળું જીવન ના હોવું જોઈએને ? શું વહેંચીને લઈ જવાનું છે ? ઘરમાં ભેગું ખાવું, પીવું ને કકળાટ શા કામનો ? અને કો'ક ધણીનું કશું બોલે તો રીસ ચઢે કે મારા ધણીને આવું બોલે છે અને પોતે ધણીને કહે તમે આવા છો ને તેવા છો, એવું બધું ના હોવું જોઈએ. ધણીએય આવું ના કરવું જોઈએ. તમારો ક્લેશ હોયને, તો છોકરાંનાં જીવન પર અસર પડે. કુમળાં છોકરાં, એની પર અસર થાય બધી. એટલે ક્લેશ જવો જોઈએ. ક્લેશ જાય ત્યારે ઘરનાં છોકરાંય સારા થાય. આ તો છોકરાં બધાં બગડી ગયાં છે !

## જે ઘેર ન ક્લેશ તેને નમસ્કાર,
## ગાય જ્યાં દાદાના અસીમ જે' જે'કાર !

આખી જિંદગી બેઉ કકળાટ કરતાં હોય તે બેઉ નરકે જાય.

**પ્રશ્નકર્તા :** બેમાંથી એક જ્ઞાન પામેલું હોય તો ?

**દાદાશ્રી :** એ તો ચેતી જાય. પેલો ભમરડો પછી નરમ પડી જાય.

સામું, 'રીએક્શન' ના આવેને, પછી નરમ પડી જાય. એટલે એનુંય કલ્યાણ થાય. પણ બેઉ કકળાટ જ માંડતાં હોય તો કલ્યાણ ક્યારેય ના થાય.

**પ્રશ્નકર્તા :** તેથી કૃપાળુદેવે લખ્યુંને જે ઘરમાં એક દિવસ પણ ક્લેશ ના હોય એને અમારા નમસ્કાર.

**દાદાશ્રી :** હા, નમસ્કાર.

**પ્રશ્નકર્તા :** જેણે જ્ઞાન ના લીધું હોય એને ત્યાં પણ ક્લેશ ના થતો હોય, એ શું કહેવાય ?

**દાદાશ્રી :** એને દેવ જેવું કહેવાય, પણ એ શક્ય નથી આ કાળમાં ! કારણ કે ક્લેશ છેને, તે ચેપી રોગની પેઠ અસર કરે છે. ચેપી રોગ હોયને, એવી રીતે અસર કરે છે. ઘેર ઘેર પેસી ગયો છે ક્લેશ !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન ન લીધું હોય, તો એને ત્યાં જે ક્લેશનો અભાવ હોય અને અહીંયાં જ્ઞાન લીધા પછી જે ક્લેશનો અભાવ થાય એ બેમાં ફેર શું ?

**દાદાશ્રી :** પેલો તો ક્લેશનો જે અભાવ હતોને, તે આપણે બુદ્ધિપૂર્વક કરતાં હતાં અને જ્ઞાન પછી આ સહજભાવે અભાવ રહે, પેલું કર્તાપણું છૂટી જાય.

**પ્રશ્નકર્તા :** એવું બને નહીં કે ક્લેશ વગરનું હોય જ નહીં કોઈ દહાડો ?

**દાદાશ્રી :** હવે માનો કે એકાદ હોય, તોય એ કર્તા હોય પોતે. ગોઠવણી કર્યા કરતાં હોય અને આખા ઘરમાં ચાર માણસ સારાં હોય ને એક જ જો કાબરીયું પેઠું તો એના ગોદાગોદથી બધાને ક્લેશ થઈ જાય પછી.

જ્યાં ક્લેશ નથી ત્યાં યથાર્થ જૈન, યથાર્થ વૈષ્ણવ, યથાર્થ શૈવ ધર્મ છે. જ્યાં ધર્મની યથાર્થતા છે ત્યાં ક્લેશ ના થાય. આ ઘેરઘેર ક્લેશ થાય છે, તો એ ધર્મ ક્યાં ગયા ? સંસાર ચલાવવા માટે જે ધર્મ જોઈએ છે કે

શું કરવાથી ક્લેશ ના થાય, એટલું જ જો આવડી જાય તોય ધર્મ પામ્યા ગણાય. ક્લેશરહિત જીવન જીવવું એ જ ધર્મ છે. હિન્દુસ્તાનમાં અહીં સંસારમાં જ પોતાનું ઘર સ્વર્ગ થશે તો સ્વર્ગની નજીકનું તો થવું જોઈએને ? ક્લેશરહિત થવું જોઈએ. તેથી શાસ્ત્રકારોએ કહ્યું છે કે જ્યાં કિંચિત્‌માત્ર ક્લેશ છે ત્યાં ધર્મ નથી. જેલની અવસ્થા હોય ત્યાં 'ડિપ્રેશન' નહીં ને મહેલની અવસ્થા હોય ત્યાં 'એલિવેશન' નહીં, એવું હોવું જોઈએ. ક્લેશ વગરનું જીવન થયું એટલે મોક્ષની નજીક આવ્યો, તે આ ભવમાં સુખી થાય જ. મોક્ષ દરેકને જોઈએ છે. કારણ કે બંધન કોઈને ગમતું નથી. પણ ક્લેશરહિત થયો તો જાણવું કે હવે નજીકમાં આપણું સ્ટેશન છે મોક્ષનું.

અમે તો જ્ઞાન થયું, વીસ વર્ષથી તો ક્લેશ નથી જ. પણ એનાં વીસ વર્ષ પહેલાંય ક્લેશ ન હતો, પહેલાંથી ક્લેશને તો અમે કાઢેલો જ કોઈ પણ રસ્તે ક્લેશ કરવા જેવું નથી આ જગત.

## ન રહે ક્લેશ તે સાચો ધર્મ,<br>ક્લેશિત ધર્મ બાંધે કુકર્મ !

આવા બધા રસ્તા છે ને ઊંધા રસ્તા પણ છે, પણ હાઈવેની વાત જુદી છે. બધા રસ્તા બીજા બહુ હોય હાઈવે કરતાં. હાઈવેની અંદર તો ઘરમાં બૈરી-છોકરાં બધાં હોય, તોય ક્લેશ ના થાય, ત્યારે જાણવું કે આપણે હાઈવે ઉપર છીએ. નહીં તો આડા ફાંટે ! રસ્તા બધા બહુ છે. એનું લેવલ કંઈક હોવું જોઈએને. અને ત્યાં આગળ હાઈવેમાં રહેવું આપણે. તમને બેન ખબર પડે કે ના પડે, ક્લેશ છે કે નહીં તે ?

**પ્રશ્નકર્તા :** પડે.

**દાદાશ્રી :** એટલું જ જોઈ લેવાનું. અને ક્લેશ ના થાય તો જાણવું કે આપણે આ સાચા માર્ગ ઉપર છીએ, મુક્તિનો ધર્મ જુદો છે અને સંસારનો ધર્મ જુદો છે. સંસારનો ધર્મ સાચો ખરો. પણ એના ઘરમાં ક્લેશ ના રહે. અને જો ક્લેશ છે ને પછી કહે છે કે અમારો ધર્મ સાચો તો એ મતાર્થીઓ છે. મતનું જ રક્ષણ કરે છે. પોતાના આત્માનું રક્ષણ કરતા નથી. એટલે ક્લેશ ઘરમાં ના રહે ત્યારે જાણવું કે આપણે કંઈક ધર્મ પામ્યા. આ

તો નકામું મનમાં માથે બોજો લઈને ફર્યા કરે છે. હું કંઈક કરું છું. હું ફલાણા ધર્મનો છું, વળી ફલાણા સંપ્રદાયનો છું. અલ્યા મૂઆ, ઘરમાં તો ક્લેશ બહુ છે. તમારાં મોઢાં દિવેલ પીધેલાં જેવાં દેખાય છે. જ્યાં ધર્મ હોય ત્યાં મોઢાં ઉપર દિવેલ હોય ? પેલું મહીં કૈડ્યા કરે છે. તે આ ધર્મ સમજ્યા નથી એટલે !

ક્લેશ ને ધર્મ બે સાથે ચાલતા હોય તો ક્લેશ ઓછો થતો જવો જોઈએ. જો ઓછો થતો જાય તો જાણવું કે ધર્મની અસર થાય છે. પણ ઓછો જ ના થતો હોય તો શું ? અને જ્યાં ક્લેશ થાય ત્યાં અધર્મ જ છે. કમ્પલીટ અધર્મ, ધર્મના નામે તે અધર્મ જ કરી રહ્યા છે. તોય આવી દુનિયા ચાલે છેને !

એવું છે ને કે આ દુનિયામાં ક્લેશ અને કંકાસ એને લઈને આ દુનિયા ઊભી રહી છે. એ ક્લેશ ને કંકાસ બંધ થઈ જાય આપણા ઘરમાં તો પછી દુનિયાનો કંઈ નિવેડો આવી જાય. ક્લેશ-કંકાસ, તે આપણા મહાત્મા, ઘણા મહાત્માઓને ઘેર તપાસ કરી, બધાને પૂછી આવ્યો. ત્યારે કહે, અમારે ત્યાં ક્લેશ-કંકાસ હવે રહ્યો નથી. થોડો-ઘણો જરા સળગતા સળગતા પહેલાં ઓલવી નાખીએ છીએ. તે કોઈને ખબર ના પડે કે થઈ ગયો.

એક મહિનામાં બે દહાડા જ ક્લેશ થાય તોય બહુ થઈ ગયું. ક્લેશ-કંકાસ દુનિયામાં હોવો ના જોઈએ. અમદાવાદમાં પૂછી જોઈએ તો કેટલાંય ઘરો નીકળશે, ક્લેશ-કંકાસ વગરનાં આપણા મહાત્માઓનાં !

પહેલાં તો હેંડતા-ચાલતાંય બહાર કોઈકની જોડે વઢીને આવ્યો હોય, અગર બોસે એને ટૈડકાવ્યો હોય તો અહીં ઘેર આવીને બૂમો પાડે. અલ્યા, સારું સારું જમવાનું છે તે જમી લે ને પછી બોલ. પણ ના, આ પહેલાં જ પગ પછાડે મૂઓ. તે મૂઆ વાંકો જ છે ને ! તમે જોયેલા કે નહીં એવા કોઈ જગ્યાએ ?

**પ્રશ્નકર્તા :** એ તો જોયેલા, બધે જોયેલા મેં. પોતાનુંય જોયેલું. સહુને ત્યાં વાસણ ખખડે જ ને !

**દાદાશ્રી :** એ મને એ બહુ કંટાળો આવે કે બળ્યું જીવનમાં ખાઓ-પીઓ ને આ શું ? ઘરનું ખાઈને ઘરમાં કચકચ કરવી...

અમારા મોટાભાઈ, તે અમારાં ભાભી છે તે સ્ટવ સળગાવવા ગયાં, મહેમાન આવેલા. તે ભાઈને કંઈ સહેજ ઉતાવળ હશે, એટલે ચા જલદી મુકાવી. ભાભી સ્ટવમાં પીન નાખે અને કંઈ ભરેલું હશે એટલે નીકળ્યો નહીં કચરો. મહીં ફૂંકાફૂંક કરે, પણ તે દહાડે સ્ટવ બરોબર ચાલ્યો નહીં. આ તો સાઈઠ વર્ષ (પહેલાં)ની વાત કરું છું. પછી અમારા ભઈએ શું કર્યું ? એ તો ગુસ્સે થઈને સ્ટવ ને બધું બહાર ફેંકી દીધું, હડહડાટ ! સળગતો સ્ટવ ફેંકી દીધો અને કપરકાબીય ફેંકી દીધા. બધા મહેમાન તો અંદર બેઠેલા, તે મેં કહ્યું, 'હવે શું કરશો ?' ત્યારે કહે, 'શું કરીશું હવે ચાનું પેલું ?' તો ચા પાછલે બારણેથી જઈને લઈ આવ હૉટલમાંથી, ક્યાંકથી. મેં કહ્યું, 'હૉટલમાંથી ના લાવું અહીં, સ્ટવ લઈ આવું છું જોડેવાળાનો. પણ આ કપરકાબી ફોડી નાખી તે ના ફોડી નાખત તો ચાલત જ ને !' આવું બધું કર્યું. બધાં કપરકાબી નાખી દીધાં. શું આમને શોભે ? અને ભાભી, એય શું કરે તે ? સ્ટવ ખરાબ હોય તો શું કરે ?

**પ્રશ્નકર્તા :** પણ એ સમજે નહીંને !

**દાદાશ્રી :** ના, પણ એવા કેવા મહેમાન, કે ભગવાન કરતાંય મોટાં ? મહેમાનને કહી દઈએ, કે ભઈ સ્ટવ સળગતો નથી. કોઈ હોશિયાર છો, મને જરા સળગાવી આપોને ! અલ્યા, કંઈ ગોઠવી નાખ ને ! આપણો ભાવ છે એને ચા પાવાનો. મહેમાન આગળ આબરૂ જાય, તે આબરૂ સ્થિર કરવા શું ઘરમાં ક્લેશ કરવો ?

આ નકશા એમ કંઈ ભૂલી જઉં ઓછો ? આ નકશા કંઈ ભૂલી જવાય ? આ બધા નકશા જોયેલા હોયને ?

**પ્રશ્નકર્તા :** જોયેલા હોય.

**દાદાશ્રી :** તે સળગતો સ્ટવને બહાર પડેલો જોયેલો. ને કપરકાબીને ફૂટી ગયેલાં જોયેલાં !

**પ્રશ્નકર્તા :** ફેંકવાથી બધો કચરો નીકળી જાય ઘણીવાર.

**દાદાશ્રી :** અમારા ભઈએ કર્યું એવું પણ કચરો ના નીકળ્યો, પછી ભાભી કહે છે, એ તો ના કહે છે, પણ તમે લઈને આવો ને બળ્યા ! કપ તો લઈ આવો, મહીં કપરકાબી, કપ તો લાવવા પડેને. સ્ટવ તો સમો કરાવીને પછી વાપરતાં'તાંને. ત્યારેય કંઈ એમ ને એમ મફત આપતા'તા ? સાત રૂપિયા લેતા હતા પિત્તળના સ્ટવના !

**પ્રશ્નકર્તા :** તે દિવસે સાત રૂપિયા સહેલા નહોતા.

**દાદાશ્રી :** હા.

## જ્યાં લે 'દાદા ભગવાન'નું નામ,
## ન રહે ક્લેશ જ્ઞાનીથી મુક્તિધામ !

ક્લેશથી કોઈ મુક્ત થાય નહીં જગતમાં. જ્ઞાની પુરુષ એકલા જ મુક્ત કરાવડાવે.

એ તમે આવડા મોટા થયા ત્યારે ઉપાય ખોળી કાઢેલો નહીં ?

**પ્રશ્નકર્તા :** ના દાદા, હું સાચી વાત કરું છું.

**દાદાશ્રી :** મારી પાસે તો બધાય સાચી વાત કરે. પણ ક્લેશ કાઢવો પડે ને, એનો નિકાલ કરવો જ પડે ને.

**પ્રશ્નકર્તા :** હા, કાઢવો પડે.

**દાદાશ્રી :** હવે તમે વિચારીને કરજો ને ! અગર દાદા ભગવાનનું નામ લેજો. હું જ દાદા ભગવાનનું નામ લઈને કામ કરું છું ને બધું. દાદા ભગવાનનું નામ લેશો તો તરત જ તમારું ધાર્યું થઈ જશે.

એ ના કરે તો તું ક્લેશ નહીં કરું ને ?

**પ્રશ્નકર્તા :** તો હું નહીં કરું.

**દાદાશ્રી :** હા, ત્યારે બસ થયું. બસ બેઉ જણનું સમાધાન થઈ ગયું.

એજ્યુકેટેડ લોકો જ અત્યારે ઘેર ઝઘડો વધારે કરે છે ! એજ્યુકેટેડ કોનું નામ કહેવાય, કે સવારથી સાંજ સુધી એના ઘરમાં સહેજ ક્લેશ ના હોય !

**પ્રશ્નકર્તા :** તો એવું ના થાય કે એક પાર્ટી સમજ્યા જ કરે અને એક છે તે ડોમિનેટ કર્યા કરે એટલે વન વે જેવું ના થઈ જાય ?

**દાદાશ્રી :** ના, એવું ના થાય. બેઉ સમજી જાય. અને તે આપણે ધીમે રહીને વાતચીત કરીએ કે જો હું સમજી ગયો છું અને તમે હજુ પૂરેપૂરું સમજી નથી લીધેલું લાગતું, તો સમજી લો પૂરેપૂરું આપણે. ફરી આપણી ભાંજગડ ન થાય. અને દાદાજી કહેતા હતા એવું ક્લેશ ના થાય. ઘરમાં ક્લેશ નહીં ત્યાં ભગવાન અવશ્ય હોય જ, ભગવાન ત્યાંથી ખસે નહીં. કો'ક ફેરો એમ કરતાં સ્લિપ થઈ ગયું અને ક્લેશ થઈ ગયો તો બેઉ જણે બેસી અને ભગવાનના નામ પર પસ્તાવો કરવો કે ભઈ, હવે નહીં કરીએ. અમારાથી ભૂલચૂક થઈ. માટે તમે અહીંથી ઊઠશો નહીં હવે, જશો નહીં, કહીએ.

## ખોટ, ઉદયકર્મને આધીન, ક્લેશ થવો અજ્ઞાન-આધીન !

**પ્રશ્નકર્તા :** ઉદયકર્મને આધીન હશે, કંકાસ થવાનું ?

**દાદાશ્રી :** ના, અજ્ઞાનથી ઊભો થાય છે, ક્લેશ ! ક્લેશ ઊભો થાયને, તે બધા નવાં કર્મબીજ પડે છે. ઉદયકર્મ ક્લેશવાળું હોતું નથી.

**પ્રશ્નકર્તા :** ઉદયકર્મ ક્લેશવાળું નથી હોતું ?

**દાદાશ્રી :** એ હોઈ શકે જ નહીંને. અજ્ઞાનતાથી, પોતે અહીં કેમ વર્તવું એ જાણતો નથી એટલે ક્લેશ થઈ જાય છે. અત્યારે મારે અહીં ખાસ ફ્રેન્ડ હોય, તો ઓફ થઈ ગયા એવી ખબર અહીં આવીને મને આપે, એટલે તરત જ શું થયું, આ જ્ઞાનથી એને નિવેડો આવી જાય, એટલે પછી ક્લેશ થવાનું કંઈ કારણ જ નહીંને. આ તો અજ્ઞાનથી મૂંઝાય કે મારો ભાઈબંધ મરી ગયો ને બધું પછી ક્લેશ થઈ જાય. ક્લેશ એટલે અજ્ઞાનતા.

અજ્ઞાનતાથી ક્લેશ બધો ઊભો રહ્યો છે. અજ્ઞાનતા જાય એટલે ક્લેશ દૂર થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એટલે ક્લેશ ઉત્પન્ન થાય એ પહેલાં જ ઉદયકર્મને આપણે જોઈ લેવા જોઈએ ?

**દાદાશ્રી :** જોઈ લેવાનો સવાલ નથી. મહીં છે તે આ શું છે એ જાણી લેવું જોઈએ. આ શું છે ? હું કોણ ? આ બધું શું છે ? એ જાણી લેવું જોઈએ, સાધારણ રીતે. આપણે એક માટલી હોય, તે માટલી હોય તે છોકરો ફોડી નાખે, તોય આપણને કોઈ ક્લેશ કરતું નથી ઘરમાં અને કાચનું આવડું વાસણ હોય તે બાબો ફોડી નાખે તો ? ધણી શું કહે બૈરીને, કે તું સાચવતી નથી આ બાબાને. તે મૂઆ, માટલીમાં કેમ ન બોલ્યો. કારણ કે એ તો ડીવેલ્યુ હતી. એની કિંમત જ નથી. કિંમત ના હોય તો આપણે ક્લેશ નથી કરતા ને કિંમતવાળામાં જ ક્લેશ કરીએ છીએને ! વસ્તુ તો બેય ઉદયકર્મને આધીન છે, ફૂટે છે તે. પણ જો આપણે માટલી પર ક્લેશ નથી કરતાં એનું શું કારણ ? એટલે ક્લેશ ઉદયકર્મને આધીન નથી, એ અજ્ઞાનતાને આધીન છે.

**પ્રશ્નકર્તા :** હા, અજ્ઞાનતાને આધીન છે ! પણ ક્લેશ થવો અથવા એવી કોઈ પ્રક્રિયા થવી એ માનસિક પ્રક્રિયા નથી ?

**દાદાશ્રી :** ક્લેશ એ માનસિક છે, પણ અજ્ઞાનને આધીન છે એટલે શું, કે એક માણસને બે હજાર રૂપિયા ખોવાઈ જાય તે એને માનસિક ચિંતા ઉપાધિ થાય તે બીજા માણસને ખોવાઈ જાય તો બીજો કહેશે, મારા કર્મના ઉદય હશે તે પ્રમાણે થયું હવે. તે આમ જ્ઞાન હોય, સમજણ હોય તો નિવેડો લાવે ! નહીં તો ક્લેશ પૂર્વ જન્મનો કંઈ ઉદયકર્મનો ક્લેશ નથી હોતો. ક્લેશ તો અજ્ઞાનતાનું ફળ છે.

**પ્રશ્નકર્તા :** એક્ઝેક્ટલી, બન્નેના જાય છે બે હજાર તો પણ કષાય એકને નથી થતો.

**દાદાશ્રી :** કેટલાક માણસોને બે હજાર જતા રહે તોય કશું અસર ના થાય એવું બને કે ન બને ? કેટલાક માણસો બે હજાર જતા રહે, તે

ખૂબ અસર થાય, તેવું જાણો ? એટલે કોઈ દુઃખ ઉદયકર્મને આધીન હોતું નથી. દુઃખો એ આપણી અજ્ઞાનતાનું ફળ છે.

કેટલાક માણસને વીમો ના ઉતાર્યો હોય, છતાં એનું ગોડાઉન સળગે અને એ શાંત રહી શકે છે. બહાર અને અંદર પણ શાંત રહી શકે છે. અને કેટલાકને એવું, અંદરેય દુઃખ ને બાહ્ય પણ દુઃખ દેખાડે. મૂળ અજ્ઞાનતા ને અણસમજણ ! એ તો સળગવાનું જ હતું. એમાં નવાઈ છે જ નહીં. માથા ફોડીને મરી જાય તોય એમાં ફેરફાર થવાનો નથી.

**પ્રશ્નકર્તા :** કોઈ પણ વસ્તુના પરિણામને સારી રીતે લેવાની એ મનની ભૂમિકા ન ગણાય ?

**દાદાશ્રી :** પોઝિટિવ લેવું તે મનની ભૂમિકા. પણ તોય જ્ઞાન હોય તો જ પોઝિટિવ લે. નહીં તો નેગેટીવ જ જુઓને. આ જગત આખું દુઃખી છે. માછલા તરફડે એમ તરફડી રહ્યું છે. આ પોતાની મિલો હોવા છતાંય ! માટે સમજવાની જરૂર છે.

જીવન જીવવાની કળા જાણવાની જરૂર છે. જીવન જીવવાની કળા તો હોય જ ને. કંઈ બધાને મોક્ષ હોતો નથી. પણ જીવન જીવવાની કળા તો હોવી જોઈએ ને ? ભલે મોહ કરો પણ મોહ ઉપર જીવન જીવવાની કળા તો જાણો. કઈ રીતે જીવન જીવવું. સુખને માટે ભટકે છેને, તો સુખ ક્લેશમાં હોય ખરું ? ક્લેશ તો ઊલટું સુખમાંય દુઃખ લાવે છે. ભટકે છે સુખ માટે અને લાવે છે દુઃખ. જીવન જીવવાની કળા હોય તોય દુઃખ ના લાવે, દુઃખ હોય ને તો એને બહાર કાઢે.

## (૩)

# પતિ-પત્નીમાં મતભેદ !

## ક્યારેક દિવાળી ને વળી હોળી,
## દરરોજ હોળી એ કેવી ટોળી !

આપણે તો મૂળ ક્રોધ-માન-માયા-લોભ જાય, મતભેદ ઓછાં થાય એવું જોઈએ. આપણે અહીં પૂર્ણતા કરવાની છે. પ્રકાશ કરવાનો છે. અહીં ક્યાં સુધી અંધારામાં રહેવું ? ક્રોધ-માન-માયા-લોભની નિર્બળતાઓ, મતભેદ જોયેલા તમે ?

**પ્રશ્નકર્તા :** ઘણા.

**દાદાશ્રી :** ક્યાં કોર્ટમાં ?

**પ્રશ્નકર્તા :** ઘરે, કોર્ટમાં, બધે ઠેકાણે.

**દાદાશ્રી :** ઘરમાં તો શું હોય ? ઘરમાં તો તમે ત્રણ જણ, ત્યાં મતભેદ શાના ? નથી બેબીઓ બે-ચાર કે પાંચ, એવું તેવું તો કશું છે નહીં. તમે ત્રણ જણ એમાં મતભેદ શાના ?

**પ્રશ્નકર્તા :** ના, પણ ત્રણ જણમાં જ ઘણા મતભેદ છે.

**દાદાશ્રી :** આ ત્રણમાં જ ? એમ !

**પ્રશ્નકર્તા :** જો કોન્ફલીક્ટ ના થાય જિંદગીમાં, તો જિંદગીની મજા ના આવે !!

**દાદાશ્રી :** ઓહોહો ! મજા તેથી આવે છે ? તો તો પછી રોજ જ

કરવાનું રાખો ને ! આ કોણે શોધખોળ કરી છે ? કયા ફળદ્રુપ ભેજાએ શોધખોળ કરી છે ? તો પછી રોજ મતભેદ કરવા જોઈએ, કોન્ફલીક્ટની મજા લેવી હોય તો.

**પ્રશ્નકર્તા :** એ તો ના ગમે.

**દાદાશ્રી :** આ તો પોતાની જાતનું રક્ષણ કર્યું છે માણસોએ !

મતભેદ સસ્તો થાય કે મોંઘો ? થોડા પ્રમાણમાં કે વધારે પ્રમાણમાં ?

**પ્રશ્નકર્તા :** થોડા પ્રમાણમાં થાય અને વધારે પ્રમાણમાંય થાય.

**દાદાશ્રી :** કોઈક ફેરો દિવાળી અને કોઈ દહાડો હોળી, મજા આવે છે એમાં ? કે મજા મારી જાય છે ?

**પ્રશ્નકર્તા :** મજા મારી જાય છે.

**દાદાશ્રી :** તો આવું મજા મારી જાયને ! ઘરમાં તો ધણી ને સ્ત્રી બન્ને હોયને. પણ મજા મારી જાય તો એ ધણી શેના તે ? ધણી ને સ્ત્રી બેઉ જુદા જુદા ગામમાં રહેતા હોય તો મજા મારી જાય. પણ જોડે રહેતા હોય ને મજા મારી જાય, એ કેવું ?

**પ્રશ્નકર્તા :** કોઈક વખત થાય એવું. સંસારી જીવન છે એટલે થાય.

**દાદાશ્રી :** એટલે આ દિવાળીનો દહાડો એક જ દહાડો આવે છે એવુંને આખા વર્ષમાં ? તો તો ઉજવણી કરવી જોઈએ !

**પ્રશ્નકર્તા :** દરેકને ઘેર રોજેય થાય ને એવું !

**દાદાશ્રી :** કોને ઘેર નથી થતું, કોઈ આંગળી ઊંચી કરો જોઈએ ! આ બેન ખરું કહે છે, મજા મારી જાય છે. જીવન શાંત અને ડહાપણવાળું જીવન જોઈએ. બેન હાથ ઊંચો નથી કરવા દેતી. તમારે કરવો હોય તોય નથી કરવા દેતી.

**પ્રશ્નકર્તા :** ગુના બહુ મોટા એટલે હજી કેસ ચાલ્યા કરે છે.

**દાદાશ્રી :** તમારે તો કોઈક દહાડેય ડખો થઈ જતો હશેને ? ડખો

થઈ જાયને, મતભેદ ?

**પ્રશ્નકર્તા :** એ તો સંસારનું ચક્ર એવું છે.

**દાદાશ્રી :** ના, આ લોકોને બહાના કાઢવામાં સારું જડ્યું છે. સંસાર ચક્ર એવું છે, એમ બહાનું કાઢે છે. પણ એમ નથી કહેતો કે મારી નબળાઈ છે.

**પ્રશ્નકર્તા :** નબળાઈ તો ખરી જ. નબળાઈ છે ત્યારે જ તો તકલીફ થાય છેને !

**દાદાશ્રી :** હા બસ, એટલે લોકો સંસારનું ચક્ર કહી અને પેલું ઢાંકવા જાય છે. એટલે ઢાંક્યાથી એ ઊભું રહ્યું છે. એ નબળાઈ શું કહે છે કે જ્યાં સુધી મને ઓળખશો નહીં, ત્યાં સુધી હું જવાની નથી. સંસાર કશોય અડતો નથી. સંસાર નિરપેક્ષ છે. સાપેક્ષેય છે અને નિરપેક્ષય છે. એ આપણે આમ કરીએ તો આમ ને આમ નહીં કરે તો કશુંય નહીં, કશું લેવાદેવા નથી. મતભેદ એ તો કેટલી બધી નબળાઈ છે !

**પ્રશ્નકર્તા :** પણ ઘરમાં મતભેદ તો ચાલ્યા કરે, એ તો સંસાર છેને !

**દાદાશ્રી :** આપણા લોકો તો બસ, રોજ વઢવાડ થાય છેને, તોય કહે છે પણ એ તો ચાલ્યા કરે. અલ્યા, પણ એમાં ડેવલપમેન્ટ (પ્રગતિ) ન થાય. શાથી થાય છે ? શાથી થાય છે ? કેમ આવું બોલે છે, શું થાય છે ? તેની તપાસ કરવી પડે.

## મતભેદોનું સરવૈયું કાઢ્યું ?
## ક્લેશથી જાનવર ગતિ બાંધ્યું !

ઘરમાં મતભેદ કોઈ ફેરો પડે છે ત્યારે શું દવા ચોપડો છો ? દવાની બોટલ રાખો છો ?

**પ્રશ્નકર્તા :** મતભેદની કોઈ દવા નથી.

**દાદાશ્રી :** હેં, શું કહો છો ? તો પછી તમે આ રૂમમાં બોલો નહીં. બેન પેલી રૂમમાં બોલે નહીં, એમ અબોલા થઈને સૂઈ રહેવાનું ? દવા

ચોપડ્યા વગર ? પછી એ શી રીતે મટી જતો હશે ? ઘા રૂઝાઈ જતો હશે કે ? એ મને કહો કે જો દવા ચોપડી નથી તો ઘા રૂઝાયો કેવી રીતે ? તે સવારમાંય ઘા રૂઝાતો નથી. સવારમાંય ચાનો કપ મૂકતી વખતે આમ તણછો મારે. તમેય સમજી જાવ કે હજુ રાતનો ઘા રૂઝાયો નથી. બને કે ના બને આવું ? આ વાત આમ કંઈ અનુભવની બહાર ઓછી છે ? આપણે બધા સરખા જ છીએ ! એટલે શાથી આવું કર્યું કે હજી એ મતભેદનો ઘા પડેલો છે.

**પ્રશ્નકર્તા :** બીજી તો શું દવા ? શાંત રહેવાનું !

**દાદાશ્રી :** ક્યાં સુધી શાંત રહો, એ મતભેદ મટાડે નહીં ત્યાં સુધી ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એ તો ફરી ઊભો થવાનો પાછો. જ્યાં મતભેદ ઊભા થતા હોય અને જ્યાં ભયવાળી જગ્યા હોય ત્યાં રહેવાય જ કેમ કરીને ?

**પ્રશ્નકર્તા :** તો શું કરવાનું ?

**દાદાશ્રી :** તો જવું ક્યાં ? એટલે મતભેદ રહિત થઈ જવું ત્યારે સિક્યોરિટી (સલામતી) થઈ.

શી બાબતમાં ઘેર મતભેદ પડે ?

**પ્રશ્નકર્તા :** બે માણસ જુદા હોય, એટલે કંઈને કંઈ તો મતભેદ પડે જ.

**દાદાશ્રી :** ના, અમારે મતભેદ નથી પડતા કોઈની સાથે.

**પ્રશ્નકર્તા :** પણ અમારે તો મતભેદ જોરદાર પડે છે.

**દાદાશ્રી :** એવું ના રાખવું જોઈએ, આપણે સમું કરવું જોઈએને. રીપેર કરી નાખવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** હા, રીપેર પણ દરરોજ થાય છે, થોડું થોડું.

**દાદાશ્રી :** પણ રોજ રોજ એ ઘા પડેલો રહે, બળ્યું. ઘા જાય નહીં

ને, ઘા પડેલો તો રહેને ! ગોબા પડેલા હોય. માટે ગોબા જ ના પડવા દેવા. કારણ કે અત્યારે ગોબા પાડ્યા હોયને, તે આપણું ઘૈડપણ આવે ત્યારે બૈરી પાછી ગોબા પાડે આપણને. અત્યારે તો મનમાં કહે, કે જોરદાર છે ભઈ, એટલે થોડોક વખત ચાલવા દેશે. પછી એનો વારો આવે ત્યારે આપણને સમજાઈ દેશે. એના કરતાં વેપાર એવો રાખવો કે એ આપણને પ્રેમ કરે, આપણે એમને પ્રેમ કરીએ. ભૂલચૂક તો બધાની થાય જ ને. ભૂલચૂક ન થાય ? ભૂલચૂક થાય એમાં મતભેદ કરીને શું કામ છે, મતભેદ પાડવો હોય તો જબરા જોડે જઈને વઢવું એટલે આપણને તરત હાજર જવાબ મળી જાય, અહીંયાં હાજરજવાબ જ ન મળે કોઈ દહાડો. એટલે બેઉ જણા સમજી લેજો. આવા મતભેદ ના પાડશો. જે કોઈ મતભેદ પાડે તેને આપણે કહેવું કે દાદાજી શું કહેતા હતા, આવું શા હારુ બગાડો છો ?

**પ્રશ્નકર્તા :** વિચારોનો મતભેદ મેઈન હોય. આચાર-વિચારમાં ફરક પડી શકે ને ?

**દાદાશ્રી :** તે મતભેદથી શું પછી ફાયદો નીકળે એનું સરવૈયું ?

**પ્રશ્નકર્તા :** બેની સમજણમાં ફેર હોય તો મતભેદ થાય.

**દાદાશ્રી :** એમ ! પણ ધીમે ધીમે મતભેદ કાઢી નાખવો છેને ? મતભેદો ના થાય એવો કરો છો પ્રયત્ન ?

**પ્રશ્નકર્તા :** સમજવાની કોશિશ કરીએ.

**દાદાશ્રી :** આખી રાત વિચાર્યા કરો, સમજવાનું ?

**પ્રશ્નકર્તા :** એટલી વાર ના લાગે.

**દાદાશ્રી :** ત્યારે કેટલી વાર ? સમજવાની કોશિશ કરી હોય તે ફરી વાર ઘરમાં પડે નહીં મતભેદ ફરી પડતો નથીને પછી ?

**પ્રશ્નકર્તા :** એ વસ્તુમાં પછી ફરી મતભેદ ના પડે.

**દાદાશ્રી :** હા, પણ ફરી પાછું એના માટે પડે જ છે. ફરી એક વખત નહીં, પછી તો પચ્ચીસ વખત પડે છે.

**પ્રશ્નકર્તા :** એ મતભેદ પડે છે પછી, પણ એ જ વસ્તુ માટે નહીં.

**દાદાશ્રી :** ત્યારે ? ફરી એની એ જ વસ્તુ માટે થયા કરે. કપ-રકાબી પડી ગયાં નોકરના હાથથી, એટલે બેન કહેશે કે એના હાથથી બિચારાના પડી ગયાં, તમે શું કરવા અકળાવ છો ? ત્યારે તમે કહો કે, ના આટલું બધું નુકસાન થયું અને પછી તમે વિચારીને પાછા મતભેદને કાઢી નાખો. પાછા ફરી પડે ત્યારે પાછું આવું જ થાય. એટલે આમાં કશું વિચારતાં આવડતું જ નથી ને. વિચાર તો એનું નામ કહેવાય કે ફરી મતભેદ પડે નહીં. સોલિડ (નક્કર) કામ થાય. આ તો કોઈ કામ થતું નથીને, અહીં જ ભમ્યા કરો છો. ગોળ ગોળ ફરે એ કેટલા માઈલ ચાલે ? એનો એન્ડ (અંત) આવે ખરો ?

**પ્રશ્નકર્તા :** ગોળ ગોળ ફરો તો એનો એન્ડ (અંત) ના આવે.

**દાદાશ્રી :** ત્યારે એવું જ છે આ બધું, ગોળ ગોળ ફર્યા કરે છે, બિચારા, મનુષ્યમાત્ર બધાય ભટક, ભટક, ભટક, ભટક, ભટક કર્યા કરે છે અને પાછું ફરી મનુષ્યપણું મળશે કે નહીં એનું ઠેકાણું નથી પાછું. માટે મનુષ્યમાં આવે ત્યારે આવું ખાવાપીવા ને મોજ-મજા હોય, પછી પેલા ખરાબ વિચારો થવાથી પાછા જાનવરમાં જાય પાછા.

એટલે સમજવું જોઈએ કે આ શું છે, શું નથી. આ જગત કેવી રીતે બન્યું, શી રીતે ચાલે છે, આપણે કોણ છીએ, આપણે શા માટે છીએ, આપણે શું કરવાનું છે ? એ જાણવાનું છે. એ જાણવું જોઈએ બધું.

## સહુ સુખ છે છતાં દુઃખ શાનું ?
## મત જુદો બાંધ્યો ને ઝાલ્યો તેનું !

તારે શાનું દુઃખ છે, પૈસાનું દુઃખ છે કે ધણી સારો નથી કે છોકરાં સારાં નથી ?

**પ્રશ્નકર્તા :** બધું સારું છે, મતનું જ દુઃખ છે.

**દાદાશ્રી :** મતનું દુઃખ છે ને, એ મત મને સોંપી દે ને ! તારા

મત મને અહીં સોંપી દે.

**પ્રશ્નકર્તા :** આપી દીધા, દાદા.

**દાદાશ્રી :** હં... સોંપી દે ને !

**પ્રશ્નકર્તા :** લઈ લો તમે. એટલે મત જ નહીં રાખવો ?

**દાદાશ્રી :** મત જ નહીં રાખવો જોઈએ. વળી બન્નેએ શાદી કરી પછી મત જુદો કેવો ? બન્નેએ શાદી કરી પછી મત જુદો રખાતો હશે ?

**પ્રશ્નકર્તા :** રખાય નહીં પણ રહે.

**દાદાશ્રી :** તે આપણે કાઢી નાખવાનો. જુદો મત રખાતો હશે ? નહીં તો શાદી નહોતી કરવી, શાદી કરી તો એક થઈ જાવ.

**પ્રશ્નકર્તા :** મત ના રાખીએ તો દુનિયામાં આપણને ગાંડા ગણે. બુદ્ધિ ઓછી છે એવું કહે.

**દાદાશ્રી :** ભલે ગાંડા કહે, દુનિયા ગમે તે કહે, પણ આપણે ઘેર તો શાંતિ રહે. દુનિયાને તો એમ કરીને ઝઘડા કરાવવા છે. મત રખાવડાવવા છે. ગાંડા કહે, નહીં ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** બીજા ગાંડા હશે નહીં આ દુનિયામાં ? આખું વર્લ્ડ મેન્ટલ હૉસ્પિટલ જ છે.

મતભેદ પડે એટલે બહુ મજા આવે, નહીં ? તે ઘડીએ ? પછી જાણે નાસ્તો કર્યો હોય એવું લાગે ! કે ના ગમે ? તું કહેતી નથી, બોલતી નથી કંઈ ?

**પ્રશ્નકર્તા :** મતભેદ કોઈને ના ગમે.

**દાદાશ્રી :** તો પછી બંધ કરી દેવા જોઈએ. એવું છે, એમાં સરકારનો અધિકાર નથી આપણી પર દબાણ નથી. જો સરકારનું દબાણ હોય તો ના

જાય, પણ આ તો આપણે આપણી પોતાની મેળે કાઢી નાખવાના છે. એટલે બંધ કરી દેવા એને. ના ગમતા હોય તો બંધ કરી દેવામાં વાંધો શો છે ? ક્યારે બંધ કરી દેશો હવે ?

**પ્રશ્નકર્તા :** એમને જ પૂછો.

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** અહીંયાં જ પહેલાં મતભેદ થઈ ગયા. હું કરું કે એ બંધ કરે ?

**દાદાશ્રી :** હા. એટલે મતભેદ કરીને શું કામ છે, આપણે ભેગું રહેવું, વહેંચવું નથી, વહેંચવું હોય તો વહેંચી નાખો આ ડૉલર કે ભઈ, આટલા ડૉલર તમારા ને આટલા ડૉલર મારા, પણ મતભેદ ના કરવા.

**પ્રશ્નકર્તા :** મતભેદ વગર તો જીવન અશક્ય જ હોય.

**દાદાશ્રી :** એવું આપણે તો અશક્ય કેમ કહેવાય તે ? કોઈને મતભેદ નાય પણ હોય.

**પ્રશ્નકર્તા :** અપવાદ નથી માન્યામાં આવતું.

**દાદાશ્રી :** તમને (મહાત્માઓને) મતભેદ છે ? કોઈ જાતનો નહીં ? આમને મતભેદ નહીં હોય ? મતભેદ નથી, કહે છે. ખરી વાત કહે છે. તમને માન્યામાં આવે ?

**પ્રશ્નકર્તા :** નિકાલી મતભેદ હોય, નિકાલી !

**દાદાશ્રી :** પણ એને મતભેદ જ ના કહેવાયને, નિકાલી એ વસ્તુ મતભેદ જ ના કહેવાય. તેં મતભેદ જોયેલો. અહીં સત્સંગમાં આવ્યા ત્યારથી ?

**પ્રશ્નકર્તા :** નથી જોયો.

**દાદાશ્રી :** મેંય નથી જોયો આટલા વર્ષોમાં, કોઈ થોડોકેય મતભેદ પડ્યો હોય એવું ! મતભેદ પડે તો કામનું જ શું લાઈફમાં ?

## જે ભાવતાં ભોજન જમાડે, તેને ટેબલ પર જ રંજાડે (!)

તે પાછા મતભેદ ક્યારે કરે ? એય ટેબલ ઉપર જમવા બેસે તે ઘડીએ ટેબલ ખખડાવે. અલ્યા મૂઆ, જંપીને ખાધા પછી મતભેદ પાડ. ત્યાં તો પ્યાલો પાડી દે. જમ્યા પહેલાં પાડી દે તો જમવાની મજા આવે, નહીં ? બહુ સરસ મજા આવે ? કેમ બોલતા નથી ?

**પ્રશ્નકર્તા :** સાંભળું છું, મને સાંભળવામાં મજા આવે છે.

**દાદાશ્રી :** બરાબર, એટલે મતભેદ શાને માટે પાડવાના આપણે ? ટેબલ ઉપર જમવાનું બધું બગડે. એના કરતાં આપણે કહીએ કે તમારી વાત કરેક્ટ છે. આપણે એકવાર પીરસી દો, કહીએ. કરેક્ટ કહીએ તો ભાવેય ખરું પણ તોય વાતને ના છોડે. અહંકાર છેને તે ઊંધું બોલે !

એટલે મોજ-બોજ કરજો. તમે જેઠ મહિને આવે તો કેરીઓ ખાઈને, રસ બરોબર પી લઈને સૂઈ જજો. આમ પેટ ના બાળશો ને હૈયું ના બાળશો. શેના હારુ હૈયાં બાળો છો તે ? આપણુંય ના બાળવું ને કોઈનુંય ના બાળવું. આ તો લોકોનાં હૈયાં બાળ્યાં ને પોતાનાંય બાળ્યાં.

બધું જ તૈયાર છે પણ ભોગવતાં આવડતું નથી, ભોગવવાની રીત આવડતી નથી. મુંબઈના શેઠિયાઓ મોટાં ટેબલ પર જમવા બેસે છે પણ જમી રહ્યા પછી તમે આમ કર્યું, તમે તેમ કર્યું, મારું હૈયું તું બાળ બાળ કરે છે વગર કામની ! અરે ! વગર કામનું તો કોઈ બાળતું હશે ? કાયદેસર બાળે છે, ગેરકાયદેસર કોઈ બાળતું જ નથી. આ લાકડાંને લોકો બાળે છે, પણ લાકડાના કબાટને કોઈ બાળે છે ? જે બાળવાનું હોય તેને જ બાળે છે. આમ આક્ષેપો આપે છે. આ તો ભાન જ નથી. મનુષ્યપણું બેભાન થઈ ગયું છે, નહીં તો ઘરમાં તે આક્ષેપો અપાતા હશે ? પહેલાંના વખતમાં ઘરમાં માણસો એકબીજાને આક્ષેપો આપે જ નહીં. અરે, આપવાનો થાય તોય ના આપે. મનમાં એમ જાણે કે આક્ષેપ આપીશ તો સામાને દુઃખ થશે અને કળિયુગમાં તો લાગમાં લેવા ફરે. આ કંઈ માણસાઈ કહેવાતી હશે ? ઘર એકલું ચોખ્ખું રાખે તો સારું ને ?

**પ્રશ્નકર્તા :** બહારેય પડે છે.

**દાદાશ્રી :** પણ ઘરમાં ક્લીયર રાખીએ તો શું ખોટું ?

**પ્રશ્નકર્તા :** બહારેય પડે ને ઘરમાંય પડે, પણ બહાર તો શું કરે ?

**દાદાશ્રી :** બહારના લોકો કંઈ જલેબી ખવડાવતા નથી. આ ઘરમાં જ જલેબી ખવડાવે છે. આ ચા પાણી બધું આપે, તે ઘરમાં તો કશું મતભેદ નહીં કરવાનો.

**પ્રશ્નકર્તા :** બહાર મતભેદ પડે, તો બહાર કંઈ થોડું ઝઘડાય છે ? આ ઘરે આવીને તો ઝઘડાય ખરું !

**દાદાશ્રી :** પણ આ જે આપણી ઉપર ઉપકાર કરે ખાવાને માટે તૈયાર બધું કરી આપે. તેની ઉપર ઝઘડવાનું ? અમારે આખી જિંદગી વાઈફ જોડે એક મતભેદ નહીં પડેલો !

એકાગ્રતા તો એવી હોવી જોઈએ કે ઊઠતાં-બેસતાં, ખાતાં-પીતાં વઢવાડ કરતાં એકાગ્રતા ના તૂટે. આખા શરીરમાં બીજો કોઈ મતભેદ જ ના હોય. શરીરની મહીં મતભેદ ના હોવા જોઈએ. હિન્દુસ્તાનના મતભેદોને કાઢવા ફરે છે લોકો. પહેલાં આપણે મહીં મતભેદ ના હોવો જોઈએ. અને મહીં મતભેદ થયો એટલે ગોટાળો. પછી ટેન્શન થાય, પછી કોમ્પ્રેશન આવે. કોમ્પ્રેશન આવે ને ?

**પ્રશ્નકર્તા :** અંદરનો મતભેદ એટલે શું, દાખલો આપીને સમજાવો.

**દાદાશ્રી :** હવે તમે કોઈને બોલાવતા હોય, કો'કને દેખ્યા એટલે કહેશે. આવો આવો, તો મહીં કહેશે આ નાલાયકને શું કામ છે તે ! મહીં પાછા એવું બોલે. એ તૃતિયમ્ બોલે. એવું કોઈ વખત બને ખરું ?

**પ્રશ્નકર્તા :** કો'ક વખત શું, લગભગ બધી વખત બને.

**દાદાશ્રી :** રોજ ?

**પ્રશ્નકર્તા :** ભૂલમાં બોલાવી દીધા પછી થઈ જાયને કે આમને કંઈ

બેસાડ્યા !

**દાદાશ્રી :** એટલે આ મતભેદ ઠેરઠેર ઘરમાં, મહીં અંદર ઝઘડા મતભેદ હોય. આ તો હમણે આ જ્ઞાન આપ્યા પછી ઓછા થયા. નહીં તો પહેલાં તો આખો દહાડોય ઝઘડા ચાલ્યા કરતાં મહીં તોફાન. એ કહેશે, 'અલ્યા, મેં તારું શું બગાડ્યું છે, તે તમે ઘરમાં વઢો છો બધાં.' ત્યારે બીજો કહે, 'તમે શું બગાડ્યું છે તમે જાણતા નથી ?' એટલે આ જીવન જીવતાંય ના આવડ્યું ? અકળામણથી જીવો છો ? એકલો મૂઓ છું ? ત્યારે કહે, 'ના, પૈણેલો છું. ત્યારે મૂઆ, વાઈફ છે તોય તારી અકળામણ ના મટી ? અકળામણ ના જવી જોઈએ ? આ બધું મેં વિચારી નાખેલું. લોકોએ ના વિચારવું જોઈએ આવું બધું ? બહુ મોટું વિશાળ જગત છે, પણ આ જગત પોતાના રૂમ અંદર છે એટલું જ માની લીધું છે અને ત્યાંય જો જગત માનતો હોય તોય સારું, પણ ત્યાંય 'વાઈફ' જોડે લઢાબાજી ઉડાડે !

## બે વાસણ ખખડે જ, કહે,
## વાસણ છે કે માણસ તું, અરે !

**પ્રશ્નકર્તા :** બે તપેલાં હોય તો રણકાર થાય ને પછી શમી જાય.

**દાદાશ્રી :** રણકાર થાય તો મજા આવે ખરી ? છાંટોય અક્કલ નથી એવું હઉ બોલે.

**પ્રશ્નકર્તા :** એ તો પાછું બીજુંય બોલેને કે તમારા સિવાય મને બીજું કોઈ ગમતું જ નથી.

**દાદાશ્રી :** હા, એવુંય બોલે !

**પ્રશ્નકર્તા :** પણ વાસણ ઘરમાં ખખડે જ ને ?

**દાદાશ્રી :** વાસણ રોજ રોજ ખખડવાનું કેમનું ફાવે ? આ તો સમજતો નથી તેથી ફાવે છે. જાગૃત હોય તેને તો એક મતભેદ પડ્યો તો આખી રાત ઊંઘ ના આવે ! આ વાસણોને તો સ્પંદનો છે, તે રાત્રે સૂતાં સૂતાંય સ્પંદનો કર્યા કરે કે 'આ તો આવા છે, વાંકા છે, ઊંધા છે, નાલાયક

છે, કાઢી મેલવા જેવા છે !' અને પેલાં વાસણોને કંઈ સ્પંદન છે ? આપણા લોક સમજ્યા વગર ટાપસી પૂરે કે બે વાસણો જોડે હોય તો ખખડે ! મેર ચક્કર, આપણે કંઈ વાસણ છીએ કે આપણને ખખડાટ હોય ? આ 'દાદા'ને કોઈએ એક દહાડો ખખડાટમાં જોયા ના હોય ! સ્વપ્નુંય ના આવ્યું હોય એવું !! ખખડાટ શેનો ? આ ખખડાટ તો આપણી પોતાની જોખમદારી ઉપર છે. ખખડાટ કંઈ કો'કની જોખમદારી પર છે ? ચા જલદી આવી ના હોય તો આપણે ટેબલ પર ત્રણ વાર ઠોકીએ એ જોખમદારી કોની ? એના કરતાં આપણે બબૂચક થઈને બેસી રહીએ. ચા મળી તો ઠીક, નહીં તો જઈશું ઓફિસે. શું ખોટું ? ચાનોય કંઈ કાળ તો હશે ને ? આ જગત નિયમની બહાર તો નહીં હોય ને ? એટલે અમે કહ્યું છે કે 'વ્યવસ્થિત' ! એનો ટાઈમ થશે એટલે ચા મળશે. તમારે ઠોકવું નહીં પડે. તમે સ્પંદન ઊભાં નહીં કરો તો ચા આવીને ઊભી રહેશે. અને સ્પંદન ઊભાં કરશો તોય એ આવશે. પણ સ્પંદનોથી પાછા વાઈફના ચોપડામાં હિસાબ જમે થશે કે તમે તે દહાડે ટેબલ ઠોકતા હતા ને ?

મતભેદ કરવાની જરૂર નથી, મતભેદથી કંઈ ફાયદો થયો ? મતભેદ ક્યારે કરીએ, કે મતભેદ કરી રહ્યા પછી ફરી મતભેદ ન કરવો પડે તો મતભેદ કરવો જોઈએ. એ ચોથા દહાડે પાછો કકળાટ કરવો હોય તો, કકળાટ, કકળાટ, કકળાટ કર્યા જ કરે છે એટલે કકળાટ કરો છો કે મતભેદ કરો છો ? મતભેદ તો ફરી ના કરવો પડે. એક ફેરો મતભેદ થઈ ગયો, પણ એ સુધારી લે અને આપણેય સુધારી લઈએ. આ તો ત્રીજે દહાડે પાછો હતું તેનું તે ! કંઈ વિચારવા જેવું નથી લાગતું તમને ? આ તો આ વિચારોને, સારા માણસ થઈને કેવું કરો છો ? હજી સુધારી શકાય એવું છે. હજુ કંઈ બગડી ગયું નથી. તદ્દન બગડી ગયું હોત તો તો આપણે કહીએ કે ભઈ, ઉખેડી નાખો હવે બધું, ફરી નવેસરથી વાવો. હજુ ડિમોલિશન કરવા જેવું નથી, હજુ તો સારું છે. રીપેર કરવાની જરૂર છે. ઓવરહોલ કહે છેને ? ઓવરહોલ કરવાની જરૂર છે ? બીજું કશું નહીં. કેવા સારા માણસ અને આપણે મતભેદ ક્યાં થાય ? આવતી સાલ હું આવું ત્યારે મતભેદનું ભૂત કાઢી નાખો !

**પ્રશ્નકર્તા :** ઝઘડાના મતભેદ નથી.

**દાદાશ્રી :** મતભેદે નહીં ને કશુંય નહીં રાખવાનું !

**પ્રશ્નકર્તા :** આમાં સામાન્ય રીતે ઝઘડાના મતભેદો હોતા નથી.

**દાદાશ્રી :** ઝઘડા હોય તો સારા, તે એનો નિવેડો આવી જાય. આ તો કાયમ કચકચ, કચકચ ! ઝઘડાનો મતભેદ સારો કે એકબીજાથી છૂટા પડી ગયા એટલે નિકાલ થઈ ગયો. પણ આ તો કાયમ કચકચ તે ઘર બગડી જાય.

## પતિ-પત્ની કે' હું તારો - હું તારી,
## તરત પાછા ઝઘડે, ઓત્તારી !

ઘરમાં વાઈફ જોડે મતભેદ થાય તો તેનું સમાધાન કરતાં આવડે નહીં, છોકરાં જોડે મતભેદ ઊભો થાય તો તેનું સમાધાન કરતાં ના આવડે અને ગૂંચાયા કરે.

**પ્રશ્નકર્તા :** ધણી તો એમ જ કહેને, કે 'વાઈફ' સમાધાન કરે, હું નહીં કરું !

**દાદાશ્રી :** હંઅ, એટલે 'લિમિટ' પૂરી થઈ ગઈ. 'વાઈફ' સમાધાન કરે ને આપણે ના કરીએ તો આપણી 'લિમિટ' થઈ ગઈ પૂરી. પુરુષ હોયને તે તો આવું બોલે કે 'વાઈફ' રાજી થઈ જાય અને એમ કરીને ગાડી આગળ ચાલુ કરી દે અને તમે તો પંદર-પંદર દહાડા, મહિના-મહિના સુધી ગાડી બેસાડી રાખો, તે ના ચાલે. જ્યાં સુધી સામાના મનનું સમાધાન નહીં થાય ત્યાં સુધી તમારે મુશ્કેલી છે માટે સમાધાન કરવું.

આમ ઘરમાં મતભેદ પડે તે કેમ ચાલે ? બઈ કહે કે 'હું તમારી છું' ને ધણી કહે કે 'હું તારો છું' પછી મતભેદ કેમ ? તમારા બેની અંદર 'પ્રોબ્લેમ' વધે તેમ જુદું થતું જાય. 'પ્રોબ્લેમ' 'સોલ્વ' થઈ જાય પછી જુદું ના થાય. જુદાઈથી દુઃખ છે. અને બધાંને 'પ્રોબ્લેમ' ઊભા થવાના, તમારે એકલાને થાય છે એવું નથી. જેટલાંએ શાદી કરી તેને 'પ્રોબ્લેમ' ઊભા થયા વગર રહે નહીં.

વહુની જોડે મતભેદ પડતો હોય મૂઆ ! જેની જોડે.... ડબલ બેડ હોય છે કે એક પથારી હોય છે ?

**પ્રશ્નકર્તા :** ના, માફ કરજો. એક જ હોય છે.

**દાદાશ્રી :** તો પછી એની જોડે આ ઝઘડા થાય તો રાતે લાત મારે ત્યારે શું કરીએ ?

**પ્રશ્નકર્તા :** નીચે.

**દાદાશ્રી :** તો એની જોડે એકતા રાખવાની. 'વાઈફ' જોડે પણ મતભેદ થાય ત્યાંય એકતા ના રહે તો પછી બીજે ક્યાં રાખવાની ? એકતા એટલે શું કે ક્યારેય મતભેદ ના પડે. આ એક જણ જોડે નક્કી કરવું કે તમારે ને મારે મતભેદ ના પડે, એટલી એકતા કરવી જોઈએ. એવી એકતા કરી છે તમે ?

**પ્રશ્નકર્તા :** આવું કોઈ દહાડો વિચારેલું નહીં. આ પહેલી વાર વિચારું છું.

**દાદાશ્રી :** હા, તે વિચારવું પડશે ને ? ભગવાન કેટલા વિચાર કરી કરીને મોક્ષે ગયા !

વાતચીત કરોને ! કંઈ ખુલાસા થશે આમાં. આ તો જોગ બેઠો છે તે ભેગા થયા, નહીં તો ભેગા થવાય નહીં આ તો ! એટલે કશી વાતચીત કરોને ! એમાં વાંધો શો ? આપણે બધા એક જ છીએ. તમને જુદાઈ લાગે છે આ બધી, કારણ કે ભેદબુદ્ધિથી માણસને જુદું લાગે. બાકી બધું છે એક જ. માણસને ભેદબુદ્ધિ હોયને ? વાઈફ જોડે તો ભેદબુદ્ધિ નથી હોતીને ?

**પ્રશ્નકર્તા :** હા, એ જ થઈ જાય છે.

**દાદાશ્રી :** આ વાઈફની જોડે ભેદ કોણ પાડે છે ? બુદ્ધિ જ.

બૈરી ને એનો ધણી બેઉ પાડોશી જોડે લડે ત્યારે કેવાં અભેદ થઈને લડે છે ? બેઉ જણ આમ હાથ કરીને કે તમે આવા ને તમે તેવા. બેઉ જણ આમ હાથ કરે. એટલે આપણે જાણીએ કે ઓહોહો ! આ બેમાં

આટલી બધી એકતા !! આ કોર્પોરેશન અભેદ છે, એવું આપણને લાગે. અને પછી ઘરમાં પેસીને બેઉ વઢે ત્યારે શું કહેશે ? ઘેર પેલા વઢે કે ના વઢે ? કો'ક દહાડો તો વઢે ને ? એ કોર્પોરેશન માંહ્યોમાંહી જ્યારે ઝઘડે ને, 'તું આવી ને તમે આવા, તું આવી ને તમે આવા.' ...પછી ઘરમાં જામેને, ત્યારે તો કહે, 'તું જતી રહે, અહીંથી ઘેર જતી રહે, મારે જોઈએ જ નહીં, કહેશે ! હવે આ અણસમજણ નહીં ? તમને કેમ લાગે છે ? તે અભેદ હતાં તે તૂટી ગયો અને ભેદ ઉત્પન્ન થયો. એટલે વાઈફ જોડેય 'મારી તારી' થઈ જાય. 'તું આવી છું ને તું આવી છું !' ત્યારે એ કહેશે, 'તમે ક્યા પાંસરા છો ?' એટલે ઘરમાંય હું ને તું થઈ જાય.

'હું ને તું, હું ને તું, હું ને તું', તે પહેલાં. અમે હતાં, અમે બે એક છીએ, અમે આમ છીએ, અમે તેમ છીએ. અમારું જ છે આ. તેનું 'હું ને તું' થયા ! હવે હું અને તું થયાં એટલે હુંસાતુસી થાય. એ હુંસાતુસી પછી ક્યાં પહોંચે ? ઠેઠ હલદીઘાટીની લડાઈ શરૂ થઈ જાય. સર્વ વિનાશને નોતરવાનું સાધન એ હુંસાતુસી ! એટલે હુંસાતુંસી તો કોઈની જોડે થવા ના દેવી.

સંસારમાં કેમ ઊભું રહેવાય, આવાં ફસામણવાળા સંસારમાં, હું ને તું હોય, ત્યાં જીવાય જ કેમ કરીને ? હું ને તું, હું ને તુંમાં મતભેદ ના લાગે, બળ્યો ?

**પ્રશ્નકર્તા :** 'હું' હોય તો જ તું હોય.

**દાદાશ્રી :** હા, પણ 'હું' જતો રહ્યો છે તમારે ? એ તો ગજવું કાપે ત્યારે ખબર પડે.

**પ્રશ્નકર્તા :** ગયો નથી પણ એટલી સમજ પડે કે 'હું' જવો જોઈએ.

**દાદાશ્રી :** હા, 'હું' જાય તો બધો ઉકેલ આવી જાય.

## પતિ કહ્યા કરે તું મારી-મારી, ક્યાંથી મતભેદ તે મારા-તારી !

રોજ 'મારી વાઈફ, મારી વાઈફ' કહીએ અને એક દહાડો વાઈફે

છે તે, પોતાનાં કપડાં ધણીની બેગમાં મૂકી દીધાં. બીજે દિવસે ધણી શું કહે ? ‘મારી બેગમાં તેં સાડીઓ મૂકી જ કેમ ?’ આ આબરૂદારના છોકરા ! એની સાડીઓ આને ખઈ ગઈ ! પણ એનું પોતાનું જુદું અસ્તિત્વ છેને. એટલે વાઈફ અને હસબન્ડ એ તો બિઝનેસને લઈને એક થયા. કોન્ટ્રાક્ટ છે એ. એ જુદું અસ્તિત્વ કંઈ છૂટી જાય ? અસ્તિત્વ જુદું જ રહે છે. ‘મારી પેટીમાં સાડીઓ કેમ મૂકે છે’, એવું કહે કે ના કહે ?

**પ્રશ્નકર્તા :** કહે, કહે.

**દાદાશ્રી :** તો મારી ને તારી જુદાં તો છે જ ને ઉઘાડાં !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** મારી-તારી ખુલ્લું નથી ? એ મારી-તારી થઈ જાય એવું ના રાખવું જોઈએ આપણે. એવું બોલવા સુધી ના આવે. આપણી આપણી કર્યા કરીએ ત્યાર સુધી સારું છે, બા.

આ તો અહીં મારી-તારી થઈ ગઈ એટલે આપણે સમજીએ કે આ તો બરકત વગરનો છે, એ બુદ્ધિ દેખાડે, ભેદ પાડે. બુદ્ધિ ના હોય તેને ભાંજગડ નહીં ! નહીં તો કહેને, મારી બેગમાં સાડી મૂકી જ કેમ ? તે અક્કલનો કોથળો, મૂઆ, સાડી મૂકી એમાં તારા બાપનું શું ગયું ? એમાં ખોટું શું છે તે ? ત્યાં કહેને, સાડી અહીં મૂકી સારું થયું, એવું બોલેને તો એને સારું લાગેને ! બીબીને સારું ના લાગે ?

**પ્રશ્નકર્તા :** લાગે.

**દાદાશ્રી :** આ તો કકળાટ કરે કે મારી બેગમાં તારી સાડી મૂકી જ કેમ ? એટલે બઈ કહેશે, કો’ક દહાડો એની બેગમાં હાથ ઘાલીએ તો આવું ને આવું ગોટાળા વાળે છે. બળ્યો, આ ધણી ખોળવામાં મને ભૂલચૂક થઈ ગઈ લાગે છે. આવો ધણી ક્યાંથી મળ્યો ? પણ હવે શું કરે ? ખીલે બંધાયું ! ‘મેરી’ હોય તો જતી રહે બીજે દહાડે, પણ ઈન્ડિયન શી રીતે જતી રહે ? ખીલે બંધાયેલા !! ઝઘડો કરવાની જગ્યા જ નથી, સ્પેસ જ નથી એવી, ત્યાં ઝઘડો કરે, તો ઝઘડો કરવાની જગ્યા હોય તો મારી જ

નાખેને આ લોકો !

અરે, નહીં તો જોડે જોડે બેગો મૂકેલી હોયને તોય કહેશે, 'ઉઠાવી લે તું તારી બેગ અહીંથી'. અલ્યા મૂઆ, પૈણેલો છું, આ શાદી કરી છે, એક છો કે નહીં ? અને પાછો લખે શું ? અર્ધાંગિની લખે, મૂઆ, કઈ જાતના છો તે આ ! હા, ત્યારે મૂઆ, અર્ધાંગિની શું કરવા લખે છે ? એમાં અર્ધો અંગ નહીં આ બેગમાં ? કોની પુરુષોની મશ્કરી કરીએ છીએ કે સ્ત્રીઓની આપણે ? ના, એવું કહેને, અર્ધાંગિની નથી કહેતા ?

**પ્રશ્નકર્તા :** કહે ને !

**દાદાશ્રી :** અને આમ ફરી જાય પાછા. સ્ત્રીઓ ડખલ નહીં કરે. સ્ત્રીઓની બેગમાં જો કદી આપણા ધોતિયાં મૂક્યાં હોયને, તો ડખલ નહીં કરે અને આ તો બહુ એને અહંકાર. આમ આંકડો જ ઊંચો ને ઊંચો, વીંછીની પેઠ જરાક મારે તો ડંખ મારી દે હડહડાટ.

આ તો મારી વીતી બોલું છું હં કે. આ મારી આપવીતી બોલું છું. એટલે તમને બધાને પોતાને સમજણ પડે કે આમને વીતેલી આવી હશે. તમે એમ ને એમ સીધી રીતે કબૂલ કરો નહીં, એ તો હું કબૂલ કરી દઉં.

**પ્રશ્નકર્તા :** આપ બોલો એટલે બધાને પોતાનો પાછો ખ્યાલ આવી જાય ને કબૂલ કરે.

**દાદાશ્રી :** ના, પણ તમે કબૂલ ના કરો પણ હું તો કબૂલ કરી દઉં કે મારી વીતેલી છે, આપવીતી નહીં વીતેલી ? અરે, મારે ડંખ તે કેવો ડંખ મારે, તું તારે ઘેર જતી રહેજે, કહે છે. અલ્યા મૂઆ, જતી રહે તો તારી શી દશા થાય ? એ તો આ કર્મથી બંધાયેલી છે. ક્યાં જાય બિચારી ! પણ બોલું છું તે નકામું નહીં જાય, આ એના હાર્ટ ઉપર ડાઘ પડશે, પછી એ ડાઘ તારી ઉપર પડશે, મૂઆ. આ કર્મો ભોગવવાં પડશે. એ તો એમ જાણે કે કંઈ જવાની છે હવે ? આવું ના બોલાય. અને એવું બોલતા હોય તો એ ભૂલ જ કહેવાયને ! થોડાઘણા તો ટોણા મારેલા કે નહીં મારેલા બધાએ ?

**પ્રશ્નકર્તા :** હા, મારેલા. બધાએ મારેલા એમાં અપવાદ ના હોય. ઓછું-વધતું પ્રમાણ હોય, પણ અપવાદ ના હોય.

**દાદાશ્રી :** એટલે આવું છે બધું. હવે આ બધાને ડાહ્યા બનાવવાના, બોલો હવે, આ શી રીતે ડાહ્યા થાય ? મોઢાં પર દિવેલ ફરી વળેલાં છે ! સરસ સરસ દૂધપાક ને સારી સારી રસોઈઓ જમે છે તોય મોઢાં પર દિવેલ પીધું હોયને એવાં ને એવાં દેખાય છે. દિવેલ તો મોઘું થયું છે તે ક્યાંથી લાવીને પીવું ? આ તો એમ ને એમ જ મોઢાં પર દિવેલ ફરી વળે છે !

ઘરમાં વાઈફ જોડે 'તમારું ને અમારું' એવી વાણી ના હોવી જોઈએ. વાણી વિભક્ત ના હોવી જોઈએ, વાણી અવિભક્ત હોવી જોઈએ. આપણે અવિભક્ત કુટુંબના ને ?

આ મારું અને આ તમારું, તે ધણી જોડેય આ મારું ઘડિયાળ ને આ તમારું ઘડિયાળ.

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં તો જરૂર પડે એટલું તો રાખવું પડે ને, આ મારું ને આ તમારું. નહીં તો બંધ પડેલું ઘડિયાળ આપણે માટે મૂકી જાય.

**દાદાશ્રી :** એટલે વ્યવહારમાં બધું રાખવું પડે પણ વ્યવહારની લિમિટ ક્યાં સુધી છે ? વ્યવહારની લિમિટ હોય ને ? આ બધાએ જ્ઞાન લીધેલું છે, એ પણ વ્યવહારમાં રહે છે. પણ આમનો (જ્ઞાન લીધેલાવાળાનો) વ્યવહાર લિમિટવાળો છે ને તમારો વ્યવહાર તો અન્‌લિમિટેડ એટલે તમારે એ વ્યવહારમાં 'તમારું પોતાનું'ય ઊડી ગયું. અને ઘરમાં લેટ ગો કરવામાં આપણને શું વાંધો છે ? પ્રેમથી લેટ ગો કરવું ! સમજવું તો પડશેને, આ જગત આવું ક્યાં સુધી ચાલશે ? ગપ્પાં ક્યાં સુધી ચાલે ?

## ખોળ કારણ તું મતભેદનું ?
## બન્ને ભેજે ગુમાન અક્કલનું !

**પ્રશ્નકર્તા :** ઘરમાં મતભેદ દૂર કરવા શું કરવું ?

**દાદાશ્રી :** મતભેદ શેના પડે છે એ તપાસ કરવી પહેલી. કોઈ દા'ડો

એવો મતભેદ પડે છે કે એક છોકરો ને એક છોડી હોય, તો પછી બે છોકરા નથી એનો મતભેદ પડે છે ?

**પ્રશ્નકર્તા :** ના, આમ તો નાની નાની વાતમાં મતભેદ થાય.

**દાદાશ્રી :** અરે, આ નાની વાતમાં તો, એ તો ઈગોઇઝમ છે. એટલે એ બોલે ને આમ છે, ત્યારે કહેવું, 'બરોબર છે' એમ કહીએ એટલે પછી કશુંય નહીં પાછું. પણ આપણે ત્યાં આપણી અક્કલ ઊભી કરીએ છીએ. અક્કલે અક્કલ લડે એટલે મતભેદ થાય.

**પ્રશ્નકર્તા :** 'એ બરાબર છે' એવું મોઢેથી બોલવા માટે શું કરવું જોઈએ ? એ બોલાતું નથી, એ અહમ્ કેવી રીતે દૂર કરવો ?

**દાદાશ્રી :** એ હવે એ બોલાય નહીં પાછું. ખરું કહે છે. એ થોડા દા'ડા પ્રેક્ટિસ લેવી પડે. આ કહું છુંને એ ઉપાય કરવા માટે થોડા દા'ડા પ્રેક્ટિસ લો ને, પછી એ ફીટ થઈ જશે, એકદમ નહીં થાય.

**પ્રશ્નકર્તા :** મતભેદ કેમ પડે છે, એનું કારણ શું ?

**દાદાશ્રી :** મતભેદ પડે એટલે પેલો જાણે કે હું અક્કલવાળો એ પેલી જાણે હું અક્કલવાળી. અક્કલના કોથળા આવ્યા ! વેચવા જઈએ તો ચાર આના આવે નહીં, અક્કલના બારદાન કહેવાય છે એને. એના કરતાં આપણે ડાહ્યા થઈ જઈએ, એની અક્કલને આપણે જોયા કરીએ કે ઓહોહો.... કેવી અક્કલવાળી છે ! તો એય ટાઢી પડી જાય પછી. પણ આપણેય અક્કલવાળા અને એય અક્કલવાળી, અક્કલ જ જ્યાં લડવા માંડી ત્યાં શું થાય તે ?

અને અક્કલવાળો મેં જોયો નહીં કોઈ જગ્યાએ. એ અક્કલવાળો કોનું નામ કહેવાય કે જે કોઈ દા'ડો કોઈની નકલ ના કરતો હોય એનું નામ અક્કલવાળો. આ તો બધા નકલી લોકો. હું જોઈ જોઈને શીખ્યો કહેશે. આ બેનોએ નકલ કરીને, કઢી કરતાં આવડી, જોઈને શીખી ગયાં. આ સાડી કોઈની જોઈને લાવ્યાં. અને પછી કહેશે, હું અક્કલવાળી.

મેં મારી જિંદગીમાં કદી નકલ નથી કરી, અસલ જ. મને અનુકૂળ

આવે એ જ કરું હું. બીજી કોઈની ભાંજગડ નહીં, હું ક્યાં શીખું તમારી પાર્ટીનું ? તમારું ડ્રોઈંગ વાસી હોય ને હું પાછું મારું એ જ ચીતરું તો પાછું મારુંય વાસી થઈ જાય. આ મારે મતભેદ નથી પડતો કોઈની જોડે. કારણ કે મારામાં અક્કલ નહીં ને ! અક્કલના કોથળા બહુ મતભેદ પાડે. અક્કલવાળા વધારે હોયને એ બહુ મતભેદ પાડે. તારામાં અક્કલ ખરી કે નથી ?

**પ્રશ્નકર્તા :** ખબર નહીં.

**દાદાશ્રી :** તમારે મતભેદ પડે છે ખરા ને પણ ? માટે અક્કલવાળા છો. આ તો કો'ક દહાડો એવુંય સંભળાવી દે, 'તારામાં પૈણ્યા ત્યારથી અક્કલ ઓછી છે.' કહેશે. અરે, મેલને પૂળો અહીંથી. અક્કલ ઓછી છે તે જાણે છે, ત્યારે વળી ગા ગા શું કરવા કરે છે વગર કામનો હવે ? શું અક્કલનો કોથળો ! આપણે અક્કલના કોથળા !!

આપણે તો એ અક્કલની વાતો કરતી હોયને, તો આપણે હસવું એટલે એ જાણે કે આ મારી મશ્કરી થવા માંડી એટલે બંધ થઈ જશે પછી. આપણે સામસામી બાઝવું નહીં. આમ ખરું છે, તેમ ખરું છે એ બોલતી હોયને, એટલે આપણે જાણ્યું કે આ અક્કલ ચાલી હવે. એટલે આપણે હસવું જરાક. એટલે એની મેળે બંધ થઈ જશે, ટાઢું ટપ્પ !

બાકી ઘરમાં મતભેદ ના પડાય. મતભેદ પડે એને માણસ જ કેમ કહેવાય ? મતભેદ ટાળતા ના આવડ્યા તો બુદ્ધિ જ ના કહેવાય ને ! મતભેદ પડે એવી વાત કરતા હોય તો આપણે એને ફેરવી શકાય છે. મતભેદ કેમ પડવા જોઈએ ?

મતભેદ તો બુદ્ધિ અને સમજણથી ભાંગી શકે એમ છે. મતભેદ ટળે એટલી જાગૃતિ તો પ્રકૃતિ ગુણથી પણ આવી શકે છે, મતિ પહોંચતી નથી તેથી મતભેદ થાય છે. મતિ 'ફૂલ' પહોંચે તો મતભેદ ના થાય. પણ આ કાળને લઈને અત્યારે બધા ફ્રેક્ચર થઈ ગયેલા છે. ને ભટક ભટક, ભટક કરે છે. કંઈ હેતુ નથી, કંઈ ભાન નથી, કશું જ નથી. એમાં ઘરમાંય કોઈની જોડે સુખ નથી એને. અને ઘરવાળાનેય કોઈને સુખ નથી એની જોડે. અને

મતભેદ ઘટ્યા નથી. તે કહે છે, હું કંઈક પામ્યો. અલ્યા, મતભેદ ઘટવા જોઈએ, શાંતિ વધવી જોઈએ. કંઈક તો કારણ બનવું જોઈએ. કશું બન્યું નથી ને મનમાં શુંયે માની બેઠા છે ! જાણ્યું તેનું નામ કહેવાય કે કોઈ જોડે મતભેદ ના પડે.

**પ્રશ્નકર્તા :** જીવનમાં મતભેદ તો હોયને, કોઈ માણસ સંપૂર્ણ તો છે જ નહીં ને ?

**દાદાશ્રી :** મતભેદ પડે એનો અર્થ જ શું ? એ સેન્સલેસ ફેલો (મૂરખ માણસ) ! મતભેદ તો એકાદ-બે હોય, આ તો આખો દહાડો મતભેદ પડ્યા કરે ! એ તો સેન્સલેસ ફેલો કહેવાય, પછી ! આપને કેમ લાગે છે મારી વાત ? બરાબર લાગતી હોય તો સાંભળજો, ના લાગે તો મને ના કહી દેજો કે મને ઠીક નથી લાગતી તો વાત બંધ કરી દઈશ, બીજી વાત કાઢીશ.

**પ્રશ્નકર્તા :** દરેક માણસ સંપૂર્ણ હોતો નથી, એટલું જ હું આપની પાસે કહેતો હતો.

**દાદાશ્રી :** અરે, અપૂર્ણય ક્યાં છે તે, બળ્યો ? સંપૂર્ણ તો ના હોય પણ અપૂર્ણ હોય તોય બહુ સારું કહેવાય.

**પ્રશ્નકર્તા :** હું તો આપની પાસે કંઈક જાણવા માટે આવ્યો છું.

**દાદાશ્રી :** બધું જાણવાનું અહીં મળશે, હું કંઈ તમને જ આ કહેતો નથી, આ તો જનરલ (સામાન્ય) રીતે વાત કરું છું. તમારા મનમાં એવું ના લઈ જશો કે મને કહે કહે કરે છે.

**પ્રશ્નકર્તા :** ચોક્કસ.

**દાદાશ્રી :** એટલે જનરલી તેમાં આપને ઠીક લાગે એવું સ્વીકાર કરવું અને ના ઠીક લાગે એ બાજુએ મૂકવું જોઈએ. પણ જનરલી આવું છે, એમાંથી આપણે વિચારવંત થવું જોઈએ, એટલે આ વિચારવા જેવું છે. મારી વાતમાં કંઈક રૂપિયે બે આની સત્ય જેવું લાગે છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** ચોક્કસ લાગે છે.

## ભેદ પાડે તે ક્યાંથી બુદ્ધિશાળી ? દોર તોડી ચલાવે ગાંઠ વાળી !

**દાદાશ્રી :** તે મારે ભાગ વાળવાનો આવે છે, ચાર ચાર ફૂટ ઊંડો પૂંજો (કચરો).

**પ્રશ્નકર્તા :** એ ક્યારે વળાઈ જશે, દાદા ?

**દાદાશ્રી :** આ વાળવા બેઠો છું, આ બધા મદદ કરે મહીં જોડે વાળવામાં ત્યારે ! ત્યારે ઈન્ડિયામાં લોક કહે છે, 'દાદા, તમે ઝાપટો છો બહુ, વકીલ કે ડૉક્ટર કશું જોતા નથી, ઝાપટી નાખો છો', ત્યારે હું સમજણ પાડું. એ વકીલ કે ડૉક્ટરને જેને ઝાપટું તેને, બોલો, આ કોટ છે તે, વીસ વર્ષથી, આ ગરમ કોટ બહાર પડેલો છે અને પાછો ગરમ, ઊંચી જાતનું ઊન હોય, તો ધૂળ મહીં પેસી ગયેલી હોય. હવે બોલો એ ધૂળ કાઢવી છે, શું થાય ? એને ઝાપટવો પડે. ઝાપટ ઝાપટ કરીએ ત્યારે નીકળે. મેં કહ્યું, 'આ આવી ધૂળ પડી, પછી ઝાપટું છું, મને આ તો સારું લાગતું હશે ?' ત્યારે કહે, પણ ઝાપટીને મને ચોખ્ખો કરી આપજો. પણ મારું મગજ ખરાબ થાય તે મારે પછી ના કહેવું પડે. પહેલાં તો એવું કહેતા'તા 'હું અક્કલવાળો છું' મેં કહ્યું, 'હોવે, અક્કલ છે, તેથીને ઘરમાં મતભેદ નહીં પડતો હોય ?' એ તો બુદ્ધિને લઈ પડે.' મેં કહ્યું, 'બુદ્ધિશાળી ના હોય તો જ પડે. બુદ્ધિશાળી હોય તો કાઢી નાખે, વિચાર વિચાર કરીને, આ તમારી બુદ્ધિ નથી તેથી.' 'હે, મારે બુદ્ધિ નથી ?' ત્યારે મેં કહ્યું, 'મતભેદ પડે છે ને ?' સંસાર ચલાવતા આવડતું નથી. બુદ્ધિશાળી થઈને બેઠા છે. આખો દહાડો મતભેદ પડ્યા કરે, વહુ જોડે. જો પોતાના હરીફ હોય તો જાણે ઠીક છે. જે શેઠને નોકર જોડે મતભેદ પડે તો આપણે જાણીએ ને, કે આ શેઠનામાં બરકત નથી ?

**પ્રશ્નકર્તા :** હં.

**દાદાશ્રી :** હરીફ હોય તો વાત જુદી છે. સમાન બુદ્ધિ જોડે મતભેદ પડે તો સમજીએ. આ અસમાન બુદ્ધિ જોડે મતભેદ પડે છે. હવે શું થાય ? ઝાપટી ઝાપટીને પણ, ઝાપટું છું તે પાછાં સમજી જાય કે આ ભલા છે

દાદાજી ! ઘરમાં એક દહાડો મતભેદ ન થવો જોઈએ. આ મતભેદ કરે છે એ બુદ્ધિ ઓછી એટલે. બુદ્ધિથી વિચાર કરે, તો મતભેદ કરવાની જરૂર જ નથી. પણ બુદ્ધિ ઓછી હોયને તો એ મતભેદ કરે અને પોતાની જાતને બુદ્ધિશાળી માનતો હોય. બુદ્ધિશાળી એનું નામ કે ઘરમાં સેફસાઈડ કરે, બહાર સેફસાઈડ કરે, સેફસાઈડ વધારે એનું નામ બુદ્ધિશાળી. ઘરમાં આનંદ કરાવડાવે એનું નામ બુદ્ધિશાળી કે ડાચું ચઢેલું હોય એનું નામ બુદ્ધિશાળી ?

**પ્રશ્નકર્તા :** બુદ્ધિશાળી જો વિવેક કરીને કામ કરે એને બુદ્ધિશાળી કહેવાય ?

**દાદાશ્રી :** હં. વિવેકપૂર્વક બધાંને સુખ વધે એવું ખોળી કાઢે, સુખ ઘટે એવું ના ખોળી કાઢે. આ તો ઘેર આવીને ડખો કરે મૂઆ, આખું ઘર બગાડે. એવી લાઈફ કેમ હોવી જોઈએ ! આપણી લાઈફ ફેરવી શકીએ છીએ આપણે આપણા વિચારો ફેરવી શકીએ છીએ.

આપણે નક્કી કર્યું કે, ઘરમાં મતભેદ નથી પાડવો. એવું નક્કી કરીને બીજા જોડે ભાંજગડ કરેને, તોય મતભેદ પડે નહીં. પણ આપણે એ ચાવી માર્યા વગર જ કરીએ છીએને, તેથી ભાંજગડ થઈ જાય છે. અમે પહેલેથી ચાવી મારીને પછી કરીએ.

## મતભેદ એટલે ટગ ઑફ વૉર,
## છો'રાં દેખે અનફીટ યુ આર !

તમારે મતભેદ વધારે પડે કે એમને વધારે પડે છે ?

**પ્રશ્નકર્તા :** એમને વધારે પડે છે.

**દાદાશ્રી :** ઓહોહો ! મતભેદ એટલે શું ? મતભેદનો અર્થ તમને સમજાવું. આ દોર ખેંચવાની રમત હોય છેને, તે જોયેલી તમે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** બે-ચાર જણ આ બાજુ ખેંચે, બે-ચાર જણ પેલી બાજુ ખેંચે. મતભેદ એટલે દોર ખેંચવો. એટલે આપણે જોઈ લેવું કે આ ઘેર બેન

ખૂબ જોરથી ખેંચે છે અને આપણે જોરથી ખેંચીશું, બેઉ જણ ખેંચીએ તો પછી શું જાય ?

**પ્રશ્નકર્તા :** તૂટી જાય.

**દાદાશ્રી :** અને તૂટી જાય તો ગાંઠ વાળવી પડે. તો ગાંઠ વાળીને પછી ચલાવવું, એના કરતાં આખી રાખીએ, એ શું ખોટું ? એટલે બહુ ખેંચેને, એટલે આપણે મૂકી દેવું.

**પ્રશ્નકર્તા :** પણ બેમાંથી મૂકે કોણ ?

**દાદાશ્રી :** સમજણવાળો, જેને અક્કલ વધારે હોય તે મૂકે અને ઓછી અક્કલવાળો ખેંચ્યા વગર રહે જ નહીં ! એટલે આપણે અક્કલવાળાએ મૂકી દેવું. મૂકી દેવું તે પાછું એકદમ નહીં છોડી દેવું. એકદમ છોડી દેને તો પડી જાય પેલું. એટલે ધીમેધીમે, ધીમેધીમે મૂકવાનું. એટલે મારી જોડે કોઈ ખેંચ કરેને તો ધીમેધીમે છોડી દઉં. નહીં તો પડી જાય બિચારો. હવે તમે આ છોડી દેશો આવું ? હવે છોડી દેતા આવડશે ? છોડી દેશોને ? છોડી દો, નહીં તો પછી ગાંઠ વાળીને ચલાવવું પડે દોરડું. રોજ રોજ ગાંઠો વાળવી એ સારું દેખાય ? પાછું ગાંઠ તો વાળવી જ પડેને ? દોરડું તો પાછું ચલાવવું જ પડે ને ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** હા, કરવું જ પડે.

**દાદાશ્રી :** હં... એટલે છોડી દેવું અને તે પાછા પડી ના જાય એવી રીતે ! પછી એમના મનમાં હિંમત આવશે કે આ આટલી મોટાઈ રાખે છે તો હુંય મોટાઈ રાખું, એવું મન થાય એમને.

**પ્રશ્નકર્તા :** કોઈ નથી રાખતું, એકેય નમતું આપતા જ નથી.

**દાદાશ્રી :** એ તો ડાહ્યો હોય તે છોડી દે. નહીં તો એક ફેરો ગાંઠ પડ્યા પછી ગાંઠ નહીં જાય માટે દોરી ઘરમાં એવી રીતે રાખો, ગાંઠ પાડવી ના પડે. તૂટે નહીં એવી રાખો. તો એ ના સમજવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** સમજવું જોઈએ.

**દાદાશ્રી :** આખું છે, તેને પાછું શું કામ તોડે છે ? તોડ્યા પછી ગાંઠ વાળવી પડે કે ના વાળવી પડે ? 'પણ એ મને ખબર નહીં કે પછી આ ગાંઠ વાળવી પડશે.' અલ્યા, તૂટતાં પહેલાં, આપણે છોડી દેવું પડે. નહીં તો ગાંઠ પડી જાય. એટલે ફરી એ દોરડું નકામું ગયુંને. એટલે આ હિસાબ આપણે સમજવો જોઈએ, નહીં તો ગાંઠ તો વાળવી જ પડશે ને ?

ઘરમાં મતભેદ થતો હશે ? એક અંશેય ના થવો જોઈએ !! ઘરમાં જો મતભેદ થાય તો યુ આર અનફીટ ફોર, જો હસબન્ડ આવું કરે એ અનફીટ ફોર હસબન્ડ અને વાઈફ આવું કરે તો અનફીટ ફોર વાઈફ.

**પ્રશ્નકર્તા :** પતિ-પત્નીના ઝઘડાથી છોકરાં પર શું અસર થાય ?

**દાદાશ્રી :** ઓહોહો ! બહુ ખરાબ અસર થાય. આવડો નાનો બાબો હોયને, તેય એમ જોયા કરે. આ પપ્પો બહુ બોલ બોલ કરે છે મારી મમ્મી જોડે. પપ્પો જ ખરાબ છે. પણ મોઢે બોલે નહીં. એ જાણે કે બોલીશ તો મારશે મને. મનમાં નોંધ કરે આ, નોટેડ ઈટસ કન્ટેન્ટસ્. પણ ઘરમાં આવું તોફાન જુએ પછી મનમાં રાખી મેલે 'મોટો થઈશ એટલે પપ્પાને આપીશ !' નક્કી કરે આપણા હારુ અત્યારથી. પછી એ મોટો થાય એટલે આપે ! 'એવું મારવા હારુ મેં તમને મોટા કર્યા ?' 'તો તમને કોણે મોટા કર્યા હતા ?' કહેશે. 'અલ્યા, ત્યાં સુધી મારા બાપા સુધી પહોંચ્યો ?' ત્યારે કહે, 'તમારા દાદા સુધી પહોંચીશ.' આપણે સ્કોપ આપ્યો ત્યારે ને ? એવી ગાંઠ વાળવા દઈએ તો આપણી જ ભૂલ છે ને ! ઘરમાં વઢીએ શું કરવા ? એને વઢીએ જ નહીં એટલે બાબો જુએ કે આ કહેવું પડે. પપ્પા કેટલા સારા છે !

**પ્રશ્નકર્તા :** અહીંયાં બૈરાં જોડે બહુ કચકચ થાય.

**દાદાશ્રી :** તો બાબો શું કરે ? બાબો જોયા કરે, હં... આ પપ્પો તો સારો છે, પણ આ મમ્મી જ એવી છે ! મમ્મી જ ખરાબ છે, બહુ જ ખરાબ છે. મનમાં પાછો અભિપ્રાય આપે, બાબો. મનમાં નક્કી કરે કે મોટો થઉં ત્યારે મમ્મીને મારીશ, કહેશે. મારા પપ્પાનું ખરાબ ખરાબ કરે છે. એ છોકરાઓ ન્યાય જાણે ફર્સ્ટ ક્લાસ. આ બેમાં કોની ભૂલ થયેલી છે તે ના

સમજે છોકરાં ? છોકરાં ન્યાય કરે આવડા આવડા, કારણ કે એને સમજણ તો એટલી બધી હોય, એ ઈન્ડિયનનું છોકરું છે ને એટલે કહે છે, આ મમ્મી જ ખોટી છે.

આ ન્યાય કરે મૂઆ. હવે આ રીત છે આપણી ? ભવાડો આપણો ન જુએ છોકરાં એવું કરવું જોઈએ ? દરેક બાબતમાં બારણાં વાસતા હો તો આમાં બારણાં વાસવા ના જોઈએ ? છોકરાંની હાજરીમાં કરાતું હશે આવું ! અને છોકરાં સ્કૂલમાં ગયા હોય તે ઘડીએ ઊડાવવી થોડી વખત. જેને ટેવ હોય તેને, હેબીટ પડેલી હોય તેને. એટલે વઢવું હોય તો એ સ્કૂલમાં ગયા પછી વઢવું, શોખ હોય તો. નહીં તો વઢાય નહીં. નહીં તો છોકરાં થતાં પહેલાં લડી લેવું. છોકરાં થયા પછી લડાય નહીં. એ તો સ્કૂલ માંડી કહેવાય. સ્કૂલનું મંડન થઈ ગયું. નિશાળિયા પર અસર પડે. એટલે લડાય નહીં.

આ તો છોકરાં ઊભાં હોય તોય મારે છે હઉ સામસામી. એક જણને એની બૈરીએ માર્યો હતો, એના છોકરાં ઊભાં હતાં ને ! હવે આ તો કોઈ દહાડો સારું દેખાય, શોભે ?

છોકરાં સારાં થઈ જાય, સંસ્કાર પડે, એ આપણો રસ્તો. છોકરાંને જે ના ગમતું હોય એ કાર્ય નહીં કરવાનું. છોકરાંને પૂછવું કે 'અમે બે ઝઘડીએ છીએ તો તમને ગમે ?' ત્યારે કહે, 'ના ગમે.' તો આપણે બંધ કરી દેવું. મોટા ગુરુ ના મળે તો છોકરાઓ ગુરુ મળ્યા ! તો છોકરાં સારાં થાય, આપણા સંસ્કાર સારા પડે. છોકરાં કશું આવું મા-બાપને કશું સારા દેખેને, તો બહુ સારા થઈ જાય. એને શીખવાડવું ના પડે. સંસ્કાર જોઈને સંસ્કાર શીખી જાય છે. નહીં તો 'આ મારે હિતકારી છે' એવું માનીને છોકરાં શીખે કે મારા મા-બાપ ઝઘડો કરે છે તે હિતકારી છે. એવું જાણીને છોકરાંઓ શીખે, પણ પાડોશીનું ના શીખે, ઘરનું શીખે. એવું છોકરાંને, એ ઊંધા સંસ્કાર ન પડવા જોઈએ એવું જીવન જીવવું જોઈએ. છોકરાં કંઈ પણ આપણે ત્યાં ખરાબ દેખે નહીં એવું વર્તન હોવું જોઈએ. સંસ્કારી છોકરા હોવા જોઈએ. આવી લાઈફને લાઈફ કેમ કહેવાય ?

જીવન જીવવાનું કંઈક જોઈએ કે ના જોઈએ, કંઈક કળા-બળા

જોઈએ કે નહીં ! ગમે છે તમને આ વાત બધી.

**પ્રશ્નકર્તા :** બહુ કામની છે, દાદા.

**દાદાશ્રી :** શું બહુ ગમે ? સ્ત્રીઓ આગળ રોફ શું રહેશે આપણો ? દાદાએ તો આપણો રોફ જ તોડી નાખવા માંડ્યો !

## છોરાંઓ કહે, ના પૈણવું અમારે, મા-બાપનું સુખ (!) દેખ્યું રાતદા'ડે !

કારણ કે આમાં શું થાય છે કે મારી પાસે છોકરાઓ બધા આવે છે, ઈન્ડિયામાં, તે કોઈ ડૉક્ટર થયેલા, કોઈ ઇન્જીનિયર થયેલા, બધા છોકરાઓ આવે છે. તે મેં કહ્યું, 'ભઈ, તને ઉંમર થઈ, ૨૫-૨૫ વર્ષના, ૨૮-૨૮ વર્ષના થયા. તમે લગ્ન કરી નાખો. લોકોને છોકરીઓ બહુ હોય છે તે ઠેકાણે પડી જાય ને !' ત્યારે કહે, 'ના, અમારે લગ્ન નથી કરવું.' મેં કહ્યું, 'ભઈ, હું કોઈને લગ્ન ન કરવાનું કહેતો નથી, તો તમે શા માટે લગ્ન નથી કરતા ?' તમે આવો મારી પાસે અહીં, સત્સંગ કરો, બધું કરો અને લગ્નેય કરો. મને વાંધો નથી. તમારા પૈણવામાં મને વાંધો નથી. હું કંઈ બ્રહ્મચારીઓ કરવા નથી આવ્યો. હું તો શું કહું છું કે સંસારી જીવન જીવો અને જીવન એવું સુંદર જીવો કે બે ઘડી આપણને ઘરમાં ફૂલ-બગીચા જેવું લાગે. તે બહાર બગીચામાં જવું ના પડે. આ તો મૂઓ બહાર બગીચામાં જાય છે તોય મોઢું ચઢેલું હોય છે. એટલે આવું ન શોભે આપણને. આપણું ઘર બગીચા જેવું કરી નાખીએ.

**પ્રશ્નકર્તા :** પેલા બ્રહ્મચારીઓ પરણવાની કેમ ના પાડે છે ?

**દાદાશ્રી :** છોકરાઓ, પરણવાની કેમ ના પાડો છો ? મેં એમને પૂછ્યું કે, શું છે તમને હરકત ? તે મને કહોને ? કે સ્ત્રી તમને ગમતી જ નથી કે સ્ત્રી જોડે, તમે પુરુષ નથી કે શું છે હકીકત, વાસ્તવિકતા ? મને કહો, ત્યારે કહે, 'ના, અમારે લગ્ન નથી કરવું.' મેં કહ્યું, કેમ ? ત્યારે કહે, 'લગ્નમાં સુખ છે નહીં એવું અમે જોઈ લીધું છે.' મેં કહ્યું, હજુ ઉંમરના નથી થયા, પૈણ્યા વગર તને શી રીતે ખબર પડી, અનુભવ થયો ? ત્યારે

કહે, 'અમારા મા-બાપનું સુખ (!) અમે જોતા આવ્યા છીએ.' એટલે અમે જાણી ગયા આ લોકોનું સુખ ! આ લોકોને જ સુખ નથી તો આપણે પૈણીશું તો આપણે વધારે દુઃખી થઈશું. એટલે એવું બને ખરું ?

પછી મેં કહ્યું, 'શું તારા મા-બાપનું સુખ જોયું ?' ત્યારે કહે, 'રોજ કકળાટ, રોજ કકળાટ અમે તો આમ જોયા જ કરીએ. અરે, બળ્યું, આ તો જીવન છે, આના કરતાં એકલા પડી રહેવું સારું.' એટલે જવાબદાર તો આપણે જ ને ! પછી છોકરાને પૂછ્યું, 'તારા બાપા ભણેલા નહીં હોય ?' 'અરે, એ તો ઈન્જીનિયર છે, મૂઆ તોય આવું ?' ત્યારે કહે, 'હા, એવું.' તારી મા ભણેલી નહીં હોય ? ત્યારે કહે, 'એ બી.એસ.સી. છે.' હવે ભણેલો તોય જીવન જીવતાં ના આવડ્યું. જીવન જીવવાનું હોય એ શીખવું જોઈએ.

છોકરાઓ કહે છે, 'અમારા ફાધર-મધરનું સુખ અમે જોઈ લીધું.' એટલે હું સમજી ગયો કે ઓહોહો ! આ તો ઈન્ડિયન પઝલ આવું છે ? ઘેર ઘેર આવું તોફાન છે કે છોકરા નાખુશ થઈ જાય કે પૈણવું જ નથી એવું થઈ જાય ! આ કલ્ચર (સંસ્કાર) આપણું ના શોભે આપણને. આપણે આર્ય કલ્ચર, હાઈએસ્ટ ટોપ લેવલનું કલ્ચર, (ઊંચામાં ઊંચા સંસ્કારી) આપણે ત્યાં આવું ના હોય. છોકરાઓને એવો પુરાવો ન આપવો કે છોકરા ન પૈણે. કહે કે મારા ફાધર-મધર જેવા કોઈ માણસ જ નથી ! છોકરાઓ બધા બહાર કહી દે એટલે આબરૂ રહે કેટલી !! મને કહી દેને કે અમારા ફાધર-મધરનું સુખ જોયું ત્યારે હું સમજી ગયો કે ઓહોહો ! આટલો ભયંકર વેપાર હશે ? આ બધી પોલ કહી દે કે ના કહી દે, છોકરા ! કેવું જીવન જીવે તે છોકરા પૈણવા એ તૈયાર નથી !

એટલે પછી મારે લખવું પડ્યું છે પુસ્તકમાં અનક્વોલિફાઈડ ફાધર્સ એન્ડ અનક્વોલિફાઈડ મધર્સ આવા મા-બાપ છે એના ! ક્વોલિફાઈડ (લાયકાતવાળા) હોવું જોઈએ. છોકરા પણ કંટાળી જાય એટલે પૈણવા માટે લાયકાત છોડી દે છે. તમને કેમ લાગે છે, કંઈક હોવું જોઈએ કે ના હોવું જોઈએ ? આ તો છોકરાઓ કહે છે કે અમારે નથી એ સુખ ભોગવવું કહે છે. અલ્યા, આ તો ખરાબ આબરૂ બંધાઈ ગઈ કહેવાય. ફાધર-મધરે એવું જીવન જીવવું જોઈએ કે છોકરાઓ ખુશી થઈને પૈણે. આ તો કહે

છે એમનો કકળાટ જોઈને અમે કંટાળી ગયા છીએ. અલ્યા, એટલી બધી આબરૂ ગઈ આપણી ? આપણી ફેમિલીની આટલી બધી આબરૂ ગઈ છે ! એટલે કંઈક જીવન તો સુધારો, આપણા છોકરા સુધરે એવું તો કંઈક કરો. નિશ્ચય કરો તો થઈ જશે. તમે નિશ્ચય કરો મારે આમ કરવું છે, તો બધું થાય એવું છે.

## ન મતભેદ કોઈ સંગ થાય, 'તારું સાચું' કરી જ્ઞાની ચાલી જાય !

મારી પાસે પચાસ હજાર માણસો આવે છે, પણ મારે કોઈની સાથે મતભેદ નથી.

**પ્રશ્નકર્તા :** આપ કહો છો કે આટલા બધા પચાસ હજાર માણસો જોડે મારે કોઈ દા'ડો મતભેદ નથી થયો. હવે કોઈ ખોટું કહેતો હોય અને તમે છે તે સાચું કહો, તો પછી એ મતભેદ પડ્યો ના કહેવાય ?

**દાદાશ્રી :** એવું છેને, અત્યારે હું કહું કે 'ભઈ, અત્યારે બહાર અંધારું થઈ ગયું છે.' ત્યારે આ ભઈ કહે, 'ના, અજવાળું છે.' ત્યારે હું કહું કે 'ભઈ, હું તમને રિકવેસ્ટ (વિનંતી) કરું, વિનંતી કરું છું, તમે ફરી જુઓને !' ત્યારે કહે, 'ના, અજવાળું છે.' એટલે હું જાણું કે આમને જેવું દેખાય છે એવું બોલે છે. માણસની દૃષ્ટિની બહાર આગળ દૃષ્ટિ જઈ શકે નહીં. એટલે પછી હું એને કહી દઉં કે તમારા વ્યૂપોઈન્ટથી તમે બરાબર જ છો. હવે બીજું મારું કામ હોય તો કહો. એટલું જ કહું, 'યસ, યુ આર કરેક્ટ બાય યોર વ્યૂપોઈન્ટ !' (હા, તમે તમારા દૃષ્ટિબિંદુથી સાચા છો.) આટલું કહીને, હું આગળ ચાલવા માંડું. આમની જોડે આખી રાત ક્યાં બેસી રહું ? એ તો આવા ને આવા જ રહેવાના છે. આવી રીતે મતભેદનો ઉકેલ લાવી નાખવાનો.

શું કારણથી આવું બોલ્યા ? એ આગળ દેખાતું નથી, એનું કારણ જડતું નથી. એટલે પછી મતભેદ થઈ જાય અને અમે જે જ્ઞાન આપીએ છીએને, તે સર્વ સમાધાની જ્ઞાન છે, એટલે ક્યારેય પણ મતભેદ ના પડે. સમાધાન થઈ જવું જ જોઈએ, ગમે તે ટાઈમે, એટ એની સ્ટેજ, (ગમે તે

દશામાં), કોઈ પણ જગ્યાએ સમાધાન થઈ જવું જ જોઈએ. મારે આ જગતમાં કોઈની જોડે, કોઈ પણ જગ્યાએ મતભેદ પડે જ નહીં. મને ગાળ ભાંડે કે તમે ચોર છો, તોય મારે મતભેદ ના પડે. કારણ કે એ એની દૃષ્ટિથી બોલે છે બિચારો, એની કોઈ પણ દૃષ્ટિ છે. કોઈ ગપ્પું મારી શકે નહીં. ગપ્પું મારવું તેય દૃષ્ટિ છે. એ એના મનમાં એમ માને છે કે હું ગપ્પું મારું છું. પણ એને કોઈ દૃષ્ટિનો આધાર છે. એટલે અમને એની જોડે મતભેદ ના પડે. અને મતભેદ પડે એ તો નબળાઈ કહેવાય, વીકનેસ કહેવાય, એ બધી વીકનેસ જવી જોઈએ.

એમ માનોને કે અહીંથી પાંચસો ફૂટ છેટે આપણે એક એકદમ સરસ સફેદ એવો ઘોડો ઊભો રાખ્યો છે અને અહીં આગળ દરેકને આપણે દેખાડીએ કે પેલું શું દેખાય છે ? ત્યારે કોઈ ગાય કહે, તો આપણે એને શું કરવું ? આપણા ઘોડાને કોઈ 'ગાય' કહે તે ઘડીએ આપણે એને મારવો કે શું કરવું ?

**પ્રશ્નકર્તા :** મારવાનો નહીં.

**દાદાશ્રી :** શાથી ?

**પ્રશ્નકર્તા :** એની દૃષ્ટિથી ગાય દેખાઈ.

**દાદાશ્રી :** હા... એના ચશ્મા એવા છે. આપણે સમજી જવાનું કે આને બિચારાને નંબર લાગેલા છે. એટલે એનો દોષ નથી. એટલે આપણે વઢાય નહીં. કે ભઈ બરાબર છે તમારી વાત. પછી બીજાને કહીએ કે શું દેખાય છે ? ત્યારે કહે કે ઘોડો દેખાય છે, તો આપણે જાણીએ કે આને નંબર નથી. પછી બીજાને કહીએ કે શું દેખાય છે ? તો કે 'મોટો બળદ હોય એવું દેખાય છે', તો આપણે નંબર સમજી જઈએ એના. ના દેખાય એટલે નંબર સમજી લેવા. તમને શું લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** એટલે મતભેદનું કારણ શું, આપણે સમજી જવું કે આને નંબર વધી ગયા છે. મતભેદ પાડવા ઈચ્છા જ નથી રાખતા લોકો. પોતાને

જેવું દેખાય એવું બોલે બિચારા, એમાં એનો શો ગુનો, કહો ?

દૃષ્ટિ આગળની બંધ થઈ જાય એટલે પછી મતભેદ થાય અને મતભેદ થાય એને સંસ્કાર જ ના કહેવાય ને ? સંસ્કારીને ત્યાં મતભેદ ના હોય.

મારે જ્ઞાન નહોતું થયું તે વખતે બે-ચાર જણની જોડે મતભેદ પડ્યો હશે, પણ 'આ' જ્ઞાન થયા પછી તો કોઈની જોડે મતભેદ જ નથી પડ્યો. મતભેદ શેને માટે ? આ તો પોતાને આગળ ના દેખાય એટલે મતભેદ ઊભો થાય, મતભેદ શેનાથી થાય છે ? એ દૃષ્ટિ આગળની બંધ થઈ જાય એટલે. મતભેદ એટલે અથડામણ છે એક જાતની, એવું આપને સમજાયું ?

મારે તો કોઈની જોડે મતભેદ પડ્યો જ નથી અત્યાર સુધી, તો પછી મનભેદ તો હોય જ નહીંને ? મતભેદ ના હોય તો મનભેદ હોય જ નહીં. અમે તો પ્રેમસ્વરૂપ ! બધું મારું પોતાનું જ છે, એ પ્રેમથી જ બધું આ છે.

**પ્રશ્નકર્તા :** અમારે ઘરમાં પણ મતભેદ તો ઘણા છે !

**દાદાશ્રી :** હા, ઘણા હોય, પણ તોય વિચારશીલ માણસ ધીમે રહીને વિચારે કરીને મતભેદ કાઢી નાખે. મતભેદથી તો આ જગત બધું ઊભું રહ્યું છે. એટલે મતભેદ એ ફાયદાકારક નથી અને ધીમે ધીમે એ કમી કરવા જેવી ચીજ છે. આપને કેમ લાગે છે ? વિચારશીલ માણસ હંમેશાંય મતભેદ ન પડવા દે.

## હીરાબા જોડે ન કો' મતભેદ,
## ત્રીસી સુધી જ ધણીપણાનો મેદ !

પિસ્તાળીસ વર્ષથી વર્લ્ડમાં કોઈની જોડે મારે મતભેદ નથી. ઘરમાં તો નહીં તે નહીં પણ કોઈની જોડે બહારેય નહીં.

**પ્રશ્નકર્તા :** તમારી પાસે એવું શું સિક્રેટ (રહસ્ય) છે કે મતભેદ ના થાય ?

**દાદાશ્રી :** એ જ સિક્રેટ (રહસ્ય) આપવા માગું છું તમને. આ તો

માઈન્ડ ફ્રેક્ચર થઈ ગયું છે, બૉડી ફ્રેક્ચર થઈ ગઈ છે, બધું ફ્રેક્ચર થઈ ગયેલું છે આ તો. માઈન્ડ કેવું થઈ ગયેલું છે કે ડૉલર જતો રહે તો જાણે મરી ગયો પોતે એવું લાગે. ના લાગે એવું ? એ મન ફ્રેક્ચર થઈ ગયું છે.

**પ્રશ્નકર્તા :** પણ હવે બારસો ડૉલર ભાડું ભરવાનું હોય તો લાગે જ ને !

**દાદાશ્રી :** આ લાગવાથી એ ભાડું ભરી દીધું હશે ખરું ? લાગવાથી એ થઈ જતું હશે ખરું ?

**પ્રશ્નકર્તા :** ના, પણ નેચરલ ....

**દાદાશ્રી :** ના, એ નબળાઈ છે, વીકનેસો બધી ! આ માઈન્ડ ફ્રેક્ચર થઈ ગયેલું છે. એ ફ્રેક્ચર ના થવું જોઈએ.

અમારે તો ઘેર મારા વાઈફ છે, હીરાબા છે તે આજ કેટલાંય વર્ષોથી અમારામાં મતભેદ નહીં, કોઈ દહાડો એ નાખી દેતા હોય રૂપિયા તોય હું એમ ના કહું કે....

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પહેલાં પણ હીરાબા સાથે મતભેદ નહોતા કોઈ દિવસ ?

**દાદાશ્રી :** હા, પહેલાં થતો. છેલ્લા પિસ્તાળીસ વર્ષથી તે બધા આજુબાજુ વાળાય જાણે કે આમને કશો કોઈ દહાડોય મતભેદ નથી. રોજ જોડે રહેવાનું તોય મતભેદ નહીં, એ લાઈફ કહેવાય. કશો મતભેદ જ નહીં એવા વ્યવહારની લાઈફ કેવી સુંદર કહેવાય !

આજે અમારા ઘરમાં વાઈફ હજુ છે, જીવે છે. એમની જોડે મતભેદ નથી પડ્યો. પાડોશી જોડે મતભેદ નહીં. પાડોશીઓનેય લાગે કે ભગવાન જેવા છે. કંઈ મનુષ્યપણું હોવું જોઈએ કે ના હોવું જોઈએ ? તમારો શો મત છે ?

**પ્રશ્નકર્તા :** એ તો હોવું જ જોઈએ.

**દાદાશ્રી :** અમારે પૈણ્યે પંચાવન વર્ષ થયાં. તે પચ્ચીસ ત્રીસ વર્ષની ઉંમર સુધી જરા ભૂલચૂક થઈ હશે. જ્ઞાન પહેલાં, નાની ઉંમરમાં અમે હઉ અમુક ઉંમર સુધી સાણસી લઈને આમ ફટ દઈને ફેંકતા'તા. આબરૂદાર લોકને ! ખાનદાન ! છ ગામના પટેલ ! પછી ખબર પડી કે મારી આ ખાનદાની નીકળી ગઈ. આબરૂનું લિલામ થઈ ગયું. સાણસી મારી ત્યાંથી આબરૂનું લિલામ ના થયું કહેવાય ? સ્ત્રીને સાણસી મારે આપણા લોક ? અણસમજણનો કોથળો ! તે કશું બીજું ના જડ્યું તો સાણસી મારી ! આ તે કંઈ શોભે આપણને ?

**પ્રશ્નકર્તા :** સાણસી મારી એ તો એક માર્યા પછી પતી ગયું. પણ પેલા આંતરિક મતભેદ જે હોય તે બીહેવિયરમાં (વર્તનમાં) એનું પરિણામ પામે. એ તો બહુ ભયંકર કહેવાયને ?

**દાદાશ્રી :** આંતરિક મતભેદોને ? એ તો બહુ ભયંકર !

પણ મેં શોધખોળ કરેલી કે આ આંતરિક મતભેદનો કોઈ ઉપાય છે ? તો કોઈ શાસ્ત્રમાં જડ્યો નહીં. એટલે પછી મેં શોધખોળ કરી, જાતે કે આનો ઉપાય આટલો જ છે કે હું મારા મતને જ કાઢી નાખું તો મતભેદ નહીં પડે. મારો મત જ નહીં, તમારા મતે મત.

હું તો ત્રીસ વર્ષનો હતો ત્યારથી બધું રીપેર કરી નાખેલું. ઘરમાં પછી ભાંજગડ જ નહીં, મતભેદ જ નહીં. બાકી અમારે પહેલાં લોચા પડી ગયેલા, અણસમજણના લોચા. કારણ કે ધણીપણું બજાવવા ગયેલા. મેં તો બહુ રોફ મારેલા.

**પ્રશ્નકર્તા :** તમે શું રોફ માર્યા હતા, દાદા ?

**દાદાશ્રી :** અરે ! બહુ રોફ, આમ કડક બહુ. પછી સમજણ પડી ગઈ આ તો ભૂલ થઈ રહી છે બધી. એટલે પછી બંધ કરી દીધું. નાનપણમાં તો સમજણ ના પડેને કે આ ભૂલો છે, નરી ભૂલો જ છેને બધી !

**પ્રશ્નકર્તા :** એટલે હીરાબા કહેતાં હશે કે દાદા તો તીખા ભમરા જેવા !

**દાદાશ્રી :** તીખા ભમરા જેવા....

તે દહાડે કડકાઈ બહુ, બહુ કડકાઈ ! આ તો જ્ઞાનને લઈને બધું જતું રહ્યું, બધી કડકાઈ. આજ છવ્વીસ વર્ષથી જતું રહ્યું. પહેલાં હતું પણ તે ઓછું. પણ હીરાબાની જોડે તો બહુ વર્ષથી મેં બંધ કરી દીધેલું.

**પ્રશ્નકર્તા :** બધા ધણીપણું બજાવે અને આપ ધણીપણું બજાવો એમાં ફેર તો ખરો જ ને ?

**દાદાશ્રી :** ફેર ? શાનો ફેર ! ધણીપણું બજાવ્યું એટલે બધું ગાંડપણ, મેડનેસ કહેવાય. અંધારાના કેટલા ભેદ હોય ?

**પ્રશ્નકર્તા :** તોય આપનું જરા જુદી જાતનું હોયને ? આપનું કંઈક નવી જ જાતનું હોય ને !

**દાદાશ્રી :** થોડો ફેર હોય. એક ફેરો મતભેદ બંધ કર્યા પછી ફરી મતભેદ નથી પડવા દેતા. અને પડ્યો હોય તો વાળી લેતાં અમને આવડે. મતભેદ તો કુદરતી રીતે પડી જાય, કારણ કે હું એના સારા માટે કહેતો હોઉં તોય એને અવળું પડી જાય, પછી એનો ઉપાય શો ? સારું-ખોટું ગણવા જેવું જ નથી આ જગતમાં ! જે રૂપિયો ચાલ્યો એ સાચો અને ના ચાલ્યો એ ખોટો. અમારા તો બધાય રૂપિયા ચાલે. તમારે તો કેટલીક જગ્યાએ નહીં ચાલતો હોય ને ?

**પ્રશ્નકર્તા :** અહીં દાદા પાસે જ ચાલે. બીજે ક્યાંય ચાલતા નથી.

**દાદાશ્રી :** એમ ! હશે ત્યારે ! આ ઑફિસમાં ચાલે તોય બહુ થઈ ગયું. આ તો દુનિયાની હેડ ઑફિસ કહેવાય.

મારે અમારા ઘરમાં અમારાં વાઈફ જો પિસ્તાલીસ વર્ષથી મતભેદ પડેલો નથી. એય મર્યાદાપૂર્વકની વાત કરે, તો હુંય મર્યાદાપૂર્વકની વાત કરું અને એ કો'ક દહાડો અમર્યાદ થઈ જાય તો હું સમજી જાઉં કે એ અમર્યાદ થઈ ગયાં છે. એટલે હું કહું કે તમારી વાત બરોબર છે, પણ મતભેદ ના પડવા દઉં. એમને એમ ના લાગે કે એક મિનિટેય મને દુઃખ દીધું છે. અમનેય એમ ના લાગે કે એમણે દુઃખ દીધું છે.

એ ત્યાં રહે છે ને હું અહીં રહું છું. જુદા રહીએ પણ વઢવાડ નથી કોઈ જાતની. રોજ ભેગું થવાનું. મતભેદ જ નહીં ને, ભાંજગડ જ નહીં. ચાલીસ-પિસ્તાલીસ વર્ષથી મતભેદ પડ્યો હોય એવું મને ખબર નથી.

હુંય એમના જેવો હોઉં તો પછી એ તો મતભેદ પડી જાય. એ શું કહે છે ને કેવા આશયથી કહે છે, એ શું હેતુથી કહે છે એ તરત સમજી જઉં. એટલે હું એલાઉ કરું કે બરાબર છે.

## જ્ઞાનીનો આ અજોડ ઇતિહાસ,
## પત્ની અંગૂઠે વિધિ કરે ખાસ !

એક દહાડો હીરાબા મને કહે છે, 'કૃષ્ણનું નામ દઈશ, તમારું નહીં દઉં.' એ મને પહેલેથી પેસી ગયેલું કે આ જૈન ધર્મ પાળે છે. એટલે બધું જૈન છે આ. પણ અત્યારે તો વિધિ-બિધિ કરે છે. આમ જ્ઞાનેય લીધેલું. પણ એ પાછલું હજુ થોડુંક જાય નહીં. 'ચાર વાગે ઊઠીને કૃષ્ણનું નામ દઉં છું.' કહે છે. એમને કહ્યું કે 'આ દાદા ભગવાન ?' તો હીરાબા કહે 'એય ભગવાન, પણ આ અમારા ને !'

**પ્રશ્નકર્તા :** એમને કહીએ છીએ કે 'બા, આ જાતે જ કૃષ્ણ છે,' તો હીરાબા કહે, 'ના, એ નહીં. મારા તો પેલા જ.'

**દાદાશ્રી :** એમની સમજણ પર આપણી સમજણ ઠોકી બેસાડવાની નથી. એમની છે એ કરેક્ટ છે, આ આપણુંય એનું એ જ છે ને ! અને પેલુંય એનું એ જ છે. બેઉ કાગળિયાં જ ને ! કોઈ સુંવાળો કાગળ કે કોઈ ગ્રાફ પેપર હોય ને કોઈ પેલો કાગળ હોય, પણ છેવટે કાગળિયાં ફેર જ ને !

પછી હીરાબા મને કહે છે, 'તમે ભગવાન શાના ?' મેં કહ્યું, 'હા, બરાબર છે. તમારી વાત સાચી છે.' પછી થોડા વખત પછી મેં કહ્યું, 'ભગવાન એ ભગવાન છે, હું કંઈ ભગવાન છું ?' ત્યારે હીરાબા કહે, 'તમે જ ભગવાન છો. નહીં તો આટલું બધું લોક આવતું હશે ? કંઈ અમથા આવે છે બધા ? લોક ગાંડા છે બધા કે પાછળ ફરે તે ? તમે જ ભગવાન

છો.' એવાં એ આમ કહે તો આમ ને આમ કહે તો આમ.

એક જણે મને પૂછ્યું કે, 'અત્યારે તમારે વાઈફ જોડે તમારો વ્યવહાર કેવો છે ? લ્યો-લાવો કહો છો ? મેં કહ્યું, 'ના. એ આવડા છોતેર વર્ષનાં ને હું અઠ્યોતેર વર્ષનો તો લ્યો-લાવો કહેવાતું હશે ? હું હીરાબા કહું છું.' પછી એ મને કહે છે, 'તમારા તરફ પૂજ્યભાવ ખરો કે ?' મેં કહ્યું, હું જ્યારે જઉં છુંને વડોદરા, ત્યારે એ વિધિ કરીને પછી બેસવાનાં. અહીં ચરણે કપાળ અડાડીને વિધિ કરવાનાં. તે રોજેય વિધિ કરવાનાં. આ બધાએ જોયેલું હોય, તો અમે કેવાં સાચવ્યાં હશે કે એ વિધિ કરે ? કોઈ જ્ઞાનીની સ્ત્રીએ એમની વિધિ કરેલી નહીં. ત્યારે અમે કેવાં સાચવ્યાં હશે ? એ પરથી તમને સમજાયું બધું ?

અત્યારેય ત્યાં આગળ જઈએ ને, તે દસ મિનિટ તો પહેલી એમની વિધિ કરાવડાવાની અહીં આગળ (પગના અંગુઠે). માથે પગ મૂકવાનો, તે દસ મિનિટ કરાવડાવે, બસ. એટલે દાદાની આટલી સેવા. અમે શું સેવા કરીએ ? અમારાથી ઊંચકાય નહીં અને હાથ-પગ છે તે, એક પગ એ થઈ ગયેલો, હાથ એ થઈ ગયેલો ને બેસી રહે. ઊંચકીને સંડાસ લઈ જવા પડે. હવે સંડાસ અહીંયાં કરે નહીં એવા પાછા અક્કલવાળા. ત્યાં લઈ જાવ, કહેશે. તે બધા બહુ સારી સેવા કરે. અમારે પણ આટલી સેવા રોજ કરવાની. તે એમને નીચે નમવાનું નહીં. ચાર છોકરા ખુરશી ઊંચકી રાખે અમારી અને અમારા પગે અહીં માથું અડાડવું. આમ ઊંચે અમારી ખુરશી ધરી રાખી તે પગે માથું અડાડીને બેઠેલાં હોય. અમારે વિધિ કરવાની ને એમને બોલાવું, 'હું શુદ્ધાત્મા છું, હું શુદ્ધાત્મા છું' એમ હીરાબા બોલે.

એટલે અમારે વ્યવહાર આદર્શ હોય. બાકી ટોપ ક્લાસ એવો વ્યવહાર ના હોય માણસને ! અત્યારેય જોડે રહીએ છીએ. એ ૭૫ વર્ષના ને હું ૭૮ વર્ષનો. ડોસા-ડોસી બેઉ નિરાંતે જોડે રહે છે, ડોસો ને ડોસી બેઉ ! એમણેય આ મોક્ષે જવાનું જ્ઞાન લીધેલું મારી પાસે. મારેય મોક્ષે જવું છે, કહે છે.

એટલે આ આદર્શ વ્યવહાર ના જોઈએ ? તે આડોશી-પાડોશીને પૂછવા જઈએ ત્યારે શું કહે ? એમનો તો આદર્શ બધો. આ પ્રધાનોને બધાને

અહીં એમને ઘેર પૂછવા જઈએ તો જવા દોને, કહેશે ! એની મા જ કહેને કે મૂઓ, નઠારો માણસ છે. કહે કે ના કહે ? માથી પણ એવું કેમ કહેવાય ? આદર્શ વ્યવહાર જોઈએ.

## જ્ઞાની વદે વર્તનમાં જેટલું, અનુભવે તારણ મૂક્યું સહેલું !

હું તો આ બોલું છું ને, એ પ્રમાણે જ લાઈફમાં વર્તેલો છું. કારણ કે આ મેં હિસાબ ખોળી કાઢેલો. આમાં ખોટ શું, નફો શું, એમ ખોળી ખોળીને આગળ ચાલેલો છું. એટલે છેલ્લાં ચાલીસ-પિસ્તાલીસ વર્ષથી મારા વાઈફ જોડે મતભેદ નથી, એ અત્યારેય છે. હું કંઈ આ લોકોની પાસે... સાધુ કે એવો તેવો નથી, વૈરાગી નથી. હું તો વેપારી છું પણ જ્ઞાની પુરુષ છું, એટલે આ દેહનો માલિક સત્યાવીસ વર્ષથી રહ્યો નથી, કોઈ મિલકતનો માલિક રહ્યો નથી, કોઈ ચીજનો માલિક રહ્યો નથી.

હું તો આ તમને બધાને કહું છુંને, તે મારી જાત ઉપર ટ્રાયલ લીધા વગર કહેતો નથી. બધી ટ્રાયલ લઈને પછી કહું છું. કારણ કે મારે વાઈફ જોડે. જ્ઞાન નહોતું તોય મતભેદ નહોતો. મતભેદ એટલે ભીંતમાં માથું અથાડવું. ભલે લોકોને સમજણ નથી. મને પોતાને તો સમજણ પડી કે આ ઉઘાડી આંખે ભીંતમાં અથડાયો, મતભેદ પડ્યો એટલે !

## પડ્યો મતભેદ હીરાબા સંગ, તુર્ત પલ્ટી મારી રાખ્યો 'મેં' રંગ !

તે મારે એક ફેરો હીરાબા જોડે મતભેદ પડી ગયો. હું હઉ ફસામણમાં આવી ગયો. મારી વાઈફને હું હીરાબા કહું છું. અમે તો જ્ઞાની પુરુષ, અમારે તો બધાને 'બા' કહેવાય અને આ બીજી 'છોડીઓ' કહેવાય. એટલે વાત સાંભળવી હોય તો કહું. આ તો બહુ લાંબી વાત નથી, ટૂંકી વાત છે.

**પ્રશ્નકર્તા :** હા, એ વાત કહો ને !

**દાદાશ્રી :** એક દહાડો મતભેદ થઈ ગયો હતો. તે મારી જ ભૂલ

થઈ ગઈ હતી, એમની ભૂલ નહોતી.

**પ્રશ્નકર્તા :** એ તો એમની થઈ ગઈ હશે, પણ તમે કહો છો, મારી ભૂલ થઈ ગઈ હતી.

**દાદાશ્રી :** હા, પણ એમની ભૂલ થઈ નથી, મારી ભૂલ. મારે જ મતભેદ નથી પાડવો. એમને તો પડે તોય વાંધો નહીં ને ના પડે તોય વાંધો નથી. મારે નથી પાડવો એટલે મારી જ ભૂલ કહેવાય ને ! આ આમ કર્યું તો ખુરશીને વાગ્યું કે મને ?

**પ્રશ્નકર્તા :** તમને.

**દાદાશ્રી :** તે મારે સમજવું જોઈએ ને !

તે પછી એક દહાડો મતભેદ પડ્યો. હું ફસાયો. મને કહે છે, 'મારા ભાઈની ચાર છોડીઓ પૈણવાની છે તેમાં આ પહેલી છોડી પૈણે છે, આપણે લગ્નમાં શું આપીશું ?' તે આવું ના પૂછે તો ચાલે. જે આપે તે હું 'ના' કહું નહીં. મને પૂછ્યું એટલે પછી મારી અક્કલ પ્રમાણે ચાલું. એમના જેવી મારામાં અક્કલ ક્યાંથી હોય ? પૂછ્યું એટલે મેં શું કહ્યું ? 'આ કબાટમાં મહીં ચાંદીનું પડ્યું છેને, તે આપજોને નવું બનાવ્યા કરતાં ! આ ચાંદીના વાસણ કબાટમાં પડી રહ્યાં છે નાનાં નાનાં તે આપજોને એકાદ-બે !' એટલે એમણે મને શું કહ્યું જાણો છો ? અમારા ઘરમાં 'મારી-તારી' શબ્દ ના નીકળે, 'આપણું-આપણાં' જ બોલાય. તે એ એવું બોલ્યાં કે 'તમારા મામાના દીકરાની છોડીઓ પૈણે છે, ત્યાં તો આવડા આવડા ચાંદીના તાટ આપો છો ને !' હવે મારા ને તમારા બોલ્યાં તે દહાડે, કાયમ આપણું જ બોલે. મારા-તમારા ભેદ ના બોલે. પેલા બોલ્યાં. મેં કહ્યું, 'આજ આપણે ફસાઈ ગયા !' હું તરત સમજી ગયો. એટલે હું લાગ ખોળું આમાંથી નીકળવાનો, હવે શી રીતે આને સમું કરી લેવું ! લોહી નીકળવા માંડ્યું એટલે પટ્ટી શી રીતે ચોડવી કે લોહી બંધ થઈ જાય !

એટલે મારી-તારી થઈ તે દહાડે ! 'તમારા મામાના દીકરા' કહ્યું, આટલે સુધી આ દશા થઈ, મારી અણસમજણ આટલી ઊંધી ! મેં કહ્યું, 'આ ઠોકર વાગવાની થઈ આજ તો !' એટલે હું તરત જ ફરી ગયો !

ફરી જવાનો વાંધો નથી. મતભેદ પાડવો તેનાં કરતાં ફરી જવું સારું. તરત જ ફરી ગયો આખોય. મેં કહ્યું, 'એવું નથી કહેવા માંગતો.' હું જૂઠું બોલ્યો, મેં કહ્યું, 'મારી વાત જુદી છે, ને તમારી સમજણમાં જરા ફેર પડી ગયો. એવું હું નથી કહેતો !' ત્યારે કહે, 'તો શું કહો છો ?' ત્યારે મેં કહ્યું, 'આ ચાંદીનું વાસણ નાનું આપજો અને બીજા રોકડા પાંચસો રૂપિયા આપજો. એ એમને કામ લાગશે.' 'તમે તો ભોળા છો. આટલું બધું અપાતું હશે ?' એટલે હું સમજી ગયો આપણે જીત્યા ! પછી મેં કહ્યું, 'તો તમારે જેટલા આપવા હોય એટલા આપજો. ચારેવ ભત્રીજી આપણી છોડીઓ છે !' એટલે ખુશ થઈ ગયાં. 'દેવ જેવા છે' કહે છે !!

જો પટ્ટી મારી દીધીને ? હું સમજું કે આપણે પાંચસો કહીએ તો આપે એવા માણસ નથી આ ! એટલે આપણે એમને જ કબજો સોંપી દો ને ! હું સ્વભાવ જાણું. હું પાંચસો આપું તો એ ત્રણસો આપી આવે. એટલે બોલો મારે સત્તા સોંપવામાં વાંધો ખરો ?

**પ્રશ્નકર્તા :** ના, કંઈ વાંધો નહીં.

**દાદાશ્રી :** એટલે મેં કહ્યું, આ પાંચસો એક ને બીજું આ આપો. 'તમે બહુ ભોળા, આવું અપાતું હશે, એને તો ચાર છોડીઓ છે.' મેં કહ્યું, હવે જીત્યા આપણે. ભોળા કહ્યું કે તરત હું જીત્યો. પણ જીતી ગયો તે દા'ડે. નહીં તો મતભેદ પડત તો ખરેખરો પડત. મારું ને તમારું અને આંટી હઉ રહેત.

હું જાણું કે પાંચસોય અપાવાના નથી એમનાથી, એ આપે તોય હું તો ખુશી હોઉં ! સાચા દિલથી ઈચ્છા ખરી કે આપે, પણ હાથ છૂટવો મુશ્કેલ છે ને ! એ બાર મહિને બે-ત્રણ વખત છે તે વડોદરાથી મુંબઈ આવે તો એરોપ્લેનમાં આવે એટલી મારી ઈચ્છા ખરી, પણ દસ-પંદર વખત આવે તો ના કહી દઉં. પણ એમને તો હું આજ પંદર વર્ષથી કહે કહે કરું છું. તમારે જ્યારે જ્યાં એરોપ્લેનમાં જવું હોય તો છૂટ. હું જાણુંને જવાનાં નથી તો પછી મારે શું કામ ના કહેવું ? ત્યારે કહે, 'એ પ્લેનમાં જવાનું તમારે, મારે પ્લેનમાં નથી જવું, તમે જજો !' મને એક ફેરો, ગયે

ફેરે અમેરિકા ગયો ત્યારે મૂકવા આવ્યાં હતાં, ફક્ત પ્લેનમાં આવ્યાં એટલું જ અને પાછાં પ્લેનમાં ગયાં હતાં બસ. એ બાકી આમ બેસે નહીં, આપણે કહીએ તોય ના બેસે. પ્રકૃતિ ના ઓળખીએ આપણે ?

એટલે હું તો એ દહાડે છૂટી ગયેલો. નહીં તો તે દહાડે ભૂલમાં સપડાત. તમારા મામાના દીકરા એવું બોલ્યા. એટલે અમારું ને તમારું એવું બોલાય ? આપણે વન ફેમિલી, અમારું-તમારું, આમચા-તુમચા બોલે પછી રહ્યું જ શું ત્યારે ? એટલે અમારે મતભેદ નહીં પડેલો કોઈ દહાડો પછી !

**પ્રશ્નકર્તા :** હં, હવે એ વાત શીખી ગયો છું.

**દાદાશ્રી :** ના, પણ આવું સમજવું નહીં પડે ભઈ ! જીવન જીવવાની કળા તો સમજવી પડે ને ? એટલે પછી મને કહે છે, 'તમે તો ભોળા છો એવા પાંચસો અપાતા હશે', કહે છે. મેં કહ્યું, 'આપણો હિસાબ પતી ગયો બધો. જો આપણું સંધાઈ ગયું. આ લોહી નીકળ્યું ખરું આપણાથી, પણ પાછું પટ્ટી લાગી ગઈ.' એવું ના શીખવું જોઈએ, ભઈ ?

**પ્રશ્નકર્તા :** પણ ત્યાં તો અહંકાર આવેને, હું ધણી, મારું કેમનું નીચું પાડવું જોઈએ ?

**દાદાશ્રી :** મૂઆ, તું ધણી ? ધણી તો કેવો નોબલ હોય ! આવા હોતા હશે !

આ તો 'મારા' ભાઈને ત્યાં તમે ઓછું આપો છો. એ વિચારો એમના મનમાં પેસતા હતા. તેને બદલે એમણે એમ કહ્યું કે આટલા બધા ના અપાય.

**પ્રશ્નકર્તા :** તમે 'ફરી ગયા' કે તમે ઢીલું મૂક્યું ?

**દાદાશ્રી :** મેં ઢીલું નથી મૂક્યું. એ મારી ભૂલ જ થઈ. આવું કેમ થાય ? મારી-તારી થતું હશે ? એમણે મને કહ્યું કે 'તમારા મામાના દીકરાને ત્યાં આવડા મોટા તાટ' એવું કહ્યું કે મને થયું, હું એવું કેવું બોલ્યો કે એ મારી-તારી બોલ્યા ? મારી ભૂલ મને સમજાઈ, કે ઓહોહો ! આવડી મોટી ભૂલ કરી મેં ? સંસારમાં નીવડેલો માણસ આવું બોલે ? પણ તે તરત મેં

ભૂલ ભાંગી. અમને આવડી જાય તરત. તે ઢીલું મૂકેલું નહીં. મારી ભૂલ જ હતી.

**પ્રશ્નકર્તા :** આપે સુધારી લીધું એમ કહેવાય ?

**દાદાશ્રી :** હા, સુધારી લીધું. આખો ફરી ગયો કે આવું વાસણ આપજો એવું કહેવા ગયો, તેને બદલે આ હું આખો ફરી ગયો. એટલે મેં પાંચસો કહ્યા અને એ તો મારા ખ્યાલમાં જ હોય કે હું પાંચસો રૂપિયા કહીશ તો એ મને શું કહેશે. એટલે રૂપિયા ભેલાડવા નથી બેઠો. મારે તો મતભેદ પાડવો નથી ને રૂપિયા ભેલાડવા નથી. આ તો અણસમજણ ઊભી થવા દેવી નથી. બાકી રૂપિયા ભેલાડવા નથી બેઠો.

**પ્રશ્નકર્તા :** એટલે સાચવી લીધું.

**દાદાશ્રી :** હા, આ મારી ભૂલ થઈ એ ખુલ્લી કરી મેં. હું સમજી ગયો કે આ ભૂલ થઈ. કોઈ દહાડો આવું બન્યું નથી ને એક્સિડન્ટ થયો આવો ! મેં જાણ્યું કે આ મારી ને તમારી થઈ, માટે આ ઘરમાં આપણો હવે છૂટકારો થઈ ગયો. તે આપણે એવું કેવું બોલ્યા કે એમને આ બોલવાનો વખત આવ્યો. પણ તે બ્રેઈન અમારું બહુ પાવરફૂલ. બહુ બોધકળા હોય અમારી પાસે, બધી બોધકળા, જ્ઞાનકળા, બધી કળાઓથી સાબૂત હોઈએ. તરત જ બ્રેઈન કહે કે રૂપિયા પાંચસો આપી દેજો. ત્યારે એ કહેશે, 'તમે ભોળા છો !' એટલે આ તો ભૂલ અમારી ને ફસાયા તમે. એવું સમજી જઈએ.

**પ્રશ્નકર્તા :** જે તૂટવાની તૈયારીમાં હતું, એ સાંધી લીધું દાદાએ અને રાજી કરીને પાછું.

**દાદાશ્રી :** હા. અને રાજી તો કેવાં હોય, તે મને તો પહેલેથી કહેતાં આવ્યાં છે કે તમે ભોળા છો બહુ. શાથી ? કે કોઈક આવે છે અને કહે કે 'મારે આમ થયું, તેમ થયું' એટલે કબાટમાંથી આપી દો છો. એટલું જ શીખ્યા છો તમે. એટલે હું સમજી ગયેલો કે ભોળપણ તો છે. વાત સાચી છે. પણ મારું ભોળપણ, હું જાણીને આપતો હતો. પેલા મૂરખ બનાવી દે

એવું નહીં, પણ જાણીને આપું. કારણ કે એને દુઃખ ઓછું થાય છે. છેતરતો હશે તોય દુઃખ તો ઓછું થશે. એમ જાણીને આપતો હતો. હું કંઈ ભોળો નથી. આખી દુનિયાને ઓટીમાં ઘાલીને બેઠો છું.

એટલે હીરાબાએ મને ભોળો માની લીધેલો પહેલેથી કે આ બહુ ભોળા છે. ત્યારે મેં કહ્યું કે આ એકલું અવલંબન સારું છે આપણા માટે. એ ભોળા કહેશેને, ત્યાં સુધી એમની કોર્ટમાં નિર્દોષ. એમની હાઈકોર્ટમાં આપણે કાયમના નિર્દોષ ! હું હોંશિયાર હોઉં તો દોષિત થાઉંને ? ભોળા જ, બસ !

## જ્યાં મતભેદ નથી ત્યાં વિજ્ઞાન, જ્ઞાની સેંટરમાંથી દેખે સમાન !

એટલે મતભેદ કોઈ જગ્યાએ અમે પડવા ના દઈએ. મતભેદ પડતા પહેલાં જ અમે સમજી જઈએ કે આમથી ફેરવી નાખો ને તમે તો ડાબું ને જમણું બે બાજુનું જ ફેરવવાનું જાણો કે આમના આંટા ચઢે કે આમના આંટા ચઢે. અમને તો સત્તર લાખ જાતના આંટા ફેરવતાં આવડે ! પણ ગાડું રાગે પાડી દઈએ, મતભેદ થવા ના દઈએ. અને મતભેદ પડ્યો તો હું જ્ઞાની શાનો ? તારે પાડવો હોય તોય ના પડવા દઉં. તું આમ ફરું ત્યારે હું આમ ફરું. તું આમ ફરું તો હું આમ કારણ કે અમારી જાગૃતિ, એવર જાગૃતિ હોય. રાત્રે, ચોવીસે કલાક જાગૃતિ. આ ઊઘાડી આંખે ઊંઘ્યા કરે છે આ આખું જગતેય. તમારા બોસ, બોસ બધા ઊઘાડી આંખે ઊંઘે છે. તમે કહેતા હો તો કહી આપું અને પછી કહું એક્સપ્લેનેશન માંગો. પહેલાં કહી આપું, આ પીરસી આપું અને પછી કહું. 'આઈ વૉન્ટ ટુ એક્સપ્લેઈન યુ.' કંઈ ગપ્પું નહીં, નહીં તો આટલા બધા કપડાં ધોવાનાં ક્યારે પાર આવે તે ? એટલે આ મશીનમાં ઘાલ્યા કે પાર !

જ્યાં મતભેદ છે ત્યાં અંશજ્ઞાન છે ને જ્યાં મતભેદ જ નથી ત્યાં વિજ્ઞાન છે. જ્યાં વિજ્ઞાન છે ત્યાં સર્વાંશ જ્ઞાન છે. 'સેન્ટર'માં બેસે તો જ મતભેદ ના રહે. ત્યારે જ મોક્ષ થાય. પણ ડિગ્રી ઉપર બેસો ને 'અમારું-તમારું' રહે તો એનો મોક્ષ ના થાય. નિષ્પક્ષપાતીનો મોક્ષ થાય.

## ક્યારેક ક્યારેક મતભેદ ટાણે, સાચવી લઉં, હીરાબા ના જાણે !

એક દહાડો એવું બનેલું, હીરાબા કહે છે, 'હું તો અહીં મામાની પોળે જ રહીશ. ત્યાં નવું બંધાયું છે, કોઠી પર, ત્યાં રહેવા નહીં જઉં.' મેં કહ્યું, 'તમને અનુકૂળ આવે ત્યાં રહેવાનું.' હા અમે એમ ના કહીએ કે ત્યાં રહેવા જાવ તમે, તમને અનુકૂળ આવે ત્યાં રહો. ઘરધણી માણસના મનમાં એમ થાયને, સહેજ ખટકો થાયને કે પોતાનું ઘર બંધાયું તોય આ ઘર ખાલી કરતા નથી. તો એનું ઘરધણીને થોડુંક વધારે ભાડું આપી દઈશું. મેં કહેલું, ઘરધણી જે માગે એ ભાડું આપી દેવાનું અને એ ઘરધણીયે એવું સમજે છે કે 'મારે એવું કશું કરવું નથી.' પણ છતાંય અમે એને સંતોષ આપીએ. એમાં બિચારાનો શો ગુનો ? આપણું ઘર જુદું થયું એટલે જુદું રહેવું જ જોઈએ ને ? આપણે ઘેર જવું પડે ને ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** પણ હીરાબા તો ખસવાનું ના કહે છે. અમે એડજસ્ટ થઈ જઈએ પણ મતભેદ પડવા ના દઈએ !

હમણાં એક દહાડો મતભેદ પડી જાય એવું થયું હતું. રાત્રે મેં કહ્યું, 'બેન જમવા બનાવનાર છે તો પછી હવે રસોઈયાની શી જરૂર છે ?' ત્યારે કહે, 'ના, એમના હાથનું હું નહીં જમું !' પછી બીજે દહાડે મેં કહ્યું, 'રસોઈયો તમને જ્યારે જોઈતો હોય ત્યારે બોલાવી લો એકને બદલે બે.'

આવું કેમ બોલ્યો હું ? એમને ઠીક લાગે એ કરે. મારે શી જરૂર આ બધી ? હાથ ઘાલીને શું કામ છે તે આપણે ? તમને શું લાગે છે ? હાથ ઘાલવો જોઈએ ?

**પ્રશ્નકર્તા :** ના, ના, એ એના સંજોગો ઉપર આધાર છે.

**દાદાશ્રી :** સંજોગો જોવા પડે. મને તો અત્યારેય હીરાબા ભોળા જાણે. હજુય હીરાબા તો મને કહે છે, 'તમે ભોળા છો, હું ભોળી નથી.'

**પ્રશ્નકર્તા :** હું પાકી, દાદા ભોળા એવું કહેતા ?

**દાદાશ્રી :** હા, દાદા ભોળા માણસ છે. મારે એનું જ કામ છે. ભોળા કહે એટલે છોડી દેને ?

**પ્રશ્નકર્તા :** હા, છોડી દે.

**દાદાશ્રી :** પાકા થયા તો છોડે નહીં. ભોળા થવામાં છોડી દે. અને ભૂલચૂક થઈ હોય તો કહેશે કે 'ભોળા છે થઈ ગયું.' ભાંજગડ જ નહીં ને ! પહેલેથી ભોળાની છાપ.

હવે ખરી રીતે એ ભોળા છે. હું તો ભોળો જરાય નથી. હું તો જાણીને જવા દેતો હતો બધુંય અને એ એમનું અજાણ્યામાં જતું રહે.

**પ્રશ્નકર્તા :** અજાણ્યામાં જતું રહે એ તો ભોળું કહેવાય.

**દાદાશ્રી :** એટલે જ એ ભોળા કહેવાયને અને મને તો કોઈ ભોળો કહેને, તો હું કહું કે મને ભોળો કહેનાર ભોળો છે. મને ઓળખતો જ નથી તું. પણ હું જાણીને જવા દઉં. જે માંગો એ આપી દઉં, કશું રહેવા ના દઉં પાસે, એવો સ્વભાવ હતો. કારણ કે એક લોભ નહોતો અમને, બિલકુલેય લોભ જરાય નહીં. કશું જોઈએ જ નહીંને ! અને પાસે હોયને, તો આપી દઉં પાછો. મારી પાસે કશું રહે નહીં. એટલે અમારા ભાગીદારે કહેલું કે તમારી પાસે રૂપિયા હાથમાં રાખવા જેવા નથી. મેંય કહી દીધું કે મને આપશો જ નહીં. કારણ કે મારી પાસે રહે નહીં.

એટલે હીરાબાય કહે કે 'તમને તો પૈસા અપાય જ નહીં.' ત્યારે મેં કહ્યું, 'ના આપશો. આપશો જ નહીંને ?' બાકી કો'ક આવ્યો. તે ઢીલો થયેલો દેખાય કે કબાટ ઉઘાડીને આપી દેવાનું.

બાકી સ્ત્રી જાતિને તો, 'હમણે જ હું સ્ટેનલેસ સ્ટીલનું ફલાણું એ લાવી.' એ સાંભર સાંભર કર્યા કરે. ત્યારે આમને તો એમની પાસે હોય તોયે બધાંને આપી દે. એટલે ભાંજગડ જ નહીં ને કશી. કાલની ફિકર નહીં એમને. સારાં માણસ !

## (૪)

# ખાતી વખતે ખીટપીટ !

## પેટમાં પધરાવવું તે ધર્મ,
## વાંધો કાઢ્યે બંધાય કર્મ !

'થાળીમાં જે આવ્યું તે પેટ પડ્યે ધર્મ છે,
દાળમાં મીઠું નથી, જો બોલ્યો તો તે કર્મ છે.' – નવનીત.

એ શું કહેવા માગે છે કે થાળીમાં જે આવે એ પેટમાં પધરાવી દેવું અને વાંધો ઉઠાવવો નહીં.

દાળમાં મીઠું વધારે પડી ગયું હોય તો આપણે ઓછી ખાવી. આ તો એકલું મીઠું જ ઓછું હોયને તો તેના માટે લોકોના ઘેર શું બને છે જાણો છો ? એટલા બધા તોરીવાળા હોય છે તે શું કહેશે ? કે દાળ બગાડી નાખી છે, આમાં કંઈ ભલીવાર નથી, પેલું ઊઘાડું શું કામ પડ્યું છે ? એટલે પેલો બૂમાબૂમ કરે પાછો. અલ્યા, આ તો રોજનું ખાવાનું છે તે બૂમાબૂમ શેની કરે છે ? ત્યારે બૈરીય કહેશે કે 'કો'ક દહાડો ભૂલ થઈ જાયને તોય આ બૂમાબૂમ કરે છે.' અરે ! કો'ક વાર નહીં, રોજ ભૂલ થતી હોય તો પણ આ તો રોજનું ખાવાનું છે તો કકળાટ શેને માટે ? આ તારે વેપારમાં ભૂલ નથી થતી ? તે એક કકળાટ માંડેને તેમાં તો ભયંકર કર્મો બાંધે છે અને શરીરમાં ખાધેલુંય બધું પોઈઝન થઈ જાય. જ્યાં કકળાટિયો માણસ ખાયને ત્યાં પોઈઝન થઈ જાય છે.

સારું છે આમના ધણી સાઉથ ઈન્ડિયન છે, નહીં તો આપણા ગુજરાતી હોયને તો એની વાઈફને કહેશે, 'તારામાં અક્કલ નથી' એવું

બોલીને ઊભો રહે. આ સાઉથ ઈન્ડિયન આવી રફ ભાષા ના બોલે એ. ભાષા આપણી ગુજરાતીઓની રફ, પણ સુંદર, હં કે !

## બની સરસ મજાની રસોઈ,
## 'કઢું ખારું' કરી 'એણે' મજા ખોઈ !

**દાદાશ્રી :** ઘેર વાઈફ છે તે સારું સારું ના ખવડાવે ?

**પ્રશ્નકર્તા :** બહુ સારું સારું ખવડાવે છે.

**દાદાશ્રી :** હા. તો પછી એમની જોડે ડખો ના કરવો જોઈએ આપણે. પણ તમારો ઈગોઈઝમ છેને, તે ગાંડાં કાઢ્યા વગર રહે નહીંને ! ટેવ પડેલી આ. તે તમે શું કરો ? સરસ રસોઈ બનાવી હોય, રત્નાગિરી હાફુસ લાવ્યા હોય અને રસ કાઢીએ અને બેને સરસ પૂરીઓ બનાવી હોય, શાક બહુ સારાં બનાવ્યાં હોય, બધું કર્યું હોય અને કઢીમાં જરાક સહેજ મીઠું આગળ પડતું વધારે પડી ગયું હોય, તે બધું ખાતા જાય અને કઢી ચાખી એટલે 'આ કઢું ખારું...' મૂઆ, ખાને, પાંસરો બનને. આ કઢીને બાજુએ મૂક, બીજું બધું ખઈ લેને. તે મૂઓ પાંસરો ના મર્યો. તે બધાનું બગાડે પાછું ! એ તો ન ખાય તે ના ખાય, પણ બધાનું મોઢું ઊતરી જાય. બિચારા છોકરા બધાં ભડકી જાય. આ આપણને શોભે કેમ કરીને આવું ? કોઈક દહાડો કઢી ખારી ના થઈ જાય ? તે દહાડે બૂમાબૂમ કરીએ એ સારું કહેવાય ? અલ્યા, રોજ તો કઢી સારી થાય છે તો એક દહાડો સારી ના થઈ તો જરા પાંસરો રહેને ! એક દહાડો પાંસરા ના હેવું જોઈએ ? તમને કેમ લાગી ? આ વાત ગમીને ? પણ આપણા લોક શું કરે છે કે, કો'ક દહાડો કઢી ખારી થઈ ગઈ હોય, તેમાં પેલીની આબરૂ લઈ નાખે.

## પતિ ભૂલ કાઢે વારંવાર,
## પછી થાય શરૂ કોલ્ડવૉર !

ઘરમાં શું કરવા આ ડખલ કરું છું ? કંઈ ભૂલ ના થાય માણસની ? કરનારની ભૂલ થાય કે ના કરનારની ?

**પ્રશ્નકર્તા :** કરનારની.

**દાદાશ્રી :** તો 'કઢું ખારું છે' એવી ના ભૂલ કઢાય. એ કઢી બાજુએ મૂકીને આપણે બીજું બધું ખઈ લેવાનું. કારણ કે એને ટેવ છે કે આવું કંઈક એ ભૂલ ખોળી કાઢીને એને દબડાવવું. એ આદત છે એને એટલે. પણ તે આ બહેનેય કંઈ કાચી નથી. આ અમેરિકા આમ કરે, તો રશિયા આમ કરે. એટલે અમેરિકા-રશિયા જેવું થઈ ગયું આ, કુટુંબમાં, ફેમિલીમાં. એટલે કોલ્ડવૉર ચાલ્યા જ કરે નિરંતર મહીં. એવું નહીં, ફેમિલી કરી નાખો. એટલે હું તમને સમજાવીશ કે ફેમિલી તરીકે કેમ રહેવાય. આ તો ઘેર-ઘેર કકળાટ છે.

**પ્રશ્નકર્તા :** અહીંયાં અમેરિકામાં તો ઊંધું છે. આ બોમ્બાર્ડિંગ છે તે અહીંયાંથી નહીં પણ બહેનો તરફથી થાય.

**દાદાશ્રી :** ના, એ તો કેટલીક જગ્યાએ આય થાય ને કેટલીક જગ્યાએ આય થાય. બેઉ સામાસામી, પણ આ રશિયા ને અમેરિકા જેવી જ વસ્તુ છે. કોલ્ડ વૉર ચાલ્યા જ કરે છે મહીં.

કઢી ખારી થઈ તે આપણે ના બોલીએ તો ના ચાલે ? ઓપીનીયન ના આપીએ તો એ લોકોને ખબર ના પડે કે આપણે જ કહેવું પડે ? આપણે ત્યાં મહેમાન આવ્યા હોયને, મહેમાનોનેય ખાવા ના દે. તે આપણે વળી એવા શું કરવા થઈએ ? એ ખાશે, તો એને ખબર નહીં પડે, તે વળી આપણે ભૂંગળું વગાડવું ?

**પ્રશ્નકર્તા :** એ ચાખશે તો ખબર પડશે.

**દાદાશ્રી :** ચાખશે તો એની મેળે ખબર પડે. નહીં તો જેને ભૂંગળું વગાડવું હોય તે વગાડે. અને પાછું એ તો બનાવનારી, વગાડે જ નહીંને ! એની પોતાની આબરૂ જાય એટલે.

**પ્રશ્નકર્તા :** બોલે જ નહીં.

**દાદાશ્રી :** તમે છે તે 'કઢી ખારી થઈ' એવી બૂમ પાડો. એટલે પછી મોઢાં બધાનાં બગડી જાયને, ના થઈ જાય ? 'કઢી ખારી થઈ' એવું બોલાય ખરું, એક ફેમિલીમાં ?

**પ્રશ્નકર્તા :** કઢી ખારી હોય તો ખારી કહેવી જ પડે ને !

**દાદાશ્રી :** પછી જીવન ખારું જ થઈ જાય ને ! તમે 'ખારી' કહીને સામાને છે તે અપમાન કરો છો. એ ફેમિલી ના કહેવાય.

## 'કઢી ખારી કરી' એમ બોલીએ, આપણે શું નોટિસ બોર્ડ છીએ ?

**પ્રશ્નકર્તા :** એ અંતરતપને ?

**દાદાશ્રી :** ત્યારે અંતરતપ એ જ ને, બીજું કયું ? મોક્ષે જવું હોય તેને અંતરનું તપ કરવું પડે. મીઠું વધારે પડ્યું એટલે આપણે અંતરતપ કરી એને ખઈ લેવાનું. પછી પેલા પૂછે... પેલા ખાય ને ત્યારે પૂછે કે તમને મીઠું વધારે પડ્યું હતું તે ખબર ના પડી ? ત્યારે કહીએ, ખબર પડી હતી, પણ તમને ખબર પડે એટલા માટે જ અમે આ ના કહ્યું. તમને ખબર પડશે, તે વળી મારે કહેવાની જરૂર શું છે ? હું કંઈ નોટિસ બોર્ડ છું, કહીએ.

દાળમાં મીઠું ઓછું છે તે નોટિસ બોર્ડ ઉપર આવી ગયું. પછી, ઘડીવાર શાંતિ ના રહે. આ કાળનો હિસાબ તો જુઓ. આ કેવો કાળ ધમધમતો કાળ છે, સળગતો કાળ છે. અને એમાં પાછા, 'આ મીઠું કેમ વધારે નાખ્યું છે ?' ઓહોહો ! આ મીઠા ના ખાવાવાળા ! સતયુગમાં ખાવું હતુંને નિરાંતે, અત્યારે શું કરવા ખાવા આવ્યો છું, મૂઆ ! અત્યારે ખઈ લે ને પાંસરો, નહીં તો હમણે થાળી બહાર મૂકી આવીશ. મીઠું વધારે કેમ નાખ્યું, એનું અહિત કાઢે પાછું ! અત્યારે તો જેમ તેમ કરીને ખઈ લે. પતાવી દેવાનું કામ. રાત બગડે નહીં એટલું હિસાબ ચોખ્ખો કરવો. નહીં તો વધારે ભાંજગડ થાય તો રાત બગડી જાય, તે બેન આમના ફરીને સૂઈ જાય, આપણે આમ ફરીને સૂઈ જઈએ, તે આપણને ઉત્તર દેખાય ને એમને દખ્ખણ દેખાયા કરે. મેળ જ ના પડે આનો ! એટલે જેમ તેમ કરીને પાંસરું કરવું પડે.

## ખોડ કાઢવાનું અક્કરમી કરે, ભૂલ કાઢો ત્યાં એ ભડકી મરે !

**પ્રશ્નકર્તા :** પોતાના માણસ હોય તો કહેવાયને, બીજાને થોડું

કહેવાય ?

**દાદાશ્રી :** એટલે પોતાના માણસને ગોદા મારવા ?

**પ્રશ્નકર્તા :** કહીએ તો બીજીવાર સારું કરેને એમ.

**દાદાશ્રી :** એ સારું કરે કે ના કરે. એ વાત બધી ગપ્પાં છે. શા આધારે થાય છે ? એ હું જાણું છું. નથી બનાવનારના હાથમાં સત્તા. નથી તમારા કહેનારના હાથમાં સત્તા. આ બધું સત્તા કયા આધારે ચાલે છે ? માટે અક્ષરેય બોલવા જેવો નથી.

**પ્રશ્નકર્તા :** એવું શા માટે ?

**દાદાશ્રી :** હાથમાં સત્તા નથી એ ! બનાવનારના હાથમાં સત્તા નથી. સત્તા જુદી જાતની છે. આ તો બધાં ગપ્પાં હં... વાતો કરીએ અને ઠોકાઠોક કરીએ એમાં કશું વળે નહીં કશુંય...

ઊલટો હું કોઈ દહાડો બોલું નહીં. અને સહજ રીતે ચાલવા દઉં. એ ભૂલ થાય કો'ક દહાડો પણ એ કંઈ સહજ રીતે ભૂલ થયેલી હોય છે.

**પ્રશ્નકર્તા :** ના, પણ સારું ખાવાનું ના બનાવે તો એવું કહેવું પડે ને !

**દાદાશ્રી :** એ સારું શેના આધારે બનાવ્યું હતું, પહેલા આગળ ખાધેલું તે ? કહેવાથી સારું બનાવે છે ?

એટલે હું કેટલાંય વર્ષથી કહેતો નથી, એની મેળે સહજ રીતે નાખે તે જ બરાબર છે. વઢવાની જરૂર નહીં. સ્ત્રીઓને ખાવા માટે વઢવાની જરૂર નહીં.

ઘણા ફેરે તો ખાવાનું સરસ હોય છે. બીજાને ખવડાવીએ ને તો સરસ લાગે અને તમને તમારી જીભ ખરાબ હોય છે ઘણા ફેરા, પોતાની જીભ છે તે છેતરતી હોય, એવું મારે ઘણા વખત બનેલું, આપણી જીભ ખરાબ હોય ને આપણને ખરાબ લાગે ખાવાનું.

**પ્રશ્નકર્તા :** અને જે ખાવાનું આપણી સામે આવે છે, તે કયા આધારે

આવે છે ? દરેકને જે રસોઈ પોતાની સામે આવે છે...

**દાદાશ્રી :** તે આપણો જ હિસાબ, ભોગવનારનો હિસાબ. ભોગવનાર પુણ્યશાળી હોયને તો બહુ સુંદર ખોરાક આવે સામો અને ભોગવનાર જરા અડધો અકર્મી હોય, ત્યાર પછી અવળું આવે તે. એટલે ભોગવનારની ભૂલ છે એમાં. આપણું પુણ્ય અવળું હોયને તો અવળું આવે અને પુણ્ય સવળું હોય તો બહુ સુંદર આવે. એ બનાવે છે તે એના આધીન છે ? એ કંઈ નાખે છે એ એની અક્કલ નથી એ, આપણું પુણ્ય જોર કરે છે. બધા ખાનારનું પુણ્ય જોર કરે છે.

**પ્રશ્નકર્તા :** તો દાદા, કોના હાથમાં સત્તા છે એ ?

**દાદાશ્રી :** એ સત્તા જુદા હાથની છે. એ તો મારી પાસે વધુ ટાઈમ આવો ત્યારે ખબર પડે. એ સત્તા જુદા હાથમાં છે. એક પરમાણુ, એક રઈ ખાવાની કોઈનામાં સત્તા નથી. આ વર્લ્ડમાં કોઈ એવો જન્મ્યો નથી કે રઈ પોતે ખઈ શકે. સંડાસ જવાની શક્તિ નહીં ને ! એ તો જ્યારે અટકે ત્યારે ખબર પડે. અહીંના ડૉક્ટરો ભેગા કર્યા ફોરેનના, એટલે ઊંચા નીચે થવા માંડ્યા કે ભઈ અટકશે ત્યારે ખબર પડશે. ત્યારે કહે યસ, યસ, યસ !

આ વસ્તુ જુદી છે. આ માટે કશું બોલવાનું નહીં. વહુને તો કશું કહેવું જ ના જોઈએ. એ તો વહુ સારી હોય છે કે આપણો દોષ કાઢી બતાવતી નથી.

**પ્રશ્નકર્તા :** અમુક જણને મતભેદ નહીં પડે તો આનંદ ના આવેને !

**દાદાશ્રી :** બળ્યું, કકળાટથી જો આનંદ હોય ત્યારે એને કકળાટ કોઈ કહેય નહીં ને !

**પ્રશ્નકર્તા :** મતભેદ એ કકળાટ નથી, મતભેદ એટલે તો બસ. આનંદ આવે એમાં !

**દાદાશ્રી :** ના, કશુંય આનંદ ના આવે. કંટાળી જાય છે. આનંદ તો સોગટાંબાજી રમતા હોય તે ઘડીએ આવે. પછી શેનો આનંદ ?

## મૂંગે મોં બધું જમી લે એવા,
## ત્યારે ધણી લાગે દેવ જેવા !

એક મતભેદ નહીં પડવા માટે તો કેટલું બધું વિચારી નાખવું પડે ! કારણ કે પડેલો જ નહીં ને ! ના ગમતું લાવીનેય શાક કરે, તોય મારે ખાવાનું. જો રહેવા દઉં તો એ મનમાં એમ કહે કે, નથી ભાવતું આ. એટલે ના ગમતું હોય છતાં હું ખઉં. હા, એમને આનંદ થાય એટલા માટે. એમને ત્યાં નહીં, બધેય પણ. ના ગમતું હોય તે હું ખઉં છું તે એટલાં માટે કે સામા માણસને એમ ના લાગે કે આ ના ભાવ્યું. એ કઢી તો ખારી થઈ જાય કો'ક દા'ડો. ના થઈ જાય એવું નહીં.

**પ્રશ્નકર્તા :** થઈ જાય.

**દાદાશ્રી :** આપણી ભૂલ નહીં થતી ?

**પ્રશ્નકર્તા :** થાય, થાય.

**દાદાશ્રી :** એમ એમની ભૂલ થાય તો આપણે મેળ મેળવી લઈએ, ઓછી લઈને જરા પતાવી દઈએ કામ.

**પ્રશ્નકર્તા :** દોરવણી આપવા માટે કહેવું પડે કે નહીં ?

**દાદાશ્રી :** ઓહોહો ! પછી તમારે દોરવણી કોણ આપે ત્યારે ? ધંધામાં રોજ નુકસાન કરીને આવો તે ! તમારી દોરવણી કોણ આપશે ?

**પ્રશ્નકર્તા :** અમારી દોરવણી અમારા વડીલો આપી ગયા.

**દાદાશ્રી :** એ એમનેય એમના મા આપી ગયાં બધુંય કે આવી રીતે ધણીને ચક્કરે ચઢાવજે !!

અને તે આપણે કહેવાની શી જરૂર ? આપણે કહેવું અને નમાલમુડા દેખાવું એના કરતાં નમારમુંડા જ ના દેખાવું એ શું ખોટું ? કહે એ નમાલમુડો દેખાય, કે મૂઓ નમારમુંડો બોલ બોલ જ કર્યા કરે છે. બોલનાર સારો દેખાય ?

**પ્રશ્નકર્તા :** ના દેખાય.

**દાદાશ્રી :** આપણે કહીએ, કઢી ખારી એટલે આડા ચાલે. એટલે એક દા'ડો થઈ તેમાં બૂમાબૂમ કરો છો, હું જોઈ લઈશ હવે, કહે છે. એના કરતાં આપણું રીતસર જ ચાલવા દો ને, ગાડું ધીમે ધીમે.

**પ્રશ્નકર્તા :** દાદા, આ વાત બહુ આમ નાની લાગે છે પણ બહુ અગત્યની છે.

**દાદાશ્રી :** મેં મારે ઘેર અમારા વાઈફની એક દા'ડો ભૂલ કાઢીને, તો બે-ત્રણ દા'ડા પછી મારી ભૂલ એમણે ખોળી કાઢી ત્યારે છોડી. મેં કહ્યું કે આપણે હવે નામ ના લેવું આ લોકોનું.

અને મને તો દેવ જેવા કહેતા હતા એ, હીરાબા. આ તો ધણી દેવ જેવા છે, કહે છે. ત્યારે દેવ થવાનું આપણા હાથમાં છેને ! તમને કેવું લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

## પોતાના કદી કાઢે ના ખોડ, તૂટ્યા તાર કેમ કરીને જોડ !

**દાદાશ્રી :** હવે કઢી ખારી થાય તો બૂમાબૂમ ના કરતા, 'કઢું ખારું થયું છે' કરીને ! કઢી ખારી થાય, ત્યારે લોકો શું કરે ? બૂમાબૂમ કરે કે ? નવા જ જાનવરને ? પોતાની વાઈફે કર્યું હોય તેની મહીં ગુનો કાઢે. તે આ મૂઆ ધણી થતાં ન આવડ્યું ? પોતાની વાઈફે કર્યું છે, એમાંય તેં ખોડ કાઢી ? તે ક્યાં પાંસરો મરીશ કહીએ ! અને કહે 'માય વાઈફ' અલ્યા મૂઆ, તારી વાઈફ તો ખોડ શું કરવા કાઢું છું ? આ એક જાતની અંદરખાને લડાઈઓ ચાલ્યા કરે છે પછી. અને જીવન, ... પછી યુઝલેસ કરી નાખ્યું છે જીવન ! આ ઈન્ડિયનો, ઈન્ડિયનો એટલા બધા વાંકા થાય છે, કે મને મુંબઈના ડૉક્ટરે કહ્યું કે એ તો ગર્ભમાંય વાંકા થાય છે, આડા થાય છે, તે અમારે કાપીને કાઢવા પડે છે. એટલે આ વાંકા થવાથી દુઃખ આવ્યું છે બધું ! સીધા થવાની જરૂર છે.

ભૂલ કોઈની કાઢવાની ના હોય. વાઈફની ભૂલ કાઢવાની ના હોય. વાઈફે ધણીની ભૂલ ના કાઢવાની હોય. સાધારણ ચેતવણી આપવી, કે ભઈ આજે... તેય જમી રહ્યા પછી. આ તો જમતી વખતે મૂઓ બગડે. એટલે બધું આ જ રસ રોટલી હોયને તો એમાં ખાવામાં મજા ના આવે. તમને સમજાય છે મારી વાત, જાગૃતિમાં તો લેવી જોઈએ કે ના લેવી જોઈએ ? ઘરમાં શાંતિ બિલકુલ રહેવી જોઈએ, અશાંતિ થવી જ ના જોઈએ. અશાંતિ કરવાથી આવતા ભવને નુકસાન કરો છો, આવતો ભવ બંધાય છે, વેર બંધાય છે સ્ત્રી જોડે. કોઈ દહાડો પજવે કે, ધણી પજવે ! હેં ! ... શું કહે છે ?

## બધી સ્ત્રીઓ ભાવે ભરથાર,
## ન મળો ફરી કો' અવતાર !

કઢીમાં કો'ક દહાડો મીઠું વધારે પડ્યું હોયને તો, આ ખારું દવ કર્યું છે, કહે. ત્યારે મૂઆ રોજ મીઠું બરોબર હોય તોય બોલતો નથી ને અત્યારે એક દહાડા હારુ કાળમુખો શું કરવા થઉં છું ? કાળમુખો થઈને ઊભો રહ્યો હોય ! રોજ સારું થાય ત્યારે ઈનામ આપતો નથી. ખરો કાયદો શું ? ભોગવનારનો વાંક હોય ત્યારે કઢી ખારી થઈ જાય. એને તો ખારીની ઈચ્છા નથી. કેમ ખારી થઈ ગઈ ? ત્યારે કહે, ભોગવનારના ભાગમાં વાંકું છે આજે. એટલે ભોગવે એની ભૂલ છે. કોની ભૂલ છે ? હવે આ ઊંધું સમજીને બધું બાફ બાફ કરે. અને તે કચુંબર રાખવાનું તેને બાફે અને બાફવાને કચુંબર કરે, થોડું ના સમજવું જોઈએ ? તમને કેમ લાગે છે ? આ લોકોનું આપેલુ લૌકિક જ્ઞાન ન શીખીએ તો માર ખઈ ખઈને મરી જઈએ. એ તો જ્ઞાની પાસે એક કલાક બેઠા હોયને, તો કેટલાય આંકડા મળી જાય. ચાવીઓ મળી જાય. ડાહ્યા થઈ જઈએ.

તું થોડો ડાહ્યો થયો કે ના થયો ? થોડોઘણો ડાહ્યો થયો કે નથી થયો હજુ ? થઈ જવાશેને, ડાહ્યો ? સંપૂર્ણ ડાહ્યો થઈ જવાનું. ઘેર 'વાઈફ' કહેશે, 'અરે, એવા ધણી ફરી ફરી મળજો.' મને અત્યાર સુધીમાં એક બેને કહ્યું, 'દાદા, ધણી મળે તો આનો આ જ મળજો.' તું એકલી બેન મળી મને. મોઢે બોલે, પણ પાછળથી તો આવડું ચોપડે. મારે ત્યાં નોંધ છે, એક કહેનારી મળી !

## સસરો જો રહ્યો ભારમાં,
## તો રહેશે વહુ લાજમાં !

બાકી સ્ત્રીને વારે ઘડીએ આડછેટ આડછેટ ના કરાય. 'શાક ટાઢું કેમ થઈ ગયું ? દાળમાં વઘાર બરોબર નથી કર્યો', એમ કચકચ શું કરવા કરે છે ? બાર મહિનામાં એકાદ દહાડો એકાદ શબ્દ બોલ્યા હોય તો ઠીક છે. આ તો રોજ ? 'ભાભો ભારમાં તો વહુ લાજમાં.' આપણે ભારમાં રહેવું જોઈએ. દાળ સારી ના થઈ હોય, શાક ટાઢું થઈ ગયું હોય તો તે કાયદાને આધીન થાય છે. અને બહુ થાય ત્યારે ધીમે રહીને વાત કરવી હોય તો કરીએ કોઈ વખત કે, 'આ શાક રોજ ગરમ હોય છે, ત્યારે બહુ સરસ લાગે છે.' આવી વાત કરીએ તો એ ટકોર સમજી જાય. એટલે સહુસહુનાં ધ્યાનમાં રાખે. ભાભો ભારમાં તો વહુ લાજમાં પણ ભાભા જ અમારે ત્યાં શું કરતા હતા ? આમ છે તે પહેલાં અમારે ત્યાં રિવાજ હતો, મોટા માણસોની નાની સ્ત્રીઓ છે તે લાજ કાઢે. એટલે મોઢું ના દેખાડે. આમ ફરીને જાય. અને પેલા લોકોય કપડું ધરી દે, વચ્ચે જતા હોય ત્યારે. પણ પાછા આ ભાભા શું કરે ? આમ કપડું ખસેડીને કોની વહુ ગઈ હતી તે જુએ. એટલે આપણા લોકોએ કહેવત પાડેલી 'ભાભો ભારમાં તો વહુ લાજમાં' નહીં તો વહુ લાજમાં નહીં રહે. વહુ તો શું કહે, 'સાઠે બુદ્ધિ બગડી આ ડોસાની.' એટલે વાત સમજે તો ઉકેલ આવે. નહીં તો આ બધો મેળ પડે નહીં.

## થાળીમાં કાચો ભાત-ખારી દાળ,
## કર સર્વેનો સમભાવે નિકાલ !

ઘરમાં ના ભાવતું થાળીમાં આવ્યું ત્યાં 'સમભાવે નિકાલ' કરજો. કોઈને છંછેડશો નહીં. જે થાળીમાં આવે તે ખાજે. જે સામું આવ્યું તે સંયોગ છે ને ભગવાને કહ્યું છે કે સંયોગને ધક્કો મારીશ તો એ ધક્કો તને વાગશે ! એટલે અમને ના ભાવતી વસ્તુ મૂકી હોય તોય અમે મહીંથી બે ચીજ ખાઈ લઈએ. ના ખાઈએ તો બે જણની જોડે ઝઘડો થાય. એક તો જે લાવ્યો હોય, જેણે બનાવ્યું હોય તેની જોડે ભાંજગડ પડે, તરછોડ વાગી જાય અને

બીજું ખાવાની ચીજ શું કહે છે કે, 'મેં શો ગુનો કર્યો ? હું તારી પાસે આવી છું ને તું મારું અપમાન શું કામ કરે છે ? તને ઠીક લાગે તેટલું લે, પણ અપમાન ના કરીશ મારું.' હવે એને આપણે માન ના આપવું જોઈએ ? અમને તો આપી જાય તોય અમે તેને માન આપીએ. કારણ કે એક તો ભેગું થાય નહીં ને ભેગું થાય તો માન આપવું પડે. આ ખાવાની ચીજ આપી ને તેની તમે ખોડ કાઢી તો પહેલું આમાં સુખ ઘટે કે વધે ?

**પ્રશ્નકર્તા :** ઘટે.

**દાદાશ્રી :** ઘટે એ વેપાર તો ના કરોને ? જેનાથી સુખ ઘટે એવો વેપાર ના જ કરાય ને ! મને તો ઘણા ફેર ના ભાવતું શાક હોય તે ખઈ લઉં ને પાછો કહું કે આજ શાક બહુ સરસ છે.

**પ્રશ્નકર્તા :** એ દ્રોહ ના કહેવાય ? ના ભાવતું હોય ને આપણે કહીએ કે ભાવે છે, તો એ ખોટું મનને મનાવવાનું ના થયું ?

**દાદાશ્રી :** ખોટું મનને મનાવવાનું નહીં. એક તો ભાવે છે એવું કહીએ તો આપણા ગળે ઊતરશે. 'નથી ભાવતું' કહ્યું એટલે શાકને રીસ ચઢશે, બનાવનારને રીસ ચઢશે.

અમારે તો ઘરમાંય કોઈ જાણે નહીં કે 'દાદા'ને આ ભાવતું નથી કે ભાવે છે. આ રસોઈ બનાવવી તે શું બનાવનારના હાથનો ખેલ છે ? એ તો ખાનારના 'વ્યવસ્થિત'ના હિસાબે થાળીમાં આવે છે, તેમાં ડખો ના કરવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** એ બરાબર, કબૂલ. એ હવે અમને સમજણ પડી ગઈ, બરાબર એડજસ્ટ થઈ ગયું.

**દાદાશ્રી :** વગર કામનું. નહીં તો આપણે એ કરીએ એમાં તો કઢી બગડી જશે. કારણ કે મગજ એમનું ઠેકાણે ના હોય તે કઢીમાં મીઠું-બીઠું વધારે પડી જાયને તો એ ખાઈ લેવું પડે એના કરતાં કહીએ, 'ના, બહુ સારી છે.' મોઢે કહેવામાં શું વાંધો છે ?

**પ્રશ્નકર્તા :** મોઢે કહે તો પછી વટ જતો રહે ને !

**દાદાશ્રી :** વટ તો કાઢી નાખવો જ પડશે, પહેલેથી.

**પ્રશ્નકર્તા :** આ પુરુષોએ તો વટ કાઢી જ નાખવાનો ?

**દાદાશ્રી :** હા, નહીં તો વટ જશે. વટની જરૂર હોય કંઈ ? જો આ કઢું કર્યું છે, વાંકું બોલીએ તો શું થાય ? એક તો તપેલો હોય અને કઢું ખારું છે, બોલે એટલે ભડકો થાય. એવું ના કહેવાય ! એની જોડે સમાધાન આપણે કરી લેવું જોઈએ, કે મહીં ભગવાન બેઠા છે, તું વઢવાડ ના કરીશ અને હુંય ના કરું. નહીં તો છોકરાં ઉપર અસર થાય ખોટી, એટલે એ છોકરાં જોઈ લે કે શું કરે છે ? આપણે વાંકું ના બોલીએ તો એય મનમાં સમજી જાય. એય કહેશે, 'નથી બોલવું, મારા ફાધર જ બોલતા નથી, ભૂલ કાઢતા નથી.' અને આપણે કહીએ, 'આ કઢી બગાડી' તો કઢી કહેશે, 'બગાડી એમાં મારો શું ગુનો, મૂઆ તું મને વગોવે છે ?' એટલે કઢી રીસાય અને ભઈને રીસ ચઢે, છોકરાંને રીસ ચઢે. હવે સરસ જમવાનું હતું તે બધું બગાડ્યું આખું અને પછી અંદર 'કાળમુખો જ છે, નિરાંતે જમવાય ના દીધા. જમતાં પહેલાં મૂઓ બગડ્યો. પછી સાલાને દઝાડ્યો હોય તો વાંધો ન હતો.' ત્યાં સુધી વિચારે પછી ! અને 'મને બહુ ગમે છે તારી રસોઈ,' કહીએ એટલે આપણે છૂટ્યા.

**પ્રશ્નકર્તા :** તો રોજ ખારી બનાવે.

**દાદાશ્રી :** હેં, છો ને બનાવે. એને હઉ ખાવાની છે ને !

**પ્રશ્નકર્તા :** બહુ વખાણીએ એટલે એવી ખારી જ, ગઈ કાલ જેવી જ બનાવે.

**દાદાશ્રી :** એવો ભય રાખવાનો નથી આ જગતમાં ! કોઈ માણસ ચોરી ગયું, એનો એ માણસ ફરી ચોરી જશે એવો ભય રાખવા જેવું છે નહીં જગત અને હિસાબ હશે તો જ ફરી ચોરી જશે, બાકી ચોરાય નહીં. અડાય નહીં એવું આ જગત છે. એટલે નિર્ભય રહેજો બધી વાતમાં.

**પ્રશ્નકર્તા :** અને દાદા, એવું જો કીધું હોય કે ખારી છે તો બીજે દિવસે મોળી થઈ જાય. કારણ કે એ ઈમોશનલ થઈ જાય પછી.

**દાદાશ્રી :** વાત ખરી છે, તેટલા માટે તો હું અહીં કોઈ દહાડો જમતી વખતે બોલતો નથી એનું શું કારણ ? કે હું કહું કે જરા મીઠું વધારે છે તો કાલે બીજે દહાડે ઓછું નાખશે. એના કરતાં બોલવાનું નહીં. એટલે એની મેળે રેગ્યુલર રહેશે. કોઈ દહાડોય બોલ્યો નથી.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આ તો એવી વાત કીધી કે અમારા જેવા જે સાંભળનાર છે તે દરેકના ઘરની અંદર તો શાંતિ શાંતિ થઈ જાય.

**દાદાશ્રી :** હા, શાંતિ શાંતિ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** કારણ કે આ સિવાય બીજું કંઈ કર્યું જ નથી. સાંજથી સવાર સુધી તેં આમ ન કર્યું, તેં તેમ ન કર્યું, તે આમ કર્યું, તેં તેમ કર્યું.

**દાદાશ્રી :** પણ એવું હું ભાણા ઉપર બેઠા પછી કોઈ દહાડો બોલ્યો નથી. કારણ કે મારું પેલું વચન એવું ખરુંને, એટલે પછી બીજે દહાડે હાથ ધ્રુજતો હોય કે ઓછું પડશે કે વધારે પડશે, ઓછું પડશે કે વધારે પડશે, તે પછી ઓછું પડી જાય એટલે મારાથી તો અક્ષરેય બોલાય જ નહીં ! અને તમે ના બોલો તો ઉત્તમ.

**પ્રશ્નકર્તા :** પણ બોલવાથી તો ફેર પડતો જ નથીને ! જે હથોટી એ હથોટી પ્રમાણે જ થાય.

**દાદાશ્રી :** ફેર પડે નહીં કશું. તે એ મેં જોઈ લીધેલું પાછું. એમ એનો અનુભવ કાઢી લીધેલો, કે આ બધું નકામું જાય છે બોલવાનું તે. રોજ તમે ખોડો કાઢો છો, તે હવે વેર બંધાય છે તે જુદું !

**પ્રશ્નકર્તા :** હું કહું કે આ થોડા વર્ષ જીવવાનું, હવે તો કઢી સહેજ ગળી ખવડાય પણ ના ખવડાવે.

**દાદાશ્રી :** તે એનું નામ જ ભ્રાંતિ ને ! ફુલિશનેશ જેને કહેવામાં આવે છે. એટલે કકળાટ કર્યા વગર ખઈ જાવને છાનામાના ? ના ખાઈ લેવાય ? કકળાટ, કકળાટ ! રોજ કકળાટ ! પછી આપણો વખત આવેને ત્યારે સ્ત્રી એય ખોડો કાઢવા માટે તૈયારી થઈ ગયેલી હોય ! એ જ્યારે

ગાતર ઢીલાં પડશે, ત્યારે હુંય બેસાડીશ કહે એના કરતાં આપણે બદલો ના માંગીએ, તે શું ખોટું ? આપણે એમને વઢીએ નહીં તો એ આપણને કોઈ દા'ડો વઢે નહીં, તે આપણું ગાડું સીધું-સરળ ચાલી જાય, આ તો પરસ્પર છેને ? કંઈ ઓછું આપણે લીધે એ રહે છે ? એને લીધે આપણે છીએ ને આપણે લીધે એ છે. પરસ્પર છે. આ તો લોકો કહે છે, 'ના, મારી બાયડી.' અલ્યા મૂઆ, નહોય, એ બાયડી, એવું ના બોલીશ, મૂઆ ! બાયડી અપમાનજનક શબ્દ છે, 'અમારા પત્ની છે,' એમ બોલ. મૂઆ, બાયડી બોલે છે ? અને આ મોટો ધણી બેઠો ! વ્યવહારિક કૉલેજનું કશું જાણતો નથી ને ધણી થઈ બેઠો ! ના ડફળાવાનાં હોય ત્યારે ડફળાવે અને ડફળાવાનાં હોય ત્યારે સમજણ ના પડે. તમારે ત્યાં ધણી થઈ બેસે છે કોઈ ?

આપણે શું અવલંબન લેવાનું, પ્રાપ્તને ભોગવો, અપ્રાપ્તનો વિચાર નહીં કરવાનો. પ્રાપ્ત જે આવ્યું, જેટલું ઠીક લાગે ને એટલું ખાઈને ઊભું થઈ જવું. કોઈને કષાય ઉત્પન્ન ના થાય એવું વાતાવરણ રાખવું. આપણા નિમિત્તે કોઈને કષાય ના થાય, એવું આપણું નિમિત્ત રહેવું જોઈએ. અને કોઈ માણસ કહેશે, ભઈ, તો જગત સુધરે કેમ કરીને ? એ તો જમી રહ્યા પછી ધીમે રહીને કહેવું, કે આજ દાળ છેને, તેમાં જરાક સહેજ મીઠું વધારે પડતું હતું, તમને ગમ્યું ? ત્યારે કહે, ના, મનેય લાગ્યું છે. હવે કાલે ફેરફાર સહેજ કરજો, કહીએ. પણ મોળી ના થઈ જાય એટલું રાખજો. એ પાછું ચેતવવું જોઈએ. પેલો કિનારો કહેવો પડે. પેલો કિનારો ના કહીએ તો પાછું એ કિનારાની આઉટ ઓફ જતું રહે.

**પ્રશ્નકર્તા :** બરાબર છે દાદા પણ આ આપે જે દૃષ્ટાંત આપ્યું તે પરમાર્થમાં જો લેવાય તો અમારું તો કલ્યાણ થઈ જાય. આ કંઈ લૌકિકની વાતો આપની પાસે હોતી નથી.

**દાદાશ્રી :** બરાબર છે. એટલે લૌકિક સમજ જો હોયને તોય બહુ થઈ ગયું, ઘરમાં શાંતિ થઈ જાય. વગર કામની તો અથડામણ એની જ થાય છે બધી !

## હીરાબાએ કરી કઢી ખારી, પાણી રેડીને મેં સુધારી !

એક ફેરો કઢી સારી હતી, પણ જરાક મીઠું વધારે પડેલું એટલે પછી મને લાગ્યું કે આ તો મીઠું વધારે પડ્યું છે, પણ જરાક ખાવી તો પડશે જ ને ! એટલે પછી હીરાબા અંદર ગયાં ત્યાર હોરું મેં પાણી રેડી દીધું જરા, તે એમણે જરા જોઈ લીધું. એ કહે છે, 'આ શું કર્યું ? મેં કહ્યું, 'તમે પાણી સ્ટવ ઉપર મૂકીને રેડો અને હું પાણી નીચે રેડું.' ત્યારે કહે, 'પણ ઉપર રેડીને અમે ઉકાળી આપીએ.' મેં કહ્યું, 'મારે માટે બધું ઉકાળેલું જ છે. મારે કામ સાથે કામ છે ને !' એટલે કઢી ખારી થાય તો આમ આઘાપાછા થાય એટલે જરા પાણી રેડી દઉં ! ત્યારે પછી કોઈક દહાડો ફરી પાછા કહેશે, 'ફલાણું શાક છે તે ખારું થઈ ગયું હતું તે તમે આજ બોલ્યા જ નહીં !' તે મેં કહ્યું, 'તમને ખબર ના પડે !' જે એ ખાવાના છે એનું આપણે જણાવીને શું કામ છે તે ?

એટલે અમે કશી વાત બોલેલા નહીં, કોઈ જાતનું કશુંય અક્ષરે બોલેલો નહીં. એમની આબરૂ નહીં બગાડવાની કોઈ દા'ડોય. એ મારી ના બગાડે. એટલે બધું આવી રીતે એડજસ્ટમેન્ટ લીધેલા, પહેલેથી. બને એટલો કકળાટ ન થાય. બીજું તો સારી રીતે જીવન ગયેલું.

કોઈ દહાડો બોલ્યા નથી, પચાસ વર્ષથી બોલ્યા નથી કે આ ખારું થઈ ગયું છે. એ તો જે હોય એ ખઈ લેવાનું, ગમે ત્યાં હોય તોય. હમણે થોડું આ નીરુબેનની જોડે વાત કરું કે આ જરા ફેરફાર કરાવો. કારણ કે આ ઉંમરમાં તબિયતની પેલી શરીરની અનુકૂળતા ના હોય ત્યારે કહું કે બેન આનું આમ કરશો. છતાંય જે થઈ ગયું એ તો ચલાવી લેવાનું.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ જે તમે કર્યું, એ કેટલી જાગૃતિ કે પાણી નાખ્યું. એને નથી કહેલું કે આમાં મીઠું વધારે પડ્યું છે, નહીં તો દુઃખ થાય, માટે પાણી રેડ્યું.

**દાદાશ્રી :** હા, અરે ઘણી ફેરો તો ખીચડી કાચી હોયને, તોય અમે બોલ્યા નથી, ત્યારે લોક કહે છે કે, 'આવું કરશો ને તો ઘરમાં બધું બગડી

જશે.' મેં કહ્યું કે, 'તમે કાલે જોજોને.' તે પછી બીજે દહાડે બરોબર આવે.

**પ્રશ્નકર્તા :** પણ કેટલી જાગૃતિ રાખવી પડે છે ક્ષણે ક્ષણે !

**દાદાશ્રી :** ક્ષણે ક્ષણે, ચોવીસેય કલાક જાગૃતિ, ત્યાર પછી આ જ્ઞાન શરૂ થયું હતું, આ જ્ઞાન એમ ને એમ થયું નથી.

**પ્રશ્નકર્તા :** એવા બીજા અનુભવો કહોને આપ.

**દાદાશ્રી :** બહુ અનુભવો થયેલા, કેટલા કહું તમને ?

**પ્રશ્નકર્તા :** જેટલા યાદ આવે એ.

**દાદાશ્રી :** એ તો વાત અહીં નીકળે ત્યારે સાચું. આ તો ટેપરેકર્ડ છે, તે નીકળે ત્યારે નીકળે, નહીં તો ના નીકળે.

**પ્રશ્નકર્તા :** નીકળે તો નીકળવા દો. સાંભળીને બધાને બહુ આનંદ થાય છે.

**દાદાશ્રી :** હા, આનંદ તો થાય ને ! પણ આમાં એવું છેને કે આ બધી જાગૃતિ આવવી જોઈએ. આમ પોલંપોલ કેમ ચાલે ?

## (૫)

# ધણી ખપે, ધણીપણું નહીં !

### કર તું ધણીપણાનો નિકાલ,
### ધણીપણું બજાવે તો બેહાલ !

લગ્ન કરતી વખતે જુએ, તેનો વાંધો નથી, જુઓ. પણ તેવી એ રહેવાની હોય આખી જિંદગી, તો જુઓ. એવી રહે ખરી ? જેવી જોઈ એવી ? પણ ફેરફાર થયા વગર રહે ? પછી ફેરફાર થશેને તે સહન નહીં થાય, અકળામણ થઈ પડે. પછી જવું ક્યાં ? આવી ફસાયા ભઈ આવી ફસાયા.

તે પૈણવાનું શાના હારુ ? આપણે બહારથી કમાઈ લાવીએ. એ ઘરનું કામ કરે ને આપણે સંસાર ચાલે ને ધર્મ ચાલે, એટલા હારુ પૈણવાનું. અને તે બઈ કહેતી હોય કે એક-બે બાબાની જરૂર છે. તો એટલો નિવેડો લાવી આપો. પછી રામ તારી માયા ! પણ આ તો પછી ધણી થવા બેસે. મૂઆ, ધણી શેનો થવા બેસું છું તે ? તારામાં બરકત નથી ને ધણી થવા બેઠો ! 'હું તો ધણી થઉં' કહેશે, મોટા આવ્યા ધણી ! મોઢાં જુઓ આમના ધણીનાં ! પણ લોકો તો ધણીપણું બજાવે છેને ?

ગાયનો ધણી થઈ બેસે, ભેંસનો પણ, તે ગાયો એ સ્વીકારતી નથી તમને ધણી તરીકે. એ તો તમે મનમાં માનો છો કે આ મારી ગાય છે ! તમે તો કપાસનેય મારો કહો છો, આ કપાસ મારો છે, કહેશે. તે કપાસ જાણતોય નથી બિચારો. તમારો હોય તો તમને દેખતાં વધે અને તમે ઘેર જાઓ તો ના વધે, પણ આ તો રાતે હઉ વધે કપાસ. કપાસ રાતે વધે કે ના વધે ?

**પ્રશ્નકર્તા :** વધે, વધે.

**દાદાશ્રી :** એમને કંઈ તમારી જરૂર નથી. એમને તો વરસાદની જરૂર છે, વરસાદ ના હોય તો સૂકઈ જાય બિચારા...

**પ્રશ્નકર્તા :** પણ, એમણે આપણું બધું ધ્યાન કેમ નહીં રાખવું ?

**દાદાશ્રી :** ઓહોહો ! બૈરી ધ્યાન રાખવા રહ્યા હશે પેલા હારુ ?

**પ્રશ્નકર્તા :** એટલા માટે જ બૈરી ઘેર લાવ્યા છીએને !

**દાદાશ્રી :** એવું છેને, શાસ્ત્રકારોએ કહ્યું છે કે ધણીપણું કરશો નહીં. ખરેખર તમે ધણી નથી, પાર્ટનરશીપ છે. એ તો અહીં વ્યવહારમાં બોલાય છે કે, વહુ ને વર, ધણી ને ધણીયાણી ! બાકી ખરેખર પાર્ટનરશીપ છે. ધણી છો, એટલે તમારો હક્ક-દાવો નથી તમારો, દાવો ના કરાય. સમજાવી સમજાવીને બધું કામ કરીએ.

**પ્રશ્નકર્તા :** કન્યાદાન કર્યું, દાનમાં કન્યા આપી, એટલે પછી આપણે એના ધણી જ થઈ ગયા ને ?

**દાદાશ્રી :** એ સુધરેલા સમાજનું કામ નથી, એ વાઈલ્ડ સમાજનું કામ છે. આપણે સુધરેલા સમાજે, સ્ત્રીઓને સહેજ પણ અડચણ ના પડે એ જોવું જોઈએ. નહીં તો તમે સુખી નહીં થાવ. સ્ત્રીને દુઃખ આપીને કોઈ સુખી નહીં થયેલો. અને જે સ્ત્રીએ પતિને કંઈ પણ દુઃખ આપ્યું હશે, તે સ્ત્રીઓય સુખી નહીં થયેલી !

આ જો ધણી થઈ બેઠા હતા !! ઓહોહો !!! બહુ મોટા ધણી ! જાણે ફરી પોતાને ધણી ના થવું પડે. ઘણા ફેરા ધણી થયો છે તોય પાછો ધણી થઈ બેસે છે. આ તો નિકાલ કરવાની વાત છે. આ સત્તા વાપરવાની નથી, આ સત્તા ભોગવવાની છે. સત્તા વાપરવા માટે નથી. આ સત્તા જાણીને ભોગવવા માટે છે. આપણા લોક સત્તા વાપરે, નહીં ? 'તું સમજે નહીં, એક તો અક્કલ વગરની. તું તારે ઘેર જતી રહે', કહે છે. આ અક્કલનો કોથળો મૂઓ ! ધણી થવામાં વાંધો નથી, પણ ધણીપણું બજાવવામાં વાંધો છે.

## માલિક નહીં, પણ પાર્ટનર !
## પ્રેમાળ પતિ કે મૂઓ જેલર ?

**પ્રશ્નકર્તા :** ધણીઓ ધણીપણું કરે છેને, તો હવે ધણીપણું કરે એટલે માલિકીભાવ થયો અને પત્નીનું ગુલામીપણું થયું, તો બન્ને છે તે, એકબીજાને ક્રોસ કરે એવું છે. ભેળસેળ થઈ જાય એવું છે. માલિકપણું અને ગુલામી વાઈફની !

**દાદાશ્રી :** માલિકપણું જ ગુલામી છેને ! કોઈપણ વસ્તુના માલિક આપણે થઈએ ને એટલી જ ગુલામી. જે માલિક થયા એ વળી ગુલામીમાં જ હોય. એ ગુલામીના જ માલિક હોઈએ. આ દુકાનના માલિક હોયને, તે બધા ઉપર આધાર રાખ્યો, નામ જુદાં જુદાં આપણે રાખીએ એ બધા ગુલામ જ કહેવાય. એ ધણીપણાને લઈને તો આ ચગે છે મૂઓ. હવે ધણીપણું એ ભોગવવાનું છે, ભોગવટો છે આ, પાર્ટનરશીપ છે. વાઈફ જોડે પાર્ટનરશીપ છે, માલિકીપણું નથી.

**પ્રશ્નકર્તા :** ભારત દેશનો એક એવો ખ્યાલ છે, સ્ત્રીઓ વિશેનો કે એ મિલકત છે, મૂડી છે !

**દાદાશ્રી :** હા, એવો ખ્યાલ છે. મૂડી છે અને ભોગ્યસ્થાન છે એવું માને છે !

**પ્રશ્નકર્તા :** હા, એ મિલકત આવે એટલે ભોગવવાની વસ્તુ આવે. બીજાને એ ભોગવવાનું ન રહે. પોતે જ ભોગવે, બીજો કોઈ નહીં. એટલે એ જાતનો ખ્યાલ છે, જ્યારે પરદેશમાં એ ખ્યાલ ઓછો છે.

**દાદાશ્રી :** પરદેશમાં એવું નથી, ત્યાં તો માલિકીપણાનો ભાવ દેખે તો લેડી જતી રહે. યૂ, યૂ કરીને જતી રહે. બચકાં ભરીને, નહીં તો બંદૂક બતાડે ! એ કહેશે, એમ ના જાણતો કે હું તારું રમકડું છું. તું ને હું બે ફ્રેન્ડલી પ્રેમમાં છીએ એવું માને છે, પ્રેમથી છીએ.

## પતિને ટેવ તેથી મારે રોફ,
## બરકત હીન પણ માને ટૉપ !

**પ્રશ્નકર્તા :** આ પુરુષો કામ માટે બહાર જાય છે. બહાર જઈને કંઈ

ધાડ નથી મારતા અને બૈરી આખો દહાડો ઘરમાં બિચારી કામ કર કર કર કરે અને પુરુષો બહારથી આવે એટલે રોફ મારે કે હું બહાર કમાવા ગયો હતો.

**દાદાશ્રી :** કારણ કે તાપમાં ફરેલો માણસ રોફ ના મારે તો શું કરે ? તાપમાં માથે તેલ પડતું હોય !

**પ્રશ્નકર્તા :** પણ સ્ત્રી આખો દહાડો ઘરમાં કામ કરતી હોય.

**દાદાશ્રી :** સ્ત્રીને પરસેવો ક્યાં પડવાનો છે તે ! મહેનત કરે તો પડે.

**પ્રશ્નકર્તા :** ના, લડવાની વાત નથી, પણ રોફ મારે એની વાત છે.

**દાદાશ્રી :** રોફ તો મારે જ, રોફ તો મારે... પૈણ્યા શું કરવા, કહેશે ! નહીં તો પૈણત જ નહીં ! આ તો પૈણે છે રોફ મારવા માટે. વધારે તો રોફ મારવાની ટેવ છે. છતાં આ પુરુષોને શું કહું છું કે ધણીપણું ના કરી બેસીશ. તું તો ધણી જ છું ને ! પણ ધણી થઈ બેઠાં છે ? અલ્યા, ધણી ના થઈ બેસાય. પાછા વહુને વગોવે. અલ્યા મૂઆ વહુનો શો દોષ ? તમારી પાસ કરેલી વહુ. અને વહુએ પાસ કરેલો આ ભાઈ, એણે ધણીપણું ના કરવું જોઈએ. આ કંઈ ગાયો-ભેંસો છે, તે ધણી થઈ બેસે છે ?

ઘરમાં મતભેદ શાના હોય ? આપણે મત ક્યાંથી લાવ્યા ? કઈ કૉલેજમાં પાસ થયા તે મત લાવ્યા આપણે ? મત તો જેમાં એક્સપર્ટ થયેલા હોય ત્યાં હોય ! અહીં ક્યાં એક્સપર્ટ છો ? શેમાં એક્સપર્ટ છો ? અહીં મતભેદ હોતા હશે, ઘરની બાબતમાં ? આ તો મતભેદ નથી, આ તો ધણીપણું છે !! ધણી ! હું ધણી થયોને, તે મારે સાચવવું જ પડે ને, કહેશે ! ત્યાં બૉસ તો ટૈડકાવતાં હોય રોજ... અને અહીં ધણીપણું કરે, 'આ તને આવડતું નથી, હવે તને આવડે ત્યારે ખરું !' શું આવડ્યું તમને ? કારણ કે સ્ત્રીઓને જે આવડે, એવું પુરુષને આવડે નહીં. પુરુષ પંદર વર્ષનો હોય અને સ્ત્રી પંદર વર્ષની હોય, પણ સ્ત્રીને પચ્ચીસ વર્ષનું જ્ઞાન હોય. એ પચ્ચીસ વર્ષની હોય એવી બધી સમજણ હોય. એ જરાય કાચું ન પડવા દે. હવે પુરુષો વગર કામના ભોળા બિચારા તે, વચ્ચે મહીં માથું માર માર

કરે ! અલ્યા, ચાલવા દેવું ! એમને કહીએ, 'તું કરું છું, એ બધું કરેક્ટ છે. મારે બૂમ પાડવાની જરૂર નથી.' પણ આ તો એનું ધણીપણું બજાવ્યા વગર રહે નહીં ને ! ડખલ કર્યા કરે !

એક્સપર્ટ હોય ત્યાં મતભેદ હોય. આમાં કંઈ મતભેદ હોતો હશે ? આ કંઈ એક્સપર્ટની લાઈન છે ? હું અમારે ઘેર હીરાબા છે, ત્યારે એ આજે છે તે દાળ-ભાત રોટલી કરે, કાલે કઢી કરે, તો એ જે કરે એ ખરું ! આમાં આપણે એક્સપર્ટ નહીં ને વગર કામના બોલ બોલ કરીએ ! આ તો ધણીપણું બજાવે છે, બીજું કશું નહીં, હવે એ તો ના જ બજાવવું જોઈએને ? તમને કેમ લાગે છે ? કે બજાવવું જોઈએ ? ધણીપણું ના બજાવવું જોઈએ ને ?

**પ્રશ્નકર્તા :** નહીં બજાવવું જોઈએ.

**દાદાશ્રી :** 'આપણે' આ સંયોગો જોડે સંયોગ પૂરા કરવાના છે. આ સંયોગોમાં આવી ફસાયા છીએ. તો આ સંયોગો જેમ તેમ કરીને ઊંચા મૂકવાના, આપણે કંઈ ધણી થવા માટે નથી આવ્યા.

લાઈફ એટલે લાઈફ છે ! આ તો જીવન જીવવાની કળા ના હોય ને વહુ કરવા જાય ! વગર 'સર્ટિફિકેટે' ધણી થવા ગયા, ધણી થવા માટેની લાયકાતનું 'સર્ટિફિકેટ' હોવું જોઈએ. તો જ બાપ થવાનો અધિકાર પ્રાપ્ત થાય. આ તો વગર અધિકારે બાપ થઈ ગયા ને પાછા દાદાયે થાય ! આનો ક્યારે પાર આવશે ? કંઈક સમજવું જોઈએ.

## પતિ એટલે વાઈફની વાઈફ,
## આ સૂત્ર સમજ્યે સુંદર લાઈફ !

કોઈ સ્ત્રીને પૂછીએ કે, 'બેન, કેમનું છે ધણી જોડે ?' એ તો એવું જ, એ તો બોલશો જ નહીં, પૂછશો જ નહીં, કહેશે. ત્યારે મેં કહ્યું, 'નહીં પૂછું, બેન.' હું સમજી જ જઉં ને !

'હસબંડ' એટલે 'વાઈફનીય 'વાઈફ'. (પતિ એટલે પત્નીની પત્ની !) આ તો લોક ધણી જ થઈ બેસે છે ! અલ્યા, 'વાઈફ' કંઈ ધણી

થઈ બેસવાની છે ? 'હસબંડ' એટલે 'વાઈફ'ની 'વાઈફ'. આપણા ઘરમાં મોટો અવાજ ના થવો જોઈએ. આ કંઈ 'લાઉડ સ્પિકર' છે ? આ તો અહીં બૂમો પાડે તો પોળના નાકા સુધી સંભળાય !

ધણી જ છો ! તો પણ આપણા લોકો ધણીપણું કર્યા વગર રહેતા નથી. ને ધણીપણું બજાવે છે ! એટલે અમે પુસ્તકમાં લખ્યું છેને, ધણી એ પોતાની સ્ત્રીનો પણ સ્ત્રી છે એવું કહ્યું છે ! જો ધણી થઈ બેઠા !! આવું ક્યાં કર્યું ? તમને સમજ પડી, આ ધણી થઈ બેઠા છે, એવું ? એટલે આપણને એવો ભાવ ન હોવો જોઈએ.

## ના રાખો ભય, બેસશે ચઢી,
## મૂછો ક્યાંથી ઊગે ? છે ભમરડી !

આપણે આપણ ફરજ બજાવવી. માટે જક્કે ના ચઢો, તરત વાતનો ઉકેલ લાવી નાખો, તેમ છતાં સામો માણસ બહુ બાઝે તો કહીએ કે, 'હું તો પહેલેથી જ ડફોળ છું, મને તો આવું આવડતું જ નથી. એવું કહી દીધું એટલે પેલો આપણને છોડી દે. જે તે રસ્તે છૂટી જાઓ અને મનમાં એમ નહીં માની બેસવાનું કે 'બધાં ચઢી બેસશે તો શું કરીશું ?' એ શું ચઢી બેસે ? ચઢી બેસવાની કોઈ શક્તિ જ ધરાવતું નથી. 'આ બધાં કર્મના ઉદયથી ભમરડા નાચે છે.' માટે જેમ તેમ કરીને આજનો શુક્રવાર ક્લેશ વગરનો કાઢી નાખો, કલ કી બાત કલ દેખ લેંગે. બીજે દહાડે કંઈક ટેટો ફૂટવાનો થયો તો ગમે તે રીતે તેને ઢાંકી દેવો, ફિર દેખ લેંગે. આમ દિવસો કાઢવા.

**પ્રશ્નકર્તા :** આ વાઈફ છે તો બૉસ થઈ બેસે છે, તેનું શું કરવું ?

**દાદાશ્રી :** એ વાંધો નહીં. એ તો જલેબી, ભજિયાં કરી આપે વાઈફ. આપણે કહીએ કે ઓહોહો ! તેં તો ભજિયાં-જલેબી કરી ખવડાવ્યા ને ! એમ કરીને ફૂલાય, પછી કાલે ટાઢી પડી જશે, એની મેળે. એની ગભરામણ નહીં રાખવાની. એ ચઢી બેસે ક્યારે ? એને જો મૂછો ઊગે તો ચઢી બેસે. પણ મૂછો ઊગવાની છે ? ગમે એટલાં ડાહ્યાં થાય, તોય મૂછો ઊગે ?

**પ્રશ્નકર્તા :** ના ઊગે !

**દાદાશ્રી :** અને આપણે મૂંડી નાખીએ તો જતી રહે ? ક્લીન સેવ કરીએ, પણ જતી રહે કંઈ ? ના જતી રહે, એટલે આ મૂછો થાય તો તો એ આપણી પર ચઢી બેસે. પણ એ તમે ખાતરી રાખજો. મૂછો નહીં ઊગે ! સરખા થવા ફરે, કશું સરખા થવાય નહીં, એ છોને, સામ્યવાદવાળા કૂદાકૂદ કરે. સરખું થવાય નહીં. તમે મૂછો ના રાખો, તેથી કંઈ સ્ત્રી મૂછો રાખી શકવાની છે ? આપણે મરજીમાં આવે એવું રાખીએ પણ સ્ત્રીઓ કંઈ એની મરજીમાં આવે તો મૂછો રાખી શકે ?

**પ્રશ્નકર્તા :** ના. ના.

**દાદાશ્રી :** માટે હંમેશાંય સ્ત્રી કોઈ દહાડો કંઈ ધણી થઈ બેસવાની નથી. માટે ધણી થવાની તમારે જરૂર જ નથી. ધણી છો જ, વળી થાવ છો શું કરવા તે ? જે છો એમાં થવાનું ક્યાં રહ્યું ? સ્ત્રીઓમાં બહુ શક્તિ હોય છે, પણ એ પુરુષ થઈ શકે નહીં. એટલે તમારી ઉપરી થઈ શકે નહીં. તમે ઘેર પૈણી લાવ્યા, એટલે એ તમારી ઊપરી નહીં થાય. માટે તમારે મનમાં એવું નહીં રાખવું કે એ ઉપરી થઈ જશે, ચઢી બેસશે. આ તો આના ભયમાં ને ભયમાં નકામા ઝઘડા થાય છે.

બાકી એક ભવ તો તમારો હિસાબ છે એટલું જ પતશે. બીજો લાંબો લાંબો હિસાબ થવાનો જ નથી. એક ભવ તો હિસાબ ચોક્કસ જ છે, તો પછી આપણે શા માટે ઠંડા પેટે ના રહેવું ?

એક ભાઈ કહે છે કે મારી જોડે વાઈફને રોજ કકળાટ થાય છે. હવે વાઈફનો દોષ કે એનો દોષ ? શું કહો છો ?

**પ્રશ્નકર્તા :** દોષ તો બન્નેનો જ હોયને !

**દાદાશ્રી :** કારણ કે વાઈફ કોઈ દહાડો વઢવા આવે જ નહીં પુરુષ જોડે. એ તો જ્યારે પુરુષનામાં છત ના દેખે ત્યારે વઢવા તૈયાર થાય. છત દેખે કાં તો સંયમી દેખે, તો બોલે નહીં, અક્ષરે બોલે નહીં. વાઈફ તો છત ના દેખે એટલે પછી એવું જ ને ! છત તો હોવી જોઈએને ! આ પર્સનાલીટી

હોવી જોઈએ, એનામાં સંયમ હોવો જોઈએ.

હા, પછી પોતાનામાં બરકત ના હોય તો તો બધું ચઢી બેસે. સહુ કોઈ ચઢી બેસે. બરકત તો જોઈએને ! પૈણ્યા પછી બરકત ના હોય, તો કામનું શું ?

ચઢી બેસે, એવું બધું મનમાં શંકાઓ ના કરવી. આ શંકાઓને લીધે ટસલ ઉપર ચઢ્યા જ કરે છેને, નિરંતર દુઃખમાં જ રહ્યા કરે છે, કોલ્ડવૉરમાં. હવે કોલ્ડવૉર કરવાની શી જરૂર છે તમારે ?

## ક્યારેક વહુ કરે બડબડ, કહે વહુને 'હું છું અણઘડ' !

અને ચઢી બેસે ત્યારે આપણે છે તે સમજવાનું, કે આ બોલબોલ કરે તે ઘડીએ આપણે કેટલું ગ્રહણ કરવું ને કેટલું નહીં, એટલે પછી એ પોતે થાકીને શાંત થઈ જાય ને મનમાં સમજી જાય કે આના પેટમાં પાણી હાલતું નથી. મારું બોલેલું નકામું જાય છે. ફરી બોલવાનું બંધ કરી દેશે. આપણે કહેવાથી બંધ નહીં કરાય. પેટમાં પાણી ના હાલે એટલે આખી દુનિયા કબજે થઈ જાય !

**પ્રશ્નકર્તા :** વશ થઈ જાય.

**દાદાશ્રી :** પોલીસવાળાય સજ્જડ થઈ જાય !

એટલે બઈ કો'ક દહાડો જરા ગરમ થઈ હોય તો આપણે એને કહીએ કે, મારામાં બરકત ઓછી છે, એમ કહીએ તો એ શાંત થઈ જાય. એને મનમાં થાય કે, 'ઓહોહો, ધણીએ એમ કબૂલ કર્યું કે બરકત ઓછી છે ?'

**પ્રશ્નકર્તા :** અને એવું ના કહીએ તો ?

**દાદાશ્રી :** એટલે શું થાય એમ ? શું એ ચઢી બેસશે ? એને ગમે એટલી દવા કરીએ તોય મૂછો આવે એને ? તો શી રીતે ચઢી બેસવાની છે ? એને કહીએ કે લે, રેઝરથી દાઢી કર જોઈએ ! અને બહુ રોફ મારતી

હોયને, તો એક દા'ડો બન્નેએ અંધારામાં ફરવા નીકળવું, તે ફરતાં જવાનું ને પછી આપણે એને એકલી મૂકીને દોડવું ! 'ઓ મારા બાપ રે ! એ ફરી કોઈ દહાડો નહીં વઢું' એમ કહેશે !!! એટલે કોઈ સ્ત્રી બહુ રોફ મારતી હોય તો એને કહીએ કે રાતે બાર વાગે બહાર ફરવા જઉં છું ? રાતે જરા આઘા-પાછા થાવ જોઈએ ? ફફડી જશે, એ ના જીરવી શકે. એમનું ગજું શું છે તે ? એ કશું કરી શકે નહીં. અને એવું વહુ ચઢી બેસે તો મારી પાસે લાવજો. રીપેર કરી આપું હડહડાટ ! ઘણી બધી રીપેર કરી આપી.

## પરદેશમાં રીતો હોય ખાસ,
## ફરી પરણે ત્યાં વર્ષે પચાસ !

**પ્રશ્નકર્તા :** અહીંયાં, અમેરિકામાં છેને, સેકન્ડ સેરીમની કરતા હોય છે લોકો. અમુક વર્ષ પછી બીજી વખત એ જ સ્ત્રી જોડે લગ્ન કરે પાછો. પાછી પ્રતિજ્ઞા લે, અહીંયાં આગળ.

**દાદાશ્રી :** એટલે ?

**પ્રશ્નકર્તા :** આ તો પહેલાં પ્રતિજ્ઞા લીધી હોય, અણસમજમાં. સ્ત્રીને જાણતો ના હોય, સ્ત્રી છે તે પુરુષને જાણતી ના હોય, પણ પછી પચાસેક વર્ષ પછી થાય કે હવે પાછાં લગ્ન કરીએ જેથી કંઈક પાછું ઐક્ય વધારે થાય, એટલા માટે પછી પ્રતિજ્ઞા લે, કે 'જેવી છે તું તેવી, તારું પાછું પાણિગ્રહણ કરું છું.'

**દાદાશ્રી :** હા, એ સારી સમજણ કહેવાય.

**પ્રશ્નકર્તા :** આ બહુ ઊંચી સમજણથી પાછાં લગ્ન કરતાં હોય છે. અને જેથી કે બીજાં પચ્ચીસેક વર્ષ નીકળી જાય તો...

**દાદાશ્રી :** પણ એમને બીજી ભાંજગડ નથી હોતી.

એટલે આ ધણીપણું એ તો બહુ મોટામાં મોટી વસ્તુ છે. આ એકલા જ બજાવે ધણીપણું, ઈન્ડિયનો એકલા જ. ફોરેનવાળા ધણીપણું બજાવતા નથી. એમને કંઈ ધણીપણું બજાવવાની ટેવ નથી. એમને તો મીઠાશ રહેવી

જોઈએ. પેલી 'યુ યુ' કરે ત્યારે આય કહેશે, આવી જા 'યુ યુ'. એ ભસે ત્યારે પેલી ભસે, ભસાભસ-ભસાભસ બધું ને પછી ડિવોર્સ !

**પ્રશ્નકર્તા :** આ બધા પુરુષ તો બકરી થઈ ગયેલા છે (ફોરેનર્સ).

**દાદાશ્રી :** બકરી નહીં, એ એમને બિચારાને આવું નહીં. આમને ઈન્ડિયનોને ધણીપણું બજાવવા જોઈએ ! અને પેલા ફોરેનવાળાને તો બિચારા એમને બીજું કશું નહીં, ડખલ કોઈ નહીંને ! એને તો જો કદી પ્રેમમાં મહીં ગુસ્સે થઈ ગઈ કે ને પછી એ થઈ જાય, ફરી જાય. અને આપણા તો ગુસ્સાનેય ખઈ જાય. ગમે એટલી ગુસ્સો કરે. સવારમાં પાછા દૂધ પાય, ચા પાય. રાતે છે તે દૂધમાં બેશેર મીઠું નાખે ને પછી સવારમાં ચા થાય. આ ઈન્ડિયનોની વાત જુદી છે. દૂધ ફાટે નહીં.

## અવળી સમજે ગાળે જીવન ક્લેશમાં,
## સવળી સમજે હિંડોળે ઝુલાવે ટેસમાં !

હિન્દુઓ તો મૂળથી જ ક્લેશી સ્વભાવના. તેથી કહે છેને, હિન્દુઓ ગાળે જીવન ક્લેશમાં ! પણ કેટલીક કોમમાં એ લોકો તો એવા પાકા કે બહાર ઝઘડી આવે, પણ ઘેર વાઈફ જોડે ઝઘડો ના કરે. હવે તો એ લોકોય બગડી ગયા છે. પણ આ બાબતમાં મને તેઓ ડાહ્યા લાગેલા. અરે, કેટલાક તો વાઈફને હીંચકો હઉ નાખે !

**પ્રશ્નકર્તા :** એ હીંચકો નાખતા હતા, એ વાત કરોને.

**દાદાશ્રી :** હા. એક દહાડો ત્યાં ગયેલા, તે એ ભાઈ એની વાઈફને હીંચકો નાખવા માંડ્યો ! તે મેં પૂછ્યું કે, 'તમે આવું કરો છો તે ચઢી બેસતી નથી ?' ત્યારે એ કહે કે 'એ શું ચઢી બેસવાની હતી ? એની પાસે હથિયાર નથી કશું નથી' મેં કહ્યું કે, 'અમારે ત્યાં તો બીક લાગે કે બૈરી ચઢી બેસશે તો શું થશે ? એટલે અમે હીંચકો નથી નાખતા.' ત્યારે કહે કે, 'આ હીંચકો નાખવાનું કારણ તમે જાણો છો ?'

એ તો એવું બનેલું કે ૧૯૪૩-૪૪માં અમે કોન્ટ્રેક્ટ લીધેલો ગવર્મેન્ટનો, તેમાં એક કડિયા કામનો ઉપરી હતો લેબર કોન્ટ્રેક્ટવાળો. તેણે

પેટા કોન્ટ્રેક્ટ લઈ લીધેલો. તે કેટલાય વખતથી કહે કે સાહેબ, મેરે ઘર આપ આવો, મેરે ઘર, ઝૂંપડીમેં આવો. ઝૂંપડી બોલે બિચારો. બહુ સારા ડાહ્યા હોય બોલવામાં, વર્તનમાં હોય જુદી વાત ને ન પણ હોય. પણ બોલવામાં જ્યાં સ્વાર્થ ના હોય ત્યાં સારું લાગે.

તે એક દહાડો કહે છે, શેઠ આજ અમારે ઘેર આપના પગલાં પાડો. મારે ત્યાં પધારો તો અમારી પત્ની-બાળકો બધાંને આનંદ થાય. ત્યારે તો જ્ઞાન-બાન નહીં પણ પેલા વિચારો બહુ સુંદર, લાગણી બહુ સરસ બધાને માટે. આપણે ઘેર કમાતો હોય તો એને સારું, કેમ કરીને કમાય, એવી પણ ભાવના. અને એ દુઃખમાંથી મુક્ત થઈ સુખી થઈ જાય, એવી ભાવના !

આ તો આ જોયેલું મેં, એ કમ્યુનિટીમાં શું શું એના ગુણ કેવા હોય છે તે ! મેં કહ્યું, 'કેમ ના આવું ? તારે ત્યાં પહેલો આવું.' ત્યારે કહે, 'મારે ત્યાં તો એક જ રૂમ છે, તમને ક્યાં બેસાડું ?' ત્યારે મેં કહ્યું, 'હું ત્યાં બેસી રહીશ. મારે તો એક ખુરશી જ જોઈએ. નહીં તો ખુરશી ના હોય તોય મારે ચાલે, તારે ત્યાં અવશ્ય આવું. તારી ઇચ્છા છે તો હું આવીશ.' એટલે હું તો ગયો. અમારે 'કોન્ટ્રાક્ટર'નો ધંધો એટલે અમારે આવું એને ઘેર પણ જવાનું થાય, અમે તેની ચા પીએય ખરા ! અમારે કોઈની જોડે જુદાઈ ના હોય.

હવે તે દહાડે જમાનો સારો બહુ, તે દહાડે તો પાંચ રૂમ જોઈતા હોયને તોય છે તે વીસ રૂપિયામાં મકાન મળે. તોય એણે બિચારાએ બે રૂમ રાખેલી. ત્યારે મેં કહ્યું, 'આ ત્રણ છોકરાને આ તમે બે જણ આ બે રૂમમાં શી રીતે ફાવે છે તમને ?' ત્યારે કહે, 'સાહેબ શું કરું ? પૂરું થવું જોઈએને !' એને મેડા ઉપર ત્રીજે માળ બે રૂમ હતા. આ કોન્ટ્રાક્ટ તો મોટા મોટા લઉં છું, તો કેમ આ બે જ રૂમ ? ત્યારે કહે, 'ખર્ચા બહુ છે. ઘેર દેવું છે, તે વાળવાનું. મધર-ફાધર છે તેને ખર્ચા મોકલવાના છે, બિમાર રહે છે.' મેં કહ્યું, 'અલ્યા, આ ... એક જ રૂમ મોટી છે અને આ બીજી તો આ સંડાસ જેટલી જ નાની છે.' ત્યારે કહે, 'સાહેબ ક્યા કરે ! હમારે ગરીબ કે લીયે ઇતના બહોત હૈ.' મેં કહ્યું, 'તારા વાઈફ ક્યાં સૂઈ જાય છે ?' ત્યારે કહે, 'યે હી જ રૂમમેં. યે બેડરૂમ કહો, યે ડાઈનિંગ રૂમ કહો,

યે સબ યે હી.' મેં કહ્યું, 'ઓરત કે સાથ કુછ ઝઘડા-બઘડા હોતા નહીં હૈ કે ?' 'યે ક્યા બોલા ?' મેં કહ્યું, 'શું ?' ત્યારે એ કહે, 'કભી નહીં હોતા હૈ. ઐસા મૂર્ખ આદમી નહીં હમ.' 'અલ્યા મતભેદ ?' ત્યારે કહે, 'નહીં, મતભેદ ઓરત કે સાથ નહીં.' શું કહે છે, વાઈફ જોડે મારે વઢવાડ ના હોય.' મેં કહ્યું, 'કોઈ દહાડો વાઈફ ગુસ્સે થઈ જાય ત્યારે ?' તો કહે, 'પ્યારી, આ બહાર પેલો સાહેબ હેરાન કરે છે ને તું પાછું હેરાન કરીશને તો મારું શું થશે ?' એટલે ચૂપ થઈ જાય !

મેં કહ્યું, 'મતભેદ પડતો નથી, એટલે ભાંજગડ નહીંને ?' ત્યારે કહે, 'ના મતભેદ પડે તો એ ક્યાં સૂઈ જાય અને હું ક્યાં સૂઈ જાઉં ? અહીં બે-ત્રણ માળ હોય, તો હું જાણું કે ત્રીજે માળ જતો રહું ! પણ આ તો એની એ જ રૂમમાં સૂઈ જવાનું, એ આમની ફરીને સૂઈ જાય ને હું આમનો ફરીને સૂઈ જાઉં પછી શું મજા આવે ? આખી રાત ઊંઘ ના આવે, પણ અત્યારે તો શેઠ હું ક્યાં જાઉં ? એટલે આ વાઈફને તો કોઈ દહાડો હું દુઃખ આપું નહીં. એ મને મારે તોય દુઃખ ન આપું, કહે છે. એટલે હું બહાર બધાની જોડે વઢી આવું, પણ ઘરવાળી જોડે 'ક્લિયર' રાખવાનું ! વાઈફને કશું ના કરાય. ચળ આવતી હોય તો બહાર વઢીને આવે, પણ અહીં ઘરમાં નહીં.

## 'મેરી હાલત મૈં હી જાનું,'<br>મનાવે પોતે કરી બહાનું !

વાઈફે પતિને પોતે (માંસ) લાવવા કહ્યું હોય હવે એનો પગાર ઓછો મળતો હોય, તે બિચારો નોનવેજ શી રીતે લાવે ? પેલી મહિનાથી કહે કહે કરતી હોય કે આ છોકરાંઓને બધાને બિચારાને સાંભળ સાંભળ કરે છે, હવે તો માંસ લઈ આવો. પછી એક દહાડો પેલી મનમાં બહુ અકળાય ત્યારે પેલો કહે, આજ તો લઈને આવીશ. ભાઈ પાસે જવાબ રોકડો એ જાણે કે જવાબ ઉધાર દઈશ તો ગાળાગાળી દેશે. તે પછી કહી દે કે આજ લાઉંગા. એમ કહીને છટકીને આવે. જો જવાબ આપે નહીં તો જતી વખતે પેલી કચકચ કરે. એટલે તરત પોઝિટિવ જવાબ આપી દે કે આજ લે આઉંગા. કિધર સે ભી લે આઉંગા. એટલે પેલી જાણે કે આજે

તો લઈને આવે એટલે પછી રાંધીએ. પણ પેલો આવે ને ખાલી હાથે દેખે એટલે એ બૂમાબૂમ કરવા માંડે, પેલો આમ તો બહુ પાકો હોય એટલે વાઈફને સમજાવી દે કે, 'યાર મેરી હાલત મૈં જાનતા હું, તુમ ક્યા સમજે.' એવા એક-બે વાક્ય બોલે પછી વાઈફ કહેશે, 'સારું, ફરી લાવજો.' પણ દશ-પંદર દહાડે ફરી પેલી બૂમો પાડે તો પાછો 'મેરી હાલત મૈં જાનતા હું,' એવું બોલે ને તો પેલી ખુશ થઈ જાય. એ કોઈ દહાડો ઝઘડો ના કરે.

અને આપણા લોક તો તે ઘડીએ કહેશે કે તું મને દબાય દબાય કરું છું ? અલ્યા, આવું સ્ત્રી પાસે ના બોલાય, એનો અર્થ જ ઈટસેલ્ફ બોલે છે, તું દબાયેલો છું. અલ્યા પણ તને શી રીતે દબાવે ? જ્યાં પૈણતી વખતે પણ તારો હાથ ઉપર તો રાખે છે, તો તને એ શી રીતે દબાવે ? હાથ ઉપર રાખીને પરણ્યો છે ને વખતે એ આજ દબાવી જાય તો આપણે શાંત રહેવાનું. જેને નિર્બળતા હોય એ ચીડાઈ જાય, જેનામાં નિર્બળતા હોય એ ચીડિયો હોય. આપણા લોક નથી કહેતાં કે કાકા, તમે બહુ ચીડિયા થઈ ગયા છો. ત્યારે પેલા કહેશે કે પહેલાં તો હું ચીડિયો નહોતો, આ ઘૈડપણને લીધે થઈ ગયો છું. એટલે ઘૈડપણમાં નિર્બળતા થાય તે માણસ ચીડિયો થઈ જાય. એટલે જ્યારે પેલી ચીડાઈ જાય ત્યારે આપણે ના સમજીએ કે આનામાં નિર્બળતા છે. તો તે ઘડીએ આપણે મશીનરી બંધ રાખવી. ને ગમતી હોય તો રેકર્ડ સાંભળવી ને ના ગમતી હોય તો રેકર્ડ સાંભળવાની બંધ રાખવી. રેકર્ડ તો વાગ્યા જ કરવાની.

હવે ત્યાં આગળ એવું બોલીએ કે તું મને દબડાય દબડાય કરે છે ? અલ્યા, એવું બોલવાનું જ શેને માટે ? ભેગું ખાવું, ભેગું રહેવું અને એક જ ઓરડીમાં પાછા સૂઈ રહેવાનું, ત્યાં આ શી ભાંજગડ ?! આ સંસારના લોકો કંઈ કાચી માયા છે ? ધણીનો હાથ ઉપર રાખીને પૈણાવે છેને ? એટલે જગત એવું કંઈ ગાંડું નથી ! એટલે ઘરમાં ઝઘડો ના કરે એ ઉત્તમતા કહેવાય. છતાં આ ઘર છે તે ઝઘડો થાય તો ખરોને ! બઈયે ચીડાતી હોય કારણ કે બબ્બે મહિના સુધી નોનવેજ ના લાવ્યા હોય તો ના ચીડાય ? સંસાર છેને, બધો ! કો'ક દહાડો ભાઈનેય ટેસ્ટ પડ્યો તો એય ચીડાઈ જાય ને 'તું ઐસી હૈ તૈસી હૈ' કરે. પણ સામે જો પેલી ચીડાય તો એ બંધ

થઈ જાય. એ સમજી જાય કે આમાંથી ભડકો થઈ જશે. અને આપણા લોક તો ભડકો કરે, તે ઘડીએ દીવાસળી ચાંપે. આટલો ફેર. એટલે કહ્યું છેને, હિન્દુઓ ગાળે જીવન ક્લેશમાં. પહેલેથી જ આની આ જ ઓલાદ, બધું જુદે જુદું. પાઘડીઓય જુદી, દખણી પાઘડી જુદી, ગુજરાતી પાઘડી જુદી, ગુજરાતીમાં પટેલિયા પાઘડી જુદી, સુવર્ણકારની પાઘડી જુદી, બ્રાહ્મણની પાઘડી જુદી, વાણિયાની પાઘડી જુદી ! અલ્યા આ શું છે તે ? મેળો છે કે શું છે ? પાછો હિન્દુસ્તાનમાં તો ચૂલે ચૂલે ધરમ જુદો ! બધાનાં વ્યૂપોઈન્ટ જુદાં, મેળ જ ના ખાય. છતાં પણ ઘેર ઝઘડો ન કરતા હોય, નિરાંતે ખાતાપીતા હોય તેને સારું કહીએ. એને ઈન્સાનિયત ભરી પડી છે કહેવાય.

## ઝઘડો કરને પોલીસ જોડે,
## ગરીબડીને શા માટે રગદોળે ?

આ કેટલાક તો બહાર મારીને આવે પણ ઘરમાં ના મારે. તમારામાં લોકો બહાર મારે કે ઘરમાં ?

**પ્રશ્નકર્તા :** ઘરમાં જ, બહાર તો બધે સારું સારું કહે.

**દાદાશ્રી :** ઘરમાં જ ? તો તો આવો ને આવો જ રિવાજ છે ? આ વંશ એવો છે. અને કેટલાક તો ઘેર વાઈફ ગાળો ગાળો દેતી હોય તોય હીંચકા નાખે ને કહેશે, 'ક્યા કરે, હમકો ઈનકી સાથ રહેને કા હૈ ન !' ઘેર તો વાઈફ વખતે ચઢી જાય તોય એને શાંત પાડે, 'તું માગીશ એ તને આપીશ, તું તારે ઝઘડીશ નહીં. પ્રભુની મહેરબાની થશે કે તરત તને બધું આ કરી આપીશ.' પણ શાંત કરે. બહાર લડીને આવે તો સારું. પણ ઘરમાં ના લડવું જોઈએ.

એટલે લોક બાઈડી જોડે વઢવાડ કરતા હોય તોય આપણે ના કરવી. મેં પૂછ્યું, 'નિકાલ કેમનો થાય છે ?' ત્યારે કહે, 'વાઈફ તો મને સુખ આપે છે. એ કંઈ અકળાયને, તો હું કહું કે, યાર મેરી ભૂલ થઈ હવે જાને દે ને.' તે આમ તેમ કરીને નીવેડો લાવે ! નહીં તો એ મારું સુખ જ જતું રહે પછી. 'મેરી હાલત મૈં હી જાનતા હું' બોલે એટલે પત્ની ખુશ થઈ જાય. અને આપણા લોક તો હાલત કે કશું કહે નહીં. અલ્યા, તારી હાલત

કહે તો ખરો કે 'સારી નથી માટે રાજી રહેજો.' પછી મેં કહ્યું, 'ઔરત કોઈ દહાડો સામી થઈ જાય ત્યારે ? કડક થઈ જાય તો ?' ઉસકો મેં બોલું, અરે, હમારી ક્યા હાલત હૈ, મૈં જાનતા હું, અબ કાયકે લીએ ! તે મનાવી લઈએ અને આ મૂઆ મનાવે કે ? આ તો આબરૂદાર લડકા. જુદી કરી નાખે, જુદી.

આ તો ધણી થઈ બેસે ! આમ, તું માનતી નથી કે ? લે ! આ ધણી તે મોટા ધણી થઈને એમ જાણે, ગરબા ગાય એવો ! જુઓ તો ખરા ! આવું હોતું હશે ? ત્યારે આપણામાં કહેવત છે, હિન્દુઓ જીવન જ ક્લેશમાં ગાળે છે. ઘરમાં ક્લેશ લાવે. બહારનો ક્લેશ ઘરમાં લાવે. એટલે એ સમજવું જોઈએ ને ? આ આપણે પોતાની જાતને વગોવતા નથી. આપણે સમજવું જોઈએ કે આમ ન હોવું ઘટે. મહીં કો'ક આવી ડહાપણની વાત આપણે પકડી લેવી જોઈએ કે ના પકડવી જોઈએ ? આ તો એક દાખલો કહું છું. આટલો બધો એ, લેબર કોન્ટ્રાક્ટર જેવાયે શું કહ્યું ? કે હું લડું તો રાત્રે મારે ને એને શાંતિ જ ક્યાં રહે ? એટલે એ જરા આકરી થઈ જાય, તો હું ઠંડો થઈ જાઉં અને પછી આઈસક્રીમ લાવીને એને ખવડાવી દઉં, કહે છે. બહાર બજારમાં ક્યાં આઈસક્રીમ નથી મળતો ? જોઈએ એટલો મળે છે, કહ્યું. ત્યારે મેં કહ્યું, 'ક્યાં વઢવાડ કરું ?' ત્યારે કહે, બહાર પોલીસવાળાને મારીને આવું. મારી સિસ્ટમ એ છે કે હાથ જરાક એ થતા હોય તો બહાર કો'કની જોડે વઢી આવું. પણ ઘેર આવીને તો હીંચકો-બીચકો નાખું, ઘરમાં લડવાનું નહીં. પત્નીને ખુશ રાખું એટલે મને એ ભોજન-બોજન બધું સરસ આપે.

## સુખ આપવા જે સુંદર જમાડે, ત્યાં લડી ધણી ઇજ્જત બગાડે !

પછી છે તે એક છોકરો આવ્યો હતો, ઔરંગાબાદમાં. એણે જાણ્યું હશે કે આ દાદા પાસે કંઈક અધ્યાત્મજ્ઞાન જાણવા જેવું છે. એટલે એ છોકરો આવ્યો, ૨૫ જ વર્ષની ઉંમરનો, તે મેં તો સત્સંગની બધી વાત કરી આ જગતની, કારણ કે વૈજ્ઞાનિક રીત સારી છે, આપણે સાંભળવા જેવી છે. અત્યાર સુધી ચાલ્યું તે જમાના પ્રમાણે લખાયેલું છે. જેવો જમાનો

હતો ને તેવું વર્ણન કરેલું છે. એટલે જમાનો જેમ જેમ ફરતો જાય તેમ વર્ણન વધતું જાય. મેં તો ગમ્મત કરી એની. મેં કહ્યું, 'અલ્યા શાદી-બાદી કરી છે કે એમ ને એમ ફર્યા કરું છું ?' શાદી કરી છે, કહે છે. મેં કહ્યું, 'ક્યારે કરી ? મને બોલાવ્યો નહીં તેં ?' 'દાદાજી, હું જાણું નહીં તમને, નહીં તો હું તે દહાડે બોલાવત. શાદી કર્યાને છ મહિના જ થયા હજુ,' કહે છે. ગમ્મત કરી જરા. ત્રણ વાગે ઊઠીને ભક્તિ કરવાની. મારી નાની ઉંમરમાંય કરતો આવ્યો છું. મારા ફાધરે ય કરતા ! હવે પછી મેં કહ્યું, 'હવે તો વાઈફ આવી, હવે શી રીતે ભક્તિ કરવા દે તને ત્રણ વાગે ?' એય મને કહે કે તમારી ભક્તિ કરી લેવી. ત્યારે મેં કહ્યું, 'પત્ની જોડે ઝઘડો થતો નથી ?' 'એ શું બોલ્યા ? એ શું બોલ્યા ?' મેં કહ્યું, 'કેમ' ? ઓહોહો ! એ તો મૂંહ કા પાન ! એ મને વઢે તો હું ચલાવી લઉં. સાહેબ, એના થકી તો હું જીવું છું. એ મને ખૂબ સુખ આપે છે. ખૂબ સારું સારું ભોજન બનાવીને જમાડે છે, એને દુઃખ કેમ દેવાય ? હવે આટલું સમજે તોય બહુ સારું. પત્ની ઉપર જોર ના કરે. ના સમજવું જોઈએ ? પત્નીનો કંઈ ગુનો છે ? 'મુંહ કા પાન' ગાલી દે તોય વાંધો નહીં. બીજો કોઈ ગાલી દે તો જોઈ લઉં, લે ત્યારે એ લોકોને કેટલી કિંમત છે ?

આપણા લોકો આખો દા'ડો ખાંડ ખાંડ કરે છે ઘરના માણસોને. એટલી બધી હિંસા કરે છે કે ન પૂછો વાત. આખો દા'ડો બૈરીને ગાળો ભાંડે, છોકરાને ગાળો ભાંડે. આખો દા'ડો પૈસાની જ લહાય, પૈસાની જ લહાય. હાય-હાય, ને ઘરમાં ઝઘડા થાય છે એવું તમે જોયેલું ? પત્ની એક ફેરો વાંકું બોલી હોય, એ ગમે એવું બોલે તોય ચલાવી લેવાનું. બહાર મારી આવો પણ ઘરમાં કોઈને મારો નહીં, વઢો નહીં, કશું નહીં. એવું હોવું જોઈએ. અને આ તો ઘરમાં આખો દા'ડો હિંસા જ કરે છે આ લોકો ઘરમાં !

## (૯)

# સામાની ભૂલ કાઢવાની ટેવ !

### એક ફેમિલી છતાં કાઢી ભૂલ,
### વિચાર, એને ભોંકે છે તું શૂળ !

**દાદાશ્રી :** કોઈ દહાડો તારી ભૂલ એ કાઢે કે ના કાઢે ?

**પ્રશ્નકર્તા :** કાઢે.

**દાદાશ્રી :** તે ઘડીએ તું એમની ભૂલ કાઢું કે ના કાઢું ?

**પ્રશ્નકર્તા :** ચોક્કસ.

**દાદાશ્રી :** હા, એ જ હું કહું છું. તો ફેમિલીમાં ભૂલ ના કઢાય.

**પ્રશ્નકર્તા :** એવું કંઈ સમજાવોને કેમ ભૂલ ના કઢાય ?

**દાદાશ્રી :** ભૂલ તો કઢાતી હશે પણ ? ભૂલ કાઢવાથી શું ફાયદો ? ઈમોશનલ માણસ જ ભૂલ કાઢે. કોઈને ભૂલ કાઢવાનો અધિકાર નથી. ભૂલ કાઢવાનું કેટલા વખતથી ચાલે છે ? આ બગડી ગયું એવું બોલે કોઈ દહાડો ?

**પ્રશ્નકર્તા :** થોડી થોડી ચાલે બધી, નાની નાની ભૂલ કાઢું છું.

**દાદાશ્રી :** કોઈ દા'ડો ભૂલ કાઢો છો એની કે દરરોજ ?

**પ્રશ્નકર્તા :** દરરોજ.

**દાદાશ્રી :** ના, ભૂલ ના કઢાય. ભૂલ કઢાતી હશે ? કોઈ મિત્ર હોય

તેની ભૂલ કાઢીએ તો મિત્રપણું છૂટી જાય.

**પ્રશ્નકર્તા :** આ મિત્ર નથીને, આ તો બૈરી છે.

**દાદાશ્રી :** એટલે ખીલે બાંધેલી છે એટલે અને પેલો ખીલે બાંધેલો નહીં.

**પ્રશ્નકર્તા :** એકવાર ભૂલ કરે તો માફ કરી દઉં, પણ બીજીવાર જ્યારે એની એ જ ભૂલ કરે તો પછી નથી ચલાવી લેવાતું, એમાં ગુસ્સો થઈ જાય આપણાથી.

**દાદાશ્રી :** ગુસ્સે તમે થાવ છોને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** પણ ભૂલ એ કરે અને તમે શું કરવા નબળા થાવ છો ? ભૂલ એ કરે ને નબળા તમે થાવ છો ?

**પ્રશ્નકર્તા :** હા, પણ એની ભૂલને લીધે આપણે બધાએ સહન કરવું પડે.

**દાદાશ્રી :** ના, પણ નબળા શું કરવા થાવ છો તમે ? આપણે ગુસ્સે નહીં ભરાવું ને જોયા કરવાનું. એટલે એને મનમાં ભય લાગે કે આ જુઓને બોલતા નથી. કેવા સારા માણસ છે. આવો ધણી ફરી નહીં મળે. 'હે ભગવાન ! આવા આ ધણી સાત અવતાર સુધી આપજે.' કહે છે.

**પ્રશ્નકર્તા :** પણ ભૂલ કાઢું એમાં એને દુ:ખ કેમ થાય ?

**દાદાશ્રી :** પણ એ કહેવાની જરૂર શું હતી. તે એવું છેને આપણા લોકોએ આખું ઘર બધું ખરાબ કરી નાખેલું છે બધું આમ ઝઘડા કરીને.

**પ્રશ્નકર્તા :** હા, પણ દુ:ખ એ બધું ઘરમાં ના થવું જોઈએ. કોઈ રસ્તે જતા માણસને કહે તો એને દુ:ખ થઈ જાય પણ ઘરમાં એવું દુ:ખ ના થવું જોઈએ. ભૂલ કાઢો તો ધેર ઈઝ નથિંગ રોંગ ઈન ધેટ (એમાં કંઈ ખોટું નથી.) !

**દાદાશ્રી :** ના, ભૂલ કઢાય જ નહીં. દુઃખ તો થાય જ હંમેશાં. ભૂલ કાઢવી એટલે દુઃખ થાય જ. એ કાઢવી જ નહીં. એનું અપમાન કર્યા બરાબર છે એ તો. એ તો એની પર તમને વેર છે એક જાતનું. અગર તો ધણીપણું બજાવો છો. હું છું ! આ મોટા ધણી આવ્યા !

**પ્રશ્નકર્તા :** ભૂલ કાઢીએ તો ખરાબ લાગે એને અને ના કાઢે તોય ખરાબ લાગે.

**દાદાશ્રી :** ના, ના, ના, ખરાબ ના લાગે. આપણે ભૂલ ના કાઢીએ, તો એ કહેશે, 'કઢી ખારી થઈ તોય બોલ્યા નહીં !' ત્યારે કહીએ, તમને ખબર પડશે ને, મારે શું કરવા કહેવું. પણ આ તો કઢી ખારી થઈ ગઈ હોય તો મોઢું બગાડે, કઢું ખારું થયું છે. મૂઆ, આ કઈ જાતના માણસો છે ! આને ધણી તરીકે કેમ રખાય તે ? કાઢી મેલવો જોઈએ ધણીને તો ! આવા નબળા ધણીઓ ? અલ્યા, એ બઈ નથી સમજતી. તે તું વળી કહું છું ? માથાફોડ કરું છું ? એ તો એમને છાતીએ ઘા ના લાગે બળ્યું ! મનમાં કહેશે, 'આ કંઈ હું ન હતી સમજતી ? આ તો મને બાણ મારે છે મૂઓ. આ કાળમૂખો રોજ મારી ભૂલો જ કાઢ કાઢ કરે છે.' તો આપણા લોકો જાણીજોઈને આ ભૂલો કાઢે છે. તેથી આ સંસાર વધારે બગડતો જાય છે. તમને કેમ લાગે છે ? એટલે થોડું આપણે વિચાર કરીએ તો શું વાંધો છે ?

**પ્રશ્નકર્તા :** વિચાર કરતા હોય તો તો વાંધો જ નથીને, નથી કરતા તેની જ આ મોંકાણ છે ને !

**દાદાશ્રી :** ના, પણ એમ નહીં. વિચાર કરવામાં એટલો જ વિચાર કરવાનો છે કે જે ભૂલને એ જાણી શકે છે, એ સમજી શકે છે એ ભૂલ આપણે કાઢવાની શી જરૂર ? એમને સમજણ પડે, ખારી ના સમજણ પડે બેન, તમે ખાવ એટલે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે પછી તમારે કહેવાની જરૂર નહીં.

## સામો જાણે તે ભૂલ કેમ કઢાય ?
## ભૂલ કાઢ જે ઉપકાર મનાય !

**પ્રશ્નકર્તા :** આવી ભૂલ કાઢીએ તો પછી એનાથી ફરીથી ભૂલ ના થાયને ?

**દાદાશ્રી :** ઓહોહો ! એટલે ઉપદેશનું કારણ થાય એટલા માટેને ! હં, તે ભૂલ કાઢવાનો વાંધો નથી, હું તમને શું કહું છું, ભૂલ કાઢો પણ એ પોતે ઉપકાર માને તો ભૂલ કાઢો, કે તમે સારું થયું આ મને ભૂલ દેખાડી, મને તો ખબર જ નહીં. તે ઉપકાર માનો છો ? બેન, તું એમનો ઉપકાર માનું છું ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો પછી એનો અર્થ શું કાઢવાનો ? જે ભૂલ એ જાણતી હોય તેને તમારે કાઢવાનો અર્થ શું છે ? એને કાળમુખા કહે છે સ્ત્રીઓ, કે મૂઓ કાળમૂખો જ્યારે ત્યારે બોલીને ઊભો રહે છે. એ જે જાણતી હોય ભૂલ એ આપણાથી કઢાય નહીં. બીજું કંઈ પણ થયું હોય કે કઢી ખારી થઈ હોય પછી શાક બગડી ગયું હોય, તો એ ખાય તો એ જાણે કે ના જાણે ? માટે આપણે કહેવાની જરૂર ના હોય ! પણ ભૂલ એ ના જાણતી હોય, તે આપણે કહીએ તો એ ઉપકાર માને. બાકી એ જાણતી હોય તે ભૂલ કાઢવી એ તો ગુનો છે. આપણા લોકો ઇન્ડિયનો જ કાઢે છે.

**પ્રશ્નકર્તા :** એવું હોય કે ભૂલ ખબર ના હોય અને આપણે કાઢીએ અને સામો ઉપકાર ના માને તો શું કરવું આપણે ?

**દાદાશ્રી :** ઉપકાર ના માને તોય વાંધો નહીં, પણ એને ઉપદેશ થશે ને ! ઉપદેશનું કારણ તો થાય ને. પેલું ઉપદેશનું કારણ નથી, પેલું તો ખાલી તેને છે તે એ થયા કરશે.

**પ્રશ્નકર્તા :** એની ભૂલ કાઢે પણ એને એનું ખોટું લાગે તો કાઢવી કે નહીં ?

**દાદાશ્રી :** ખોટું લાગેને બધું. મનમાં એ રાહ જુએ કે ફરી એમની

ક્યારે ભૂલ હું કાઢુ ! એવું ના હોવું જોઈએ. આપણી સુંદર લાઈફ હોવી જોઈએ. તમને વાત કંઈ વ્યાજબી લાગે છે ?

**પ્રશ્નકર્તા :** ખરીને.

**દાદાશ્રી :** હવે જે એ ભૂલ જાણતી હોય એ ભૂલો ના કાઢશો હવે.

## ચામાં ન ખાંડ, પી લે ચૂપચાપ, કાં તો પ્રેમે માંગ, ન બન સાપ !

હું તો સાંતાક્રૂઝમાં ત્રીજે માળે બેઠો હોઉં તો ચા આવે. તે જરા કોઈ દહાડો ખાંડ ભૂલી ગયા હોય તો હું પી જઉં અને તેય દાદાના નામથી. મહીં દાદાને કહું, ચાની મહીં ખાંડ નાખો સાહેબ. તે દાદા નાખી આપે ! એટલે ખાંડ વગરની ચા આવે તો પી જઈએ બસ. અમારે તો કશો ડખો જ નહીં ને ! અને પછી પેલો ખાંડ લઈને દોડધામ કરીને આવે. મેં કહ્યું, 'ભઈ, કેમ ખાંડ લાવ્યો ? આ ચાના કપરકાબી લઈ જા.' ત્યારે કહે, 'તમે ચા મોળી હતી તે ખાંડ માંગી નહીં !' મેં કહ્યું, 'હું શું કરવા કહું ? તમને સમજણ પડે એવી વાત છે ?'

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે ચામાં ખાંડ ના હોય, તો તમારે બૈરીને કશું કહેવું નહીં અને ચા પી લેવી. પણ હવે કોઈ આપણે ઘેર મહેમાન આવ્યું હોય અને એવી ચા બનાવે અને આપણે કશું કહીએ નહીં, તો મહેમાન કહેશે કે આની બૈરીને બનાવતા નથી આવડતું અને આ ધણી એની બૈરીને કહેતોય નથી !

**દાદાશ્રી :** પણ કહેવું હોય તો કો'કને ઘેર ગયા હોયને આપણે અને એમને કહીએ એવી રીતે કહેવું જોઈએ કે પ્લીઝ (મહેરબાની કરીને) જરા ખાંડ લાવજો, કહીએ. ત્યાં, તારામાં અક્કલ નથી અને ખાંડ નાખી નહીં ને ! એવું કહીએ તો શું થાય ? કહેવામાં વાંધો નથી. એટલે કહેવામાં રીત હોવી જોઈએ.

અને પોતે એકલા હોય તો પી લેવી. કારણ કે એમને પોતાને ખબર પડશેને ! પછી આપણને કહે, 'મહીં ખાંડ ન હતી, ભૂલી ગઈ હતી, તોય

તમે બોલ્યા નહીં !' ત્યારે કહે, 'તમને ખબર પડશે ને, કંઈ મારે એકલાને ઓછું પીવાની છે ! એ મારે કહેવું તેના કરતાં તમને અનુભવ થાય એ શું ખોટું છે ! એના કરતાં અમે શું કરીએ ? આપણે કહીએ, કે ચા ગળી છે, ચા ગળી છે. એટલે પીએ કે તરત ગળી લાગે. સાયકોલોજીકલ ઈફેક્ટ થાય. નહીં તો ગળી હોય તોય મોળી લાગે.

પણ પેલી ખાંડ વગરની ચા ગળામાંથી ઊતરે નહીં તો ? ના, ના ઊતરે તોય ઉતારી દઈએ. એટલું તપ ના કરીએ તો માણસ શેના આપણે ? એ તમે તપ કરોને, એથી બઈને પસ્તાવો થાય અને પસ્તાવો થાય એટલે બીજી વાર સરસ કરે અને ભૂલ ના કરે. અને જો ભૂલનો ગોદો મારશો તો ભૂલ કરશે. એ કહેશે, 'જાવ, તમારે થાય એ કરજો. હું કરવાની જ.' એવું થશે, અવળી ફરશે. એવું ના કરો. આ જીવન જીવતાં શીખો. આમ આને લાઈફ જ કેમ કહેવાય તે ? મતભેદ કેમ થાય ?

એક ભાઈને પૂછ્યું, 'ઘરમાં કોઈ દિવસ વાઈફની ભૂલ કાઢું છું ?' ત્યારે કહે, 'એ છે ભૂલવાળી એટલે ભૂલ જ કાઢવી પડે ને ? મેં કહ્યું, 'અક્કલનો કોથળો આવ્યો આ ! વેચવા જઈએ તો ચાર આના બારદાનના આવે નહીં અને એ માની બેઠો કે આ વહુ ભૂલવાળી, લે ! એવું માની બેસે છે. કેવું ખોટું દેખાય ? આ તો ખોટી ખોટી ભૂલો કાઢીએ ને કહેશે, તારામાં અક્કલ નથી ! તે રોજ બૂમો પાડે ! અક્કલ તો કોનું નામ કહેવાય, કે ભૂલ ક્યારે કાઢે, કે ખરેખર એ પોતે સમજતી ના હોય ત્યારે ભૂલ કાઢે ને પેલી ઉપકાર માને તો એ અક્કલવાળો કહેવાય. એ જ કહેશે, બહુ સારું થયું. આ મને દેખાડી, નહીં તો હું આડે ને આડે રસ્તે ચાલી જાત. તમે સારું થયું મને શીખવાડ્યું. તો એ એડવાન્સ થાય. મૂઆ, આ એ કઢીની બાબતમાં એડવાન્સ તું શું કરવાનો છું. તું જ થયો નહીંને, તારામાં બરકત તો છે નહીં !

## પ્રેમે નહીં, મારે વહુને ગોદા,
## ન તૂટે પ્રેમ, એવા કર સોદા !

બાકી ઘરમાં કોઈની ભૂલ નહીં કાઢવી. તમને કેમ લાગે છે વાત ?

**પ્રશ્નકર્તા :** સરસ.

**દાદાશ્રી :** છતાં એ નથી જાણતા બધા લોકો ?

**પ્રશ્નકર્તા :** ઘણા લોકોને ટેવ પડી હોય તો એમાં શું કરવાનું ?

**દાદાશ્રી :** ટેવ નહીં, આ તો ઉપરીપણું જોઈએ છે એને. એને ભૂલ કાઢવી છે જાણીજોઈને. હવે એ ખોટું કહેવાય. આ ફેમિલી ના કહેવાય. ફેમિલી એટલે પ્રેમમાં રહેવું જોઈએ. ડખો નહીં થવો જોઈએ, બેનને એવું ના થવું જોઈએ કે આ ખોટો ખોટો સુધારવા ફરે છે.

**પ્રશ્નકર્તા :** પણ ધણીને થતું હોય તો ?

**દાદાશ્રી :** એ પછી એ રશિયા ને અમેરિકા જેવું થાય. આ અમેરિકા આમ કરે ત્યારે રશિયા આમ કરે, એટલે પછી સામસામી બેઉ લડે અને ફેમિલી લાઈફ ઊડી જાય આમાં, શોભે નહીં આપણને, થોડો થોડો ફેરફાર થવો જોઈએ. આપણે ઈન્ડિયન છીએ. વિચાર્યા પછી ફેરફાર ન કરીએ તો આપણે ઈન્ડિયન શેના ? ના સમજ પડી બેન તને ?

**પ્રશ્નકર્તા :** હા, સમજી.

**દાદાશ્રી :** એટલે બેનોએ તમારે સમજવું કે જે ભૂલ ધણી સમજી શકતા હોય એ ભૂલ આપણે કાઢવી નહીં. જે ભૂલ બેનો સમજી શકતી હોય તે ધણીએ ભૂલ કાઢવી નહીં.

**પ્રશ્નકર્તા :** ઘણા પોતાની ભૂલ સમજતા હોય, છતાં સુધરે નહીં તો ?

**દાદાશ્રી :** એ કહેવાથી સુધરે નહીં. કહેવાથી તો અવળો થાય ઊલટો. એ તો કો'ક ફેરો જ્યારે વિચારવા ગયો હોય ત્યારે આપણે કહીએ કે આ ભૂલ કેવી રીતે સુધરે ? સામાસામી વાતચીતો કરો, આમ ફ્રેન્ડશીપની પેઠ. વાઈફ જોડે ફ્રેન્ડશીપ રાખવી જોઈએ. ના રાખવી જોઈએ ? બીજા જોડે ફ્રેન્ડશીપ રાખો છો. ફ્રેન્ડની જોડે આવું કકળાટ કર્યા કરો છો રોજરોજ ? એની ભૂલ ડિરેક્ટ દેખાડ દેખાડ કરાવતા હશો ? ના ! કારણ કે ફ્રેન્ડશીપ ટકાવવી છે. અને આ તો પૈણેલી ક્યાં જતી રહેવાની છે ? આવું આપણને શોભે નહીં. જીવન એવું બનાવો કે બગીચા જેવું. ઘરમાં મતભેદ ના હોય,

કશું ના હોય, એવું ઘર આમ બગીચા જેવું લાગે. ને ઘરમાં જરાય ડખલ ના થવા દઈએ કોઈને. સહેજેય નાના છોકરાની ભૂલ એ જો જાણતો હોય તો ના દેખાડાય. ના જાણતો હોય તે જ ભૂલ દેખાડાય. તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે, સાચી વાત છે.

**દાદાશ્રી :** જાણી જોઈને ભૂલો દેખાડાતી હશે. જે એ જાણે છે એને શા માટે દેખાડવાનું. તને દેખાડે છે, બહુ દેખાડે છે કે.... ?

આ તો એને ગોદા મારીએ છીએ અને આપણું ધણીપણું બજાવીએ છીએ ! વહુને સાચવતા આવડી નહીં અને ધણી આવ્યા ! વહુને સાચવી ક્યારે કહેવાય કે વહુના મનમાં સહેજેય પ્રેમ ખૂટે નહીં. આ તો ગોદો મારે એટલે પ્રેમ તૂટે અને કહેશે કો'ક દહાડો મારી ભૂલ થાય તો એ બુમાબૂમ કરે છે, કહેશે. ભૂલ થાય કે ના થાય માણસની ? પણ આપણા લોકોને જાણી જોઈને આવી ધણીપણાની ટેવ પડેલી છે, ધણી થવાની ઈચ્છા છે અંદરખાનેથી તે, ભૂલ કેમ કરીને કાઢવી તે ! હવે આજથી તમને સમજાશે એ વાત ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ તો ખોટું ગાંડપણ હતું ધણીપણું થવાનું. એટલે ધણીપણું ના બજાવવું જોઈએ. ધણીપણું તો એનું નામ કહેવાય કે સામો પ્રતિકાર ના થાય, ત્યારે જાણવું કે ધણીપણું છે. આ તો તરત પ્રતિકાર !

## ભૂલ કાઢી દબાવે એ શો વીર ?
## બધાની ભૂલો ઓઢે, અહો શૂર !

ઘરમાં તો સ્ત્રીને તો સહુ કોઈ કટ કટ કરે, એ વીરની નિશાની નથી. વીર તો કોણ કહેવાય કે સ્ત્રીને કે ઘરમાં છોકરાંને કોઈનેય હરકત ન થાય. છોકરું જરા આડુ બોલે પણ મા-બાપ બગડે નહીં ત્યારે ખરું કહેવાય. છોકરું તો બાળક કહેવાય. તમને કેમ લાગે છે, ન્યાય શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** હા. બરાબર છે. હવેથી એવું કરવું પડશે.

**દાદાશ્રી :** હા, હવે એવું કરવું.

**પ્રશ્નકર્તા :** હું બીજાની ભૂલ કાઢું અને મારા છોકરાની કે વાઈફની કાઢું એમાં ઘણો ડિફરન્સ (ફેર) છે. કારણ કે, હું મારા છોકરાને ને વાઈફને ખૂબ પ્રેમ કરું છું. એટલે મને ગુસ્સો આવી જાય. જે બીજા ઉપર ના આવે, જમાઈ ઉપર ના આવે.

**દાદાશ્રી :** એ વાત બરાબર છે. તેથી જ શાસ્ત્રકારોએ કહ્યું કે, મા અગર બાપ છોકરા ઉપર ગુસ્સો કરે છે, તો એ ગુસ્સાનું ફળ પુણ્ય મળે છે ! બીજે બધેય ગુસ્સાનું ફળ પાપ હોય. સમજ પડીને ? તે આ ગુસ્સાનું ફળ પુણ્ય મળે છે કારણ કે એ ગુસ્સાનો આશય એ હોય કે એને કેમ કરીને સુધારવો ?

કયા ગુણને માટે આપણે ટકોર કરવી પડે કે જેની એને સમજણ ના હોય, તે આપણે એને સમજણ આપવી જોઈએ. એને પોતાની સમજણ છે, તેને આપણે કહીએ એટલે એનો ઈગોઈઝમ ઘવાય પછી. અને પછી એ તમારે માટે લાગ જુએ, કે મારા લાગમાં આવવા દોને એક દહાડો. લાગની રાહ જુએ. તે આવું શા માટે કરવાની જરૂર ? એટલે એ જે જેમાં સમજી શકે એવું છે ત્યાં આગળ આપણે ટકોર મારવાની જરૂર ના હોય.

પેલીને ભૂલ દેખાડવા આમ ગોદો મારે પછી પેલીએ તૈયાર થઈ ગયેલી હોય, કે આ વખત આવે એટલે તમને એવો ગોદો મારીશ, તે ઊંચે-નીચે કરે. નહીં તો પછી એ સ્ત્રીય રાખે મનમાં કે તે દહાડે મને કહી ગયા હતાને આજ લાગમાં આવ્યા છે, પછી એય ઠોકે એટલે તીર મારામાર કરીને, એમાં સુખી ના થઈએ. એ બંધ કરવા જોઈએ. એક પાર્ટીએ બંધ કરવા જોઈએ. તે કઈ પાર્ટી બંધ કરી શકે કે પુરુષ પાસે એ શક્તિ છે, એને બંધ કરી દેવાની, એ પછી બંધ થઈ જશે. મેંય મહીં કૉલ્ડવૉર ચલાવ્યું, હું ત્રીસ વર્ષનો હતો ને ત્યાં સુધી ચલાવ્યું, ત્યાર પછી કૉલ્ડવૉર બંધ થઈ ગયું. કારણ કે સમજી વિચારીને બંધ કર્યું હતું. ત્યાર પછી 'આ' જ્ઞાન ઊભું થયું.

## રાખે મોટું મન તે પુરુષ ખરો,
## ભૂલ મારી કહી, સ્ત્રીનું મન હરો !

**પ્રશ્નકર્તા :** દાદા, વ્યવહારમાં વ્યૂ પોઈન્ટની અથડામણમાં, મોટો નાનાની ભૂલ કાઢે, નાનો એનાથી નાનાની ભૂલો કાઢે, એ કેમ ?

**દાદાશ્રી :** આ તો એવું છે કે મોટો નાનાને ખઈ જાય. તે મોટો નાનાની ભૂલ કાઢે એના કરતાં આપણે કહીએ, મારી જ ભૂલ. ભૂલ જો માથે લઈ લઈએ તો એનો ઉકેલ આવે. અમે શું કરીએ ? બીજો જો સહન ના કરી શકે તો અમે અમારે જ માથે લઈ લઈએ. બીજાની ભૂલો ના કાઢીએ. તે શા હારુ બીજાને આપીએ ? આપણી પાસે તો સાગર જેવડું પેટ છે. જુઓને, આ મુંબઈની બધી જ ગટરોનું પાણી સાગર સમાવે છેને ? તેમ આપણેય પી લેવાનું. તેથી શું થશે કે આ છોકરાંઓ ઉપર બીજા બધા ઉપર પ્રભાવ પડશે. એય શીખશે, બાળકોય સમજી જાય કે આમનું સાગર જેવું પેટ છે ! જેટલું આવે તેટલું જમે કરી લો. વ્યવહારમાં નિયમ છે કે અપમાન કરનાર પોતાની શક્તિ આપીને જાય. તેથી અપમાન લઈ લઈએ હસતે મુખે ! મન મોટું હોવું જોઈએ. બ્રોડ માઈન્ડેડ થવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** ચાર વખત બ્રોડ માઈન્ડ રાખું, પણ પછી પાંચમી ફેર ના રહે એવું થઈ જાય.

**દાદાશ્રી :** ના રહે, એવો કંટ્રોલ (કાબૂ) ના હોવો જોઈએ ? કંન્ટ્રોલેબલ વોઈસ હોવો જોઈએ આપણો. કે ના કેમ રહે ? અને ના રહે તો પછી આપણે પ્રતિક્રમણ કરવું જોઈએ, તો રહે. દાદા ભગવાનની સાક્ષીએ ક્ષમા માંગુ છું. હવે ફરી ન થાય એવી મને શક્તિ આપો કહીએ. વખતે આપણા કરતાં ઓછું ભણેલી હોય, અગર તો સ્ત્રી જાતિ છે, કંઈ ભૂલ થાય તો આપણે મોટું મન ના રાખવું જોઈએ ? પુરુષ મોટા મનવાળા હોય કે સ્ત્રી મોટા મનવાળી !

**પ્રશ્નકર્તા :** પુરુષ.

**દાદાશ્રી :** હં, પુરુષે બહુ મોટું મન રાખવું જોઈએ.

વાઈફ તો કહે, તમે છો એવા તે કેરીઓ લાવતા આવડી નથી, ત્યારે કહેવું કે ભઈ ના આવડી ત્યારે તો આ ખાટી નીકળી. જો આવડી હોત તો મીઠી ના લાવત કહીએ ! એમ જરા નરમ બોલવામાં કંઈ આબરૂ ના જાય, શું કહ્યું ? પણ તે ઘડીએ ધણીપણું બજાવવા ફરે. એમાં આ તો રોજનું તોફાન ચાલ્યા કરે છે. એટલે આપણે જ મૂકી દઈએ, કે ભઈ આ ભૂલ તો થઈ, તમે કહી તે વાત સાચી છે પણ ભૂલ આપણી છે. એની નથી, બઈની નથી. બઈ તો કહી છૂટે આપણને કે તમને લાવતા ના આવડી, ત્યારે કે તમને સારું લાવતા આવડે છે. એ હું જાણું છું પણ આ ફેરે તો મને નહીં આવડે કહીએ. એમ કહેવામાં વાંધો શો છે આપણને ? સાહેબ જોડે બોલીએ કે ના બોલીએ, આપણા સાહેબ જોડે ?

**પ્રશ્નકર્તા :** ના બોલીએ.

**દાદાશ્રી :** ત્યાં તો સાહેબ ખરાબ લાવે તોય સાહેબ તમે સારી લાવ્યા એમ કહીએ. તે આ અહીં બઈ પાસે શું વાંધો છે ? શું ? આપણા સાહેબ કરતાંય બઈ ગઈ ? કારણ કે સાહેબ દંડો ઉઠાવે. દંડ કરે કે આમ કેમ કર્યું ? એવો ભય નહીં રાખવો, સાહેબનો ભય નહીં રાખવો. ભય પોતાના ઘરના માણસોનો રાખવો, એમને દુઃખ ના થાય એવો ભય રાખવો જોઈએ. સાહેબનો ભય રાખવાનો શો અર્થ છે તે ? આપણે આપણું સારી રીતે કામ કરીએ, છતાં એ મનમાં કહેતાં હોય, હું ડિસમિસ કરવાનો છું, હું તો એમ કરવાનો છું તો આપણે હસ્યા કરીએ કે ભમરડો કૂદયા કરે છે. આપણો હિસાબ હશે તો જ ને ? આપણે સારી રીતે કામ કરીએ છીએ પછી એ શું છે તે ! અને એનું ડિસમિસનું શું ઠેકાણું ? કાલ સવારે એનો ઓર્ડર આવે કે ભઈ તમને ડિસમિસ કરવામાં આવે છે. એટલે કોઈ ગભરામણ, કોઈ સાહેબ જોડે કોઈ બીજી કોઈ ગભરામણ નહીં. છે તે રાજાથી કે ભગવાનથીય એ ભડકવું નહીં. આપણે સારી રીતે કાર્ય કરે જાવ અહીં કોઈ આપણો ઉપરી નથી બા. આપણો ઉપરી આપણી ભૂલો, આપણે ભૂલો કરીએ તો એ આપણને પકડે. ભૂલ જ ના કરીએ તો ? હવે બેન જોડે આપણે કહીએ, 'આ તને ક્યાં આવડે છે. તું ત્યારે શાક લાવી એટલે શું થયું.' હલદીઘાટ એટલે એ ઊલટું વધું ને વધું કેસ ચીકણું થયું. હવે આ

વકીલો ખોળે, પછી આપણે વકીલો ખોળીએ. મહીં અંદરના, બહારના નહીં. અંદરના એ જ ઝઘડા વધતા જાયને પછી એ તેથી ઊંઘ ના આવે રાતે. એના કરતાં કહીએ હેં.... તારી વાત બહુ સાચી, આ તારે લીધે તો મને ખબર પડી કે આ સાલું ભૂલ થઈ એટલે પછી આપણે કહીએ, ચા-બાનું ઠેકાણુ પડે છે ? હા, હમણે બનાવી આપીશું ખુશ થઈ જાય ને ? તો ચા મળે, દા'ડો સારો થાય, રાત સારી જાય, એમાં શું ખોટ ગઈ ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** અને આ તો તમે વહુ જોડે હઠે ચઢ્યા હોયને, તો સવાર સુધી છોડે નહીં ! વહુએ સમજી જાય અને પાછા પોતેય જાણે, આ હઠ પકડી છે પણ હવે છોડવી નથી. એવું પોતે હઉ જાણે. આપણી આબરૂ જાય કહેશે. મૂઆ આબરૂદાર તે શું આબરૂદાર !

**પ્રશ્નકર્તા :** પણ એવું નીચું તો પોતાનું પાડે જ નહીંને પણ ! ધણી કંઈ પોતાની બૈરી આગળ નીચું પડવા દે ?

**દાદાશ્રી :** પણ નીચું પડવા દે તે જ ડાહ્યો કહેવાય. આ અમે તો કહી દેતા હતા, હીરાબાને કે અમારી ભૂલ થઈ હં... કે... બહુ ભૂલો થાય છે અમારી તો. ત્યારે કહે, ના, તમારી ભૂલ નથી થતી. ઊલટા આપણે કહીએ કે ભૂલ થઈ તો આ કહે, નથી થતી અને આપણે કહીએ, નથી ભૂલ થતી તો એ કહે, તમારી ભૂલ થઈ છે. એટલે જાણીજોઈને વાઈફની જોડે છે તે સાચી વાત હોય તો પણ એને સાચી ઠરાવવા ફરીએ તો પછી એનું ફળ તો મળે કે ના મળે ? અને વાઈફનામાં આત્મા નથી રહેલો ?

**પ્રશ્નકર્તા :** છે.

**દાદાશ્રી :** એટલે આપણે ન્યાય-નીતિ બધું જોવું પડે અને વખતે વાઈફ થોડો અન્યાય કરે તો આપણે લેટ-ગો કરવું પડે. કારણ કે એની જાગૃતિ ઓછી હોય પુરુષો કરતાં ! આપણે જાગૃતિવાળા માણસ એટલે નભાવી લેવું જોઈએ.

## કટુ આપે તે પી થા મહાદેવ !
## જાતને જ વઢવાની પાડ ટેવ !

વધારે કડવું હોય તો આપણે એકલાએ પી જવું, પણ સ્ત્રીઓને કેમ પીવા દેવાય ? કારણ કે આફ્ટર ઑલ આપણે મહાદેવજી છીએ. ન હોય મહાદેવજી આપણે ? પુરુષો મહાદેવજી જેવા હોય. વધારે પડતું કડવું હોય તો કહીએ, 'તું તારી મેળે સૂઈ જા, હું પી જઈશ.' બેનોય મહીં સંસારમાં સહકાર નથી આપતી બિચારી ? પછી એની જોડે કેમ ડખલ થાય ? એને કંઈક દુઃખ અપાઈ ગયું હોય તો આપણે પશ્ચાતાપ કરવો જોઈએ ખાનગીમાં કે હવે નહીં દુઃખ આપું કહીએ. મારી ભૂલ થઈ આ.

ઘરમાં કયા પ્રકારનાં દુઃખો થાય છે, કયા પ્રકારના ઝઘડા થાય છે, કયા પ્રકારના મતભેદ થાય છે ? જો બન્ને જણ લખી લાવતા હોયને તો એને એક કલાકમાં જ બધાનો નીવેડો લાવી આપું. અણસમજણથી જ ઊભાં થાય છે ? બીજું કશું નહીં. આ તને કેમ લાગે છે, આપણે ભૂલથી કરીએ છીએને, ખોટું જ કરીએ છીએને ?

**પ્રશ્નકર્તા :** સાચી વાત છે.

**દાદાશ્રી :** તો એટલું આ ફેરફાર ના થાય ? આ મારું કહેવાનું છે. અને તમે લખીને આપો. આ સ્ત્રી કહે છે કે આવી રીતે એમની જોડે મારે ઝઘડા થાય છે, તો એ લખીને આપો તો એમને કહી આપું કે આમાં આ ખોટું છે, આ ખોટું છે.

આ ગ્લાસવૅર તૂટી ગયાં, બઈના હાથે સો ડૉલરનાં અને કકળાટ કરે એણે શો અર્થ છે ? મિનિંગલેસ ! એ બઈ તોડી નાખે ખરી, એક પ્યાલો ? એને જરા વિચારવું જોઈએ કે બઈ તોડી ના નાખે. તો એની પાછળ શું શું કારણો છે ? અમને પૂછો તો અમે તમને બતાવી દઈએ. તેથી આ બઈનોય ગુનો નથી ને તમારો ગુનો નથી. આ એનું કારણ આ પ્રમાણે છે. એટલે પછી તમારે ગુસ્સે થવાનું કંઈ કારણ જ નથી. એવું હરેક બાબત પૂછો તો બધી બાબત અમે તમને કહી દઈએ. તમારી ભૂલને લઈને લૂંટી ગયો એવું અમે તમને સમજાવીએ. એ બધું સમજવું જોઈએ બધું.

જો આજ તમારા ઘરના માણસો અહીં ના આવ્યા હોય તો તમે કહેજો કે દાદા આ પ્રમાણે કહે છે કે મારી ભૂલ મને સમજણ પડતી હોય એ ભૂલ તમે કહેશો નહીં અને તમારી ભૂલ તમને સમજણ પડતી હોય એ હુંય નહીં કહું. આપણે આટલું સમાધાન કરી નાખો કહીએ અને આ ડખલ જોઈએ નહીં હવે, કહીએ. પ્રેમમય જીવન જીવો કે છોકરા બધા ખુશ થઈ જાય, માટે આવું ન હોવું જોઈએ. જીવન તો જીવન હોવું જોઈએ !

હવે ઘેર છે તે ભાંજગડ નહીં થાય ને ? અને એ ભૂલ કાઢતા હોય તમારી, ત્યારે કહે આ તો હું જાણું છું. એ ભૂલ ના કાઢવાની દાદાએ કહી છેને, કહીએ. એવી સમજણ પાડવી. એટલે એને ચેતવવા, આ તો હું જાણું છું. એ ભૂલ ના કાઢશો !

ધણી જોડે એ કશું કરતી હોય ત્યારે કહીએ મહીંથી પોતાની જાતને કહીએ, 'શું કામ આમ કરે છે, આખી જિંદગી આવું ને આવું કર્યું, કહીએ. તારે તારી જાતને ઠપકો આપવાનો છે. સામાને ઠપકો આપીએ ને ત્યારે ક્લેશ થાય અને તમારે મહીંથી તમારી જાતને કહેવું, આમ શું કામ કરે છે.

બાકી, જૂનાં કર્મને જોયા કરવાનાં. જોયા કરવાથી શું થાય, સ્ટડી થાય, કયું કયું ખરાબ ને કેવી રીતે થયું છે, ફરી નવેસરથી એમાં સુધારાય. મોક્ષનું કંઈ જ્ઞાન તો હોતું જ નથી પણ જો સંસારમાં રહેવું હોય, તો જૂનાં કર્મને સુધારવાં જોઈએ કે વાઈફ જોડે વગર કામનો ઉકાળો કર્યો, તે આ જ રસ-રોટલી હતી, તે મને કઢી ભાવી નહીં અને આ બધું બગડ્યું. એટલે એમાંથી અનુભવ શીખીને અને પછી બીજે દહાડે નક્કી કરવું જોઈએ કે ફરી આવું કરવું નથી. ભૂલો તો થયા જ કરવાની, ભૂલ તો બન્નેની થાય ને ? કોની ભૂલ ના થાય ?

**પ્રશ્નકર્તા :** ભૂલ તો બધાની થાય.

**દાદાશ્રી :** ભૂલો કાઢવાની જ ના હોય. ભૂલ હંમેશાં ઘરમાં કોઈની ભૂલ ના કાઢવાની હોય. ભૂલ કાઢવી હોય તો ઓફિસમાં બોસની કાઢવી, જતાં આવતાં અહીં ઊભો રહ્યો હોય તો કહીએ કે આમ કેમ ઊભો રહ્યો

છું, શોખ હોય તો. ભૂલ બોસની કાઢે તો શું થાય ? તે આપણા લોક તો ત્યાં સીધા રહે. અહીં પાંસરો રહે નહીં !

## ઘરની વાત ઘરમાં જ રહે, નહીં તો જગ જંગલી કહે ?

ફેમિલી એટલે શું ? ફેમિલીમાં જરાય ક્લેશ ના હોય એનું નામ ફેમિલી કહેવાય અને આપણા હિન્દુઓ તો બધા ફેમિલીમાં જ કચ્ચરઘાણ વાળી દે છે. ફેમિલી એટલે ફેમિલી, એમાં કોઈ માણસ કોઈની કશી ભૂલ ના કાઢે.

આપણા ઘરની વાત ઘરમાં રહે એવું ફેમિલી તરીકે જીવન જીવવું જોઈએ. એટલું ફેરફાર કરો તો બહુ સારું કહેવાય. ક્લેશ તો હોવો જ ના જોઈએ. આપણે જેટલા ડૉલર આવે એટલામાં સમાવેશ કરી લેવાનો. અને તમારે છે તે પૈસાની સગવડ ના હોય તો સાડીઓ માટે ઉતાવળ નહીં કરવી જોઈએ. તમારેય વિચાર કરવો જોઈએ કે ધણીને અડચણમાં, મુશ્કેલીમાં નહીં મૂકવો જોઈએ. છૂટ હોય તો વાપરવા. એટલે આ ઝઘડા બધા ઊભા થાય છે આ ગાંડપણનાં, મેડનેસ છે ખાલી ! થોડું વાઈલ્ડપણું કહેવાય. એ ના હોવું જોઈએ. આપણને શોભે નહીં. કેટલા સંસ્કારી મા-બાપના દીકરાઓ તમે. સંસ્કારી દેશના આર્ય પ્રદેશના. આપણને આ શોભે નહીં. અને જે ભૂલ ના જાણતા હોય તે આપણે કહેવી જોઈએ કે આ રીતે આ ન થવું જોઈએ. એટલે ઘણું ખરું આ ઝઘડા બધા બંધ થઈ જાય.

## (૭)

# ‘ગાડી’નો ગરમ મૂડ !

## બૉસનો બીબીએ માર્યો મૂડ,
## બૉસ વઢે ત્યારે કેવો તું શૂર ?

ઑફિસમાં કોઈવાર બૉસ ચિડાયો હોય આપણી પર, એટલે આપણે શું માનીએ કે મેં કશો ગુનો નથી કર્યો અને ખરેખર ન જ કર્યો હોય ને પેલો ચિડાતો હોય, તો આપણે એવું ના સમજવું જોઈએ કે આ ઘેર લડીને આવ્યો હશે ? ઘેરથી કંઈક ઝઘડો કરી નાખ્યો, અગર તો રસ્તામાં કંઈ ઝઘડો થયો, પણ ક્યાંક ઝઘડો કરીને આવ્યો છે, એ મૂડમાં નથી. એટલે આપણે એને ટાઢો પાડવાનો પ્રયત્ન કરવો જોઈએ. એની જોડે જો આપણે ચિડાઈએ તો શું થાય ? બૉસને ના થાય એની વહુ જોડે ?

**પ્રશ્નકર્તા :** થાય ને.

**દાદાશ્રી :** હં, એટલે આપણે જરા ધીરજ પકડવી જોઈએ કે આ ગાડી ગરમ થઈ ગઈ છે, જરા ઠંડી પડવા દો. પછી વાતચીત ધીમે રહીને કરીએ અને તે વાતેય સુંવાળી કરીએ પાછું, એને જરા ટાઢો કરીએ. સમજીને કામ ના લેવું જોઈએ ? ગાડી જોડે કામ લો છો સરસ, પણ અહીં નથી આવડતું.

## ધણી ઊકળે પેસતાં જ ઘરે,
## ખેંચી લે લાકડાં તો દૂધ ઠરે !

હવે બહારથી ધણી ઘેર આવ્યો હોય, ઑફિસમાં બોસે ટૈડકાવ્યા હોય ધણીને અને પછી ઘેર પેલું મોઢું બગડી ગયેલું આવે ઘરમાં. ત્યારે બઈ કહે, બળ્યું, તમારું મોઢું જોઈને મને તો એ લાગે છે.... આવું બોલાતું હશે ?

સમજી લેવાનું કે આજે ધણી મૂડમાં નથી.

**પ્રશ્નકર્તા :** ધણી ઊકળે છે એનું કારણ શું ?

**દાદાશ્રી :** બધું આડુંઅવળું કરેલું હોય ને તે તપી ગયેલો હોય અને પછી જરાક સાધન મળ્યું કે ભડકો થાય.

**પ્રશ્નકર્તા :** ધણીને પ્રેમથી કેવી રીતના વશ કરાય ?

**દાદાશ્રી :** ધણી ઘરમાં આવે તો આપણે જાણીએ કે આજે કંઈક મૂંઝાયેલો લાગે છે. એને સાહેબે જરા દબડાવ્યો હોય. તે મનમાં એમ થાય કે આ સાહેબ, નાલાયક ક્યાંથી મળ્યો આવો ને એમ તેમ. આ સાહેબને મારી ઉપર વેર જ છે. કાયમનું ન હોય એનું વેર મૂઆ ! અરે, સાહેબનો શો દોષ છે ? સાહેબને એની બઈએ ટૈડકાવ્યો છે. ક્યાંનો ધક્કો છે એ તો જો ! આ ધક્કો વાગ્યો તે આવ્યો ક્યાંથી એ તો તપાસ કર ! પણ આવું તપાસ ના કરે એટલે પછી મોઢું મોટું ચઢાવીને ઘેર આવે. એ પછી ઘેર આવીને હાંકે. આ તો અકળાયેલું હોય તેને વધારે અકળાવે. એને કો'કનો ધક્કો વાગ્યો ત્યારે પેલાને ધક્કો મારે. આવું બને કે ના બને ?

**પ્રશ્નકર્તા :** બને

**દાદાશ્રી :** તેને લીધે ઝઘડે છે. અમે સમજી જઈએ કે આ ધક્કો ક્યાંથી આવ્યો.

**પ્રશ્નકર્તા :** સાહેબ એના ઘરનો ધક્કો આપણને મારે, તેનો રસ્તો શું કરવો ?

**દાદાશ્રી :** બીજો શો રસ્તો કરવાનો ? દૂધપાક કરવો હોય તો તેમાં નીચે લાકડાં સળગાવવા પડે કે ના સળગાવવા પડે ! ત્યારે પાછું દૂધપાક ચિડાય, એ ઊભરાય. ત્યારે લાકડાં કાઢી લેવાં પડે. એ રસ્તો એનો. દૂધપાક ચિડાય નહીં, નહીં ? નહીં તો પછી એ ઊભરાય પાછું. આ આવતાની સાથે કહેશે, 'તમારું મોઢું ચઢેલું છે.' તે ના બોલાય આવું. ધણી મૂડમાં ના હોય તો તે ઘડીએ ના બોલવું. કારણ કે માણસનો મૂડ બદલાઈ જાય છે ઘણી વખત. એટલે ધણી આપણા ઘરમાં આવતાની સાથે જ તમારે સમજી

જવાનું કે ભઈ સાહેબ, મૂડમાં દેખાતા નથી. કે ગાડી ગરમ થઈ જાય, એવું આ થઈ ગયું છે. એનો મૂડ જોઈને ના કામ લેવું જોઈએ ? મૂડ તો બદલાઈ જાયને માણસનો, અજ્ઞાની માણસનો મૂડ બદલાતાં કેટલી વાર લાગે ? મૂડ ઓળખે કે ના ઓળખે ? બધી જ સ્ત્રીઓ ધણીનો મૂડ ઓળખે. કે આજે આનું ઠેકાણે નથી. એટલે આપણે જાણીએ કે આને ફર્સ્ટ ક્લાસ ચાની ટેવ છે, પેલી મોંઘા ભાવની ચા રાખી મેલી હોય, કો'ક સારા માણસ આવ્યા હોય તેને માટે તો તે ચા બનાવી આપવી. કશું બોલવા-કરવાનું નહીં. ચા-નાસ્તો-ભાવતી મીઠાઈ જે ઠીક લાગે તે રાખી મેલવી આપણે ને આપવું, તો ટાઢો પડી જાય ને. તો પ્રેમ વધે. તને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** હા એ હા કરવું એ ના ચાલે કંઈ, એવા ઉપાયો કરવા પડે. તને કેમ લાગે છે ? મૂડમાં ના હોય તો મૂડ ટાઢો નહીં કરવો પડે ?

**પ્રશ્નકર્તા :** કરવો જ જોઈએ.

**દાદાશ્રી :** તોય આપણે, એ ચિડાયેલો એટલે આપણે પાછા એને સળી કર કર કર્યા કરીએ. પછી ભડકો થાય કે ના થાય ?

**પ્રશ્નકર્તા :** એ ચા નાસ્તો આપીએ તોય ખુશ ના થાય ?

**દાદાશ્રી :** એ તો ધીમે ધીમે થાય, એકદમ ના થાય. પહેલાંની આપણી ડખલ કરેલી હોયને પણ ધીમ ધીમે બહુ સરસ ખુશ થઈ જાય. એને ખાતરી થાય, ભડકાટ નીકળી જાયને. જેમ ભડકેલું કૂતરું હોયને, એને પટાવ પટાવ કરીએ તોય ના જાય. પછી બે-ચાર દહાડા ખાતરી થાય પછી એ ના આવે.

**પ્રશ્નકર્તા :** બરાબર, દાદા.

**દાદાશ્રી :** તો આમને પણ મૂડમાં લાવ, આ ધણી એય ગાડીઓ જ છે. એમને મૂડમાં ના લાવવી પડે ? હવે મૂડમાં ના લાવે તો પછી ગાડીને માર માર કરે. એના જેવું આપણા લોકો અહીં આગળ કરે છે, શું તારું મોઢું લઈને, આ તારું મોઢું જો તો ખરો ! એવું ના બોલાય. એનું મોઢું

શાથી બગડી ગયું છે એ જાણો. એને મૂડમાં લાવીશ ને ? એમને શું ભાવે છે એ જાણી રાખવું આપણે અને જ્યારે મૂડમાં ના હોયને, તો ઝટપટ બનાવીને મૂકી દેવું. એ અકળાતા હોય તો આપણે છોડી દઈએ. કહીએ, તમારી વાત ખરી છે. આજ તો મારું મન જ સારું નથી, એમ તેમ કરીને ઊકેલ લાવીએ. એટલે એ ટાઢા પડી જાય. એ જાણે કે મારો રોફ પડ્યો એટલે ટાઢા પડી જાય. આ રોફવાળા, જો ખરા રોફવાળા !

આ તો રાત્રે કોઈ વખત ધણીને ઘેર આવતાં મોડું થઈ જાય, કોઈક સંજોગોમાં, હં... આટલું બધું મોડું અવાતું હશે ? તો એ નથી જાણતા. એ મોડું થાય છે ? એમને મહીં ચૂન ચૂન થતું હોય, બહું મોડું થયું, બહું મોડું થયું. તેમાં પાછા આ વાઈફ એવું ગાય કે આટલું બધું મોડું અવાતું હશે ? બિચારા ! આ મિનિંગલેસ વાતો બધી આવી કરવી ? તને સમજાય છે એવું ? એટલે આપણે એ આ મોડા આવેને તે દહાડે આપણે જોઈ લેવું કે મૂડ કેમનો છે ! એટલે પછી તરત જ કહેવું કે પહેલી ચા-બા પીને જરા એમને ચા-પાણી કરીને ખુશ કરીએ. જેમ પોલીસવાળો આવ્યો હોય, આપણે મૂડ ના હોય તોય ચા પાણી નથી કરતા ? આ તો પોતાનો એટલે ખુશ નહીં કરવાનો ? પોતાનો એટલે ખુશ કરવો પડે ! ઘણા ખરા તમને ખબર હશે કદાચ ગાડી મૂડમાં નથી હોતી એવું નથી બનતું ? ગરમ થઈ ગયેલી. તો આપણે એને લાકડી માર માર કરીએ તો ? એને મૂડમાં લાવવા માટે ઠંડી મૂકી દેવાની જરા, એ રેડિએટર ફેરવવાનું, પંખો ફેરવવાનો. ના કરાય ?

**પ્રશ્નકર્તા :** કરાય.

**દાદાશ્રી :** મૂડમાં ના લાવવી પડે, ગાડીને ?

**પ્રશ્નકર્તા :** લાવવી જ પડે.

**દાદાશ્રી :** એવું આ ધણી ગરમ થઈ ગયો એટલે જલદી જલદી પાણી રેડવું રેડીએટરમાં. ત્યારે તે ઘડીએ તમે કહેશો, મોડા કેમ આવ્યા ?.. એ ચાલ્યું તોફાન ! આ તો ધણીનો મૂડ ઠીક નથી. અને આ ઉપરથી બંદૂક મારે બળી. આવું જીવન કેમ હોવું જોઈએ. જ્યારે ગાડી ગરમ થઈ જાય

ત્યારે રેડીએટર તરત તમે ફેરવી નાખો છો ? મહીં પાણી નથી રેડતા ? કેમ ગાડી ઊભી રાખી, આપણે ઉતાવળ છે, અરે ભઈ, પાણી નાખવા દો ને, ગરમ થઈ ગઈ છે, ગાડી. આ ગાડી ગરમ થઈ જાય છે, તે એને આપણે મૂડમાં ના લાવી તો ગુનો ખરો ? એને મૂડમાં લાવવી કે ના લાવવી જોઈએ ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આ ગાડી ગરમ થઈ ગઈ હોય, એને કહીએ શેની ગરમ થઈ જઉં છું તું રસ્તામાં ! તારી વાત તું જાણે, એમ કરીને ચલાવ ચલાવ કરીએ તો શું થાય ? રેડીએટર એ ખલાસ થઈ જાય. થોડીવાર બંધ રાખી, પાણી-બાણી રેડી અને ઠંડું ના કરવું જોઈએ ? તે આ ના થઈ જાય બળી. આ મશીનરી છે. આ શરીરમાં બે આત્મા છે. એક મિકેનિકલ આત્મા છે અને એક મૂળ આત્મા છે. તે આ મિકેનિકલ આત્મા તો ગરમેય થઈ જાય, તે એને મુશ્કેલીમાં આવ્યો હોય તે ઘડીએ ના થઈ જાય ?

**પ્રશ્નકર્તા :** થઈ જાય.

**દાદાશ્રી :** એકલી બ્રાન્ડી પીવાથી ગરમ થાય તે જુદો અને બ્રાન્ડી પીધા વગરનું ગરમ થાય તેય જુદો. બ્રાન્ડી પીને ગરમ થાય તેને તો આપણે ડફળાવવો જરા. એમાંય મજા નહીં, ઘરમાં, વન ફેમિલીમાં ડફળાવવામાં મજા નહીં. બ્રાન્ડી ન પીવે એવો તમે પ્રેમ આપોને તો પેલા બ્રાન્ડીએ બંધ કરી દે. ઘરમાં પ્રેમ ના દેખે એટલે પછી બહાર જઈને પી આવે મૂઓ.

**પ્રશ્નકર્તા :** બ્રાન્ડી બંધ કરાવવી કેવી રીતના ?

**દાદાશ્રી :** તમારા ઘરમાં દેખે એટલે બધુંય છોડી દે. પ્રેમની ખાતર દરેક વસ્તુ છોડી દેવા તૈયાર છે. આ પ્રેમ ના દેખે એટલે બ્રાન્ડી જોડે પ્રેમ કરે. ફલાણા જોડે પ્રેમ કરે. નહીં તો બીચ ઉપર ફર્યા કરે. અલ્યા મૂઆ, અહીં શું તારા બાપે દાટ્યું છે, ઘરમાં જાને ? ત્યારે કહે, ઘેર તો મને ગમતું જ નથી.

## વહુનો થાય મૂડ જ્યારે ઓફ, પતિએ સંભાળવો ઘરનો સ્ટાફ !

અને પુરુષોએ પણ સ્ત્રીના મૂડને જાણી લેવો જોઈએ. એ મનમાં અકળાયેલી લાગે કે આજ છોકરાઓ જોડે કકળાટ કંઈ... તે, પરમ દહાડે આપણે સિનેમાની ટિકિટ લઈ આવું, કહીએ. પણ જેમ તેમ મૂડ ટાઢો પાડવો. આ સ્ત્રી ગરમ થઈ ગઈ હોય તો ઠોકાઠોક કરવાની ? ગાડી ગરમ થાય એવી રીતે સ્ત્રી ગરમ ના થઈ જાય ? આપણે જાણીએ કે આનો મૂડ બગડી ગયો છે. માટે આ મહીં છે તે પંખો ફેરવો, પાણી રેડો. ગાડીનું થોડું મોઢું ઉઘાડું કરી નાખો. અને તે ઘડીએ માર-માર કરીએ કે મૂડ આવો કેમ કરે છે, ગુસ્સે કેમ થઈ જાઉં છું ? તો શું થાય ? એનો ઉપાય કરીએ. જેનો મૂડ બગડી જાય એ ગાડીઓ. પણ જે તે રસ્તે મૂડમાં લાવવું પડે આપણે. ગાડીને મૂડમાં કેમ લાવીએ છીએ ? કારણ કે આપણે જાણીએ છીએ કે ગાડી છે એટલે નથી ચિડાતા. એ આમને ગાડી નથી જાણતા આપણે.

**પ્રશ્નકર્તા :** દાદા, એને લાડી કહેવાય. અહીંયાં લાડી કહીએ આપણે.

**દાદાશ્રી :** લાડી કહીએ પણ જેટલું ગરમ થાયને, એ બધી ગાડીઓ જ હોય છે. ના, ખરેખર આ તો મશીનરી ગરમ થાય છે. તમે નથી ગરમ થતા. જે મિકેનિકલ પાર્ટ છેને, તે ગરમ થાય છે. અને તમે જાણો કે આ ગરમ થઈ ! આ મિકેનિકલ પાર્ટને તો આવું કરાતું હશે ! આ તો પછી જે આપવા માંડે.... કે તારો બાપ આવો ને તું આવી ને તું આમ. એ એના બાપ સુધી લઈ જાય. પેલી બઈએ કહે, મારા બાપ મરી ગયા. શું કરવા હવે એનું નામ લો છો તે ! એવું કહે. આ તો ઘરમાં તોફાન. એને પહોંચી શી રીતે વળાય તે ! આવી ભૂલો કાઢી નાખવી જોઈએ ને ? આપણે સુધરેલા લોકો, સારા આચાર-વિચારના. મેં મારે ઘેર ભૂલ કાઢી નાખી, ત્યારે મને, ડાહ્યો થયો, કહે. આજ પિસ્તાળીસ વર્ષથી મતભેદ નથી નામેય. હું અત્યારે સંસારી જ છું. જો આ કપડાં બપડાં ઘરનાં, મારા ધંધાનાં, બિઝનેસનાં. કોઈનો એક પૈસોય નહીં લેવાનો. અને કો'કનો પૈસો ખાવામાં આવે તો મારું મન કેવું થઈ જાય ? પછી તો ખલાસ જ થઈ જાય ને મન. આ તો સમજવું જ પડશે ને. ક્યાં સુધી આવું પોલંપોલ ચલાવીશું ! મેંય બહુ

દા'ડા પોલંપોલ ચલાવેલું, હં કે ! ત્રીસ-બત્રીસ વર્ષનો થયો ત્યાં સુધી તો હેય... જો ચીઢાઉં, પછી બહુ વિચાર કર્યો. મેં કહ્યું, આ શું છે આની પાછળ, કૉઝિઝ શું છે ને આ કેમ આમ છે ? સમજવું પડે કે ના સમજવું પડે ?

**પ્રશ્નકર્તા :** સમજવું પડે.

**દાદાશ્રી :** અને આ આપણી ભૂલને, મૂર્ખાઈ-ફૂલિશનેસ છે, આ વઢંવઢાને એ બધું તો. હવે આટલું બધું ભણ્યા ને ખાનદાનના છોકરા. કેવા કેવા બધા 'શાહ કહેવાઓ પણ તમે.' તમને વાત કામમાં લાગશે કે આ બધી ?

**પ્રશ્નકર્તા :** હા, લાગશે દાદા.

**દાદાશ્રી :** હં, અકળાવાની જરૂર નહીં કોઈ જગ્યાએ. મિકેનિકલ પાર્ટમાં અકળામણ છે.

**પ્રશ્નકર્તા :** ઊલટું પાણી ગરમ વધારે રેડે.

**દાદાશ્રી :** વધારે રેડે મૂઆ, જેમ ગાડી ટાઢી પાડીએ છેને, ગાડી જોડે કામ લઈએ છીએ એવી રીતે કામ લેવું જોઈએ. આ તો બિચારીને એવા શબ્દ સંભળાવી દે કે આખી રાત ઊંઘ ના આવે એને બિચારીને.

**પ્રશ્નકર્તા :** ત્યાં તો પેલું એવુંને કે ગાડી ગરમ થાય, આપણેય ગરમ થઈશું તો પછી ચાલીને જવું પડશે. એની ગરજ છે.

**દાદાશ્રી :** ના, તે આય છે તે છ મહિના ઘેર જઈને રહે તો શું થાય ? ના, પણ એ કામનું નહીં આ. સાચવીને કામ લઈએ. આય આપણું પોતાનું અંગ છે, ફેમિલી. બહાર શું કહે, માય ફેમિલી. ત્યારે માય ફેમિલી. ત્યાં તો બરાબર આમ (મતભેદ) થાય છે. શરમ આવે છે ? પણ આ તો કહે છે, વાઈફ વાત વાતમાં ગરમ થઈ જાય છે. એ ગરમ થઈ જાય તો એને ટાઢી પાડીએ એવી રીતે વાણી બોલીએ, મૂડમાં આવે ત્યાં સુધી. ના કરવું પડે, ભઈ ?

**પ્રશ્નકર્તા :** બહુ ગરમ થઈ જાય તો બીજી લઈ આવવાની ?

**દાદાશ્રી :** ના, એ બીજી ના લઈ અવાય. એ તો નબળાઈ છે. એ તો જે પૈણેલા હોયને એની જોડે જ નિવેડો કરવાનો હોય. આપણા

ઈન્ડિયનો એની જોડે જ નિવેડો લાવે. આ બદલીએ એવા નહોય આપણે લોકો. આ ફોરેનર્સ જો પૈણી લાવેને જો કદી ભાંજગડ ઊભી રહી તો છૂટા કરી નાખે અને ના હોય તો લેડી બદલી જ આવે, એ આપણે ત્યાં ન હોય. આ તો સંસ્કાર છે આપણા. ગમે તેવા ઓલ્ડ થઈ ગયેલા હશે, ખરાબ થઈ ગયા હશે, પણ પાછલા આર્ય સંસ્કાર છે આ. નથી સંસ્કાર આપણા ? ભલે સોનું બહાર કાનમાં લટકાવીને ફરે પણ સંસ્કાર તો ખરા જ ને ? આ તમને એમ લાગે છે કે આ મારી વાઈફ છે. પણ જેનો મૂડ બગડે એ બધી ગાડીઓ. સમજાય છે. તને લાગે છે હેલ્પ કરશે આ વાક્ય મારું ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** જો એનો મૂડ બગડી ગયો હોય, તે ઘડીએ આપણે એમને રાગે પાડવી. પુરુષોને તો મહીં આવડે, મૂડમાં લાવવાની. આમ કરીને હાથ ફેરવે એટલે એ મૂડમાં આવી જાય એક હાથ જ ફેરવે તો. કેવી ચાવી છે ! મૂડમાં આવી જાય.

**પ્રશ્નકર્તા :** તો બૈરાંઓને ના આવડે પુરુષોને મૂડમાં લાવતાં ? બૈરાંઓને પુરુષોને મૂડમાં લાવતાં આવડે !

**દાદાશ્રી :** એ તો એને ખઈબદેલો હોય. બૈરાંને આવડે ખરું પછી, રસ્તો કરે. તે એક ભઈ મૂડમાં નહોતો આવતો, તે રાતની ભાંજગડ થયેલી હશેને તે સવારમાં ચા પીતી વખતે એ પીતો ન હતો. ટાઈમ થયો તે પીવા સારું આવ્યા નહીં. એટલે બઈ સમજી કે આજે મૂડમાં નથી અને મૂડમાં નહીં આવે તો આખો દહાડો બગડશે. એટલે બઈએ શું કર્યું કે બાબો હતો ને, તે એના બાબાને કહે છે, 'જા પપ્પાજીને કહે કે પપ્પાજી, મમ્મી ચા પીવા બોલાવે છે.' એટલે પેલો બાબો 'પપ્પાજી' બોલ્યોને તરત આ ભૂલી ગયો બધી વાત. અને ત્યાં જઈને પહોંચી ગયો. જો ચાવી ફેરવી એની અને એમ ને એમ નહતો આવે એવો. એટલે આ બેનોનેય આવડે બધું. બધું આવડે.

**પ્રશ્નકર્તા :** ખઈબદેલો એટલે શું ?

**દાદાશ્રી :** આ તમને ખઈબદેલા નથી મળ્યા ?

**પ્રશ્નકર્તા :** હજી બધાને નથી સમજણ પડી.

**દાદાશ્રી :** અપ અને ડાઉન બન્ને થતાં આવડે. એ જાણે કે અત્યારે જો અપ કરવા જઈશું તો અથડાશે. એટલે ડાઉન કરી નાખે, ખઈબદેલા હોય. પાકાં હોય, એને લોકો પાકાં કહે અને હું ખઈબદેલો કહું. હોશિયાર માણસ છો બધા આમ તમે.

એટલે માણસે ઘડતર થવું જોઈએ. આવું ના હોવું જોઈએ ઘેર જઈને, કંઈ બગડ્યું તો મૂઆનું મગજ ફરી જાય. અને પછી બઈને બહાર પૂછીએ, શું હતી બૂમાબૂમ ? 'મૂડમાં નથી' કહેશે. આ આપણો મૂડ સ્ત્રી જોઈ જાય ! આપણો મૂડ તો ખરી રીતે કોઈ જોઈ શકવો જ ના જોઈએ. તેને બદલે, પોતાની સ્ત્રી જોઈ જાય, એ આપણી આબરૂ જતી રહે, શું કહે, મૂડમાં નથી, જો તમારા સાહેબ મૂડમાં નથી હોતા ને ત્યારે તમે ઑફિસની ફાઈલો મૂકવા જતા નથી ને ? અત્યારે રહેવા દો મૂડમાં નથી, ટકરાશે મૂઓ ! અમારો મૂડ બગડે નહીં. જ્યારે જુઓ ત્યારે એ જ મૂડમાં હોઈએ. એમનો મૂડ બદલાય છે કોઈ દહાડો ?

**પ્રશ્નકર્તા :** અરે ઘણો.

**દાદાશ્રી :** આ બિલાડી છે કે પોપટ છે, તે લોક પાળતા હોય, પછી આ બિલાડી રોજ છે તે આમ હાથ ફેરવીએ તો આમ રોફથી ફરે અને મૂડ બદલાય તો બચકું ભરી લે, તો એને રાખે કોઈ ? બિલાડીનો મૂડ બદલાતો નથી ને, આપણા માણસોનો મૂડ બદલાય કેમ ? પોપટનો મૂડ બદલાતો નથી, પોપટ ચાંચ ના ભરી લે, હં. કૂતરુંય પાળેલું હોય ને તે આપણને કૈડી ના ખાય. એમને ત્યાં હતું જ ને ? ડૉગ પણ આપણને ના કૈડી ખાય. એટલું તો માયા એય રાખે. અને મનુષ્યનો મૂડ બગડે તો કૈડી ખાય છે !! આપણે ત્યાં તો આવું ના હોવું જોઈએ ને ? આ અવિચારુ છે. વિચારેલું પગલું નથી આ. આમાં વિચાર કરીએ તો નીકળી જાય એવું છે ને ?

**પ્રશ્નકર્તા :** હાજી.

**દાદાશ્રી :** ખોટું ગાંડપણ જ છે ખાલી.

## (૮)

# સુધારવું કે સુધરવું ?

**જિંદગી પત્નીને સુધારવા ફરે,**
**મૂઆ તું સુધર તો જગ સુધરે !**

એટલે આ સગાઈ રિલેટિવ છે. એટલે ઘણા માણસો શું કરે છે કે બૈરીને સુધારવા માટે એટલા બધા જક્કે ચઢે છે કે તે પ્રેમની દોર તૂટી જાય ત્યાં સુધી જક્કે ચઢે છે. એ શું જાણે છે કે આ મારે સુધારવી જ જોઈએ આને, અલ્યા મૂઆ, તું સુધરને ? તું સુધર એકવાર. અને આ તો રિયલ નથી, રિલેટિવ છે ! છૂટું થઈ જશે. માટે આપણે જૂઠું તો જૂઠું પણ એની ગાડી પાટા પર ચઢાવી દે ને ! અહીંથી પાટે ચઢી ગઈ એટલે સ્ટેશને પહોંચી જશે, હડહડાટ. એટલે આ રિલેટિવ છે. અને સાચવીને મનાવીને આમ ઉકેલ લાવી દેવાનો. ત્યાં આગળ આપણે કહીએ, એને સુધારવી જ છે. અલ્યા મૂઆ એને શું કરવા સુધારે છે ઊલટું તે ! આપણે સુધરીએ ને એટલે બીજું સુધરે જ. હું એકલો સુધરેલો હોઉં તો તમે મારી જોડે બેસો તો તમે બધા સુધરો. પણ હું જ બગડેલો હઉં તો તમે શી રીતે સુધરો!

**પ્રશ્નકર્તા :** ના સુધરે, બરાબર છે !

**દાદાશ્રી :** એટલે આ પોતાને સુધરવાની જરૂર છે. લોકોને સુધારવાની જરૂર નથી. કારણ કે લોકો એમને સુધાર સુધાર કરે છે, એ એવો ને એવો રહે. તમને કેમ લાગે છે, ભઈ, સુધરવું જોઈએ કે ના સુધરવું જોઈએ ?

કારણ કે આ જગતમાં રિલેટિવ (સાપેક્ષ) સગાઈઓ છે અને ઓલ

ધીસ રિલેટિવ આર ટેમ્પરરી એડજસ્ટમેન્ટ્સ અને યૂ આર પરમેનન્ટ (સાપેક્ષ બધું હંગામી છે અને તું કાયમનો છે). બોલો, પરમેનન્ટની જોડે ટેમ્પરરીનો ગુણાકાર થાય ખરો ? એક રકમ પરમનન્ટ હોય ને બીજી ટેમ્પરરી હોય તો ગુણાકાર થાય ખરો ? આપણે ગુણાકાર કરવા જઈએ તો ટેમ્પરરી રકમ ઊડી જાય હડહડાટ. તે એમ એમ કરતાં કરતાં આ ગુણાકાર જ થતો નહીં કોઈનો. એટલે બે રકમ હું તમને પરમેનન્ટ મૂકી આપું એટલે ગુણાકાર થઈ જશે. આ ગુણાકાર કરવો છે પૂરેપૂરો ?

## સામો ફાડે ત્યારે તું સાંધ્યા કર,
## નહીં તો છૂટા, ન બન કાતર !

એક ચાર્ટડ એકાઉન્ટન્ટ આવેલા તે મને કહે છે કે સાડાત્રણ હજારનો પગાર (૧૯૭૦માં) મળે છે. ત્યારે મેં કહ્યું, બહુ અનુભવ એટલે ? ત્યારે કહે, હા, અનુભવ ઘણો, જબરજસ્ત. મેં કહ્યું કે એકાદ દહાડો જ્ઞાન લઈ જજે, તે સારું કામ ચાલે ! બાકી સાડાત્રણ હજારનો પગાર એટલે બીજો કશો તારે વાંધો જ નહીં ને ? મેં કહ્યું, સાડાત્રણ હજાર એટલા બધા રૂપિયા કરો છો શું પછી ? ત્યારે કહે, અત્યારે તો મોંઘવારીમાં શી રીતે ? ત્યારે મેં કહ્યું, પણ શું શું કરો છો, થોડું ઘણું કહો મને. ત્યારે કહે, પંદરસો તો મારી પત્નીને આપું છું ત્યારે મેં જાણ્યું, રસોડા ખાતે આપતા હશે, તે મેં કહ્યું, રસોડામાં તો આપવા જ પડે ને, એમાં વાંધો નહીં, પંદરસો આપો તો. ત્યારે એ પાછો બોલી ઊઠ્યો, ના, એવું નહીં, રસોડામાં નથી આપતો. પંદરસો તો મારી વાઈફને આપવામાં જાય છે. પોલ ફૂટ્યું આ ! શી એની અક્કલ નીકળી આ ! હા, હવે તમે સી.એ. ખરા !! સી.એ. જુદો રહે અને વહુ જુદી રહે. તમે આવા સી.એ. થયેલા માણસને સ્ત્રી જુદી રહે, તમારી બહાર આબરૂ કેટલી હશે ? આબરૂ તો જતી રહેને પછી કે ના જતી રહે ? પછી મેં પૂછ્યું, શાથી જુદી રહે છે ? ત્યારે કહે, મને મેળ નથી પડતો. મેં કહ્યું, છોકરું છે ? ત્યારે કહે, એક છોકરું છે તેની સાથે રહે છે. એને પંદરસો આપું છું અને બીજું મારે ખાવાપીવા જોઈએ બધું. મેં કહ્યું, બહુ અક્કલવાળા સી.એ. થયેલા બીજાની ભાંજગડોને તો સુધારી આપે, પણ આ તો પોતાના હિસાબમાં ભૂલ કરી, તમે એક માણસનું સમાધાન ના કરી શકો ? એક

બઈ, પોતાની જોડે જેણે શાદી કરેલી છે તે બઈનું સમાધાન ના કરી શકો ? તું ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ કહેવાઉં ! તમે તો ભયંકર ગણતરીબાજ. હું વઢ્યો. મેં કહ્યું, આ સી.એ. કોણે કર્યા ? શી રીતે પાસ થયેલા ? ચોરીઓ કરીને પાસ થયા'તા ? સી.એ. તો કેટલો બધો અક્કલવાળો હોય ! બીજું આજુબાજુવાળાને જો કદી ભાંજગડ પડી હોય તો સાંધી આપે એવો હોય. અને તમે ઘરમાં ફ્રેક્ચર કરી નાખ્યું આ ! છેડો ફાડી નાખ્યો આખો ? ત્યારે કહે, 'દાદાજી, તમે એને ઓળખતા નથી, બહુ જ ખરાબ બૈરી છે આ.' મેં કહ્યું, એ વાતેય ખરી છે પણ હું હમણે એને પૂછી આવીશ કે ધણી કેવા છે, તો શું કહેશે એ ?

**પ્રશ્નકર્તા :** એય એવું જ કહે, ખરાબ છે.

**દાદાશ્રી :** તદ્દન નાલાયક છે, એવું કહે ત્યાર પછી એને વિચાર આવ્યો કે સાલું આ એય મને નાલાયક જ કહે. પછી મેં કહ્યું કે હજી બીજા વિશેષણ છે ? ત્યારે કહે, ના પણ એ વાત જ કરવા જેવી નથી. મેં કહ્યું કે શરમ નથી આવતી ? આ તમે આવડા મોટા ભણેલા ગણેલા થયા અને વહુ જતી રહી. મેં કહ્યું, તમે જ ન્યાય કરોને ? ત્યારે કહે, એ તો મને વધારે ખરાબ કહે. મેં કહ્યું, તો આનો ન્યાય શો ? ખરાબ કરીને આમ શા હારુ ફર્યા કરો છો ? આ સ્ત્રી જોડે શા હારુ તમારે આવું થયું ? તો કહે, તેને સુધારવા ગયો હતો. મેં કહ્યું, સુધારવાનું ના હોય કોઈને, આ સુધારવામાં ક્યાં પડ્યો છે તું ? તારું કામ હોય એટલું બતાવને એને. પાછું સુધારવામાં ક્યાં પડ્યો ? ત્યારે કહે છે, સુધારું નહીં તો એ ડાહી ક્યારે થાય ? મેં કહ્યું, જો સુધારવામાં પ્રકૃતિ બદલાય નહીં, તું સુધારવા જાઉં છું ને તે તું સુધરેલો હો તો એ સુધરશે. તું એને સુધારવા જઉં એ કંઈ તારી શિષ્યા થાય એવી નથી, એ ઘરાક. ત્યારે કહે, હા, પણ સુધાર્યા વગર ચાલે જ નહીં ને ! સુધારવાની નહીં. મા (મધર)નેય સુધારવાની નહીં. આપણે તો એડજસ્ટ થવાનું. એને સુધારવાની નહોય. આપણે કંઈ સુધારો કરવા આવ્યા નથી આનો. સુધારવા જતા આ સુધરવાની નહોય. કારણ કે સુધારી કોને શકાય ? કે ખરેખર આપણી વહુ જ હોય તો. આ તો રિલેટિવ સગઈ છે. કેવી સગઈ છે ? આ સંબંધ તું જાણું છું ? તું સી.એ. છું એટલે તને

સમજ પાડું કે આ મધર જોડે જે સંબંધ છેને એ રિલેટિવ સંબંધ છે, રિયલ સંબંધ નથી. મધર જોડે બ્લડ રિલેશન છે ને પેલો નેબર રિલેશન (પડોશી સંબંધ) છે પણ બેઉ રિલેટિવ સંબંધ છે. રિલેટિવ એટલે તું જેવું રાખું એવું એ રાખશે. આ વાઈફ જોડે રિલેટિવ સંબંધમાં પણ તને આ સાચવતા ના આવડ્યું ? ત્યારે મને કહે કે હું તો એમ જાણું કે આ રિયલ સંબંધ છે. મેં કહ્યું કે સ્ત્રી જોડે રિયલ સંબંધ હોતો હશે ? આ દેહ જોડે જ રિયલ સંબંધ નથી ને, તો દેહના ઓળખાણવાળા જોડે શી રીતે રિયલ સંબંધ હોય ? એટલે આ બધા સંબંધ રિલેટિવ સંબંધ. રિલેટિવનો અર્થ શું કે આપણે એની જો જરૂર હોય, તો એ ફાડવા બેઠી હોય તોય આપણે આખી રાત સાંધ સાંધ કરવું. આપણેય ફાડીએ અને એ ફાડે તો સવારમાં શું થઈ જાય ?

**પ્રશ્નકર્તા :** ડાયવોર્સ.

**દાદાશ્રી :** એટલે એ ફાડ ફાડ કરે ને, આપણે સાંધ સાંધ કરવાનું આખી રાત. નહીં તો સવારમાં કોઈ સંબંધ રહેશે નહીં. રિલેટિવનો અર્થ શો ? કે સાંધો. એક ફાડે તો બીજાએ સાંધ સાંધ કરવું. એટલે બેઉ સાચવે. ત્યારે કહે કે મારે શી રીતે સાંધવું ? મેં કહ્યું કે એ જો આખી રાત તારે માટે બહુ વિચાર કરતી હોય કે બહુ ખરાબ છે, બહુ ખરાબ છે તો તારે આખી રાત એમ કહેવું કે 'એ સારી છે, બહુ સારી છે. આ તો મારી ભૂલ થાય છે, એ તો બહુ સારી છે.' એટલે સવારમાં સંધાઈ જશે. કાલે પાછું એ ફાડવા માંગતી હોય તો તું ફરી સાંધજે. એ કહે ખરાબ છે ને આપણેય ખરાબ કહીએ તો ફાટી જાય. માટે જો તારે એની જોડે મેળ પાડવો હોય તો, તારે એ ફાડ ફાડ કરે, ને આપણે સાંધ સાંધ કરવું. તો સવારમાં આખું રહેશે. એ છોને ફાડતી પણ અડધું રહે છેને ? પાછું સવારમાં જોઈ લઈશું. સુધારવાનું કોને હોય, કે જે રિયલ સગાઈ હોય એને. તેના સારુ સુધારવાનું કે ભલે સો અવતાર જાય તોય ભલે, પણ એને સુધારવી જ રહી મારે. આ રિલેટિવ સગાઈ, પહેલાંનો હિસાબ પતવા માટેની સગાઈ, એ હિસાબ ચૂકતે થઈ જાય એટલે જુદું પડી જાય, ફરી ભેગી થાય નહીં. એને સુધારવાની ક્યાં ભાંજગડો ! તેને સુધારવા નક્કી કરવું આપણે, ના સુધરે તો આપણે આપણી મર્યાદામાં રહેવું, સંસાર બગડતો અટકાવો, સુધારવા

માટે જક પકડવી, જકથી બગડી જાય કે ના બગડી જાય ?

**પ્રશ્નકર્તા :** બગડી જાયને.

**દાદાશ્રી :** સુધારવા માટે નહીં આ જે બને તે કરેક્ટ કરીને આગળ ચાલવાનું. સુધારવાની ભાંજગડમાં નહીં પડવાનું. સુધારવાની ભાવના રાખવી, પણ સુધારવાથી શું થાય, વધારે બગડતું હોય. આપણે તો એ તોડ તોડ, ફાડ ફાડ કરે અને આપણે સાંધ સાંધ કરીએ. રિલેટિવ સગાઈ છે. જરૂર હોય તો કરવું આવું અને જરૂર ના હોય તો એય ફાડે ને આપણેય ફાડીએ તો છૂટું, સમજાય એવી વાત છે ?

**પ્રશ્નકર્તા :** હં, સમજાય એવી વાત છે.

**દાદાશ્રી :** સગાઈઓ બધી રિલેટિવ સગાઈઓ છે, આ રિયલ સગાઈ નહીં. રિયલ સગાઈ હોય તો આ મરી ફીટવું જોઈએ, એને સુધારે જ છુટકો છે, પછી જેટલા અવતાર બગડે એટલા. પણ આ તો રિયલ સગાઈ નથી તે પેલા માણસે મને શું કહ્યું, સી.એ.એ, એ સમજદાર માણસને, આ રિલેટિવ હું જાણું નહીં ! હવે એને શી રીતે સુધારવાનું ? ત્યાં જઈને એને કહેવાનું, કે મારું મગજ પહેલાં બહુ ખરાબ રહેતું હતુંને, હવે મગજ જરા ટાઢું પડ્યું છે, હેંડ તું હેંડ ! તારો દોષ નહીં, મારો દોષ, મને દેખાયા હવે, કહીએ, પેલી કંઈ ટેપ કરવાની છે ? ટેપ ના કરે નહીં અને ટેપ કરે તોય આપણને કોણ, એને વેચાતા પૈસા આપવાના કોઈ એ ટેપના ! મારી ટેપના પૈસા આપે, એ ટેપના કોઈ પૈસા આપે ? પણ સુધારી દીધી હતી ! આ સમજદાર માણસો મને મળે છે ને એમનું જલદી કામ થઈ જાય છે, તરત જ પહોંચી શકે કે આ કરેક્ટ વાત છે. તરત અમલમાં લઈ લે.

તમને ગમ્યું કે ? બહુ ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

**દાદાશ્રી :** તે સમજાવીને બેઉનું પછી સાંધી આપ્યું હઉ બિચારાનું ! રાગે પાડી દીધું ! આવું છે આ જગત ! અણસમજણ આ બધી ખોટી !

આ તો રિલેટિવ સગાઈઓ છે. આને સુધારવાનું ના હોય પેલી બાઈનેય કહ્યું, મેં કહ્યું, સુધારવા ફરું છું આ ? સુધારવાનો હોય ? જેવો માલ તેવો માલ, આપણે ચલાવી લેવાનો. એડજસ્ટ એવરીવ્હેર. પાંચમાં આરામાં એડજસ્ટ એવરીવ્હેર હોય અને ડીસએડજસ્ટ થશો તો માર ખાઈ ખાઈને મરી જશો. તે પણ રાગે પાડી દીધું.

## પત્નીની છે રિલેટિવ સગાઈ,
## સાચું માની લ્યો, તેથી ઠગાઈ !

આ ગુણાકાર-ભાગાકાર શેને માટે શીખવાડવામાં આવે છે કે ગુણાકારની રકમ જો બહુ વધી જાય તો એટલી રકમથી ભાગી નાખજે. એટલે શેષ કશું વધે નહીં. ગુણાકારની રકમ વધી જાય અને એનો જો બોજો લાગતો હોય તો તેને ભાગો, એટલી જ રકમથી ભાગો તો બોજો ઓછો થઈ જશે. અને સરવાળા-બાદબાકી તો નેચરલ છે ? એમાં કોઈનું કશું ચાલે એવું નથી. આ જગતમાં જે કંઈ પણ થાય છે, એ ખોટ જતી હોય કે નફો આવતો હોય તો એ નેચરના હાથમાં છે ને ગુણાકાર-ભાગાકાર એ ઓઢીને ફર્યા કરે છે. સુખનો ગુણાકાર કર્યા કરે છે અને દુઃખનો ભાગાકાર કર્યા કરે છે. આ જગતમાં જે કંઈ પણ સરવાળા-બાદબાકી થયા છે એ કોઈ માણસના હાથમાં છે નહીં. આ જગત જ સરવાળા-બાદબાકી છે અને ગુણાકાર-ભાગાકાર એ ભ્રાંતિની નિશાની છે. આ નેચર બાદબાકી કરે તેને આપણે કહીએ કે સરવાળો કર તો ના ચાલે. એ બાદબાકી કરે તો તું એને જોયા કર કે શું બને છે ? બાકી મૂળ રકમ તો ઊડી જવાની નથી. તો બાદબાકી કરવા દેને જેટલી કરેને એટલી, નિયમ જ છે.

આ રિલેશનમાં તો રિલેશનના આધારે વર્તવું જોઈએ. બહુ સત્ય અસત્યની જક ન પકડવી. બહુ ખેંચવાથી તૂટી જાય. સામો સંબંધ ફાડે તો. આપણે જો સંબંધની જરૂર હોય તો સાંધી લઈએ તો જ સંબંધ જળવાય. કારણ કે આ બધાય સંબંધો રિલેટિવ છે. બૈરી કહે કે આજે પૂનમ છે. તમે કહો કે ચૌદશ છે તો બેઉની રકઝક ચાલે. ને આખી રાત બગડે ને સવારે પેલી ચાનો કપ પછાડીને આપે. તાંતો રહે. એના કરતાં આપણે સમજી જઈએ કે આણે ખેંચવા માડ્યું છે તે તૂટી જશે એટલે ધીરે રહીને પંચાંગ

આમતેમ કરીને પછી કહીએ, હા, તારું ખરું છે. આજે પૂનમ છે. એમ જરા નાટક કરીને પછી જ પેલીનું ખરું કરાવીએ. નહીં તો શું થાય બહુ દોરી ખેંચેલી હોય ને એકદમ તમે છોડી દો તો પેલી પડી જાય એટલે દોરી ધીમે ધીમે સામો પડે નહીં તેમ જાળવીને છોડવાની, નહીં તો તે પડે તેનો દોષ લાગે.

પોતાનું કશું આ શરીર નથી, આ રિલેટિવ છે. આ પોતાનું કંઈ રિયલ હોય નહીં. રિલેટિવ એટલે સામાને ખુશ કરો તો આપણને આનંદ થાય અને સામાને દુઃખ આપો તો આપણને દુઃખ થાય. આ પોલીસવાળો ચીડાતો હોય તોય ખુશ કરી નાખીએ. ત્યારે શું ધણીને ખુશ નહીં કરવો ? એ કોઈ ફેર જ છે નહીં આ બધું. આ તો રિલેટિવ સગાઈઓ છે. જો 'રિયલ' સગાઈ હોય ને, તો તો આપણે જક્કે ચઢેલા કામના કે તું સુધરે નહીં ત્યાં સુધી જક્કે ચઢીશ. પણ આ તો રિલેટિવ ! 'રિલેટિવ' એટલે એક કલાક જો બઈસાહેબ જોડે જામી જાય તો બેઉને 'ડાઈવોર્સ'નો વિચાર આવી જાય, પછી એ વિચાર બીજનું ઝાડ થાય. આપણે જો 'વાઈફ'ની જરૂર હોય તો એ ફાડ ફાડ કરે તો આપણે સાંધ સાંધ કરવું તો જ આ 'રિલેટિવ' સંબંધ ટકે, નહીં તો તૂટી જાય. બાપ જોડેય 'રિલેટિવ' સંબંધ છે. લોક તો 'રિયલ' સગાઈ માનીને બાપ જોડે ચઢે જક્કે. એ સુધરે નહીં ત્યાં સુધી જક્કે ચઢવું ? મેર ચક્કર, એમ કરતાં, સુધારતાં તો ડોસો મરી જશે ! એના કરતાં એની સેવા કર ને ! બિચારો વેર બાંધીને જાય એના કરતાં એને નિરાંતે મરવા દે ને ! એનાં શિંગડાં એને ભારે. કોઈને વીસવીસ ફૂટ લાંબાં શિંગડા હોય તેમાં આપણને શું ભાર ? જેનાં હોય તેને ભાર.

## ના કદી સીધી થાય વાંકી પૂંછ,<br>એડજસ્ટ થા, કર નીચી મૂંછ !

દરેક વાતમાં આપણે સામાને 'એડજસ્ટ' થઈ જઈએ તો કેટલું બધું સરળ થઈ જાય. આપણે જોડે શું લઈ જવાનું છે ? માટે તમારે એમને સીધા કરવા નહીં. એ તમને સીધા કરે નહીં. જેવું મળ્યું એવું સોનાનું. પ્રકૃતિ કોઈની કોઈ દહાડો સીધી થાય નહીં. કૂતરાની પૂંછડી વાંકી ને વાંકી જ રહે. એટલે આપણે ચેતીને ચાલીએ. જેવી હો તે ભલે હો, 'એડજસ્ટ એવરીવ્હેર'.

ટૈડકાવવાની જગ્યાએ તમે ના ટૈડકાવી એનાથી વાઈફ વધારે સીધી રહે. જે ગુસ્સો નથી કરતો, એનો તાપ બહુ સખત હોય. આ અમે કોઈને કોઈ દહાડોય વઢતા નથી, છતાં અમારો તાપ બહુ લાગે.

**પ્રશ્નકર્તા :** તો પછી એ સીધી થઈ જાય ?

**દાદાશ્રી :** સીધા થવાનો માર્ગ જ પહેલેથી આ છે. તે કળિયુગમાં લોકોને પોષાતું નથી. પણ એના વગર છૂટકો નથી.

**પ્રશ્નકર્તા :** પણ એ અઘરું બહુ છે.

**દાદાશ્રી :** ના, ના, એ અઘરું નથી. એ જ સહેલું છે. ગાયનાં શિંગડાં ગાયને ભારે.

**પ્રશ્નકર્તા :** આપણને પણ એ મારે ને ?

**દાદાશ્રી :** કો'ક દહાડો આપણને વાગી જાય. શિંગડું મારવા આવે તો આપણે આમ ખસી જઈએ, તેવું અહીં પણ ખસી જવાનું !

સુધારવું તો ક્યારે કહેવાય કે ગમે તેવી વાઈફ અકડાઈ જાય, પણ આપણે ઠંડક ના મૂકીએ ત્યારે સુધારી કહેવાય.

તમારે સુધારવાનો અધિકાર કેટલો છે ? જેમાં ચૈતન્ય છે તેને સુધારવાનો તમને શો અધિકાર ? આ કપડું મેલું થયું હોય તો એને આપણે સાફ કરવાનો અધિકાર છે. કારણ કે ત્યાં સામેથી કોઈ જાતનું 'રિઍક્શન' નથી. અને જેમાં ચૈતન્ય છે એ તો 'રિઍક્શન'વાળું છે, એને તમે શું સુધારો ? આ પ્રકૃતિ પોતાની જ સુધરતી નથી ત્યાં બીજાની શું સુધરવાની ? પોતે જ ભમરડો છે. આ બધા 'ટોપ્સ' છે. કારણ કે એ પ્રકૃતિને આધીન છે, પુરુષ થયો નથી, પુરુષ થયા પછી જ પુરુષાર્થ ઉત્પન્ન થાય. આ તો પુરુષાર્થ જોયો જ નથી.

## સુધારવામાં છકે અહંકાર,
## મહાવીર સુધર્યા, જો તેનો પ્રચાર !

**પ્રશ્નકર્તા :** 'પોતાની ભૂલ છે' એવું સ્વીકારી લઈને પત્નીને સુધારી

ના શકાય ?

**દાદાશ્રી :** સુધારવા માટે પોતે જ સુધરવાની જરૂર છે. કોઈને સુધારી શકાતો જ નથી. જે સુધારવાના પ્રયત્નવાળા છે તે બધા અહંકારી છે. પોતે સુધર્યો એટલે સામો સુધરી જ જાય. મેં એવાય જોયેલા છે કે જે બહાર બધો સુધારો કરવા નીકળ્યા હોય છે ને ઘરમાં એમની 'વાઈફ' આગળ આબરૂ નથી હોતી, મધર આગળ આબરૂ નથી હોતી. આ કઈ જાતના માણસો છે ? પહેલો તું સુધર. 'હું સુધારું, હું સુધારું' એ ખોટો 'ઈગોઈઝમ' છે. અરે, તારું જ ઠેકાણું નથી, તે તું શું સુધારવાનો છે ? પહેલાં પોતે ડાહ્યા થવાની જરૂર છે. મહાવીર, મહાવીર થવા માટેનો જ પ્રયત્ન કરતા હતા અને તેનો આટલો બધો પ્રભાવ પડ્યો છે ! પચ્ચીસો વર્ષ સુધી તો એમનો પ્રભાવ જતો નથી !!! અમે કોઈને સુધારતા નથી. કોઈનેય સુધારવાનો પ્રયત્ન કરશો નહીં. પણ જાતે સુધરવાનો પ્રયત્ન કરજો. કોઈને સુધારવાનો અહંકાર તો તીર્થંકરોએય નહીં કરેલો. એ તો મોક્ષનું દાન આપવા આવેલા.

## પસંદ કરી પછી પૈણી લાવ્યા, કર નિકાલ, ફાવ્યા કે ન ફાવ્યા !

**પ્રશ્નકર્તા :** પતિનો ભય, ભવિષ્યનો ભય, 'એડજસ્ટમેન્ટ' લેવા દેતા નથી. ત્યાં આગળ 'આપણે એને સુધારનાર કોણ ?' એ યાદ રહેતું નથી ને સામાને ચેતવણી રૂપે બોલાઈ જાય છે.

**દાદાશ્રી :** એ તો 'વ્યવસ્થિત'નો ઉપયોગ કરે, 'વ્યવસ્થિત' ફીટ થઈ જાય તો કશો વાંધો આવે તેમ નથી. પછી કશું પૂછવા જેવું જ ના રહે. ધણી આવે એટલે થાળી-પાટલો મૂકીને કહીએ કે, 'ચાલો જમવા !' એમની પ્રકૃતિ બદલાવાની નથી. જે પ્રકૃતિ આપણે જોઈને પસંદ કરીને પૈણીને આવ્યા તે પ્રકૃતિ ઠેઠ સુધી જોવાની. માટે પહેલે દહાડે શું નહોતાં જાણતાં કે આ પ્રકૃતિ આવી જ છે ? તે જ દહાડે છૂટું થઈ જવું હતું ને ? વટલાયા શું કરવા વધારે ? આ કચકચથી સંસારમાં કશો ફાયદો થતો નથી, નુકસાન જ થાય છે. કચકચ એટલે કકળાટ ! તેથી ભગવાને એને કષાય કહ્યા.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ ના સુધરે, પણ વ્યવહાર તો સુધારવો જોઈએને ?

**દાદાશ્રી :** વ્યવહાર તો લોકોને આવડતો જ નથી. વ્યવહાર કો'ક દહાડો આવડ્યો હોત, અરે અડધો કલાકેય આવડ્યો હોત તોય ઘણું થઈ ગયું ! વ્યવહાર તો સમજ્યા જ નથી. વ્યવહાર એટલે શું ? ઉપલક ! વ્યવહાર એટલે સત્ય નહીં. આ તો વ્યવહારને સત્ય જ માની લીધું છે. વ્યવહારમાં સત્ય એટલે 'રિલેટિવ' સત્ય. તે અહીંની નોટો સાચી હોય કે ખોટી હોય, બેઉ 'ત્યાં'ના સ્ટેશને કામ લાગતી નથી. માટે મેલ પૂળો આને અને આપણે 'આપણું' કામ કાઢી લો. વ્યવહાર એટલે દીધેલું પાછું આપીએ તે. હમણાં કોઈ કહે કે, 'ભઈ, તમારામાં અક્કલ નથી.' તો આપણે જાણીએ કે આ દીધેલું જ પાછું આવ્યું ? આ જો સમજો તો તેનું નામ વ્યવહાર કહેવાય. અત્યારે વ્યવહાર કોઈને છે જ નહીં. જેને વ્યવહાર વ્યવહાર છે, એનો નિશ્ચય નિશ્ચય છે.

આ તમારો ઉપાય એ નુકસાનકારક છે. આ ન હોય ઉપાય. આ તો એક જાતનો 'ઈગોઈઝમ' છે. હું આને આમ સુધારું, તેમ સુધારું એ 'ઈગોઈઝમ' છે. આપણે શું કહેવા માંગીએ છીએ કે પહેલો તું સુધર. તમે એકલા જ બગડેલા છો, એ તો સુધરેલા જ છે !

## જિંદગીભર વહુને સુધારવા ફરે, મર્યા પછી, સુધારેલાં અન્યને વરે !

કોઈ કહેશે કે, 'ભઈ, એને સીધી કરો.' અરે, એને સીધી કરવા જઈશ તો તું વાંકો થઈ જઈશ. માટે 'વાઈફ'ને સીધી કરવા જશો નહીં, જેવી હોય તેને 'કરેક્ટ' કહીએ. આપણે એની જોડે કાયમનું સાઢું-સહિયારું હોય તો જુદી વાત છે, આ તો એક અવતાર પછી તો ક્યાંય વિખરાઈ પડશે ! બંનેના મરણકાળ જુદા, બંનેનાં કરમ જુદાં ! કશું લેવાય નહીં ને દેવાય નહીં ! અહીંથી તે કોને ત્યાં જશે તેની શી ખબર ? આપણે સીધી કરીએ ને આવતા જન્મે જાય કો'કને ભાગે !

**પ્રશ્નકર્તા :** એની જોડે કર્મ બંધાયા હોય તો બીજા અવતારમાં તો, ભેગાં તો થાયને ?

**દાદાશ્રી :** ભેગાં થાય, પણ બીજી રીતે ભેગાં થાય. કો'કની ઓરત

થઈને આપણે ત્યાં વાતો કરવા આવે. કર્મના નિયમ ખરાને ! એટલે આપણે એને સીધી કરીએ, પણ આ તો ઠામ નહીં ને ઠેકાણુંય નહીં. કો'ક પૂન્યશાળી માણસ એવો હોય કે જે અમુક ભવ જોડે રહે. જુઓને નેમિનાથ ભગવાન, રાજુલ સાથે નવ ભવથી જોડે જ હતા ને ! એવું હોય તો વાત જુદી છે. આ તો બીજા ભવનું જ ઠેકાણું નથી. અરે, આ ભવમાં જ જતાં રહે છે ને ! એને 'ડાયવર્સ' કહે છે ને ? આ ભવમાં જ બે ધણી કરે, ત્રણ ધણી કરે !

આપણે એને સુધારવા માટે પ્રયત્ન ના કરવો. બહુ સુધારવાથી તો બગડે. એ ખુશી હોય તો પ્રયત્ન કરવો. નહીં તો સુધારવા માટે એની ના ખુશી હોય ને આપણે સુધારવા ફરીએ તો એ આવી રીતે સુધારાય નહીં. સુધારવાનું હોય તો આપણે છે તે સુધરેલા જોઈએ. અત્યારે અમારી પાસે બધી છોકરીઓ ડાહી થઈ જાય છે. સ્ત્રીઓ બધી ડાહી થઈ જાય છે. હું પોતે સુધર્યો પછી કેમ ના થાય તે ? મારી પાસે તમે ડાહ્યા થઈ જાવ કે ના થઈ જાવ ?

**પ્રશ્નકર્તા :** હા, થઈ જ જઈએ ને.

## પતિઓ જ સુધરો ખરેખર,
## સ્ત્રીઓ તો તીર્થંકરની મધર !

**પ્રશ્નકર્તા :** પુરુષને જ સુધારવાનો ઉપાય છે, બૈરીઓને સુધારવાનો ઉપાય નથી ?

**દાદાશ્રી :** બૈરાં સુધરી ગયેલાં જ છે. આ પુરુષો જ ડફોળ છે. આ સ્ત્રીઓના પેટે તો મોટા મહાવીર પાકેલા ! તું સ્ત્રીને પેટે જન્મ્યો છે કે પુરુષ પેટે જન્મ્યો છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** ત્યાર પછી બૈરાંને કેમ ખોટાં કહેવાય ?

**પ્રશ્નકર્તા :** હવે સુધરી ગઈ છે, બહુ સુધરી ગઈ છે.

**દાદાશ્રી :** સુધરી જાય, સુધરી જાય. હજુ તો હવે સુધરશે, અહીં આવશે ને, દાદા પાસે આવે એટલે આમ... અમે આમ ટપલી મારી મારીને સુધારીએ એને !

પોતે સીધો થયો હોય તે જ સામાને સુધારી શકે. પ્રકૃતિ ધાકધમકીથી ના સુધરે, કે ના વશ થાય. ધાકધમકીથી તો જગત ઊભું થયું છે. ધાકધમકીથી તો પ્રકૃતિ વિશેષ બગડે.

સામાને સુધરાવા માટે તમે દયાળુ હો તો વઢશો નહીં. એને સુધારવા તો માથું તોડી નાખે એવો મળી જ જશે.

## અંડરહેન્ડને આપ રક્ષણ,
## વાઈફ-છોકરાનું ના કર ભક્ષણ !

**પ્રશ્નકર્તા :** મારી પત્ની સાથે મારે બિલકુલ બને નહીં. ગમે તેટલી નિર્દોષ વાત કરું, મારું સાચું હોય તો પણ એ ઊંધું લે. બાહ્યનું જીવનસંઘર્ષ તો ચાલે છે, પણ આ વ્યક્તિસંઘર્ષ શું હશે ?

**દાદાશ્રી :** એવું છે, માણસ પોતાના હાથ નીચેવાળા માણસને એટલો બધો કચડે છે, એટલો બધો કચડે છે કે કશું બાકી જ નથી રાખતો.

જે આપણા રક્ષણમાં હોય તેનું ભક્ષણ ક્યાંથી કરાય ? જે પોતાના હાથ નીચે આવ્યો તેનું તો રક્ષણ કરવું, એ જ મોટામાં મોટો ધ્યેય હોવો જોઈએ. એનો ગુનો થયો હોય તોય એનું રક્ષણ કરવું જોઈએ. આ પાકિસ્તાની સૈનિકો અત્યારે બધા અહીં કેદી છે, છતાંય તેમને કેવું રક્ષણ આપે છે ! ત્યારે આ તો ઘરનાં જ છેને ? આ તો બહારના જોડે મિયાઉં થઈ જાય, ત્યાં ઝઘડો ના કરે ને ઘેર જ બધું કરે. પોતાની સત્તા નીચે હોય તેને કચડ કચડ કરે ને ઉપરીને 'સાહેબ, સાહેબ' કરે. હમણાં આ પોલીસવાળો ટૈડકાવે તો 'સાહેબ, સાહેબ' કહે અને ઘેર 'વાઈફ' સાચી વાત કહેતી હોય તો એને સહન ના થાય ને તેને ટૈડકાવે. 'મારા ચાના કપમાં કીડી ક્યાંથી આવી ?' એમ કરીને ઘરનાંને ફફડાવે. તેના કરતાં શાંતિથી કીડી કાઢી લે ને. ઘરનાંને ફફડાવે ને પોલીસવાળા આગળ ધ્રૂજે ! હવે આ

ઘોર અન્યાય કહેવાય. આપણને આ શોભે નહીં. સ્ત્રી તો પોતાની ભાગીદાર કહેવાય. ભાગીદાર જોડે ક્લેશ ? આ તો ક્લેશ થતો હોય ત્યાં કોઈ રસ્તો કાઢવો પડે, સમજાવવું પડે. ઘરમાં રહેવું છે તો ક્લેશ શાને ?

કેરીનો રસ ખાતા હોય, તેનો વાંધો નથી. આપણે રસ ખાવ, ઘી ખાવ, રોટલી ખાવ, પણ આપણને રસ રેડતી વખત બેનનો હાથ જરાક આઘોપાછો થયો ને રસ થોડો બહાર પડ્યો. ત્યારે આપણે કહીએ કે, 'તું અક્કલ વગરની છે', તો થઈ રહ્યું ! એ તમને અધિકાર જ નથી. તમે અક્કલ વગરની છે કહો તો બાઈ બિચારી શું કરે ? પછી એનાથી બોલાય નહીં, કારણ કે એ તો દબાયેલી હોય, નહીં તો બઈ બહુ ચગેલી હોયને, તો તે એમ કહે કે, આ તમે પાછા અક્કલનાં કોથળા આવ્યા, તે ઘડીએ આપણી આબરૂ શું રહે ? એટલે આપણાથી કોઈને અક્કલ વગરની છે એવું કશું કહેવાય નહીં. એ વહુને જ ટૈડકાવે. મૂઆ, વહુ ટૈડકાવે છે કંઈ ?

**પ્રશ્નકર્તા :** એ એક જ જગ્યા ટૈડકાવાની છે. બીજે તો ક્યાં, કંઈ બોલી શકે ?

**દાદાશ્રી :** બીજે મારે બધા. પાછો અહીંયાં વાઈફને શું કહેશે ? 'શું સમજે તું તારા મનમાં ! તારે ઘેર તને મોકલી દઈશ ?' કહેશે. પછી છોડીનું તેલ કાઢી નાખે. એ તો હું વઢું ત્યારે વળી ટાઢું પડે, નહીં તો રીંગણું ટાઢું પડે નહીં પોતે. પાછો એવું કહું રીંગણ જેવો છું ને શું બોલ બોલ કરે છે તે ! એટલે પછી ટાઢો થઈ જાય.

હું પચ્ચીસ વર્ષનો હતોને તે સિનેમામાં ગયેલો. પાછો આવું, તે રાતે બાર વાગી ગયા હોય. તે કૂતરાં છે તે પોળમાં હોય, બિચારા સૂઈ ગયેલાં હોય એમ કરીને, એટલે મારા મનમાં એમ થાય કે બિચારાં ભડકીને ઊઠશે આમ, આ ઊભું થઈને જોશે અવાજ થશે એટલે. એટલે હું બૂટ ખખડે ને તે બૂટ કાઢીને જઉં, બૂટ હાથમાં ઝાલીને જઉં તે જરાય અવાજ નહીં, એને ચમકાટ ના થવો જોઈએ. કોઈ જીવને દુઃખ ના થવું જોઈએ, કોઈને ભય ના પામવા દો. અત્યારે તો ઘરમાં વાઈફ હોય.... આપણા જતાં પહેલાં ભડકતી હોય, એને ભડકાવીને આપણને શું સુખ પડે ?

## સમજીને જાતે થા પાંસરો, નહીં તો માર પડશે સોંસરો !

રાતે બે વાગે જ્યારે ઊંઘવાનો ટાઈમ છે ત્યારે તો સૂઈ જા. રાત્રે બે વાગે કાઢીને ઊભો રહે. શું કાઢે ?

**પ્રશ્નકર્તા :** ઑડિટ.

**દાદાશ્રી :** રાત્રે બે વાગે. અલ્યા, તે આપણે એને સમજણ પાડીએ કે, અત્યારે સૂઈ જા, સવારમાં વાત કરજે. પણ ના, આ કેમ આમ કર્યું, કહેશે, તે પાંસરો ના મરે.

આ તો એક બેનને જ્ઞાન નહોતું મળ્યું, તે મને કહેતાં હતાં, મને તો આવા ધણી મળ્યા છે ને આમતેમ. મને કહે, હું જ્ઞાન લઉં તો એ પાંસરો થશે. ત્યારે મેં કહ્યું, એ પાંસરા નહીં, તું પાંસરી થઈ જઈશ. એ તો પાંસરા થાય ક્યાંથી તે ? પછી કહે છે, એને જ્ઞાન મળે તો મારા ધણી પાંસરા થશે ? મેં કહ્યું, તું પાંસરી થઈ જા ને અને જે પાંસરું થયું તે જીત્યું.

હા, મને મારી મારીને લોકોએ પાંસરો કર્યો. કેટલાય અવતારથી માર ખાતો ખાતો આવ્યો, ત્યારે પાંસરો થયો. તે ગમે ત્યાં એડજસ્ટ થઈ શકું છું. એવરીવ્હેર, એની પ્લેસ પર એડજસ્ટ થઈ શકું છું. પાંસરો તો થયે છૂટકો છે ને, તેથી જ અમે પુસ્તકમાં લખ્યું, 'એડજસ્ટ એવરીવ્હેર'.

એને મારી મારીને પાંસરો કરે ! બૈરી મારીને પાંસરો કરે. પાડોશી સગાંવહાલાં બધાં મારીને પાંસરો કરે. પાંસરા કરે કે ના કરે ? તમને કોઈએ પાંસરા નહીં કરેલાં ? પાંસરો તો લોકોએ મને બહુ કરી નાખ્યો છે. પાંસરો થયો ત્યારે જ્ઞાની થયો !

**પ્રશ્નકર્તા :** દાદા, આપ તો જ્ઞાની પુરુષ. અમારા મનમાં તો પ્રગટ પરમાત્મા જેવા, અમને મનમાં વસી ગયા અને આપને મોઢે અમે એવું સાંભળીએ કે અનંતકાળથી માર ખઈ ખઈને હું પાંસરો થયો છું. એવું આપ જ્યારે કહો, ત્યારે અમારો પુરુષાર્થ કેટલો બધો જાગૃત થાય ?

**દાદાશ્રી :** હા, બરાબર છે. તમે જો નથી થયા તો હજુ થવું પડશે.

મારું કહેવાનું કે જ્ઞાન આપ્યા પછી પાંસરું થવું પડશે. માટે થઈ જજો. જ્યાં આગળ કોઈ અવળું આપેને, રસ્તે જતાં તો ઉપકાર માનજો કે આપણને પાંસરા કરે છે આ. ઉપકાર માનજો. કોઈ છે તે ક્લાયન્ટ અવળું બોલીને પાંસરો કરવા માંડે તો આપણે જાણવું ઉપકારી છે આ.

પછી પાંસરો નહીં કરે. સીધાને શું સીધું કરવાનું ? વાંકાને સીધું કરવાનું હોય, ગરમ કરીને ગરમ થયું કે સીધું. હવે ખાવા-પીવાનું બધું સારું છે, પહેલાં જેવું કશું ક્યાં છે ? પહેલાં તો ઘેર ભેંસ હોય તોય મહાપરાણે ચપટી ઘી સાચવી સાચવીને લે. અત્યારે ખાય છે, પીવે છે અને ટેબલ ખુરશીઓ જોઈ હોય તો પંદરસો-પંદરસો રૂપિયાની ટેબલ-ખુરશીઓ હોય છે. તોય મૂઆ, ભાતમાં કાંકરા નાખીને ખાય છે. તે આપણને જીવન જીવતાં જ નથી આવડતુંને હવે ! આ જનરેશન કઈ જાતની આવી ! જીવન જીવતાં જ નથી આવડતું.

પાંસરા થવું પડશે એના કરતાં પહેલેથી પાંસરા થઈ જાવને. શું ખોટું છે ! હવે રોફ પાડીને શું કામ છે ? વખત આ રોફ પાડવાનો જમાનો છે આ તો ? કારણ કે છોકરાંઓ નારિયેળ લેવા જાય છેને પેલાં, છેલ્લાં ચાર. તેય પેલાને કહેશે, ભઈ, પાણી વગરનું આપજો. કોઈ સસ્તામાંનું. આ અત્યારે રોફ પાડવા જેવો જમાનો છે ? અત્યારે જેમ તેમ કરીને નિકાલ કરવાનો. પાણી વગરનું શા હારુ માંગતા હશે, ઊંચકવું પડે નહીં, વધારે વજન પડે નહીં એટલા સારું !

**પ્રશ્નકર્તા :** પૈસા ઓછા એટલે.

**દાદાશ્રી :** હું કહું તો ના ખોટું લાગે કોઈ દિવસ. કોઈનેય ના લાગે. એ સમજી જાય કે આપણા અંતરની વાત કરે છે આ દાદાજી અને તમે ભોળા-ભદ્રિક, આપો ત્યારે આવડું મોટું આપો. પછી એ આપે ત્યારે પાછા હટી જાવ. અને એ તો રીસ રાખશે. અત્યારે તો રોફ મારશે પણ ગાતર નરમ થાય પછી આપીશ કહે છે. એ ત્યાં સુધી સિલ્લક રહેવા દે. પછી પેમેન્ટ કરવા માંડે, ગાતર નરમ થયા પછી.

(૯)

# કોમનસેન્સથી, એડજસ્ટ એવરીવ્હેર !

## ભલભલાં તાળાં તુર્ત ઉઘડે; કોમનસેન્સથી મતભેદ ટળે !

ભલે મોક્ષની જરૂર બધાને ના હોય, પણ 'કોમનસેન્સ'ની જરૂર તો બધાને ખરી. આ તો 'કોમનસેન્સ' નહીં હોવાથી ઘરનું ખાઈ-પીને અથડામણો થાય છે. બધા કંઈ કાળાંબજાર કરે છે ? છતાં ઘરના ત્રણ માણસોમાં સાંજ પડ્યે તેત્રીસ મતભેદ પડે છે. આમાં શું સુખ પડે ? પછી નફ્ફટ થઈ જીવે. એ સ્વમાન વગરનું જીવન શું કામનું ?

હું બધાને એમ નથી કહેતો કે તમે બધા મોક્ષે ચાલો. હું તો એમ કહું છું કે જીવન જીવવાની કળા શીખો. 'કોમનસેન્સ' થોડી ઘણી તો જાણે શીખે છે લોકોની પાસે ! શેઠિયાઓને મેં કહ્યું કે, 'કોમનસેન્સ' હોય તો આવું જીવન હોય નહીં. શેઠે પૂછ્યું, 'કોમનસેન્સ' એટલે શું ?' મેં કહ્યું, 'કોમનસેન્સ એટલે એવરીવ્હેર એપ્લીકેબલ થિયરિટિકલી એઝ વેલ એઝ પ્રેક્ટિકલી. ગમે તેવું તાળું હોય, કટાયેલું હોય કે ગમે તેવું હોય પણ કૂંચી નાખે કે તરત ઊઘડી જાય એનું નામ કોમનસેન્સ. તમારે તો તાળાં ઊઘડતાં નથી, વઢવાડો કરો છો અને તાળાં તોડો છો ! અરે, ઉપર ઘણ મોટા મારો છો !'

મતભેદ તમને પડે છે ? મતભેદ એટલે શું ? તાળું ઉઘાડતાં ના આવડ્યું ! તે 'કોમનસેન્સ' ક્યાંથી લાવે ? મારું કહેવાનું કે પૂરેપૂરી ત્રણસો સાઠ ડિગ્રીની સંપૂર્ણ 'કોમનસેન્સ' ના હોય, પણ ચાલીસ ડિગ્રી, પચાસ ડિગ્રીનું આવડે ને ? એવું ધ્યાનમાં લીધું હોય તો ? એક શુભ વિચારણા

ઉપર ચઢ્યો હોય તો એને એ વિચારણા સાંભળે ને એ જાગ્રત થઈ જાય. શુભ વિચારણાનાં બીજ પડે. પછી એ વિચારણા ચાલુ થઈ જાય.

કોમનસેન્સવાળો ઘરમાં મતભેદ થવા જ ના દે. એ કોમનસેન્સ ક્યાંથી લાવે ? એ તો 'જ્ઞાની પુરુષ' પાસે બેસે, 'જ્ઞાની પુરુષ'ના ચરણોનું સેવન કરે ત્યારે 'કોમનસેન્સ' ઉત્પન્ન થાય. 'કોમનસેન્સ'વાળો ઘરમાં કે બહાર ક્યાંય ઝઘડો જ ના થવા દે. આ મુંબઈમાં મતભેદ વગરનાં ઘર કેટલાં ? મતભેદ થાય ત્યાં 'કોમનસેન્સ' કેમ કહેવાય ?

## જજ ન્યાય કરે જગભરના,
## પેન્ડિંગ કેસ વર્ષો ઘરના !

ચીફ જસ્ટિસ હોય, તે કોર્ટમાં ત્યાં આગળ પોતે જજમેન્ટ આપે. પણ ઘેર ?

**પ્રશ્નકર્તા :** બઈ જ જજમેન્ટ આપે !

**દાદાશ્રી :** હા, બઈ કે ભાઈ, ગમે તે જજમેન્ટ આપે. પણ ઘેર તો ગૂંચાયેલું જ હોય. બઈ સ્ટ્રોંગ હોય તો ગૂંચાયેલું જ હોય. પણ બેમાંથી એક તો સ્ટ્રોંગ હોયને ? તે પછી આડોશી પાડોશી બધા જાણી જાય કે આ થયું, ચાલ્યું હવે કંઈક, જજમેન્ટ (!) આપી રહ્યા છે !!

ત્યાં સેશન્સ જજો સાત વર્ષની જેલની સજા કરે અને અહીં ઘેર.....!! મેજીસ્ટ્રેટ સાહેબ ઘેર બઈ જોડે બબ્બે મહિનાથી બોલતા ના હોય ! અલ્યા, મોઢાં ચઢાવીને ઘરમાં શું ફરો છો ? નિકાલ કરી નાખોને ! બાઈસાહેબ જોડે અબોલા હોય ! ત્યારે આપણે સાહેબને પૂછીએ કે, 'કેમ સાહેબ ?' ત્યારે સાહેબ કહે કે, 'બઈ બહુ ખરાબ છે, બિલકુલ જંગલી છે.' હવે બાઈસાહેબને પૂછીએ કે, 'કેમ સાહેબ તો બહુ સારા માણસ છે ને ?' ત્યારે બાઈસાહેબ કહે, 'જવા દોને એનું નામ, રોટન (સડેલ) માણસ છે.' હવે આવું સાંભળીએ ત્યાંથી ના સમજી જઈએ કે આ બધું પોલંપોલ છે જગત ? આમાં 'કરેક્ટનેસ' જેવું કશું જ નથી.

એક મેજીસ્ટ્રેટનો ઘરમાં કેસ પેન્ડિંગ !! તે મેં કહ્યું, 'મેજીસ્ટ્રેટ થયો

છું ને મૂઆ, તને શરમ નથી આવતી ? બહારના કેસ પતાવી આપું છું ને વાઈફ જોડે તો ઝઘડો પેન્ડિંગ રાખ્યો છે ?' પણ એમાં પછી 'હું છું, હું છું' કહેશે. અલ્યા, શેને માટે પણ ? વહુનો જ કેસ નિકાલ કરતાં આવડતો નથી. કઈ જાતના માણસ છો તે ?' 'હું છું' કહો છો, તો બધા કેસ નિકાલ કરી આપોને ? પાડોશી-બાડોશી બધાના કેસ સમાધાન કરી આપોને, તો પછી એ 'હું છું' એવું કંઈક બોલે તો આપણે જાણીએ કે ભાઈ આ છે ! પણ આ તો વાઈફ જોડેનો ઝઘડો પડ્યો હોય તો નિકાલ કરવાને માટે તો મહિનો-બબ્બે મહિના લે છે !

એક મેજિસ્ટ્રેટ તો ખાસ અમારો ઓળખાણવાળો, તે બાર મહિના સુધી વાઈફ જોડે બોલ્યો જ નહીં. અલ્યા, કંઈ જાતનો મેજિસ્ટ્રેટ છું તું ? આ બધાને જેલમાં ઘાલી દઉં ! ઘરમાં નિકાલ નથી કરતા ને બહાર શું ધોળવાના છે તે ? અને જૈન તો કેવા હોય ? કે આજુબાજુ પચ્ચીસ માઈલના રેડિયસમાં (ત્રિજ્યા) સુગંધી આવતી હોય એની ! કારણ કે શ્રેષ્ઠિ પુરુષો હતા. આ ઓલાદ કંઈ જેવી તેવી નથી. શ્રેષ્ઠિ પુરુષોની ઓલાદ છે. પણ આ કળિયુગને લીધે એ ઓલાદ ખલાસ થઈ ગઈ !

તમારા મનમાં એમ કે હું ક્યાં આ બઈની જોડે વાતચીત કરવા બેસું ? એટલે તમે બઈને ના ગાંઠો તો બઈ તમનેય ના ગાંઠે, એવું બને કે ના બને ?

**પ્રશ્નકર્તા :** બને, ચોક્કસ વળી.

**દાદાશ્રી :** તે ઈગોઈઝમ છે બધું. આ વચ્ચે ઈગોઈઝમની ફાચર નડે છે. તમને કેમ લાગે છે ? કંઈક આપણી જ ભૂલ હશે ને ? કે બધી ભૂલ બૈરી છોકરાંની જ હોય છે ? પહેલી પોતાની જ ભૂલો ભાંગવી પડે.

## પતિ કરે ભૂલોનો એકરાર,
## તો જ્ઞાની તરાવે ભવ સંસાર !

**પ્રશ્નકર્તા :** મારા જીવનમાં એક મોટામાં મોટો પ્રશ્ન એ છે કે અત્યાર સુધી એવું બન્યું છે કે હું એડજસ્ટમેન્ટ લઈ શક્યો નથી અને નાના

નાના એવા કારણોસર મેં ઘણા ડખા કર્યા છે, મારા વાઈફને મેં દુઃખ પણ ઘણું આપ્યું છે, એટલું જ નહીં પણ એ ત્રાસી ગયાં છે મારાથી. અને મને એ રિયલાઈઝ હવે થયું છે, કે આ મારા કારણે થયું છે. અને મને આમાંથી નીકળવું છે તો એનો રસ્તો બતાવો.

**દાદાશ્રી :** તમારા વાઈફથી તમે ત્રાસ્યા નથી ?

**પ્રશ્નકર્તા :** ના, એમ તો એમને મારા માટે બહુ જ લાગણી છે. મને લાગણી નથી, એમ પણ નથી, મને પણ છે.

**દાદાશ્રી :** લાગણી છે ત્યારે જ આવું કહે ને ! કશું સર્વિસ-બર્વિસ કરો છો ?

**પ્રશ્નકર્તા :** બિઝનેસ કરું છું, પોતાનો થોડો ધંધો કરું છું.

**દાદાશ્રી :** શેનો ?

**પ્રશ્નકર્તા :** મટીરિયલ્સ સપ્લાય કરવાનો.

**દાદાશ્રી :** ત્યાં એ લોકો જોડે એડજસ્ટ થવાય છે ?

**પ્રશ્નકર્તા :** એ લોકો જોડે થવાય છે. એ લોકો જોડે પહેલાં નહતું થતું, પણ હવે એ લોકો સાથે હું એડજસ્ટમેન્ટ કરતાં શીખી ગયો છું.

**દાદાશ્રી :** આય શીખવાની જરૂર છે. એમાં બીજું કશું નહીં. આય શીખી જશોને એટલે બધું આવડી જવાનું.

**પ્રશ્નકર્તા :** હવે કરવું શું મારે ?

**દાદાશ્રી :** જો તમને પ્રેમ છે તો એડજસ્ટમેન્ટ હોય જ.

**પ્રશ્નકર્તા :** અહંકાર આડો આવે છે ?

**દાદાશ્રી :** હા, એ જ ને, અહંકારની જ બધી ભાંજગડ છે ને ? મતભેદથી તો ઉકેલ ના આવે. મતભેદ પસંદ નથી, છતાં મતભેદ પડી જાય છે ને ? સામો વધારે ખેંચાખેંચ કરે તો આપણે છોડી દઈએ ને ઓઢીને સૂઈ જવું, જો છોડીએ નહીં ને બેઉ ખેંચ્યા રાખે તો બેઉને ઊંઘ ના આવે

ને આખી રાત બગડે. વ્યવહારમાં, વેપારમાં, ભાગીદારીમાં કેવું સાચવીએ છીએ ! તો આ સંસારની ભાગીદારીમાં આપણે ના સાચવી લેવાય ?

એટલે 'એડજસ્ટ' થવાનું જગતમાં, કારણ કે દરેક વસ્તુનો 'એન્ડ' હોય છે. અને વખતે એ લાંબા કાળ સુધી ચાલે તોય તમે તેને 'હેલ્પ' નથી કરતા, વધારે નુકસાન કરો છો. તમારી જાતને નુકસાન કરો છો ને સામાનું નુકસાન થાય છે ! એને કોણ સુધારી શકે ? જે સુધરેલો હોય તે જ સુધારી શકે. પોતાનું જ ઠેકાણું ના હોય તે સામાને શી રીતે સુધારી શકે ?

**પ્રશ્નકર્તા :** વાઈફ જોડે ઘણીવાર અથડામણ થઈ જાય છે. મને કંટાળોય આવે છે.

**દાદાશ્રી :** કંટાળો આવે એટલું જ નહીં, પણ કેટલાક તો દરિયામાં પડતું નાખે, બ્રાન્ડી પીને આવે.

એક પૈણેલો માણસ ઘેર જતો નહોતો, ત્યારે મેં કહ્યું, કેમ અત્યારે તું આ રાત્રે બાર વાગે બાગમાં જાય છે ? ત્યારે કહે, હમણે જરાક ઠંડો પવન છે ને, પછી જતો રહીશ, પણ પછી તપાસ કરી ત્યારે કહે છે, વહુ જોડે ઝઘડો થયો તો, તે બધા ઊંઘી જાય પછી ઘેર જવાનું. તે રાતે આ બધા ઊંઘી ગયા પછી જાય. નહીં તો જાગતા હોય તો વઢવાડ થઈ જાય. મોઢું ચઢેલું દેખે કે વઢવાડ થઈ જાય. તે નિરાંતે છાનોમાનો પેસી જઈને સૂઈ જાય પાછો !

## વાંકા આંટા જોડે વાંકી નટ,
## સ્ત્રી તો છે, તારું કાઉન્ટર વેટ !

**પ્રશ્નકર્તા :** હું 'વાઈફ' જોડે બહુ 'એડજસ્ટ' થવા જાઉં છું. પણ થવાતું નથી.

**દાદાશ્રી :** બધું હિસાબસર છે ! વાંકા આંટા ને વાંકી નટ, ત્યાં સીધી નટ ફેરવે તો શી રીતે ચાલે ? તમને એમ થાય કે આ સ્ત્રી જાતિ આવી કેમ ? પણ સ્ત્રી જાતિ તો તમારું 'કાઉન્ટર વેઈટ' છે. જેટલો આપણો વાંક એટલી એ વાંકી એટલે તો અમે બધું 'વ્યવસ્થિત' છે, એવું કહ્યું છે ને ?

**પ્રશ્નકર્તા :** બધા જ આપણને સીધા કરવા આવ્યા હોય એમ લાગે છે.

**દાદાશ્રી :** તે સીધા કરવા જ જોઈએ તમને. સીધા થયા સિવાય દુનિયા ચાલે નહીં ને ? સીધો થાય નહીં તો બાપ શી રીતે થાય ? સીધો થાય તો બાપ થાય. સ્ત્રી જાણે જાતિ એવી છે કે એ ના ફરે, એટલે આપણે ફરવું પડશે. એ સહજ જાતિ છે, એ ફરે એવી નથી.

વાઈફ એ શું વસ્તુ છે ?

**પ્રશ્નકર્તા :** આપ કહો ?

**દાદાશ્રી :** વાઈફ ઈઝ ધી કાઉન્ટર વેઈટ ઑફ મેન. એ જો કાઉન્ટર વેઈટ ના હોય તો ગબડી પડે માણસ.

**પ્રશ્નકર્તા :** એ ના સમજાયું.

**દાદાશ્રી :** આ ઈન્જીનમાં કાઉન્ટર વેઈટ મૂકવામાં આવે છે. નહીં તો ઈન્જીન ચાલતું ચાલતું ગબડી પડે. એવું આ મનુષ્યને કાઉન્ટર વેઈટ સ્ત્રી છે. તે સ્ત્રી હોય તો ગબડી ના પડે. નહીં તો દોડધામ કરીને કાંઈ ઠેકાણે હોય નહીં, આ આજે અહીં હોય ને કાલે ક્યાંનો ક્યાંય હોય. આ સ્ત્રી છે તે પાછો ઘેર આવે છે. નહીં તો આ આવે કે ?

**પ્રશ્નકર્તા :** ના આવે.

**દાદાશ્રી :** એ કાઉન્ટર વેઈટ છે એનું.

## પટાવીને પત્ની, સંસાર પાર ઉતારો,
## વીતરાગ વાટે જ આરો આરો !

'જ્ઞાની' તો સામો વાંકો હોય તોય તેની જોડે 'એડજસ્ટ' થાય. 'જ્ઞાની પુરુષ'ને જોઈને ચાલે તો બધી જાતનાં 'એડજસ્ટમેન્ટ' કરતાં આવડી જાય. આની પાછળ 'સાયન્સ' શું કહે છે કે વીતરાગ થઈ જાઓ, રાગ-દ્વેષ ના કરો. આ તો મહીં કંઈક આસક્તિ રહી જાય છે, તેથી માર પડે છે. આ વ્યવહારમાં એકપક્ષી, નિઃસ્પૃહ થઈ ગયા હોય તે વાંકા કહેવાય. આપણને

જરૂર હોય તો સામો વાંકો હોય તોય તેને મનાવી લેવો પડે. આ સ્ટેશન પર મજૂર જોઈતો હોય તો એ આનાકાની કરતો હોય તોય તેને ચાર આના ઓછાવત્તા કરીને મનાવી લેવો પડે અને ના મનાવીએ તો એ બેગ આપણા માથા પર જ નાખેને ?

આટલું જ ઓળખવાનું છે કે આ 'મશીનરી' કેવી છે, એનો 'ફયુઝ' ઊડી જાય તો શી રીતે 'ફયુઝ' બેસાડી આપવો. સામાની પ્રકૃતિને 'એડજસ્ટ' થતાં આવડવું જોઈએ. અમારે જો સામાનો 'ફયુઝ' ઊડી જાય તોય અમારું 'એડજસ્ટમેન્ટ' હોય. પણ સામાનું 'એડજસ્ટમેન્ટ' તૂટે તો શું થાય ? 'ફયુઝ' ગયો એટલે પછી તો એ ભીંતે અથડાય, બારણે અથડાય, પણ વાયર તૂટતો નથી. એટલે જો કોઈ ફયુઝ નાખી આપે તો પાછું રાગે પાડે, ત્યાં સુધી એ ગૂંચાય.

## ઘર એક બગીચો, દૃષ્ટિ બદલ,
## પ્રાકૃતિક ફૂલોમાં સુગંધી અલગ !

એક ભાઈ મને કહે કે 'દાદા, ઘરમાં મારી બૈરી આમ કરે છે ને તેમ કરે છે. ત્યારે મેં તેને કહ્યું કે બેનને પૂછો તો એ શું કહે છે ? કે 'મારો ધણી આવો નાગો છે, અક્કલ વગરનો છે.' હવે આમાં તમારો એકલાનો ન્યાય શું કરવા ખોળો છો ? ત્યારે એ ભાઈ કહે કે 'મારું ઘર તો બગડી ગયું છે. છોકરાં બગડી ગયાં છે, બૈરી બગડી ગઈ છે.' મેં કહ્યું, 'બગડી નથી ગયું કશું.' તમને એ જોતાં આવડતું નથી. તમારું ઘર તમને જોતાં આવડવું જોઈએ. દરેકની પ્રકૃતિ ઓળખતાં આવડવી જોઈએ.

એવું છેને, ઘરમાં એડજસ્ટમેન્ટ નથી થતું એનું કારણ શું ? કુટુંબમાં બહુ માણસ હોય તે બધાની જોડે મેળ પડતો નથી, દહીંનો ડખો થઈ જાય પછી ? તે શાથી ? આ મનુષ્યોનો જે સ્વભાવ છે, એ એક જાતનો નથી. જેવો યુગ હોય ને તેવો સ્વભાવ થઈ જાય છે. સતયુગમાં બધા એક મેળ રહ્યા કરે, સો માણસ ઘરમાં હોય તોય દાદાજી કહે તે પ્રમાણે બધાય અનુસરે ને આ કળિયુગમાં તો દાદાજી કહે તો એમને આવડી આવડી ચપોડે (ગાળો ભાંડે), બાપ કશું કહે તો બાપનેય આવડી આવડી ચોપડે.

હવે માનવ તો માનવ જ છે, પણ તમને ઓળખતાં નથી આવડતું. ઘરમાં પચાસ માણસો હોય પણ આપણને ઓળખતાં આવડ્યું નહીં એટલે ડખો થયા કરે છે. એને ઓળખવાં તો જોઈએને ? ઘરમાં એક જણ કચકચ કરતું હોય તો એ તો એનો સ્વભાવ જ છે. એટલે આપણે એક ફેરો સમજી જવાનું કે આ આવું છે. તમે ઓળખી જાવ ખરા કે આ આવું જ છે ? પછી એમાં ફરી તપાસ કરવાની જરૂર ખરી ? આપણે ઓળખી જઈએ એટલે તપાસ કરવાની ના રહે. કેટલાકને રાતે મોડું સૂઈ જવાની ટેવ હોય. અને કેટલાકને વહેલું સૂઈ જવાની ટેવ હોય. તે બન્નેને મેળ શી રીતે પડે ? અને એક કુટુંબમાં બધા ભેગાં રહે. તે શું થાય ? ઘરમાં એક જણ એવું બોલનારો નીકળે કે તમારામાં તો અક્કલ ઓછી છે. તો આપણે એવું જાણવું કે આ આવું જ બોલવાનો છે એટલે આપણે એડજસ્ટ થઈ જવું. એને બદલે પછી આપણે સામો જવાબ આપીએ તો આપણે થાકી જઈએ. કારણ કે એ તો આપણને અથડાયો. પણ આપણે અથડાઈએ તો આપણને પણ આંખો નથી એમ ખાતરી થઈ ગઈને ? હું એ સાયન્સ કહેવા માગું છું કે પ્રકૃતિનું સાયન્સ જાણો. બાકી આત્મા એ જુદી વસ્તુ છે.

## સતયુગમાં ઘર હોય ખેતર,
## આજે બાગ, જુદાં જુદાં નેચર !

અત્યારે તમારું ઘર તો બગીચો છે. સતયુગ, ત્રેતા ને દ્વાપરયુગમાં ઘર એટલે ખેતરાં જેવાં હતાં. કોઈ ખેતરમાં નર્યા ગુલાબ જ, કોઈ ખેતરમાં નર્યા ચંપા, અત્યારે બગીચા જેવું થઈ ગયું છે. તે આપણે, આ મોગરો છે કે ગુલાબ એવી તપાસ ના કરવી જોઈએ ? સતયુગમાં શું હતું કે એક ઘેર ગુલાબ હોય તો બધા ગુલાબ અને બીજે ઘેર મોગરો તો ઘરનાં બધા મોગરો, એવું હતું. એક કુટુંબમાં બધાય ગુલાબના છોડ, એક ખેતર જેવું એટલે વાંધો ના આવે. અને અત્યારે તો બગીચા થયા છે. એક ઘરમાં એક ગુલાબ જેવું, એક મોગરા જેવો, એટલે પેલો ગુલાબ બૂમો પાડે કે તું કેમ મારા જેવું નથી ? તારો રંગ જો કેવો સફેદ, મારો રંગ કેવો સરસ છે ? ત્યારે મોગરો કહેશે કે તારે તો નર્યા કાંટા છે. હવે ગુલાબ હોય તો કાંટા હશે, મોગરો હશે તો કાંટા નહીં હોય. મોગરાનું ફૂલ સફેદ હશે. ગુલાબનું

ફૂલ ગુલાબી હશે, લાલ હશે. અત્યારે કળિયુગમાં એક જ ઘરે જુદા જુદા છોડવા હોય. એટલે ઘર બગીચા રૂપે થયું છે, પણ આ તો જોતાં નથી આવડતું, એનું શું થાય ? તેને દુઃખ જ થાયને ને જગતની આ જોવાની દૃષ્ટિ નથી. બાકી કોઈ ખરાબ હોતું જ નથી. આ મતભેદ તો પોતાના અહંકારને લઈને છે. જેને જોતાં નથી આવડતું તેનો અહંકાર છે ! મને અહંકાર નથી તો મને આખી દુનિયા જોડે મતભેદ જ નથી પડતો, મને જોતાં આવડે છે કે આ ગુલાબ છે, આ મોગરો છે, આ ધંતૂરો છે, આ કડવી ગીલોડીનું ફૂલ છે. એવું બધું હું ઓળખું પાછો. એટલે બગીચા જેવું થઈ ગયું છે. એ તો વખાણવા જેવું થયુંને ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** એવું છે ને પ્રકૃતિમાં ફેર ના પડે અને એ તો એનો એ જ માલ, એમાં ફેર ના પડે. અમે દરેક પ્રકૃતિને પામી લીધેલી હોય. આમ ઓળખી જોઈએ, એટલે અમે દરેકની જોડે એની પ્રકૃતિ પ્રમાણે રહીએ, આ સૂર્ય જોડે આપણે બપોરે બાર વાગે મિત્રાચારી કરવા જઈએ તો શું થાય ? તેમ આપણે સમજીએ કે આ ઉનાળાનો સૂર્ય છે. આ શિયાળાનો સૂર્ય છે. એમ બધું સમજીએ તો પછી વાંધો આવે ?

અમે પ્રકૃતિને ઓળખીએ એટલે પછી તમે અથડાવા ફરતા હોય તોય હું અથડાવા દઉં નહીં, હું ખસી જઉં. નહીં તો બેઉનો એક્સિડન્ટ થાય અને બન્નેના સ્પેરપાર્ટ્સ તૂટી જાય. પેલાનું બમ્પર તૂટી જાય તેની સાથે તો મહીં બેઠેલાની શી દશા થઈ જાય ? બેસનારાની દશા બરાબર બેસી જાયને ! એટલે પ્રકૃતિ ઓળખો. ઘરમાં બધાની પ્રકૃતિ ઓળખી લેવાની.

પ્રકૃતિ આ કળિયુગમાં ખેતરરૂપે નથી, બગીચા રૂપે છે. એક ચંપો, એક ગુલાબ, મોગરો, ચમેલી એમ બધું છે. તે ફૂલાં બધાં લડે છે. પેલાં કહેશે કે મારું આવું છે ને પેલો કહેશે મારું આવું છે, ત્યારે એક કહેશે કે તારા કાંટા. જા, તારી જોડે કોણ ઊભું રહે ? આમ ઝઘડા ચાલ્યા કરે છે. આપને સમજાયુંને ?

**પ્રશ્નકર્તા :** હાજી. એટલે જ કહીએ છીએ કે હવે તો જીવનમાં

શાંતિનો સરળમાર્ગ જોઈએ છે.

**દાદાશ્રી :** એક જ શબ્દ જો જીવનમાં ઉતારશો ? ઉતારશો, બરોબર એક્ઝેક્ટ ?

**પ્રશ્નકર્તા :** એક્ઝેક્ટ, હા.

**દાદાશ્રી :** 'એડજસ્ટ એવરીવ્હેર' આટલો જ શબ્દ જો તમે જીવનમાં ઉતારી નાખો, બહુ થઈ ગયું, તમારે શાંતિ એની મેળે ઊભી થશે. પહેલું છે તે છ મહિના સુધી અડચણો આવશે, પછી એની મેળે જ શાંતિ થઈ જશે. પહેલું છ મહિના પાછલાં રીએક્શન આવશે. શરૂઆત મોડી કરી તે બદલનાં. માટે 'એડજસ્ટ એવરીવ્હેર' ! આ કળિયુગના આવા ભયંકર કાળમાં તો એડજસ્ટ નહીં થાવને, તો ખલાસ થઈ જશો !

**પ્રશ્નકર્તા :** એ એડજસ્ટ કેવી રીતે થવું, એ જરા સમજાવો.

**દાદાશ્રી :** હવે વાઈફ સામી થઈ, આપણે કંઈક કારણસર મોડું થઈ ગયું અને વાઈફ ઊંધું-અવળું-સવળું બોલવા માંડી, આટલા મોડા આવો છો, મને નહીં ફાવે ને આ બધું આમ ને તેમ, એનું મગજ ખસી ગયું. તો આપણે કહીએ કે ભાઈ, આ વાત ખરી છે તારી, તું કહેતી હોય તો પાછો જઉં, નહીં તો તું કહેતી હોય તો મહીં બેસું. ત્યારે કહે, ના પાછા ના જશો, અહીં સૂઈ જાવ છાનામાના ! પણ પછી કહીએ, તું કહું તો ખાઉં, નહીં તો હું તો સૂઈ જાઉં. ત્યારે કહે, ના, ખઈ લો. એટલે આપણે એને વશ થઈને ખઈ લેવું. એટલે એડજસ્ટ થઈ ગયા. એટલે સવારમાં ચા ફર્સ્ટ ક્લાસ આપે અને જો ડફળાવી ઉપરથી, તો ચાનો કપ છણકો મારી આપે તે ત્રણ દા'ડા સુધી ચાલ્યા જ કરે.

**પ્રશ્નકર્તા :** માયાની પકડ એટલી બધી જબરજસ્ત થઈ છે કે આવું થઈ શકતું નથી ?

**દાદાશ્રી :** હા. એ વાતેય ખરી છે. એ કરેક્ટ વાત છે. આ હું કહું છું, પણ થઈ શકે નહીં આ બધું !!

## માંગે ગુલાબજાંબુ, મળે ખીચડી, નહીં તો 'પીઝા હટ'ના જો ફટકી !

એડજસ્ટ થતા ના આવડે તો શું કરે ? વાઈફ જોડે વઢે ખરા લોકો ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એમ ! શું વહેંચવા સારું ? વાઈફની જોડે શું વહેંચવાનું ? મિલકત તો સહિયારી છે.

**પ્રશ્નકર્તા :** ધણીને ગુલાબજાબું ખાવા હોય અને બાયડી ખીચડી બનાવે, એટલે પછી ઝઘડો થાય.

**દાદાશ્રી :** પછી છે તે શું ગુલાબજાંબુ આવે, ઝઘડા કર્યા પછી ? પછી ખીચડી જ ખાવી પડે ?

**પ્રશ્નકર્તા :** પછી બહાર હોટલમાંથી પીઝા મંગાવે.

**દાદાશ્રી :** એમ ! એટલે પેલુંય રહ્યું ને પેલુંય રહ્યું. પીઝા આવી જાય, નહીં ? પણ આપણું પેલું તો જતું રહ્યું. એના કરતાં આપણે બાઈને કહ્યું હોય કે તમને અનુકૂળ આવે તે બનાવો. એનેય કો'ક દહાડો ભાવ તો થશે જ ને ! એ ખાવાનું નહીં ખાય ? તો આપણે કહીએ, તમને અનુકૂળ આવે તે બનાવજો. ત્યારે કહે, ના તમને અનુકૂળ આવે તે બનાવવું છે. તો આપણે કહીએ કે ગુલાબજાંબુ બનાવો અને જો આપણે પહેલેથી ગુલાબજાંબુ કહીએ એટલે એ કહેશે, ના, હું ખીચડી બનાવાની. એ વાંકું બોલશે.

**પ્રશ્નકર્તા :** આવા મતભેદ બંધ કરવાનો આપ શું રસ્તો બતાડો છો ?

**દાદાશ્રી :** આ તો હું રસ્તો એ બતાવું, કે 'એડજસ્ટ એવરીવ્હેર' કહ્યું. એ કહે કે, ખીચડી બનાવી છે તો આપણે 'એડજસ્ટ' થઈ જવું. અને તમે કહો કે ના, અત્યારે આપણે બહાર જવું છે. સત્સંગમાં જવું છે, તો એમણે 'એડજસ્ટ' થઈ જવું જોઈએ. જે પહેલું બોલે તેને આપણે એડજસ્ટ થઈ જવું.

**પ્રશ્નકર્તા :** તો પહેલું બોલવા માટે મારામારી થશે.

**દાદાશ્રી :** હા, એમ કરજે. મારામારી કરજે, પણ 'એડજસ્ટ' એને થઈ જવું. કારણ કે તારા હાથમાં સત્તા નથી, એ સત્તા કોના હાથમાં છે તે હું જાણું છું. એટલે આમાં 'એડજસ્ટ' થઈ જાય તો વાંધો છે ભઈ ?

**પ્રશ્નકર્તા :** ના જરાય નહીં.

**દાદાશ્રી :** બેન, તને વાંધો છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો પછી એનો નિકાલ કરી નાખોને ! પેલા પટેલ તો નાય કરે. પણ તમે તો કરોને ? એ પટેલ તો કહેશે, અમે પટેલ છીએ, છ ગામના !!

**પ્રશ્નકર્તા :** પટેલ કહે છે, અમારે મતભેદ પડતા જ નથી.

**દાદાશ્રી :** નથી પડતા, નહીં ? ત્યારે સારું. બઈ શું કહે કે, દાઢી ના રાખશો અને ભઈ દાઢી રાખે.

**પ્રશ્નકર્તા :** ના, એવું છે જ નહીં. બધું સગવડિયું છે.

**દાદાશ્રી :** સગવડિયું છેને ? ત્યારે સારું. 'એડજસ્ટ એવરીવ્હેર', વાંધો ખરો એમાં ?

**પ્રશ્નકર્તા :** ના, જરાય નહીં.

**દાદાશ્રી :** એ પહેલાં બોલે, કે આજે ડુંગળીના ભજિયાં, લાડવા, શાક બધું બનાવો એટલે આપણે એડજસ્ટ થઈ જવું. અને તમે બોલો કે આજે વહેલું સૂઈ જવું છે, તો એમણે એડજસ્ટ થઈ જવું જોઈએ. તમારે કોઈ ભઈબંધને ત્યાં જવાનું હોય તોય બંધ રાખીને વહેલા સૂઈ જવું. કારણ કે ભઈબંધ જોડે ભાંજગડ થશે એ જોઈ લેવાશે. પણ આ પહેલી અહીં ના થવા દેવી. આ તો ભઈબંધને ત્યાં સારું રાખવા માટે અહીં પેલી ભાંજગડ કરે. એટલે એ પહેલાં બોલે તો આપણે 'એડજસ્ટ' થઈ જવું.

**પ્રશ્નકર્તા :** પણ એમને આઠ વાગે કંઈક જવાનું હોય, મીટિંગમાં

અને બહેન કહે કે, હવે સૂઈ જાવ, તો પછી એમણે શું કરવું ?

**દાદાશ્રી :** એ કલ્પનાઓ નહીં કરવાની. કુદરતનો નિયમ એવો છે કે 'વ્હેર ધેર ઇઝ એ વીલ, ધેર ઇઝ એ વે' (મન હોય તો માળવે જવાય). કલ્પના કરશો તો બગડશે. એ તે દહાડે એ જ કહેતી હતી કે, તમે જાવ જલદી. પોતે મૂકવા આવશે ગેરેજ સુધી. આ કલ્પના કરવાથી બધું બગડે છે. એટલા સારું એક પુસ્તકમાં લખેલું છે. 'વ્હેર ધેર ઇઝ એ વીલ, ધેર ઇઝ એ વે' આટલી મારી આજ્ઞા પાળો તો બહુ થઈ ગયું. પળાશે ? એમ ?

**પ્રશ્નકર્તા :** હા, જી.

**દાદાશ્રી :** લે પ્રોમિસ આપ. ખરાં ! ખરાં ! આનું નામ શૂરવીર કહેવાય, પ્રોમિસ આપી !

## વહુ વિફરે ત્યાં બંદા નમીએ,
## એટેક કર્યે શું કાંદા કાઢીએ ?

બૈરી ચિડાય ને કહે, 'હું તમારી થાળી લઈને નથી આવવાની, તમે જાતે આવો. હવે તમારી તબિયત સારી થઈ છે ને હેંડતા થયા છો. આમ લોકો જોડે વાત કરો છો, હરોફરો છો, બીડીઓ પીવો છો અને ઉપરથી ટાઈમ થાય ત્યારે થાળી માગો છો. હું નથી આપવાની !' ત્યારે આપણે ધીમે રહીને કહીએ, 'તમે નીચે થાળીમાં કાઢો, હું આવું છું.' એ કહે, 'નથી આવવાની.' તે પહેલાં જ આપણે કહીએ કે 'હું આવું છું, મારી ભૂલ થઈ ગઈ, લો.' આવું કરીએ તો કંઈ રાત સારી જાય, નહીં તો રાત બગડે. પેલા ડચકારા મારતા સૂઈ ગયા હોય ને આ બઈ અહીં ડચકારા મારતાં હોય. બેઉને ઊંઘ આવે નહીં, સવારે પાછાં ચા-પાણી થાય તે ચાનો પ્યાલો ખખડાવીને મૂકી ડચકારો મારે કે ના મારે ? તે આ ભઈએય તરત સમજી જાય કે ડચકારો માર્યો. આ કકળાટનું જીવન છે.

આ તો પછી ઘરમાં સવારમાં બહેનથી જરા ચામાં ખાંડ ઓછી પડી હોય એટલે પેલો કહેશે કે, 'હું તને રોજ કહું છું કે ચામાં ખાંડ વધારે નાખ, પણ તારું મગજ ઠેકાણે નથી રહેતું. આ મગજના ઠેકાણાવાળો ચક્કર !

તારા જ મગજનું ઠેકાણું નથી ને ! અલ્યા, કઈ જાતનો છે તું ? રોજ જેની જોડે સોદાબાજી કરવાની હોય ત્યાં કકળાટ કરવાનો હોય ? ત્યાં એડજસ્ટ થઈ જવાનું હોય !

પછી 'વાઈફ' જો મોંઘા ભાવનું શાક લાવી હોય તો શાક જોઈને અક્કરમી તડૂકે, 'આટલા મોંઘા ભાવનું શાક તે લવાતું હશે ?' ત્યારે બાઈસાહેબ કહેશે, 'આ તમે મારી પર એટેક કર્યો', એમ કહીને બાઈ 'ડબલ એટેક' કરે. હવે આનો પાર ક્યાં આવે ? 'વાઈફ' જો મોંઘા ભાવનું શાક લાવી હોય તો આપણે કહીએ, 'બહુ સારું કર્યું, મારા ધનભાગ્ય ! બાકી, મારા જેવા લોભિયાથી આટલું મોઘું ના લવાત.'

ઘરમાં કરકસર હોવી જોઈએ ? બહાર ખરાબ ના દેખાય ને કરકસર હોવી જોઈએ. કરકસર રસોડામાં પેસવી ના જોઈએ, ઉદાર કરકસર હોવી જોઈએ. રસોડામાં કરકસર પેસે તો મન બગડી જાય કે ચોખા વપરાઈ જશે ! કોઈ બહુ લાફો હોય તેને અમે કહીએ કે 'નોબલ' કસકસર કરો.

આ વાઈફે જમવાનું બનાવ્યું હોય તેમાં ભૂલ કાઢવી એ બ્લન્ડર્સ, ના કઢાય એવું. જાણે પોતે ભૂલ ના કરતો હોય એવી વાત કરે છે. હાઉ ટુ એડજસ્ટ ? એડજસ્ટમેન્ટ લેવું જોઈએ. જેની સાથે રહેવાનું કાયમ એની સાથે એડજસ્ટમેન્ટ ના લેવું જોઈએ ? આપણા થકી કોઈને દુઃખ થાય એ ભગવાન મહાવીરનો ધર્મ કહેવાય તે ? અને ઘરના માણસને તો અવશ્ય દુઃખ ના થવું જોઈએ.

અત્યારે બધી આ અથડામણ ઘરમાં થાય છે, એ બધી અણસમજણથી. તે અણસમજણ વીણી વીણીને નાખી દઈએને, આ તો ભાતની મહીંથી કાંકરા, એ કાઢી ના નાખવા જોઈએ, બળ્યા ? તે અણસમજણરૂપી કાંકરા બધા કાઢી નાખે તો ભાત સારો થાય. એ કાંકરા રહેવા દઈએ ને પછી ભાત કરો એમાં શું મજા આવે ? હવે તું કાંકરા રહેવા દઉં કે વીણી નાખું છું ?

**પ્રશ્નકર્તા :** વીણું છું.

**દાદાશ્રી :** થોડા ઘણા રહી જતા હશે ?

**પ્રશ્નકર્તા :** થોડા રહે છે.

**દાદાશ્રી :** એ તો દાંત નીચે આવે તો કેવી મજા આવે ? કારણ કે દુઃખ જેવું નથી, બેન. આ તો આપણને કાંકરા વીણતા આવડતું નથી. એ કયા કાંકરા ને કયા ઘઉંને બધું.... એટલે પૂછ, બધું પૂછ ! હેય, ભાતમાંથી કાંકરા વીણી અને પછી સુખ ભોગવવાનું !

## સહજ મળ્યું તે દૂધ, માંગ્યું તે પાણી,
## ખેંચ્યું તો રક્ત, બોધ લે આ વાણી !

ભેગા થઈને બેસે છેને, તોય મારામારી કરે છે. ખાતી વખતે વસ્તુ એક હોયને, તો વઢમ્‌વઢાય કરે. જોઈ લો પછી મઝા (!) 'મને કેમ દહીં ના આપ્યું ?' કહેશે. દહીંનીય વઢવાડ કરે.

'સહજ મિલા સો દૂધ બરાબર', પાણી હોય પણ જો સહજાસહજ મળ્યું તો એ દૂધ. એ દૂધ જેવું ગુણ આપશે. અને દૂધને જો માંગીને લીધું 'માંગ લિયા સો પાની.' જે માંગ્યું માટે પાણીનો ગુણ આપશે પછી 'ખીંચ લિયા સો રક્ત બરાબર.' તે ખેંચી લીધું તો એનું લોહી પીધા બરાબર છે. 'ગોરખ બોલ્યા વાણી.' આ બે વાક્યમાં આખું શાસ્ત્ર બોલી ગયો નહીં ?

આપણે જમવા બેઠા હોય તો માંગવામાં વાંધો નહીં. અને માંગ લિયા નથી કહેતા. પેલો કહે, 'બાપજી અત્યારે નથી', તોય પેલો હમકુ કુછ દો, હમકુ કુછ દો, માંગ માંગ કરે, એ પાણી કહેવાય. અને ખેંચી લીધું એ રક્ત બરાબર. તે અત્યારે લોક માંગતા નથી, નહીં ? ખૂંચવી લેતાય નથી ? હવે આ જમાનામાં શું સુખ હોય ? સુખ તે હોતું હશે ? સુખેય કોઈકનું લઈ લે. બહાર ઓઢવાનું રાતે મૂકીને સૂઈ જાવ જોઈએ !

એ કહેશે, આજે કઢી કરવી છે, તો આપણે કહીએ કે ના, આજ કઢી નહીં, દાળ કરવી છે, તો મતભેદ વધે. એ કહે, કઢી કરવી છે તો આપણે એલાઉ કરવા (અનુમતિ દેવી). પછી એક દહાડો આપણે કહીએ, દૂધપાક કરો, તો એ કહેશે, એલાઉડ ! કોઈના અભિપ્રાય ઉપર તરાપ નહીં મારો ! રાતે વાઈફ જોડે મતભેદ પડ્યો હોય તો ઊંઘ સારી આવે ? પોતે

જ માલિક છે, પોતે જ આ હોલ એન્ડ સોલ રિસ્પોન્સીબલ ! એટલે આ બધું શોધન કરવાની જરૂર કે સુખ શી રીતે થાય !!

## 'એડજસ્ટ એવરીવ્હેર' વાક્ય, એ ધર્મ શીખ્યો તે ચાણક્ય !

આપણે પૂછવું કે મતભેદ પડવાથી તને સારું લાગતું હોય તો મતભેદ ચાલુ રાખુ. અને તને દુઃખ થતું હોય તો બંધ કરી દઉં, તને વિટામિનની પેઠ કામ થતું હોય તો ચાલુ રાખું, કહીએ. પણ દુઃખ જ થતું હોય. એય કહેશે, ના મતભેદથી તો દુઃખ થાય છે. મતભેદ કોઈનેય ઘરમાં ગમે જ નહીં. બાકી ઘરના માણસ તો હેલ્પર છે.

વ્યવહારમાં રહ્યો એનું નામ કહેવાય કે જે 'એડજસ્ટ એવરીવ્હેર' થયો ! હવે ડેવલપમેન્ટનો જમાનો આવ્યો. મતભેદ ના પાડવા ! એટલે મેં શબ્દ આપ્યો છે. અત્યારે લોકોને 'એડજસ્ટ એવરીવ્હેર' એડજસ્ટ, એડજસ્ટ, એડજસ્ટ ! કઢી ખારી થઈ, તો સમજી જવાનું કે 'એડજસ્ટમેન્ટ' દાદાએ કહ્યું છે. એ કઢી થોડી પછી ખઈ લેવી. હા, કંઈ અથાણું યાદ રહે તો પાછું થોડું મંગાવવું કે અથાણું લઈ આવો ! પણ ઝઘડો નહીં, ઘરમાં ઝઘડો ના હોય ! પોતે મુશ્કેલીમાં, કોઈ જગ્યાએ મૂકાયેલો હોય ત્યારે તે પોતાનું 'એડજસ્ટમેન્ટ' કરી લે તોય સંસાર રૂપાળો લાગે.

દરેક વ્યક્તિના જીવનમાં અમુક પ્રિન્સિપલ(સિદ્ધાંત) હોવા જ જોઈએ. છતાંય સંજોગો પ્રમાણે વર્તવું જોઈએ. સંજોગોને એડજસ્ટ થાય તેનું નામ માણસ. એડજસ્ટમેન્ટ જો દરેક સંજોગોમાં કરતાં આવડે તો, ઠેઠ મોક્ષે પહોંચી શકાય એવું ગજબનું હથિયાર છે.

એડજસ્ટમેન્ટ તો, તારી જોડે જે જે કોઈ ડિસ્એડજસ્ટ થવા આવે તેને તું એડજસ્ટ થઈ જા. રોજિંદા જીવનમાં જો સાસુ-વહુને કે દેરાણી-જેઠાણીને ડિસ્એડજસ્ટમેન્ટ થતું હોય તો જેને આ સંસાર ઘટમાળમાંથી છૂટવું હોય તેણે એડજસ્ટ થઈ જ જવું જોઈએ. ધણી-ધણીયાણીમાંય જો એક ફાડ ફાડ કરતું હોય તો બીજાએ સાંધી લેવું. તો જ સંબંધ નભશે અને શાંતિ રહેશે. જેને એડજસ્ટમેન્ટ કરતાં ન આવડે તેને લોક મેન્ટલ (ગાંડો) કહે છે. આ

રિલેટિવ સત્યમાં આગ્રહ, જકની જરાય જરૂર નથી. માણસ તો કોનું નામ ? એવરીવ્હેર એડજસ્ટેબલ ! ચોરની સાથેય એડજસ્ટ થઈ જવું જોઈએ.

એક વખત અમે નહાવા ગયા ને પ્યાલો જ મૂકવાનો રહી ગયેલો. તે અમે જ્ઞાની શેના ? એડજસ્ટ કરી લઈએ. હાથ નાખ્યો તો પાણી બહુ ગરમ. નળ ખોલ્યો તો ટાંકી ખાલી. પછી અમે તો ધીમે ધીમે હાથેથી ચોપડી ચોપડી ટાઢું પાડીને નહાયા. બધા મહાત્માઓ કહે, આજે દાદાને નહાતાં બહુ વાર લાગી. તે શું કરીએ ? પાણી ટાઢું થાય ત્યારે ને ? અમે કોઈનેય આ લાવો ને તે લાવો એમ ના કહીએ. એડજસ્ટ થઈ જઈએ. એડજસ્ટ થવું એ જ ધર્મ છે. આ દુનિયામાં તો પ્લસ-માઈનસનું એડજસ્ટમેન્ટ કરવાનું હોય છે. માઈનસ હોય ત્યાં પ્લસ અને પ્લસ હોય ત્યાં માઈનસ કરવાનું. અમે તો અમારા ડહાપણનેય જો કોઈ ગાંડપણ કહે તો અમે કહીએ, હા બરાબર છે. તે માઈનસ તુર્ત કરી નાખીએ.

અક્કલવાળો તો કોણ કહેવાય ? કોઈનેય દુઃખ ના દે અને જે કોઈ દુઃખ આપે તે જમા કરી લે તે. બધાને ઓબ્લાઈજ (ઉપકાર) કર્યા કરે આખો દહાડો. સવારે ઊઠે ત્યારથી જ એનું લક્ષ લોકોને કેમ કરીને હેલ્પફુલ (મદદરૂપ) થઈ પડું એવું જેને સતત રહ્યા કરે તે માનવ કહેવાય અને તે પછી આગળ ઉપર મોક્ષનો રસ્તો પણ મળી જાય.

સંસારમાં બીજું કશું ના આવડે તેનો વાંધો નથી, પણ 'એડજસ્ટ' થતાં તો આવડવું જોઈએ. સામો 'ડિસએડજસ્ટ' થયા કરે ને આપણે 'એડજસ્ટ' થયા કરીએ તો સંસારમાં તરી પાર ઊતરી જશો. બીજાને અનુકૂળ થતાં આવડે એને કોઈ દુઃખ જ ન હોય. 'એડજસ્ટ એવરીવ્હેર'. દરેક જોડે 'એડજસ્ટમેન્ટ' થાય, એ જ મોટામાં મોટો ધર્મ. આ કાળમાં તો જુદી જુદી પ્રકૃતિઓ તે 'એડજસ્ટ' થયા વગર કેમ ચાલે ?

## બ્રહ્માનો 'વન ડે' એટલું જ આયુ,<br>'એડજસ્ટ', નહીં તો વહુ જોડે લહાયું !

મોટામાં મોટું દુઃખ શેનું છે ? 'ડિસ્એડજસ્ટમેન્ટ'નું, ત્યાં 'એડજસ્ટ એવરીવ્હેર' કરે તો શું વાંધો છે ?

**પ્રશ્નકર્તા :** એમાં તો પુરુષાર્થ જોઈએ.

**દાદાશ્રી :** કશો પુરુષાર્થ નહીં. મારી આજ્ઞા પાળવાની કે 'દાદા'એ કહ્યું છે કે 'એડજસ્ટ એવરીવ્હેર' તો 'એડજસ્ટ' થયા કરે. બીબી કહે કે, 'તમે ચોર છો' તો કહેવું કે 'યુ આર કરેક્ટ' અને થોડીવાર પછી એ કહે કે, 'ના, તમે ચોરી નથી કરી' તોય 'યુ આર કરેક્ટ' કહીએ. સ્ત્રી સાડી લાવવાનું કહે દોઢસો રૂપિયાની તો આપણે પચ્ચીસ વધારે આપીએ. તે છ મહિના સુધી તો ચાલે, સમજવું પડે !

એવું છે બ્રહ્માનો એક દિવસ, એટલી આપણી આખી જિંદગી ! બ્રહ્માનો એક દહાડો જીવવું ને આ શી ધાંધલ ? વખતે આપણને બ્રહ્માના સો વર્ષ જીવવાનું હોય તો તો આપણે જાણીએ કે 'ઠીક છે, એડજસ્ટ શા માટે થઈએ ? 'દાવો માંડ' કહીએ. પણ આ તો જલદી પતાવવું હોય તેને શું કરવું પડે ? 'એડજસ્ટ' થઈએ કે પછી 'દાવો માંડો' કહીએ ? પણ આ તો એક દહાડો જ છે, આ તો જલદી પતાવવાનું છે. જે કામ જલદી લંબાયા કરે કે ના લંબાયા કરે ? બીબી જોડે લડે તો રાત્રે ઊંઘ આવે ખરી ? અને સવારે નાસ્તોય સારો ના મળે.

## રૂઠી જાય તમારા ઘરવાળા !
## અપનાવો જ્ઞાનીની જ્ઞાનકળા !

તે કોઈક દહાડે રાતે વાઈફ કહે, 'પેલી સાડી મને નહીં લઈ આપો ? મને પેલી સાડી લઈ આપવી પડશે.' ત્યારે પેલો કહે કે કેટલી કિંમત તેં જોઈ હતી ? ત્યારે કહે, બાવીસસો રૂપિયાની છે, વધારે નથી !' તો આ કહે 'તમે બાવીસસોની જ છે, કહો છો. પણ મારે અત્યારે પૈસા લાવવા કઈ રીતે ? અત્યારે અહીં સાંધા તૂટે છે. બસો-ત્રણસોની હોય તો લઈ આપું, તું બાવીસસોની કહું છું.' એ રીસાઈને બેસી રહ્યાં. હવે શી દશા થાય તે ! મનમાં એમેય થાય કે બળ્યો આથી ના પૈણ્યો હોય તો સારું ! પૈણ્યા પછી પસ્તાય એટલે શું કામમાં લાગે ? એટલે આ દુઃખો છે.

**પ્રશ્નકર્તા :** આપ એમ કહેવા માંગો છો કે બાઈને સાડી બાવીસસો રૂપિયાની લઈ આપવાની ?

**દાદાશ્રી :** લઈ આપવી કે ના લઈ આપવી એ તમારી આવડત ઉપર આધાર રાખે છે. રીસાઈને રોજ રાત્રે ખાવાનું નહીં કરું, કહેશે. ત્યારે શું કરીએ આપણે ? ક્યાંથી રસોઈયા લઈ આવીએ ? એટલે પછી દેવું કરીને પણ લઈ આપવી પડે ને ?

એવું બનાવી દો આપણે કે સાડી એની મેળે લાવે જ નહીં. જો આપણને મહિનાના આઠસો પાઉન્ડ મળતા હોય, એટલે આપણે સો પાઉન્ડ આપણા ખર્ચા માટે રાખી અને સાતસો એમને આપી દઈએ પછી આપણને કહે, સાડી લઈ આપો ? અને ઊલટી આપણે મશ્કરી કરવી, પેલી સાડી આ સરસ છે, કેમ લાવતા નથી ? એનો વેંત એણે કરવાનો હોય ! આ તો આપણે વેંત કરવાનો હોય ત્યારે આપણી પર જોર કરે. આ બધી કળા હું જ્ઞાન થતાં પહેલાં શીખેલો પછી જ્ઞાની થયો. બધી કળાઓ મારી પાસે આવી ત્યારે મને જ્ઞાન થયું છે. તો બોલો, આ કળા નથી તેથી જ આ દુઃખ છેને ! તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** હા, બરાબર છે.

**દાદાશ્રી :** તમને સમજણ પડીને આમાં ? ભૂલ તો આપણી જ છે ને, કળા નથી તેની ને ? કળા શીખવાની જરૂર છે, તમે બોલ્યા નહીં ?

## સામસામી ઘસાય મોગરા તૂટે,
## અહંકાર આત્મવૈભવ રે લૂંટે !

**પ્રશ્નકર્તા :** ધારો કે હસબંડ-વાઈફને એકબીજાને એડજસ્ટ થતું જ ના હોય, તો શું કરવું ? છૂટા થઈ જવું ?

**દાદાશ્રી :** એડજસ્ટ થતું ના હોય અને થવાનો પ્રયત્ન કરીએ તોય વળે એવું ના હોય, તો બેનું બગડે. એના કરતાં બેઉને જુદું કરી આપવું. તારા કોઈ મિત્રને છે એવું ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તો મારી પાસે બોલાવી લે. એનું સમું કરી આપું. એ રીપેર

થઈ જાય, રાગે પડી જાય. એમનું રીપેર કરીએ એટલે જોઈન્ટ થઈ જાય પછી. આપણે એમ જાણીએ કે અહીં આગળ આનો આ બગાડ છે. અને અહીં આ બગાડ છે. એ રીપેર કરીએ. એવાં કેટલાંય રાગે પડી ગયાં. એને ‘ટંબ્લિંગ બેરલ’માં નાખવાં પડે. ‘ટંબ્લિંગ બેરલ’માં નાખીને ફેરવે, એટલે બધા એના બધા મોગરા હોય, એ અથડાય, અથડાય ને બધા મોગરા તૂટી જાય. એવું પેલી બેનનું રાગે પડી ગયું ને ?

**પ્રશ્નકર્તા :** હા, એવા તો કેટલાંય થયાં.

**દાદાશ્રી :** એનો ધણી દર્શન કરવા આવ્યો હતો. બેન દર્શન કરવા આવી હતી. એની સાસુ ને બધાં દર્શન કરવાં આવ્યાં હતાં.

**પ્રશ્નકર્તા :** તે કેટલાં કૂદતાં કૂદતાં ! બસો માઈલથી આવ્યાં હતાં.

**દાદાશ્રી :** કૂદતાં કૂદતાં !

આ તો ભમરડા ફરે છે અને કહે છે, હું ફર્યો ! અલ્યા મૂઆ ! ભમરડો ફર્યો અને તું શેનો ફર્યો ?

## આર. પી. એમ.માં મોટો ડિફરન્સ,<br>તેથી પટ્ટો તૂટે, તંગી થઈ સેન્સ !

આપણે પહેલાં આપણો મત ના મૂકવો. સામાને પૂછવું કે આ બાબતમાં તમારે શું કહેવું છે ? સામો એનું પકડી રાખે તો અમે અમારું છોડી દઈએ. આપણે તો એટલું જ જોવાનું કે કયે રસ્તે સામાને દુઃખ ના થાય. આપણો અભિપ્રાય સામા ઉપર બેસાડવો નહીં. સામાનો અભિપ્રાય આપણે લેવો. અમે તો બધાનો અભિપ્રાય લઈને ‘જ્ઞાની’ થયા છીએ. હું મારો અભિપ્રાય કોઈ પર બેસાડવા જાઉં તો હું જ કાચો પડી જાઉં. આપણા અભિપ્રાયથી કોઈને દુઃખ ના હોવું જોઈએ.

તારાં ‘રિવોલ્યુશનો’ અઢારસોનાં હોય ને સામાનાં છસો હોય ને તું તારો અભિપ્રાય એના પર બેસાડે તો સામાનું એન્જિન તૂટી જાય. એના બધાં ગીયર બદલવાં પડે.

**પ્રશ્નકર્તા :** 'રિવોલ્યુશન' એટલે શું ?

**દાદાશ્રી :** આ વિચારની જે સ્પીડ છે તે દરેકને જુદી જુદી હોય. કશું બન્યું હોય તો તે એક મિનિટમાં તો કેટલુંય દેખાડી દે, એના બધા પર્યાયો 'એટ-એ-ટાઈમ' દેખાડી દે. આ મોટા મોટા પ્રેસિડન્ટોને મિનિટના બારસો 'રિવોલ્યુશન' ફરતાં હોય, તો અમારાં પાંચ હજાર હોય, ભગવાન મહાવીરને લાખ 'રિવોલ્યુશન' ફરતાં !

આ મતભેદ પડવાનું કારણ શું ? તમારી 'વાઈફ'ને સો 'રિવોલ્યુશન' હોય ને તમારાં પાંચસો 'રિવોલ્યુશન' હોય અને તમને વચ્ચે 'કાઉન્ટરપુલી' નાખતાં આવડે નહીં એટલે તણખા ઝરે, ઝઘડા થાય. અરે ! કેટલીક વાર તો 'એન્જિન' હઉ તૂટી જાય. 'રિવોલ્યુશન' સમજ્યા તમે ? આ મજૂરને તમે વાત કરો તો તમારી વાત એને પહોંચે નહીં. એનાં 'રિવોલ્યુશન' પચાસ હોય ને તમારાં પાંચસો હોય, કોઈને હજાર હોય, કોઈને બારસો હોય, જેવું જેનું 'ડેવલપમેન્ટ' હોય તે પ્રમાણે 'રિવોલ્યુશન' હોય. વચ્ચે 'કાઉન્ટરપુલી' નાખો તો જ એને તમારી વાત પહોંચે. 'કાઉન્ટરપુલી' એટલે તમારે વચ્ચે પટ્ટો નાખી તમારાં 'રિવોલ્યુશન' ઘટાડી નાખવાં પડે. હું દરેક માણસની જોડે 'કાઉન્ટરપુલી' નાખી દઉં. એકલો અહંકાર કાઢી નાખવાથી જ વળે તેમ નથી. કાઉન્ટરપુલી પણ દરેકની જોડે નાખવી પડે. તેથી તો અમારે કોઈની જોડે મતભેદ જ ના થાય ને ! અમે જાણીએ કે આ ભાઈનાં આટલાં જ 'રિવોલ્યુશન' છે. એટલે તે પ્રમાણે હું 'કાઉન્ટરપુલી' ગોઠવી દઉં. અમને તો નાના બાળક જોડે પણ બહુ ફાવે. કારણ કે અમે તેમની જોડે ચાલીસ 'રિવોલ્યુશન' ગોઠવી દઈએ એટલે એને મારી વાત પહોંચે, નહીં તો એ મશીન તૂટી જાય.

**પ્રશ્નકર્તા :** કોઈ પણ, સામાના 'લેવલ' ઉપર આવે તો જ વાત થાય ?

**દાદાશ્રી :** હા, એનાં 'રિવોલ્યુશન' પર આવે તો જ વાત થાય. આ તમારી જોડે વાતચીત કરતાં અમારાં 'રિવોલ્યુશન' ક્યાંના ક્યાંય જઈ આવે ! આખા વર્લ્ડમાં ફરી આવે !! 'કાઉન્ટરપુલી' તમને નાખતાં ના આવડે તેમાં ઓછાં 'રિવોલ્યુશન'વાળા એન્જિનનો શો દોષ ? એ તો

તમારો દોષ કે 'કાઉન્ટરપુલી' નાખતાં ના આવડી.

## છૂટવું હોય તેણે પાડવો મેળ, બન્ને નિશ્ચય કરે તો પડશે મેળ !

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં રહેવાનું તો 'એડજસ્ટમેન્ટ' એકપક્ષી તો ના હોવું જોઈએને ?

**દાદાશ્રી :** વ્યવહાર તો એનું નામ કહેવાય કે 'એડજસ્ટ' થઈએ એટલે પડોશીય કહે કે, 'બધા ઘેર ઝઘડા છે, પણ આ ઘેર ઝઘડો નથી.' એનો વ્યવહાર સારામાં સારો ગણાય. જેની જોડે ના ફાવે ત્યાં જ શક્તિ કેળવવાની છે. ફાવ્યું ત્યાં તો શક્તિ છે જ. ના ફાવે એ તો નબળાઈ છે. મારે બધા જોડે કેમ ફાવે છે ? જેટલા 'એડજસ્ટમેન્ટ' લેશો તેટલી શક્તિઓ વધશે અને અશક્તિઓ તૂટી જાય. સાચી સમજણ તો બીજી બધી સમજણને તાળાં વાગશે ત્યારે જ થશે. સુંવાળા જોડે તો સહુ કોઈ 'એડજસ્ટ' થાય પણ વાંકા-કઠણ-કડક જોડે, બધા જ જોડે 'એડજસ્ટ' થતાં આવડ્યું તો કામ થઈ ગયું. ગમે તેટલો નાગામાં નાગો માણસ હોય તો પણ તેની જોડે 'એડજસ્ટ' થતાં આવડે, મગજ ખસે નહીં તે કામનું ! ભડકે તો ચાલે નહીં. જગતની કોઈ વસ્તુ આપણને 'ફીટ' થાય નહીં. આપણે એને 'ફીટ' થઈએ, તો આ દુનિયા સરસ છે. અને એને 'ફીટ' કરવા જઈએ તો દુનિયા વાંકી છે. એટલે 'એડજસ્ટ એવરીવ્હેર' ! આપણે એને ફિટ થઈએને તો વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** ઘણી વખત એમ બને કે એક સમયે બે જણ સાથે 'એડજસ્ટમેન્ટ' એક જ વાત પર લેવાનું હોય તો તે જ વખતે બધે શી રીતે પહોંચી વળાય ?

**દાદાશ્રી :** બેઉ જોડે લેવાય. અરે, સાત જણ જોડે લેવાનું હોય તેય લઈ શકાય. એક પૂછે, 'મારું શું કર્યું ?' ત્યારે કહીએ, 'હા બા, તારા કહ્યા પ્રમાણે કરીશું.' બીજાનેય એમ કહીએ, 'તમે કહેશો તેમ કરીશું.' 'વ્યવસ્થિત'ની બહાર થવાનું નથી, માટે ગમે તે રીતે ઝઘડો ના ઊભો કરશો. મુખ્ય વસ્તુ 'એડજસ્ટમેન્ટ' છે. 'હા'થી મુક્તિ છે. આપણે 'હા' કહ્યું

તો પણ 'વ્યવસ્થિત'ની બહાર કંઈ થવાનું છે ? પણ 'ના' કહ્યું તો મહા ઉપાધિ !

ઘરનાં ધણી-ધણિયાણી બેઉ જણ નિશ્ચય કરે કે મારે 'એડજસ્ટ' થવું છે તો બન્નેનો ઉકેલ આવે. એ વધારે ખેંચે તો આપણે 'એડજસ્ટ' થઈ જવું તો ઉકેલ આવે. એક માણસનો હાથ દુખતો હતો, પણ તે બીજાને નહોતો કહેતો. પણ બીજા હાથે હાથ દબાવીને બીજા હાથેથી 'એડજસ્ટ' કર્યું ! એવું 'એડજસ્ટ' થઈએ તો ઉકેલ આવે.

આ 'એડજસ્ટ એવરીવ્હેર' નહીં થાય તો ગાંડા થશો બધા. સામાને છંછેડ્યા કરો તેથી જ ગાંડા થયા. આ કૂતરાને એક ફેરો છંછેડીએ, બીજા ફેર, ત્રીજા ફેર છંછેડીએ ત્યાં સુધી એ આપણી આબરૂ રાખે પણ પછી તો બહુ છંછેડ છંછેડ કરીએ તો એય બચકું ભરી લે. એય સમજી જાય કે આ રોજ છંછેડે છે તે નાલાયક છે, નાગો છે. આ સમજવા જેવું છે. ભાંજગડ કશી જ કરવાની નહીં, 'એડજસ્ટ એવરીવ્હેર'.

જેને 'એડજસ્ટ' થવાની કળા આવડી એ દુનિયામાંથી મોક્ષ તરફ વળ્યો. 'એડજસ્ટમેન્ટ' થયું એનું નામ જ્ઞાન. જે 'એડજસ્ટમેન્ટ' શીખી ગયો તે તરી ગયો. ભોગવવાનું છે તે તો ભોગવવાનું જ છે, પણ 'એડજસ્ટમેન્ટ' આવડે એને વાંધો ના આવે, હિસાબ ચોખ્ખો થઈ જાય. આ બહારવટિયા મળી જાય તેની જોડે 'ડિસ્એડજસ્ટ' થઈએ તો એ મારે. એના કરતાં આપણે નક્કી કરીએ કે એને 'એડજસ્ટ' થઈને કામ લેવું છે, પછી એને પૂછીએ કે, 'ભઈ, તારી શી ઈચ્છા છે ? જો ભઈ, અમે તો જાત્રા કરવા નીકળ્યા છીએ.' તેને એડજસ્ટ થઈ જઈએ.

## ખાડી ગંધાય તેને શું વઢાય ?<br>માણસોય 'ગંધાય' ત્યાં શું ઉપાય ?

આ વાંદરાની ખાડી ગંધાય તો એને શું વઢવા જવાય ? તેમ આ માણસો ગંધાય છે તેને કંઈ કહેવા જવાય ? ગંધાય એ બધી ખાડીઓ કહેવાય ને સુગંધી આવે એ બાગ કહેવાય. જે જે ગંધાય છે એ બધા કહે છે કે, 'તમે અમારી જોડે વીતરાગ રહો'.

આ તો સારું-ખોટું કહેવાથી ભૂતાં પજવે છે. આપણે તો બંનેને સરખાં કરી નાખવાનાં છે. આને સારું કહ્યું એટલે પેલું ખોટું થયું, એટલે પછી એ પજવે. પણ બંનેનું 'મિક્ષ્ચર' કરી નાખીએ એટલે પછી અસર ના રહે. 'એડજસ્ટ એવરીવ્હેર'ની અમે શોધખોળ કરી છે. ખરું કહેતો હોય તેની જોડેય ને ખોટું કહેતો હોય તેની જોડેય 'એડજસ્ટ' થા. અમને કોઈ કહે કે, 'તમારામાં અક્કલ નથી.' તો અમે તેને તરત 'એડજસ્ટ' થઈ જઈએ ને તેને કહીએ કે, 'એ તો પહેલેથી જ નહોતી ! હમણાં તું ક્યાં ખોળવા આવ્યો છું ? તને તો આજે એની ખબર પડી, પણ હું તો નાનપણથી એ જાણું છું.' આમ કહીએ એટલે ભાંજગડ મટીને ? ફરી એ આપણી પાસે અક્કલ ખોળવા જ ના આવે. આમ ના કરીએ તો 'આપણે ઘેર' ક્યારે પહોંચાય ?

## અથડાયો તે ભીંત કહેવાય,
## બચવા સમજુ જ ખસી જાય !

ભીંતને અથડાવ તો મતભેદ ભીંત જોડે પડે ખરો ? ભીંતને તમે અથડાઈ ગયા કોઈ વખત કે બારણાને, તો તે ઘડીએ મતભેદ પડે બારણા જોડે કે ભીંત જોડે ?

**પ્રશ્નકર્તા :** એ બારણું તો નિર્જીવ વસ્તુ છે ને ?

**દાદાશ્રી :** એટલે જીવને માટે જ છે તે તમે એમ માનો છો કે આ એ અથડાયો મારી જોડે, આ દુનિયામાં જે અથડાય છે એ બધી જ નિર્જીવ વસ્તુ હોય છે. અથડાય છે એ જીવંત ના હોય, જીવંત અથડાય નહીં. નિર્જીવ વસ્તુ અથડાય. એટલે તમારી ભીંત જેવું જ સમજી લેવાનું. એટલે ડખો નહીં કરવાનો આમ આમ કરીને પછી કંઈક, હેંડો ચા કાઢો, કહીએ.

હમણે એક છોકરું ઢેખાળો (પથ્થર) મારે અને લોહી નીકળે એટલે છોકરા ઉપર શું કરો ? ગુસ્સો કરો ? ગુસ્સો કરો. અને તમે જતા હો અને ડુંગર ઉપરથી એક પથરો પડ્યો. તે વાગે ને લોહી નીકળે તો પછી શું કરો, ગુસ્સો કરો ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એનું શું કારણ ? પેલો ડુંગર ઉપરથી પડેલો છે ! પછી આ છોકરો પસ્તાતો હોય કે આ ક્યાં થઈ ગયું મારાથી. આ ડુંગર ઉપરથી પડ્યો તે કોણે કર્યું ?

એટલે આ દુનિયા જો સમજો, મારી પાસે આવો તો ચિંતા ના થાય એવું તમને કરી આપું, પછી કોઈ દહાડો ચિંતા વરીઝ કશું જ ના થાય. અને સંસારમાં સારી રીતે રહો અને વાઈફ જોડે ફરો નિરાંતે ! અને છોકરીઓ પૈણાવો નિરાંતે. પછી વાઈફ ખુશ થઈ જશે, 'કહેવું પડે કેવા ડાહ્યા કરી આલ્યા, મારા ધણીને !' કહેશે.

હવે વાઈફને કોઈ બઈ જોડે, પાડોશી જોડે વઢવાઢ થયેલી હોય અને એનું મગજ તપી ગયેલું હોય અને આપણે બહારથી આવ્યા તો એ તપી ગયેલું બોલે તો આપણે શું કરવું પાછું ? આપણે તપી જવું પાછું ? એવા સંજોગો ઊભા થાય છે ત્યાં આગળ એડજસ્ટ થઈને આપણે ચાલવું જોઈએ. કયા સંજોગમાં હવે તપેલી છે આજે, કોની જોડે તપી ગયેલી હોય, શું ખબર પડે ? એટલે આપણે પુરુષો થયા મતભેદ ન પડવા દઈએ. એ મતભેદ પાડે તોય, કારણ કે એમને એક જાતની સમજ ઓછી હોય છે, અમુક જાતની. અને બીજી સમજ બહુ ઊંચી હોય છે, આપણા કરતાં ઊંચી હોય છે. એટલે આપણે આ બાબતમાં છે તે મતભેદ પડ્યો હોયને તો વાળી લેવું. મતભેદ એટલે અથડામણ !

**પ્રશ્નકર્તા :** આપણે ક્લેશ ના કરવો હોય પણ સામે આવીને ઝઘડે તો શું કરવું ? એમાં એક જાગ્રત હોય પણ સામાવાળો ક્લેશ કરે, તો ત્યાં તો ક્લેશ થાય જ ને ?

**દાદાશ્રી :** આ ભીંત જોડે લડે, તો કેટલો વખત લડી શકે ? આ ભીંત જોડે એક દહાડો માથું અથડાયું તો આપણે એની જોડે શું કરવું ? માથું અથડાયું એટલે આપણે ભીંત જોડે વઢવાડ થઈ એટલે આપણે ભીંતને માર માર કરવી ? એમ આ ખૂબ ક્લેશ કરાવતું હોય તો તે બધી ભીંતો છે ! આમાં સામાને શું જોવાનું ? આપણે આપણી મેળે સમજી જવાનું કે

આ ભીંત જેવા છે, આવું સમજવાનું પછી કોઈ મુશ્કેલી નથી.

**પ્રશ્નકર્તા :** આપણે મૌન રહીએ તો સામાને ઊંધી અસર થાય છે કે આમનો જ દોષ છે ને એ વધારે ક્લેશ કરે ?

**દાદાશ્રી :** આ તો આપણે માની લીધું છે કે હું મૌન થયો તેથી આવું થયું. રાત્રે માણસ ઊઠ્યો ને બાથરૂમમાં જતાં અંધારામાં ભીંત જોડે અથડાયો, તો ત્યાં આપણે મૌન રહ્યા તેથી તે અથડાઈ ?

મૌન રહો કે બોલો તેને સ્પર્શતું જ નથી, કંઈ લાગતું-વળગતું નથી. આપણા મૌન રહેવાથી સામાને અસર થાય છે એવું કશું હોતું નથી કે આપણા બોલવાથી અસર થાય છે એવું પણ કશું હોતું નથી. 'ઓન્લી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' (માત્ર વૈજ્ઞાનિક સંયોગિક પુરાવા) છે. કોઈની આટલી સત્તા નથી. આટલીય સત્તા વગરનું જગત, એમાં કોઈ શું કરવાનું છે ? આ ભીંતને જો સત્તા હોય તો આને સત્તા હોય ! આ ભીંતને આપણને વઢવાની સત્તા છે ? એવું સામાને છે. અને એના નિમિત્તે જે અથડામણ છે એ તો છોડવાની નથી. નકામી બૂમાબૂમ કરવાનો શો અર્થ ? એના હાથમાં સત્તા જ નથી ત્યાં ! માટે તમે ભીંત જેવા થઈ જાઓને, તમે બૈરીને ટૈડકાવ ટૈડકાવ કરો તો તેની મહીં ભગવાન બેઠેલા છે. તે નોંધ કરે કે આ મને ટૈડકાવે છે. ને તમને એ ટૈડકાવે ત્યારે તમે ભીંત જેવા થઈ જાઓ, તો તમારી મહીં બેઠેલા ભગવાન તમને 'હેલ્પ' કરે.

આ ભીંત જોડે મતભેદ પાડો તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** માથું ફૂટે.

**દાદાશ્રી :** માથું ફૂટી જાય, ત્યારે ભીંતને પછી વાંધો છે ? માટે મતભેદ ના કરવો. ભીંતને તો લેવાદેવા શું છે ? માટે ભૂલ આપણી હોય તો જ ભીંત અથડાય છે. એમાં ભીંતની ભૂલ નથી. ત્યારે મને લોકો કહે છે કે, 'આ લોકો બધા કંઈ ભીંત છે ?' ત્યારે હું કહું છું કે, 'હા, લોકો એ પણ ભીંત જ છે. એ હું જોઈને કહું છું, આ કંઈ ગપ્પું નથી.

કોઈની જોડે મતભેદ પડવો અને ભીંત જોડે અથડાવું એ બે સરખી

વસ્તુ છે, એ બેમાં ફેર નથી. આ ભીંતની જોડે અથડાય છે, એ નહીં દેખાવાથી અથડાય છે. ને પેલો મતભેદ પડે છે તે પણ નહીં દેખાવાથી મતભેદ પડે છે. આગળનું એને દેખાતું નથી, આગળનું એને સોલ્યુશન જડતું નથી એટલે મતભેદ પડે છે. આ ક્રોધ થાય છે, તે પણ નહીં દેખાવાથી ક્રોધ થાય છે. આ ક્રોધ-માન-માયા-લોભ બધું કરે છે એ નહીં દેખાવાથી જ બધું કરે છે ! તે આમ વાતને સમજવી જોઈએને ? વાગે તેનો દોષને, ભીંતનો કંઈ દોષ ખરો ? તે આ જગતમાં બધી ભીંતો જ છે. ભીંત અથડાય એટલે આપણે ખરી-ખોટી કરવા એની જોડે નથી જતાંને ? કે આ મારું ખરું છે એવું લડવા માટે ભાંજગડ નથી કરતાંને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એવું આ અત્યારે ભીંતની સ્થિતિમાં જ છે. આની જોડે ખરું કરવાની જરૂર જ નથી.

જે અથડાય છેને તે આપણે સમજીએ કે એ ભીંતો જ છે. પછી બારણું ક્યાં છે એની તપાસ કરવી તો અંધારામાંય બારણું જડે. આમ હાથ હલાવતાં હલાવતાં જઈએ તો બારણું જડે કે ના જડે ? અને ત્યાંથી પછી છટકી જવાનું. અથડાવું નથી એવો કાયદો પાળો જોઈએ કે કોઈની અથડામણમાં આવવું નથી. તમારે કોની જોડે અથડાય છે ?

**પ્રશ્નકર્તા :** એ બહાર અથડાય.

**દાદાશ્રી :** એ તો મહીં ઘરમાંય કેટલીય વાર થાય, એ તો તમને લાગે એવું.

**પ્રશ્નકર્તા :** ના, ના. અમે તો કોઈ દિવસ અથડાતા નથી. વરસે એક વાર. તે ખાલી થોડી વાર.

**દાદાશ્રી :** એ તો એકાદવાર તો દિવાળી કહેવાય. એનો વાંધો નહીં. આ તો મહિનામાં એક-બે વખત હોય જ.

**પ્રશ્નકર્તા :** એ તો કોઈ વાર કામવાળા નહીં આવ્યા હોય, કોઈ વાર કાચનું વાસણ તૂટી ગયું હોય, કંઈ આમ થયું હોય તો જ અથડામણ થાય.

**દાદાશ્રી :** તે પણ તકરાર કરવાની શી જરૂર છે ?

**પ્રશ્નકર્તા :** એ તો થઈ જાય, ખાલી આર્ગ્યુમેન્ટ થઈ જાય.

**દાદાશ્રી :** બળ્યું, આપણે નોકરી કરતા હોઈએ તો આર્ગ્યુમેન્ટ કરીએ ? શેઠ કહે એવું કરી નાખવાનું. આપણે ભાંજગડ નહીં. આ તો નોકરી જ જોઈએ આ લોકોને. સ્વતંત્ર જગા જ નહીં અપાય એવા લોકો, નહીં ? એટલે શું કરવું જોઈએ ? તારે એમના નોકર તરીકે રહેવું. એ તારા નોકર તરીકે રહે. એવું થાય ત્યારે મજા આવે. 'આઈ એમ યોર સર્વન્ટ' પણ મોઢે કહેવાનું નહીં. લોક સાંભળે તો આ ખોટું દેખાય, કહેશે, બેઉ ગાંડા થઈ ગયા છે.

બાકી, આ તો જીવતાં જ નથી આવડતું પૈણતા નહોતું આવડ્યું તે મહાપરાણે પૈણ્યા ! બાપ થતાં નથી આવડતું, એમ ને એમ બાપ થઈ ગયો. છોકરાઓ ખુશ થઈ જાય એવું હવે જીવન જીવવું જોઈએ. સવારમાં બધાએ નક્કી કરવું જોઈએ કે ભઈ આજે કોઈની સામસામે અથડામણ ન આવે, એવું આપણે વિચાર કરી લો, કહીએ. અથડામણથી ફાયદો થાય છે એ મને દેખાડો.

**પ્રશ્નકર્તા :** ના, નથી થતો.

**દાદાશ્રી :** શું ફાયદો થાય છે ?

**પ્રશ્નકર્તા :** દુઃખ થાય.

**દાદાશ્રી :** નહીં, દુઃખ થાય એટલું જ નહીં. આ અથડામણથી અત્યારે તો દુઃખ થયું, પણ આખો દહાડો બગડે અને આવતો ભવ પાછું મનુષ્યપણું જતું રહે. માણસપણું તો ક્યારે રહે કે સજ્જનતા હોય તો માણસપણું રહે. પણ પાશવતા હોય, ગોદા માર માર કરે, શીંગડા માર માર કરે, ત્યારે પછી ત્યાં આગળ માણસપણું આવે ફરી ? ગાયો-ભેંસો શીંગડા મારે કે માણસ મારે ?

**પ્રશ્નકર્તા :** માણસ વધારે મારે.

**દાદાશ્રી :** તો માણસ મારે તો પછી જાનવરમાં જવું પડે.

**પ્રશ્નકર્તા :** એ વધારે વાગે હઉ.

**દાદાશ્રી :** વાગે પણ વધારે. એટલે ત્યાં આગળ બે પગને બદલે ચાર પગ ને પૂંછડું વધારાનું પાછું ! ત્યાંનું કંઈ જેવું તેવું છે ? ત્યાં કોઈ દુઃખ નથી ? બહુ છે, જરા સમજવું પડે, આમ કેમ ચાલે તે ?

## ટ્રાફિકના કાયદા તોડ્યે દંડ
## વ્યવહારે આથડ્યે વાગે પ્રચંડ !

**પ્રશ્નકર્તા :** પેલી ચોપડી કાલે લીધી હતી એમાં એ હતું કે, આ રોડ પરનાં વાહન-વ્યવહારનો શો ધર્મ છે કે અથડાશો તો તમે મરી જશો. અથડાવામાં જોખમ છે અને તમે કોઈની જોડે અથડાશો જ નહીં. તેમ આ વ્યવહારમાં ધર્મો એટલે રિલેટિવ ધર્મમાં કહે છે કે કોઈને પણ ત્રાસ ન આપો ને તમારે સુખ જોઈતું હોય તો બીજાને સુખ આપજો.

**દાદાશ્રી :** જેમ આ રોડ ઉપર આપણે કાળજીપૂર્વક ચાલીએ છીએ, પછી સામો માણસ ગમે તેવો ખરાબ હોય અને આપણને અથાડી જાય અને નુકસાન કરે એ જુદી વાત છે. પણ આપણો નુકસાન કરવાનો ઈરાદો ન હોવો જોઈએ. આપણે એને નુકસાન કરવા જઈએ તો આપણને નુકસાન થવાનું છે એ એટલે હંમેશાં દરેક અથડામણમાં બન્નેને નુકસાન થાય. તમે સામાને દુઃખ આપો ને તેની સાથે તમને દુઃખ એમ ને એમ ઓન ધી મોમેન્ટ પડ્યા વગર રહે જ નહીં. એ અથડામણો છે, એટલે મેં આ દાખલો આપ્યો છે કે રોડ ઉપરના વાહનવ્યવહારનો શો ધર્મ છે કે અથડાશો તો તમે મરી જશો. અથડાવામાં જોખમ છે માટે કોઈની જોડે અથડાશો નહીં. એ એવી રીતે આ વ્યવહારિક કાર્યોમાં પણ અથડાશો નહીં. અથડાવામાં જોખમ જ છે હંમેશાં. અને અથડાવાનું કોઈક દહાડો બને છે, કંઈ મહિનામાં બસો વખત થાય છે ? મહિનામાં કેટલા વખત આવે છે એવું ?

**પ્રશ્નકર્તા :** કો'ક વખત, બે-ચાર વખત.

**દાદાશ્રી :** હં, તે એટલા સુધારી લેવા આપણે. મારું કહેવાનું, શા માટે આપણે બગાડીએ, પ્રસંગોને બગાડવા એ આપણને શોભે નહીં. આ છે તે ટ્રાફિકના લૉઝ બધા. એ લૉના આધારે ચાલે છે. ટ્રાફિકના, એમાં પોતાની સમજણે કોઈ ના ચાલેને ? આ ટ્રાફિકના લૉમાં અને આમાં પોતાની સમજણે જ કાયદા નહીં ? આ તો કોઈ દહાડો અડચણ નથી આવતી. એ કેવું સરસ ટ્રાફિક ગોઠવાયેલું છે. હવે આ જો કાયદા તમે સમજીને ચાલો, તો ફરી અડચણ નહીં આવે. એટલે આ કાયદાઓ સમજવામાં ભૂલ છે. કાયદા સમજાવનાર સમજદાર હોવો જોઈએ.

આ ટ્રાફિકના લૉઝ પાળવા માટે તમે નિશ્ચય કરેલા હોય છે, તો કેવા સરસ પળાય છે ! કેમ એમાં અહંકાર જાગતો નથી કે ભલે એ કહે પણ આપણે આમ જ કરવું છે.

**પ્રશ્નકર્તા :** પેલો ટિકિટ આપી દેને, મામો ! (પોલીસવાળો દંડ કરેને !)

**દાદાશ્રી :** કારણ કે એ ટ્રાફિકના લૉઝમાં એ પોતે જ, બુદ્ધિ એટલી બધી સમજી શકે છે, સ્થૂળ છે એટલે, કે હાથ કપાઈ જશે, તરત મરી જઈશ. એવું આ અથડામણ કરીને આમાં મરી જઈશ એ ખબર નથી. પેલી બુદ્ધિ પહોંચી શકતી નથી. આ સૂક્ષ્મ વસ્તુ છે આ. આના નુકશાન બધાં સૂક્ષ્મ થાય છે !

એટલે એડજસ્ટ થતાં ના આવડે એ માણસને માણસ કેમ કહેવાય ? સંજોગોને વશ થઈને એડજસ્ટ થઈ જાય એ ઘરમાં કશુંય ભાંજગડ ના થાય. અમેય હીરાબાને એડજસ્ટ થતાં જ આવ્યા હતા ને ! એમનો લાભ ઉઠાવવો હોય તો એડજસ્ટ રહો. આ તો લાભેય કોઈ વસ્તુનો નહીં અને વેર બાંધશે તે જુદું ! કારણ કે જીવ સ્વતંત્ર છે દરેક. અને પોતે સુખ ખોળવા આવ્યા છે. બીજાને આપવા એ આવ્યો છે, એવું નથી. એને શું ? પોતે ખોળવા આવ્યો છે. હવે એને સુખને બદલે દુઃખ મળે એટલે પછી વેર બાંધે, પછી બૈરી હોય કે છોકરો હોય.

**પ્રશ્નકર્તા :** સુખ ખોળવા આવે તો દુઃખ મળે એટલે પછી વેર બાંધે ?

**દાદાશ્રી :** હા, એ તો પછી ભઈ હોય કે બાપા હોય પણ મહીં અંદરખાને વેર બાંધે એનું. આ દુનિયા આવી બધી, આ વેર જ બાંધે ! સ્વધર્મમાં વેર કોઈની જોડે ના થાય.

## ઘેર ન એડજસ્ટ કોઈ સંગે, શાસ્ત્રો ભણી ઉપદેશક કઢંગે !

**પ્રશ્નકર્તા :** 'એડજસ્ટમેન્ટ'ની વાત છે, એની પાછળ ભાવ શું છે ? પછી ક્યાં આવવું ?

**દાદાશ્રી :** ભાવ શાંતિનો છે, શાંતિનો હેતુ છે, અશાંતિ ઉત્પન્ન નહીં કરવાનો કીમિયો છે. 'દાદા'નું 'એડજસ્ટમેન્ટ'નું વિજ્ઞાન છે, અજાયબ 'એડજસ્ટમેન્ટ' છે આ અને જ્યાં 'એડજસ્ટ' નહીં થાય ત્યાં તેનો સ્વાદ તો આવતો જ હશેને તમને ? આ 'ડિસ્એડજસ્ટમેન્ટ' એ જ મૂર્ખાઈ છે. 'એડજસ્ટમેન્ટ'ને અમે ન્યાય કહીએ છીએ, આગ્રહ-દુરાગ્રહ એ કંઈ ન્યાય ના કહેવાય. કોઈ પણ જાતનો આગ્રહ એ ન્યાય નથી. અમે કશાનો કક્કો ના પકડીએ. જે પાણીએ મગ ચઢે એનાથી ચઢાવીએ, છેવટે ગટરના પાણીએ પણ ચઢાવીએ !

અહીં ઘેર 'એડજસ્ટ' થતાં આવડતું નથી ને આત્મજ્ઞાનનાં શાસ્ત્રો વાંચવા બેઠા હોય ! અલ્યા, મેલને પૂળો અહીંથી, પહેલું 'આ' શીખને. ઘરમાં 'એડજસ્ટ' થવાનું તો કશું આવડતું નથી. આવું છે આ જગત ! એટલે કામ કાઢી લેવા જેવું છે.

અત્યાર સુધી એકુય માણસ અમને ડિસ્એડજસ્ટ થયો નથી અને આ લોકોને ઘરનાં ચાર માણસોય એડજસ્ટ થતાં નથી, આ એડજસ્ટ થવાનું આવડે કે ના આવડે ? એવું થઈ શકે કે ના થઈ શકે ? આપણે જેવું જોઈએ એવું તો આપણને આવડે ને ? આ જગતનો નિયમ શો છે કે જેવું તમે જોશો એટલું તો આવડે જ એમાં કંઈ શીખવાપણું રહેતું નથી. કયું ના

આવડે ? કે હું તમને આમ જે ઉપદેશ આપ્યા કરું છું ને, તે આવડે નહીં. પણ મારું વર્તન તમે જોશો તો સહેજે આવડી જાય.

સંસારમાં બીજું કશું ભલે ના આવડે, કંઈ વાંધો નથી. ધંધો કરતાં ઓછો આવડે તો વાંધો નથી, પણ એડજસ્ટ થતાં આવડવું જોઈએ. એટલે વસ્તુસ્થિતિમાં એડજસ્ટ થતાં શીખવું જોઈએ. આ કાળમાં એડજસ્ટ થતાં ના આવડે તો માર્યો જઈશ.

# (૧૦)

# બે ડિપાર્ટમેન્ટ નોખાં....

## રાખો હોમ-ફોરેન બે ડિપાર્ટમેન્ટ, રહેવાનું છે એક એપાર્ટમેન્ટ !

પુરુષે સ્ત્રીની બાબતમાં હાથ ના ઘાલવો ને સ્ત્રીએ પુરુષની બાબતમાં હાથ ના ઘાલવો. દરેકે પોતપોતાનાં 'ડિપાર્ટમેન્ટ'માં જ રહેવું.

**પ્રશ્નકર્તા :** સ્ત્રીનું ડિપાર્ટમેન્ટ કયું ? શેમાં શેમાં પુરુષોએ હાથ ના ઘાલવો ?

**દાદાશ્રી :** એવું છે, ખાવાનું શું કરવું ? ઘર કેમ ચલાવવું ? તે બધું સ્ત્રીનું ડિપાર્ટમેન્ટ છે. ઘઉં ક્યાંથી લાવે છે, ક્યાંથી નથી લાવતી તે આપણે જાણવાની શી જરૂર ? એ જો આપણને કહેતા હોય કે ઘઉં લાવવામાં અડચણ પડે છે તો એ વાત જુદી છે. પણ આપણને એ કહેતાં ના હોય, રેશન બતાવતાં ના હોય, તો આપણે 'ડિપાર્ટમેન્ટ'માં હાથ ઘાલવાની જરૂર જ શી ? 'આજે દૂધપાક કરજો, આજે જલેબી કરજો', એય આપણે કહેવાની જરૂર શી ? ટાઈમ આવશે ત્યારે એ મૂકશે. એમનું 'ડિપાર્ટમેન્ટ' એ એમનું સ્વતંત્ર ! વખતે બહુ ઈચ્છા થઈ હોય તો કહેવું કે, 'આજે લાડુ બનાવજે.' કહેવા માટે ના નથી કહેતો, પણ બીજી આડી-અવળી, અમથી અમથી બૂમાબૂમ કરે કે 'કઢી ખારી થઈ, ખારી થઈ' તે બધું ગમ વગરનું છે.

આ રેલ્વેલાઈન ચાલે છે. તેમાં કેટલી બધી કામગીરીઓ હોય છે ! કેટલી જગ્યાએથી નોંધ આવે, ખબરો આવે, તે એનું 'ડિપાર્ટમેન્ટ' જ આવું જુદું. હવે તેમાંય ખામી તો આવે જ ને ? તેમ 'વાઈફ'ના 'ડિપાર્ટમેન્ટ'માં

કો'ક ફેરો ખામી પણ આવે. હવે આપણે જો એમની ખામી કાઢવા જઈએ તો પછી એ આપણી ખામી કાઢશે. 'તમે આમ નથી કરતા, તેમ નથી કરતા. આમ કાગળ આવ્યો ને તેમ કર્યું તમે.' એટલે વેર વાળે. હું તમારી ખોડ કાઢું તો તમે પણ મારી ખોડ કાઢવા તલપી રહ્યા હોય !

એટલે ખરો માણસ તો ઘરની બાબતમાં હાથ જ ના ઘાલે, એને પુરુષ કહેવાય ! નહીં તો સ્ત્રી જેવો હોય. કેટલાક માણસો તો ઘરમાં જઈને મસાલાના ડબ્બામાં જુએ કે, 'આ બે મહિના પર લાવ્યા હતા તે એટલી વારમાં થઈ રહ્યા.' અલ્યા, આવું જુએ છે તે ક્યારે પાર આવે ? એ જેનું 'ડિપાર્ટમેન્ટ' હોય તેને ચિંતા ના હોય ? કારણ કે વસ્તુ તો વપરાયા કરે ને લેવાયાય કરે. પણ આ વગર કામનો દોઢ ડાહ્યો થવા જાય !

**પ્રશ્નકર્તા :** એ પૂછે તો આપણે જવાબ આપવો. બાકી, નહીં તો એના ડિપાર્ટમેન્ટમાં આપણે હાથ ના ઘાલવો.

**દાદાશ્રી :** બરોબર છે. એ સારામાં સારું. ડિપાર્ટમેન્ટમાં હાથ ઘાલવો નહીં. એમનાં રસોડા ડિપાર્ટમેન્ટમાં હાથ ઘાલવો જોઈએ નહીં.

મુંબઈમાં એક આપણા છે તે પટેલ હતા અને તે પ્રોફેસર હતા. તે પછી એમના વાઈફને કહ્યું, આ તમારે પ્રોફેસર જેવો ધણી મળ્યો છે, પ્રોફેસર સીધા માણસ, એમની જોડે શું કરવા મતભેદ થાય છે ? ત્યારે કહે, દાદાજી શું કહું, જ્યારે હું બહાર જઉં છું ને કંઈક શાક-બાક લેવા તો આ ઘરમાં પછી રસોડામાં જઈને મરચું જોઈ લે, બીજું જોઈ લે, આ મરચું તો આપણે બે મહિના પહેલાં લાવ્યા હતા. એટલી વારમાં મરચું શી રીતે ખલાસ થઈ ગયું ? કહેશે. મરચું જુએ, બીજું જુએ, ત્રીજું જુએ. બોલો, આ હવે પેલા બેન ચીડાય કે ના ચીડાય ? મરચું હઉ જોવાનું આપણે ? તે ખઈ ગઈ મરચું ? એના પિયર મોકલી દીધું ? પ્રોફેસર થઈને આવું બોલે ! જુઓને, આખા ડબ્બા જોઈ આવે ! ત્યારે એને સંતોષ થાય અને પછી કોઈ ડબ્બો ખાલી દેખે, ત્યારે કહેશે, આ શું થયું ? કોઈને ઉછીનાં આપ્યાં હશે મરચાં ?

**પ્રશ્નકર્તા :** પહેલાં તો વહુની રીતે ચોખા કે દાળ ઓરાય નહીં, એ

તો સાસુ કાઢી આપે આમ... એટલું જ ઓરવાનું. વધારે પડી જાય એટલે કચકચ થાય ! એવું થયું આ તો.

**દાદાશ્રી :** પછી બઈએય જાણે કે ભઈની પાવલી પડી ગયેલી છે. માલ કેવો છે તે બેન સમજી જાય. નિયમ અને મર્યાદાથી જ વ્યવહાર શોભશે. માટે મર્યાદા ના ઓળંગશો ! હવે આ એની કંઈક લિમિટ હોવી જોઈએ કે ના હોવી જોઈએ ? એટલે આ નવી જાતની ડિઝાઈનો. આવું જોવાતું હશે, બળ્યું ? એટલે આપણે કંઈક વિચારી વિચારીને નક્કી કરવું ધોરણ કે આમાં હાથ ના ઘાલવો. હું પહેલેથી હાથ નહોતો ઘાલતો એમના ડિપાર્ટમેન્ટમાં. તો આપણા ડિપાર્ટમેન્ટમાં એ હાથ ના ઘાલે કે ભઈ આ પગાર કેટલો મળ્યો ને તમે શેમાં નાખી દીધા, એવું તેવું !

**પ્રશ્નકર્તા :** પણ એ કહે કે ના, અમારે તો તમારા ડિપાર્ટમેન્ટમાં આવવું જ છે, એમ હીરાબા કહે તો ?

**દાદાશ્રી :** ના, એમના ડિપાર્ટમેન્ટમાં હું હાથ ઘાલું ત્યારે એ ખોળેને ? રસોડા ડિપાર્ટમેન્ટ, હાઉસહોલ્ડ ડિપાર્ટમેન્ટ બધું એમનું અને બહારનું ફોરેન ડિપાર્ટમેન્ટ મારું, બે ડિપાર્ટમેન્ટમાં કોઈ કોઈનો હાથ ઘાલે નહીં. એ ડિપાર્ટમેન્ટ વહેંચી જ દીધેલાં. હાઉસહોલ્ડમાં હાથ આપણને નહીં ઘાલવાનો, એમના રસોડામાં એ ઘી ઢોળી નાખે કે પાંચ હજારનું સળગાવી મેલે કે એમના હાથે કંઈક સોનું ખોવાઈ ગયું એ એમનું ડિપાર્ટમેન્ટ ! અને ફોરેન ડિપાર્ટમેન્ટ મારું !

**પ્રશ્નકર્તા :** એ બરોબર છે. પણ આ ડિપાર્ટમેન્ટની જે લાઈન આપણે દોરી, એ ડિપાર્ટમેન્ટની લાઈન રહી નથી હવે.

**દાદાશ્રી :** એ તો આ લોકોએ કરી. પહેલાં જૂના જમાનામાંય ડિપાર્ટમેન્ટની લાઈનો નહોતી. તોય જૂના અમારા ઘૈડીયા હતાને, તેય મહીં જઈને રસોડામાં જઈને જોઈ આવે. 'આ હમણે ઘી લાવ્યા છે તે ક્યાં ગયું ?' ત્યારે પેલી કહેશે, 'અરે, ત્યારે હું ખાઈ ગઈ ?' એવા લોક છે. ગોળ જોઈ આવે, ખાંડ જોઈ આવે. મેર ચક્કર, એ ડિપાર્ટમેન્ટ એમનું. આ તો મારી શોધખોળો છે, બધી આ ડિપાર્ટમેન્ટની. તે દહાડે હોમ-ફોરેન

બોલતા નહોતું આવડતું. પણ આ એમનું ડિપાર્ટમેન્ટ ને આ મારું ડિપાર્ટમેન્ટ કહેશે !

**પ્રશ્નકર્તા :** પણ આજે તો આ બધા ડિપાર્ટમેન્ટ જ બદલાઈ ગયાં છેને ? મિક્સ થઈ ગયાં.

**દાદાશ્રી :** ના, મિક્સ નહીં, છૂટા પાડવાં હોય તો પાડી શકાય.

**પ્રશ્નકર્તા :** પણ આ માને નહીં ને !

**દાદાશ્રી :** એક ફેરો વક્કર જતો રહ્યો પછી વક્કર ફરી પડે નહીં. વક્કર શબ્દ સાંભળેલો ?

## સુધર્યો હીરાબા સંગ વ્યવહાર,
## ફરી ન ભૂલ એક ફેર નિર્ધાર !

અમારે ઘેરેય કોઈ દહાડો મતભેદ નથી પડ્યો. અમે તો પાટીદારો, એટલે ખાતું જરા જાડું અમારું. એટલે આમ ઘી મૂકેને, તે પાટિયો (ઘીનો) ધીમે ધીમે ડિગ્રીવાળું નમાવવાનો નહીં, તો શી રીતે નમાવતા હઈશું અમે ? નાઈન્ટી ડિગ્રી (સીધે સીધું) જ અને આ બીજા લોકોને ત્યાં જઈએ તો ડિગ્રી-ડિગ્રીવાળું (ધીમે ધીમે), તે આ હીરાબા ડિગ્રી-ડિગ્રીવાળા હતાં. એટલે મને આ ગમે નહીં કે આ તો આપણી આબરૂ જાય. પણ એ પ્રકૃતિ ઓળખી લીધેલી કે આ પ્રકૃતિ આવી છે. એટલે આપણે ઢોળીશું તોય વાંધો નહીં આવે, એ ઊહેડી લેશે !

હીરાબાના હાથે ઘી ઢોળાતું હોયને તોય જોયા કરીએ. કારણ કે અમારું જ્ઞાન હાજર હોય કે, એ ઢોળે જ નહીં. કોઈ દહાડોય હું કહું કે ઢોળો, તોય એ ના ઢોળે. છતાં એ ઢોળે છે, એટલે આપણને જોવા જેવી ચીજ છે, એવું અમારું જ્ઞાન હોય ઓન ધી મોમેન્ટ (તત્ક્ષણ). બધા જ્ઞાન હાજર હોય, તે મતભેદ પડતા પહેલાં મારું જ્ઞાન હાજર થઈ જાય. એટલે આખી જિંદગી મતભેદ જ નહીં પડેલો. પહેલાં નાનપણમાં જરાક બે-ચાર વર્ષ તાજેતાજું તે જરાક આમ અથડામણ થયેલી. પણ એમાંથી એક્સિપીરીયન્સ (અનુભવ લઈને) થઈને સમજી ગયાં.

**પ્રશ્નકર્તા :** પટેલો પેલું ઘી આમ રેડે ત્યારે કઈ ડિગ્રી પર પીરસે ?

**દાદાશ્રી :** સિત્તેર ડિગ્રી, આમ કરીને ! પછી મારે ને હીરાબાને નાનપણમાં વઢવાડ થયેલી. મારા મિત્રો આવેલા ને પેલું ચુરમું કરેલું. એ ઘી તો હીરાબા રેડે. ત્યારે પહેલાં આપણામાં રિવાજ તો આમ પાટિયાથી (ઘીની તપેલી) ઘી રેડવાનું હતું. ચમચી-બમચી નહોતી ને ચોખ્ખા ઘી તે દહાડે તો. તે હીરાબાનો સ્વભાવ કેવો કે આમ વ્યાજબી સ્વભાવ, એટલે કે નોર્મલ સ્વભાવ, એટલે જેને જેટલું જોઈતું હોય તેટલું આપવું જોઈએ. ત્યારે એય ખોટું ના કહેવાય. ખાનારને કશું ના થાય. ખાનાર ટેવાયેલા હતા કે 'ભઈ, આપણને જરૂરિયાત પ્રમાણે મૂકશે અને આમ જરૂરિયાત પ્રમાણે મૂકતા'તા બિચારાં. પણ આ નોબલ એવા મોટાં, તે પેલો પાટિયો મારે આમ ઢોળવા જોઈએ. મારો સ્વભાવ તે ઘડીએ જરા એબ્નોર્મલ સ્વભાવ હતો. અત્યારે હવે જ્ઞાન પછી નોર્મલ થઈ ગયો છે, પણ તે દહાડે એબ્નોર્મલ સ્વભાવ હતો. તે પછી હીરાબા આમ ઘી રેડતાં હતાંને એટલે મને રીસ ચઢી ગઈ, ખૂબ ચઢી. ને પેલા બધા ગયા પછી ખૂબ વઢ્યો. મેં કહ્યું, 'આમ ધાર પાડો છો ? આ આવું ના ચાલે. એકદમ પાટિયો વાળી દેવાનો.' ત્યારે એમને કંઈ ખોટું લાગ્યું. તે કહે છે, હું આપત ને ધીમે ધીમે આપત. તમે બહાર ઢોળી દેવડાવો એનો શું અર્થ ? હું તમારા ભાઈબંધને કંઈ ઓછું મૂકવાની હતી ? પછી મને કહેવા લાગ્યાં કે તમે તો મારું બધાની વચ્ચે અપમાન કરી નાખ્યું. પછી હું સમજી ગયો કે આ તો મારી જ ભૂલ થઈ છે. કારણ કે સ્વભાવ બળ્યો એવો ! મારો એબ્નોર્મલ સ્વભાવ, એ તો ગાંડપણ જ છેને, મેડનેસ કહેવાય. આસક્તિ છે એક જાતની ! અતિશય નોબલ થવું એય ગાંડપણ છે. અને બહુ કરકસરિયાવાળું એ ગાંડપણ, નોર્માલિટી જોઈએ. પછી આમ કરતાં કરતાં અથડાઈ અથડાઈને ઠેકાણે આવી ગયું. બે-ચાર વર્ષમાં જ આવી ગયું. હું સમજી ગયો. તારણ કાઢી લીધું કે આમાં આમની કરેક્ટ વાત છે અને એ કરેક્ટમાં ફરી પછી બીજીવાર નહીં જોવાનું. એકવાર કરેક્ટનેસ નક્કી કરી દીધી કે આ બાબતમાં એ કરેક્ટ છે. એટલે પછી કરેક્ટ જ ! પછી બીજું જોવાનું નહીં. બીજું બધું સંજોગવશાત્ અને એ ભગવાનથીય ફેરફાર ના થાય.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પહેલાની વાતને, આ તો ?

**દાદાશ્રી :** બાવીસ-ત્રેવીસ વર્ષની નાની ઉંમરમાં બનેલું, પેલા ભાઈબંધ આગળ મારી આબરૂ ગઈ એવું મને લાગે.

**પ્રશ્નકર્તા :** મારે એવું જ થાય છે. તે એનો ઉપાય શું ?

**દાદાશ્રી :** ઘી મૂકતી વખતે આપણે મૂકવું. પાટિયો રહેવા દેજો, પાટિયો હું મૂકીશ, કહીએ. બીજું છે એ તમે મૂકજો, કહીએ. જે હું તો શોધી કાઢું આવું. ક્યાં આગળ ડિફેક્ટ (ખામી) છે, તે એ ડિફેક્ટનું હું પૂરી કરી આપું. પણ વઢીએ નહીં. ડિફેક્ટનું શોધન કરીએ !

## 'શું શાક લાવું' પૂછવાનો રિવાજ, 'ઠીક લાગે તે' કહેવાનો રિવાજ !

શરૂઆતનાં ત્રીસ વર્ષ સુધી જરા ભાંજગડ થયેલી. પછી વીણી વીણીને બધું કાઢી નાખ્યું ને ડિવિઝન કરી નાખ્યા કે રસોડા ખાતું તમારું અને કમાણી ખાતું અમારું, કમાવવાનું અમારે. તમારા ખાતામાં અમારે હાથ ઘાલવાનો નહીં. અમારા ખાતામાં તમારે હાથ નહીં ઘાલવાનો. શાકભાજી એમણે લઈ આવવાની.

પણ અમારા ઘરનો રિવાજ તમે જોયો હોય તો બહુ સુંદર લાગે. હીરાબા જ્યાં સુધી શરીર સારું હતું ત્યાં સુધી બહાર પોળને નાકે છે તે પેલું એ હોય, શાકની દુકાન, ત્યાં જાતે શાક લેવા જાય. તો આપણે બેઠા હોય તો હીરાબા મને પૂછે, શું શાક લાવું ? ત્યારે હું એમને કહું, તમને ઠીક લાગે તે. પછી એ લઈ આવે. પણ એવું ને એવું રોજ ચાલે, એટલે પછી માણસ શું થઈ જાય ? એ પછી પૂછવાનું બંધ રાખે. બળ્યું આપણને એ શું કહે છે, તમને ઠીક લાગે તે. તે પાંચ-સાત દહાડા ના પૂછે, એટલે પછી એક દહાડો હું કહું કે, 'કેમ આ કારેલાં લાવ્યા ?' ત્યારે એ કહે છે, 'હું તો પૂછું છું ત્યારે કહો છો, તમને ઠીક લાગે એ અને હવે શું લાવી ત્યારે તમે ભૂલ કાઢો છો ?' ત્યારે મેં કહ્યું, 'ના, આપણે એવો રિવાજ રાખવાનો. તમારે મને પૂછવું, શું શાક લાવું ? ત્યારે હું તમને કહું કે તમને ઠીક લાગે

એ. એ આપણો રિવાજ ચાલુ રાખજો.' તે એમણે ઠેઠ સુધી ચાલુ રાખેલો. આમાં બેસનારનેય શોભા લાગે કે કહેવું પડે, આ ઘરનો રિવાજ ! એટલે આપણો વ્યવહાર સારો બહાર દેખાવો જોઈએ. એકપક્ષી ના થવું જોઈએ. મહાવીર ભગવાન કેવા પાકા હતા ! વ્યવહાર અને નિશ્ચય બન્નેય જુદા. એકપક્ષી નહીં. ના જુએ વ્યવહારને ? લોકો જુએય ખરા ને રોજેય. 'રોજ એ બાબત તમને પૂછે ?' મેં કહ્યું, 'હા, રોજ પૂછે.' 'તો થાકી ના જાય ?' કહે છે. મેં કહ્યું, 'અલ્યા શાના થાકવાના બા ! કંઈ મેડા ચઢવાના કે ડુંગર ઉપર ચઢવાના હતા તે ? આપણા બેનો વ્યવહાર લોકો દેખે એવું કરો.'

**પ્રશ્નકર્તા :** પણ પૂછવું એ કંટ્રોલ કર્યો ના કહેવાય ?

**દાદાશ્રી :** નહીં, વિનય રાખીએ. બન્નેનો વિનય છે એ તો !

અમે જે ગોઠવેલુંને એ વિનય કહેવાય. પેલા કહેશે, હું કહું તે જ તારે શાક લાવવાનું છે, એ અવિનય કહેવાય. આપણે કહીએ કે ના તું જ લઈ આવજે અને પછી બૂમ પાડવી તે અવિનય કહેવાય. આ બન્ને વિનયમાં રહે ને ! કો'ક દહાડો આપણને જરૂર હોય કે આજ રીંગણા ખાવાં છે. તો બોલીએય ખરા કે ભઈ આજ રીંગણાં લાવજો. એમ કહેવામાં શું જાય આપણું ?

**પ્રશ્નકર્તા :** આટલો આપણો હક રહેવો જોઈએ ?

**દાદાશ્રી :** હક એમનોય રહેવો જોઈએ. તો પછી ડખો થાય નહીં.

**પ્રશ્નકર્તા :** એ એમનો વિનય સાચવતા હતા. તમે તમારો વિનય સાચવતા હતા.

**દાદાશ્રી :** હં, જગત એમ જુએ, સંસ્કાર જુએ. કહેવું પડે ! આપણે એમનું કેટલું માન રાખ્યું કે તમને ઠીક લાગે તે !

**પ્રશ્નકર્તા :** અને એમણે તમારું માન રાખ્યું પૂછી ને, શું લાવીએ ?

**દાદાશ્રી :** હા, એ સંસ્કાર કહેવાય. નહીં તો ઉદ્ધતતા થઈ જાય.

ઉદ્ધત થઈ શકે પછી. કહેશે, ખાવું હોય તો ખાવ એવું કરે. આ તો પછી ક્વૉલિટી એવી કે સરકતા વાર ના લાગે.

**પ્રશ્નકર્તા :** એમાં થોડોક ઈગો છે ?

**દાદાશ્રી :** નહીં, આ વ્યવહાર છે, વ્યવહાર !

**પ્રશ્નકર્તા :** પણ એમ થાયને કે મને પૂછ્યું !

**દાદાશ્રી :** નહીં. મને પૂછ્યું એનો સવાલ નહીં. મને પૂછ્યું એનો જો ઈગો હોયને તો એમને કહું કે તમને ઠીક લાગે તે ? એવું ના બોલું હું. આ વ્યવહાર કહેવાય. બહારના બેસનારને દેખાય કે કહેવું પડે આ ! આ બોલતા નથી કે આ લાવજે ને આ લાવજે અને એમેય કહેવું પડે કે આ બહેન આટલી ઉંમરે પૂછે છે ! વ્યવહાર સુંદર દેખાય. એ આવો વ્યવહાર આપણે નભાવવો જોઈએ. તમે વ્યવહાર બંધ કરો તો દુનિયા શું કહે ? કે બઈ ગાંઠતી જ નથી એમને. એટલે વિવેક ! આ વિવેક જો લોકો જોશેને, તો કહેશે કે આ વિવેક કેવો સુંદર છે ! કેમ લાગે છે તમને ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** બાકી ઈગો તો હોય જ. ઈગો તો સંસારમાં બધે જ હોય, પણ જે ઈગો સામાને નુકસાન કરતો નથી, ફાયદાકારક થાય આ. હમણાં તમારે ઘેર આવો વ્યવહાર ચાલુ રાખ્યો હોય તો બહુ સુંદર શોભા આવે આમાં, ના રહે ભઈ ? એ પૂછે અને આપણે એમને કહીએ કે તમને ઠીક લાગે તે !

**પ્રશ્નકર્તા :** બીજા લોકોને માન અને સંપ દેખાય.

**દાદાશ્રી :** હં, સામસામી પ્રેમ સચવાય બધું. એમના મનમાંય એમ થાય, ઓહોહોહો ! મારી પર છોડી દે છે, મારી પર કેટલો બધો વિશ્વાસ છે. અને મારા મનમાં એમ થાય કે હું ધણી છું, એ હજુ એક્સેપ્ટ કરે છે. આ પદ્ધતિસર હોવું જોઈએ. પદ્ધતિસર ના હોવું જોઈએ ?

## દુકાનનો હિસાબ ? ઘેર મોડા કેમ ? ગાડી ચૂક્યા કેમ ? ડખલો સ્ત્રીની એમ !

**પ્રશ્નકર્તા :** સ્ત્રીએ પુરુષની કઈ બાબતમાં હાથ ના ઘાલવો ?

**દાદાશ્રી :** પુરુષની કોઈ બાબતમાં ડખો જ ના કરવો. 'દુકાનમાં કેટલો માલ આવ્યો ? કેટલો ગયો ? આજે મોડા કેમ આવ્યા ?' પેલાને પછી કહેવું પડે કે, 'આજે નવની ગાડી ચૂકી ગયો.' ત્યારે બેન કહેશે કે, 'એવા કેવા ફરો છો કે ગાડી ચૂકી જવાય ?' એટલે પછી પેલા ચિડાઈ જાય. પેલાને મનમાં એમ થાય કે આવું ભગવાન પણ પૂછનાર હોત તો તેને મારત. પણ અહીં આગળ શું કરે હવે ? એટલે વગર કામના ડખા કરે છે. બાસમતીના ચોખા સરસ રાંધે ને પછી મહીં કાંકરા નાખીને ખાય ! એમાં શું સ્વાદ આવે ? સ્ત્રી-પુરુષે એકમેકને 'હેલ્પ' કરવી જોઈએ. ધણીને ચિંતા-'વરીઝ' રહેતી હોય તો તેને કેમ કરીને વરીઝ ના થાય એવું સ્ત્રી બોલતી હોય. અને ધણી પણ બૈરી મુશ્કેલીમાં ના મૂકાય એવું જોતો હોય. ધણીએ પણ સમજવું જોઈએ કે સ્ત્રીને ઘેર છોકરાં કેટલાં હેરાન કરતાં હશે ? ઘરમાં તૂટે ફૂટે તો પુરુષે બૂમ ના પાડવી જોઈએ. પણ તેય લોકો બૂમો પાડે કે 'ગયે વખતે સરસમાં સરસ ડઝન કપરકાબી લાવ્યો હતો, તે તમે એ બધા કેમ તોડી નાખ્યા ? બધું ખલાસ કરી નાખ્યું.' એટલે પેલી બેનને મનમાં લાગે કે, 'મેં તોડી નાખ્યા ? મારે કંઈ એને ખઈ જવા હતાં ? તૂટી ગયાં તે તૂટી ગયાં, તેમાં હું શું કરું ?' 'મી કાય કરું ?' કહેશે. હવે ત્યાં વઢવાડો. જ્યાં કશી લેવાય નહીં ને દેવાય નહીં. જ્યાં વઢવાનું કોઈ કારણ જ નથી ત્યાંય લડવાનું ?

## ખાતામાં ન હીરાબાનો હાથ, પત્નીનું પંક્ચર શાસ્ત્રમાં ન વાત !

અમારે ને હીરાબાને કશો મતભેદ જ નથી પડતો. અમારે એમનામાં, ઘરની કોઈ બાબતમાં હાથ જ નહીં ઘાલવાનો કોઈ દહાડોય. એમના હાથે પૈસા પડી ગયા, અમે દીઠા હોય તોય અમે એમ ના કહીએ કે 'તમારા પૈસા પડી ગયા, તે જોયું કે ના જોયું ?' એ પણ અમારામાં હાથ ના ઘાલે.

અમે કેટલા વાગે ઊઠીએ, કેટલા વાગે નહાઈએ, ક્યારે જઈએ, એવી અમારી કોઈ બાબતમાં ક્યારે પણ એ એમના પૂછે. કો'ક દહાડો અમને કહે કે, 'આજે વહેલા નાહી લો' તો અમે તરત ધોતિયું મંગાવીને નાહી લઈએ. અરે, અમારી જાતે ટુવાલ લઈને નાહી લઈએ. કારણ કે અમે જાણીએ કે આ 'લાલ વાવટો' ધરે છે. માટે કંઈક ભો હશે. પાણી ના આવવાનું હોય કે એવું કંઈક હોય તો જ એ અમને વહેલા નાહી લેવાનું કહે, એટલે અમે સમજી જઈએ. એટલે થોડું થોડું વ્યવહારમાં તમેય સમજી લોને, કે કોઈ કોઈનામાં હાથ ઘાલવા જેવું નથી.

ફોજદાર પકડીને આપણને લઈ જાય પછી એ જેમ કહે તેમ આપણે ના કરીએ ? જ્યાં બેસાડે ત્યાં આપણે ના બેસીએ ? આપણે જાણીએ કે અહીં છીએ ત્યાં સુધી આ ભાંજગડમાં છીએ. એવું આ સંસારેય ફોજદારી જ છે. એટલે એમાંય સરળ થઈ જવું. ઘેર જમવાની થાળી આવે છે કે નથી આવતી ?

**પ્રશ્નકર્તા :** આવે છે.

**દાદાશ્રી :** રસોઈ જોઈએ તે મળે, ખાટલો પાથરી આપે પછી શું ? અને ખાટલો ના પાથરી આપે તો તેય આપણે પાથરી લઈએ ને ઉકેલ લાવીએ. શાંતિથી વાત સમજવી પડે. તમારા સંસારના હિતાહિતની વાત કંઈ શાસ્ત્રમાં લખેલી હોય ? એ તો જાતે સમજવી પડશેને ?

એટલે અમે તો અમારો કોન્ટ્રાક્ટનો ધંધો હતો. મારા બ્રધરના વખતમાં, તે અમારાં ભાભી બહુ હોશિયાર હતાં. સેકન્ડ વાઈફ હતાં, પણ હોશિયાર બહુ હતાં. તે અમારા બે ભાઈનો હિસાબ માગે કે, હમણે શું કમાણી ચાલે છે ને એ બધું ! આ સેકન્ડ વાઈફ એટલે અમારા મોટા ભાઈ જરા માન આપતા, ફર્સ્ટ વાઈફને તો ગાંઠેલા નહીં. તે ભાભી મને કહે, 'હિસાબ કહો ને ?' મેં કહ્યું, 'આ વાત ક્યાંથી લાવ્યા આપણા ઘરમાં ? હિસાબ-બિસાબ સ્ત્રીઓએ ના મંગાય. હું હિસાબ નહીં આપું. કોઈ પણ સ્ત્રીને એ પછી ભણેલી હોય કે અભણ હોય, પણ હિસાબ આપવા હું તૈયાર નથી. અને હિસાબ હું લઈશેય નહીં, એવી કડકાઈ હું નહીં રાખું.' એટલે

નાનપણમાંથી અમે જુદા થયા, તોય છે તે મેં હીરાબાને કહી દીધેલું. અને મને તો અહીં આગળ એ એમ કહે કે 'આ સાલ ધંધામાં તમે ધ્યાન ના આપ્યું તેથી ખોટ આવી છે.' તે આપણને પોષાય નહીં. શાથી ખોટ આવી એનું તમને એક્સપ્લેનેશન (ખુલાસો) આપવા માટે અમે તૈયાર નથી. અરે, અમે ભગવાનનેય આપવા તૈયાર નથી. એટલા બધા અહંકારનું સેવન અમે રાખતા હતા. આ એક્ઝેક્ટ વાત કહું છું, જે છે તે. એ અહંકાર જતો રહ્યો ત્યારે આ ડાહ્યા થયા. પણ હીરાબાએ અત્યાર સુધી અમારા ધંધામાં હાથ નથી ઘાલ્યો અને અત્યારેય હાથ ઘાલવાનો નહીં. એ જાણે નહીં કે શું ધંધો ચાલે છે, કેવી રીતે ચાલે છે !

કારણ કે અમારા ભાઈએ શીખવાડ્યું હતુ આ. અમારા ભાઈ ઘરમાં કહે, 'આ સાલ આમ ધંધો ચાલે છે ને તેમ ધંધો ચાલે છે.' તે બીજી વખતનાં વાઈફ એટલે એમને ખુશ કરવા માટે આ બધું બોલે. તે પછી એમણે ધંધામાં હાથ ઘાલી દીધો. હવે એમને ખુશ કરીને શું કામ છે તે ? બીજી સાડી જોઈતી હોય તો સાડી લઈ આવ તારે ! એને પૂછવું, તારે જોઈએ છે ? લે, બીજી લાવ હેંડ ! સોનાની બંગડીઓ બનાવવી છે ? તે હીરાના કાપ કરાવવા છે ? બાકી એને આ કહેવાનું હોય કે આ સાલ ધંધામાં આમ છે ? ને ખોટ જાય ત્યારે એ જ આપણને બૂમ પાડશે. તમને ધંધો કરતા નથી આવડતું, એવું કહેશે ત્યારે આપણી આબરૂ શી રહી ? એ કરાતી હશે એવી વાત ? આ જગતમાં લડાઈઓ થઈ છે તે સ્ત્રીઓને વાત કરવાથી જ થઈ છે. આ જરાક ઢીલા હોયને તે સ્લીપ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** તો એને કપટ કહેવાય, એ બનાવટ કરી કહેવાય ?

**દાદાશ્રી :** બનાવટ નહીં, આ તમારા હિતને માટે છે.

## સહજીવનનું બાંધ્યું બંધારણ, બન્નેનાં ખાતાં જુદાં, એ જ તારણ !

ડિવિઝન તો મેં પહેલેથી, નાનપણમાંથી પાડી દીધેલાં કે ભઈ, આ રસોડા ખાતું એમનું અને ધંધાનું ખાતું મારું. નાનપણમાં મને ધંધામાં હિસાબ પૂછે, ઘરની સ્ત્રી હોય તો મારું મગજ ફરી જાય. કારણ કે તમારી લાઈન

નહીં. તમે વિધાઉટ એની કનેક્શન પૂછો છો, કનેક્શન (અનુસંધાન) સહિત હોવું જોઈએ. એ પૂછે, 'આ સાલ શું કમાયા ?' મેં કહ્યું, 'આવું ના પૂછાય તમારાથી. આ તો અમારી પર્સનલ મેટર થઈ. તમે આવું પૂછો છો ? તો કાલે સવારે પાંચસો રૂપિયા કોઈને આપી આવ્યો હોઉં તો તમે મારું તેલ કાઢી નાખો.' કો'કને આપી આવ્યા તો કહેશે 'આવું લોકોને આપો છો ને પૈસા જતા રહેશે.' એવું તમે તેલ કાઢી નાખો. એટલે પર્સનલ મેટરમાં તમારે હાથ નહીં ઘાલવાનો.

એટલે પછી મને કોઈ દહાડોય એ પૂછવા ના આવે કે તમે આને પાંચસો રૂપિયા કેમ આપ્યા ? કે કેમ આવું કરો છો ? શું ચાલે છે ? એવું તેવું કશું પૂછે નહીં. જો સ્ત્રીને એમ કહીએ 'હમણે નથી ચાલતું' તો એ હઉ ઢીલી થઈ જાય. એટલે આ લાઈનમાં પેસવા ના દેવું. સહુ સહુની લાઈન સારી છે.

અને પેલું અમે રસોડામાં હાથ ઘાલીએ નહીં ને તમારા ડિપાર્ટમેન્ટમાં અમારે અક્ષરેય બોલવાનો નહીં. તમે દૂધ આખું તપેલું ઢોળી દો તોય અમને વાંધો નથી. તમે બધા પ્યાલા ફોડી નાખો તોય અમને વાંધો નથી. કઢી ખારી થાય તોય અમને વાંધો નથી. તમે ગમે તેવા ચોખા રાંધતા હોય, પણ અમને વાંધો નથી આવવાનો. અમારું જુદું ને તમારું જુદું. ડિપાર્ટમેન્ટ જ જુદાં. આ વહેંચણ કરેલી. કોન્સ્ટિટ્યુશન (બંધારણ) જ બાંધેલું આમ. કેમ જીવન જીવવું એનું બંધારણ જ બાંધેલું. એટલે છેલ્લાં પિસ્તાલીસ વર્ષથી મતભેદ વગર રહી શક્યા. એકેય મતભેદ નહીં, આખા દહાડામાં !

બાકી આપણા લોક તો કેવા છે ? બહુ દોઢડાહ્યા ! કઢીને આ રાઈનો વઘાર કેમ કર્યો ? અલ્યા, એની બાબતમાં તું શું કરવા પૂછ પૂછ કરે છે ? આ વગર કામનો ડખો કરે. એ હોલ એન્ડ સોલ એનું ડિપાર્ટમેન્ટ છે. અમે આવી તેવી બાબતમાં હાથ નહોતા ઘાલતા. અમે તો અમારી આબરૂ કેમ રહે એટલું જોતા'તા. ખાવાનું ઓછું મળશે તો વાંધો નહીં. કોન્સ્ટિટ્યુશનની બહાર ના જવાય. જીવન જીવવું જોઈએ. તે જીવ્યા ખરા ઠેઠ સુધી. ૪૫-૪૫ વર્ષથી મતભેદ પડ્યો નથી.

**પ્રશ્નકર્તા :** તમે પગાર જેટલા રૂપિયા ઘરે પહોંચાડતા, ઘર ચલાવવા માટે તો હીરાબા બોલતા નહીં કે વધારે પૈસા લાવો ?

**દાદાશ્રી :** એ તો ઊલટા, મહીં પડી રહે, વધે ઊલટા. કારણ કે હું જાણું ને. મને સાધારણ સમાજમાં જ્યાં આગળ લોકોને ગ્રેજ્યુએટ એટલે પચાસ પગાર મળતો હોય, તો મને સો રૂપિયા મળે એવું તો હું જાણું ને ! તે સારી સ્થિતિ બધી. અને એ કંઈ બોલે નહીં કોઈ દહાડો અને એવું ખૂટવા દઉં નહીં ને. પૈસા સંબંધી બોલે નહીં.

## બન્ને મળી નક્કી કર્યું ધોરણ,
## જો માંગે હિસાબ, બળ્યું જીવન !

એટલે ડિવિઝન ઑફ લેબર્સ એવું એમનું ખાતું હોમ ડિપાર્ટમેન્ટ. અમારું ખાતું ફોરેન ડિપાર્ટમેન્ટ. બેઉ જુદાં જ રાખવાનાં. પછી આપણે બસ્સો કોઈને આપીએ તો એમનાથી બોલાય નહીં. હવે એ એમાં પાર્ટનર ખરાંને. એટલે પાછાં, મને કેમ પૂછ્યું નહીં ? એમ ને એમ આપી દીધા ? એવી બૂમો પાડે. એટલે આપણે બહાર ખાનગીમાં આપી દેવું. એટલું કપટ રાખવું. મતભેદ ના થાય બળ્યો ! આંખે દીઠાનું ઝેર છે ને. અને આપવા તો પડે જ છેને !

**પ્રશ્નકર્તા :** તમારે હીરાબા સાથે ચર્ચા થયેલી કે આ તમારું અને આ મારું કામકાજ ?

**દાદાશ્રી :** હા. એટલું ડિસાઈડ (નક્કી) થઈ ગયેલું. પણ અમને પૂછવું પડે ખરું. નહીં તો વ્યવહાર, દુનિયાના લોકો શું સમજે ?

**પ્રશ્નકર્તા :** એ ડીસાઈડ તમે કરેલું કે હીરાબાએ કરેલું ? બન્ને ભેગા થઈને કરેલું ?

**દાદાશ્રી :** એ તો મેં જ કહી દીધેલું અને એમણે એ એક્સેપ્ટ (સ્વીકાર) કરેલું.

**પ્રશ્નકર્તા :** એમણે એક્સેપ્ટ કર્યુંને ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** પણ અહીં તો એક્સેપ્ટ ના કરે તો ?

**દાદાશ્રી :** પણ ડિવિઝન પાડ્યું કે આ તમારા કામમાં ફરી હાથ ઘાલીએ નહીં એટલે એક્સેપ્ટ થઈ જ જાયને. એમનામાં હાથ ઘાલીએ નહીં એટલે પછી એ આપણામાં હાથ ઘાલે તો આપણે કહીએ કે અમે તમારામાં હાથ નથી ઘાલતા, તમે અમારામાં હાથ ના ઘાલો તો સારું કહેવાય. એટલે પછી એ સમજી જાયને. હંમેશાં વહેંચણ થઈ ગયું હોયને તો ફરી ભાંજગડ ના થાય.

## આવા પ્રશ્નો બંધારણ વિરુદ્ધ,
## દાદા દેખાડે વ્યવહાર શુદ્ધ !

**પ્રશ્નકર્તા :** દાદા, પણ ઘરમાં બે જણ હોય, વાઈફ ને હું. તો મતભેદ તો પડે જ ને. બે વ્યૂપોઈન્ટ થાય ને ?

**દાદાશ્રી :** ખુરશી જોડે પડે છે ?

**પ્રશ્નકર્તા :** ના, પણ કપડું ખરીદવું હોય તો વાઈફ કહે, આ ખરીદો અને હું કહું, આ ખરીદો. આ સિમ્પલ (સાદો) દાખલો આપ્યો એ મતભેદ ના કહેવાય ?

**દાદાશ્રી :** ઓહોહોહો ! એ તો બધી આપણી જ ભૂલ છે. એ જે અમુક બાબતો હોયને, તે આપણે, જેમ આ પ્રધાનો હોય છેને તે બધા વહેંચી લે છે ડિપાર્ટમેન્ટ કે આ હોમ ડિપાર્ટમેન્ટ, આ ફોરેન ડિપાર્ટમેન્ટ. સમજ પડીને ?

**પ્રશ્નકર્તા :** પણ એ લોકો જ એવું કહે કે તમે અમારામાં રસ નથી લેતા, તમે છોકરામાં રસ નથી લેતા.

**દાદાશ્રી :** ના, રસ લઈએ આપણે, છોકરાને માથે હાથ ફેરવીએ, બોલાવીએ, બેસાડીએ.

**પ્રશ્નકર્તા :** હા, એ સરસ કહ્યું. એ ગમ્યું મને.

**દાદાશ્રી :** હં, પણ એના ડિપાર્ટમેન્ટમાં હાથ ના ઘાલવો.

**પ્રશ્નકર્તા :** આપણે એમના ડિપાર્ટમેન્ટમાં માથું નહીં મારવાનું.

**દાદાશ્રી :** હા, માથું મારવાનું નહીં અને પાછું બાબાની ઉપર હાથ ફેરવવાનો, વાતોચીતો કરવાની. વળી આનંદની વાતો કરવાની. પણ તે બીજી ભાંજગડો નહીં. કંઈક ગોઠવણી હોવી જોઈએ આપણી. ડિપાર્ટમેન્ટ ના થાય નક્કી કે આટલું ડિપાર્ટમેન્ટ તમારું ?

**પ્રશ્નકર્તા :** હવે ધારો કે પત્ની છે તો એના ડિપાર્ટમેન્ટનું કહે કે ભઈ, આટલું બાબાને તમે કરો કે બાબાને સ્કૂલમાં લઈ જાવ તો પછી તે ઘડીએ શું કરવાનું ? ડિપાર્ટમેન્ટ પકડી બેસી રહેવાનું ?

**દાદાશ્રી :** આપણે જોઈ આપવું તે વખતે.

**પ્રશ્નકર્તા :** એટલે પેલું ગધે કા પૂંછની જેમ પકડી નહીં રાખવાનું કે આ મારું ડિપાર્ટમેન્ટ નહોય, હું નહીં કરું ?

**દાદાશ્રી :** ના એવું, એવું ડિપાર્ટમેન્ટ કહેવાતું હશે ? એ એના ડિપાર્ટમેન્ટમાં કંઈ શક્તિ ના હોય ને આપણને કહે તો એ આપણી ફરજ છે. અરે, બહારનો કોઈ કહેવા આવ્યો તોય આપણે કરીએ છીએ, નથી કરતા ? કોઈ આપણને વિનંતી કરે તો આપણે એ કરવું જ જોઈએ. તે ઘડીએ આપણે એમ ના કહીએ કે આ તારું ડિપાર્ટમેન્ટ, અહીં મારી પાસે ક્યાં લાવી ?

**પ્રશ્નકર્તા :** એટલે હવે ઘરમાં પ્રધાન જેવું તો હોવું જોઈએને ? એમની મિનિસ્ટ્રીમાં કંઈ બગડતું હોય, ખરાબ થતું હોય, તો એને કહેવું તો જોઈએને આપણે ? ત્યાં પછી મતભેદ ના થાય ?

**દાદાશ્રી :** આપણે શું કરવા કહીએ ? એ આ પ્રધાન, આપણે આ પ્રધાન. આપણે કંઈ પ્રેસિડન્ટ નથી એ બેના !

**પ્રશ્નકર્તા :** ઘરનાં વ્યવહારમાં કંઈ બગડતું હોય તો કહેવાની આપણી ફરજ ખરી કે નહીં ?

**દાદાશ્રી :** એ તો ધીમે રહીને વાત કરવાની.

**પ્રશ્નકર્તા :** કંઈ સમજાવીને કહેવું જોઈએને, આ પ્રમાણે નહીં, આ પ્રમાણે કરવું જોઈએ.

**દાદાશ્રી :** હા, સમજાવીને બધું કહેવું જોઈએ. સમજાવીને કહીએ છતાં ના માને તો એમની મરજી. આપણે એને કહેવાના અધિકારી.

**પ્રશ્નકર્તા :** પણ ક્રોધ નહીં કરવાનો ?

**દાદાશ્રી :** એ ક્રોધ તો આપણી નબળાઈ છે, એ તો પેલાય સમજી જાય કે આ ચિડાયા કરે છે. એ મનમાં શું સમજે કે આ ચીડિયા માણસ છે. બહાર લોકોને કહે, નર્યા ચીડિયા છે, ત્યારે એમાં આબરૂ વધી ગઈ આપણી ?!

**પ્રશ્નકર્તા :** તો કોઈને કહેવાઈ જાય એ નિંદા કહેવાય ખરી ?

**દાદાશ્રી :** ના કહેવાય. એવું બહાર કો'કને કહેવાતું હશે ? આપણા રાજનું બહાર કહેવાતું હશે કોઈને ? નહીં, એ તો સિક્રેસી હોવી જોઈએ. પોતાનું હોમ ડિપાર્ટમેન્ટ, ફોરેન ડિપાર્ટમેન્ટ એ સિક્રેસી હોવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** આનો કંઈ રસ્તો મળે, ઉપાય મળે એટલા માટે આપણા ફ્રેન્ડસને (મિત્રને) આવી વાત કરીએ તો ? ફ્રેન્ડને આવી વાત કરીએ કે ભઈ, મારો ધણી આવો ચીડિયો છે તો શું કરવું એવી રીતના વાત કરાય ?

**દાદાશ્રી :** ના કહેવાય. એ કહેવાય નહીં. એ અત્યાર સુધી કહ્યું હોય તો જુદી વાત છે પણ હવે પછી જો આવી રીતે વર્તવું હોય તો કહેવાની જરૂર નથી રહેતી. પણ ઝઘડો જ નહીં રહે ને. ક્લેશ ના થાય એટલે સુધી ચાલજો.

## ચલણ ચલાવવા પતિ ફરે,
## વહુની મુશ્કેલી હૃદે ન ધરે !

**પ્રશ્નકર્તા :** પણ અમેરિકામાં તો કમ્પેનિયનશીપ (સહચાર્ય) છેને એટલે બધી રીતે મદદ કરવી પડેને એમને ?

**દાદાશ્રી :** એ મદદગાર કંઈ એમાં કોઈ દહાડો મતભેદ પાડતો

નથી, એ તો સ્પર્ધાવાળો મતભેદ પાડે. મદદગાર એ તો હેલ્પિંગ (મદદરૂપ) છે. આપણે કહીએ કે ના, શાક નહીં સમારવાનું. તો રહેવા દે એ ! અને આ તો કહે, સમારવાનું બોલ ! તું કેમ એમ કરું છું ?

એવું છેને આખું હોમ ડિપાર્ટમેન્ટ એમનું, રસોડા ડિપાર્ટમેન્ટ એમનું. આપણે આ ફોરેન ડિપાર્ટમેન્ટ સાચવવું અને આવીને જમવાનું તૈયાર માંગવું. શાક નહીં મળે ત્યારે કહીએ કે અથાણું કાઢો !!

મને જ્ઞાન નહોતું તે વખતે એક કિસ્સો બનેલો. તમારા જેવા ઓળખાણવાળા જેમ રોજ આવે છે, એવા એક ભાઈ રોજ આવતા. અને રોજ આવે એટલે હું તેમને માટે કંઈ પણ ચા કે નાસ્તો મૂકવાનું કહું ને નાસ્તો ના હોય તો ચા મૂકવાનું કહું. તમારે ને મારે જેવો સત્સંગનો સંબંધ છે, સત્સંગનો, પ્રેમનો સંબંધ છે બીજો.

એક દહાડો એ ભાઈ (છોટુભાઈ) આવેલા ત્યારે તે દહાડે જરા ઉતાવળમાં હતા. તે કહે, 'આજે તો મારે જલદી જવું છે, આપને ખાલી મળીને જવું છે. એટલે મારે કશું જોઈતું નથી.' ત્યારે એ કંઈ મને પૂજ્ય ગણતા ન હતા. હું એમને પૂજ્ય ગણતો ન હતો. અમે બેઉ સત્સંગી તરીકે બેસતા હતા, સમાનભાવે એટલે તે દિવસે મને કહે છે, 'આજ તો મારે જવું છે.' ત્યારે મેં કહ્યું, 'હવે આવ્યા છો, ત્યારે બેસોને, જરાક ચા પીને જાવ. વાર નહીં લાગે. રોજ ચા-નાસ્તો કરો છો ને આજે ચા-નાસ્તો કર્યા વગર જવાય નહીં.'

એટલે મેં બહારની રૂમમાંથી હીરાબાને બૂમ મારી. બીજા રૂમમાં અમે વાત કરીએ ને રસોડામાં, ચોથા રૂમમાં હીરાબાને મેં કહ્યું, બે કપ ચા મૂકજો. ત્યારે તો ફોન નહીંને ! અહીં બૂમ પાડીએ એટલે ત્યાં પહોંચે. ત્યારે એમણે કહ્યું, 'હા મૂકી લાવું છું.' હવે આમને કંઈ બહુ ઉતાવળ હશે, તે દસ મિનિટમાંથી કંઈ સાત મિનિટ થઈ ત્યાં સુધી ચા કંઈ આવી નહીં. મને કહે છે, 'આજે ચા-પાણી રહેવા દો. મને મોડું થયું છે. એના કરતા હું જઉં. ચા મોડેથી પીશું.' ત્યારે મેં કહ્યું 'ના, ચા પીધા વગર ના જવાય. રોજના જેવું જ.' હવે એ રહેવા દોને, કહે છે ત્યારે પાછો હું જવા દેતો નથી. હવે હું જ આંતરું છું. શું આબરૂદારની ડંફાસ કેટલી બધી !! પણ આ

આબરૂદારની ડંફાસ નહોતી, પ્રેમની ડંફાસ હતી !

ઘરમાં અંદરના એવિડન્સ હું જાણતો નહોતો કે અંદર શું એવિડન્સ બન્યા છે તે ! અને મેં તો બહારથી રહીને વાતચીત કરી નાખી. હવે હીરાબા શું જાણે કે રોજ બેસે છે તેવી રીતે નિરાંતે બેસશે ને હું જાણું કે હમણાં જ જવાના છે, એટલે આ જ્ઞાનમાં બધો ફેર પડી ગયો. આ જ્ઞાન મેં એમને કહેલું નહીં કે આ હમણે જ જવાના છે.

તે પછી ચા ના આવી એટલે હું અંદર ગયો. ત્યારે ત્યાં એવિડન્સ જોયા. હવે ત્યાં અંદર તો ચાયે મૂકી નહતી. અને બહાર ચાની વાતો ચાલે છે. અહીં ચાનું ઠેકાણું નથી. ત્યાં એવિડન્સ બદલાયેલા. વાતમાં તો મારી જ ભૂલ છે. આપણે બૂમ પાડી હોત તો આપણે ભૂંડા દેખાત. પછી મેં કહ્યું, 'કેમ ચા મૂકી નથી ?' ત્યારે મને કહે છે, 'આ સ્ટવ છે તે પાડોશી લઈ ગયા છે. આજે સગડી સળગાવું છું.' તે દહાડે સ્ટવ ને સગડી ચાલતાં હતાં ને હીરાબાના મનમાં એમ કે આ રોજ બેસે છે એમ આજે બેસશે. મેં હીરાબાને કહ્યું, 'ક્યારે આ ચા થાય તે ?' ત્યારે એ કહે છે, 'પણ હું શું કરું ? તમે કહો એ કરું.' પછી સગડી સળગાવીને ચા મૂકી દીધી. પછી મેં પેલા ભાઈને કહ્યું, 'બીજું કંઈ ના લો. તો પાપડી શેકીને મંગાવું. તમારે પાપડી ખાધા વગર જવાય નહીં.' એટલે હીરાબાને કહ્યું, પાપડી શેકીને લઈ આવજો. તે પાપડી કોઈ કારણસર મોડી થઈ. ગમે તે કારણ હો, એકના ઉપર એક એ ડબ્બા મુકાઈ ગયા હોય કે બીજા કોઈ પણ કારણથી પાપડી પણ મોડી થઈ. એટલે પેલા કહે છે, હવે ચા પીધી, હું જઉં છું હવે. પાપડીની કંઈ જરૂર નથી. મેં કહ્યું, 'ના, પાપડી ખાધા વગર જવાય નહીં.' તોય પાછો હું આવો ડખો કરું છું પોતે. પછી મેં હીરાબાને કહ્યું, 'પાપડી લાવતાં તો કેટલીવાર થઈ ? આ મોડું થઈ જાય છે.' ત્યારે હીરાબા કહે, 'હમણે લાવું છું' ત્યારે પેલા ભાઈ કહે છે, 'જવા દોને.' મેં કહ્યું, 'આ તમને મોડું થઈ ગયું એમાં કારણ એટલું જ છે કે આ ઘરમાં મારું ચલણ નથી હવે. એટલે એ ભાઈ મને કહે છે, 'આવું ના બોલાય, આવું ના બોલાય. આવા દેવ જેવા માણસ ને તમે આવું બોલો છો, ચલણ નથી !

ત્યારે હોરાં હીરાબા અંદરથી આવ્યા. 'મારી આબરૂ શું કરવા બગાડો

છો ? તમે જે કહો તે હાજર કર્યું છે.' મેં કહ્યું, 'તમારી આબરૂ વધારું છું, બગાડતો નથી.'

## પ્રભુ પાસે બેસે ના ચલણી નાણું, વહુ પાસે ના ચલણી તે શાણું !

એટલે કહી દીધું, અમારું કંઈ ચલણ જ નથી, પછી ભાંજગડ નહીં ને ! કારણ કે ના ચલણી નાણું હોયને, તેને ભગવાનની પાસે મૂકવામાં આવે છે, પછી ફરવાનું નહીં એમને. કાળાબજારીયા બધા પાસે ફરવાનું નહીં. ભગવાનની પાસે જ બેસી રહેવાનું. એટલે અમે ના ચલણી નાણું થયેલાં, તે હીરાબાને ગમે નહીં. એ કહે કે આવું ના બોલશો, મારી આબરૂ જાય. એટલે મેં કહ્યું, મારી સેઈફ સાઈડથી કહું છું. તમારી આબરૂ કાઢવા માટે નથી બોલતો. એટલે પછી હીરાબાને મેં સમજાવ્યા ને કહ્યું, આ તો એમના હારુ હું બોલ્યો હતો. એમને ઘેર જે અમારી બેન હતીને, તેને આમ એક છોકરી એકલી તે પૈણાવી દીધેલી ને બીજું છોકરું કશું નહીં ને આ ભાઈ શું કરતા ? વાઈફ જોડે ડખલો કર્યા કરે ભીંડા કેમ લાયા છો આજે ? આ બે જણના ભીંડા ! બાર આને રતલના ભીંડા લેવાય ? આટલા મોંઘા ? આ શી ડખલો ? એ તો આ આમને ખખડાવાનું મન થાય. એટલા માટે બોલ્યો હતો. તે પછી આમને બહુ સારું લાગ્યું કે હેં ! ચલણ નહીં એવું કહો છો ? ત્યારે મેં કહ્યું, તમે એવું કહી જુઓને એક ફેરો, એ તમને શીખવાડવા કહું છું.

બહુ ચલણ ના રાખવું. ચલણની બહુ ભાંજગડ ના રાખવી અને ના ચલણીયે ના થવું, હજુ હમણે મારા જેવું ના થશો.

મારી સેઈફ સાઈડ ભગવાનની પાસે બેસી રહેવાનું નિરાંતે. આ ચલણવાળા તે બધા મેં જોયેલા ને કેટલું ચલણ છે એ બધું જોઉં છું બધાનું. મોટા ચલણવાળા આવ્યા ! ના ચલણી થાવને ! જુઓ અમારે ના ચલણી તે અમારે કોઈની પર કોઈ જાતનું ચલણ જ નહીં. ચલણી સારું કે ના ચલણી સારું ? ના ચલણી દેવ પાસે મૂકેને બધા. મેં ના ચલણી જોઈ લીધા. જેટલા સિક્કા દેવ પાસે ત્યાં પડેલા તે ના ચલણી હતા. મેં કહ્યું, કેમ આમ ?

ત્યારે પેલો કહે, આ નાણું હવે ચાલતું નથી ને છે ચાંદીનું ! મેં કહ્યું, આ દુનિયામાં કોઈ એવો જન્મ્યો નથી કે જે ચલણવાળો હોય ! બધાય ના ચલણી છે. પણ રોફ પાડીને મૂછો આમળ આમળ કર્યા કરે છે ! મેર ચક્કર, એના કરતાં બોલી જાને કે નથી ચલણ. મેં શોધખોળ કરેલી આ. આ તો વગર કામના ટક ટક કર્યા કરે !

**પ્રશ્નકર્તા :** પણ બૈરી પર તો ચલણ કરવા જાય જ ને ?

**દાદાશ્રી :** તે વાઈફે કંઈ ગુનો કર્યો ? લોકો પર ચલણ કરવાનું. વાઈફને કહી દેવાનું કે તારે મારી પર ચલણ નહીં કરવું અને મારે તારી પર ચલણ નહીં કરવું. આપણે મિત્રાચારી, સિન્સીયર ફ્રેન્ડ. ત્યારે મને લોકો કહે છે, 'વાઈફ તો પછી ચઢી બેસે !' મેં કહ્યું, 'હં, મૂછો આવતી હશે એને ? ગમે એટલી દવા ચોપડીએ તો મૂછો આવે કંઈ ?'

ત્યારે લોકો બહાર બોલે છે, 'અમે ચલણવાળા છીએ.' તે બધા બોલે છે તોય ચલણવાળા નથી ને જો પોતાને ચલણવાળો કહે છે ! 'હું ચલણવાળો છતાં હું ચલણ વગરનો છું' એમ કહું છું. કારણ કે મેં ફાયદો જોયો છે. ના ચલણિયા નાણાંને સ્થિરતા મળી જાય. ક્યાં મળે, ભગવાનની પાસે !! ચલણવાળું નાણું આપણી પાસે ગજવામાં રહે નહીં. બીજાની પાસે ભટક ભટક કરવાનું. અમારે ચલણ જ જોઈતું નથી. તમે આપો તોય અમારે નથી જોઈતું. એ કો'ક દહાડો તમે ભંગ કરો તેમાં અમારે ઉપાધિ. અને કો'ક દહાડો તમે ભંગ કર્યા વગર રહેવાના નથી. કારણ કે સંજોગાનુસારી ! અને હુંય સમજ્યો કે આ સંજોગોને હિસાબે બિચારા હીરાબા ચા મૂકી નથી લાવ્યા. હું તો સમજુને. પણ મેં પેલા ભાઈને કહ્યું કે 'મારું ચલણ નથી.'

હા, પણ ચલણ રાખવાનું હિતકારી નથી. ચલણ રાખવામાં જ અહિત છે. નર્યો ભયંકર ભો(ભય) છે, એના કરતાં કહી દોને, ભઈ, મારું હવે ચલણ નથી. અને જો ચલણ છે, માટે સ્ત્રીના મનમાં એમ થાય કે એક દહાડો આબરૂ તો બગાડી નાખું. બહુ ચલણ રાખવા જાવ છો તે ! સ્ત્રીય મનમાં રાખે છે કે એક દહાડો ભઈની આબરૂ બગાડી નાખું, બહુ રોફ મારે છે. અને તમે કહો કે ના ચલણ, તો બધું ઓલરાઈટ (સરસ)

રહેશે. એટલે મેં કહ્યું, 'પણ તમે આવું બોલજો ઘેર. હું તમને આ બોલીને શીખવાડું છું. એવું તમે એકલું બોલજો ! ત્યારે એ કહે, 'ના, મારાથી ના બોલાય. માથું તોડી નાખો તોય ના બોલાય.' એટલો બધો ભો લાગે ! અલ્યા, ચલણ ના હોય તો સારું. એટલે ના ચલણી નાણું કહ્યું અમે, એ શું ખોટું છે ?

પણ જ્યારથી ના ચલણી કહ્યુંને ત્યારથી પેલા જે અમારા ઓળખાણવાળા ભાઈ હતાને, તેમને જબરજસ્ત પૂજ્યભાવ પેસી ગયો. એ કહે છે કે 'આવું કોઈ માણસ બોલી શકે જ નહીં, ભગવાન સિવાય.' મેં એમને કહ્યું, 'બોલી તો જુઓ. ફટાકા મારશે. અલ્યા એ પોલીસવાળા છે ? તો બોલને બોલ !' ત્યારે એ કહે, 'તમે ભગવાન છો માટે બોલી શકો છો. તમારા માટે મને ઘણા દહાડાથી એમ થતું હતું ! તે આવું ભગવાન સિવાય કોઈ બોલી શકે જ નહીં. એ મને ખાતરી થઈ ગઈ.' મેં કહ્યું, 'તમે આવું બોલોને !' ત્યારે કહે, 'મારી તો હજુ તો જિંદગી જશે તોય આવું નહીં બોલાય.' પણ આ ના ચલણી કહ્યું કે તરત એમણે દર્શન કર્યાં.

અમે કહ્યુંને કે અમારાં ચલણ રહ્યાં નથી. ત્યારે હીરાબા કહે છે, 'ચલણ છે ને ના કેમ કહો છો ?' એટલે જેનાં નથી ચલણ, જેનાં કોઈ દહાડો ચલણ ચાલ્યાં નથી, એ બધા કહે છે, મારે ચલણ છે. અલ્યા, શાનું ચલણ છે તે ?

એટલે આવા બધા ખેલ થાય છે. સંજોગ બધા જાતજાતના ઊભા થાય, તે પછી પેલા ઓળખાણવાળા હતાને એમને કહ્યું કે તમને શીખવાડવા બોલું છું આ તો. તમે ઘેર ચલણ ચલાવો છો પણ આ દુનિયામાં કોઈ માણસ ચલણવાળો જન્મ્યો જ નથી કે જેનું ઘેર ચલણ હોય ? એના કરતા મારા જેવા ખુલ્લું કરી દે એ શું ખોટું ?

આ ચલણવાળું જે લોક છે, અમારું ચલણ છે એવું કહેનારા એકાદ જણ મને કહે કે અમારું ચલણ છે, તે એને ત્યાં ઘેર દશ દહાડા મને રાખે, જુઓ એનું ચલણ કહી આપું ! ઢાંકી ઢાંકીને ચલણપણું ક્યાં સુધી રાખવાનું ? ના-ચલણી કહેવાનું હું કહેતો નથી તમને. પણ ચલણવાળાને

તો મેં જોયેલા, એક એક જે ચલણવાળા હતાને તે ઢાંકી ઢાંકીને ચલણવાળા થાય છે ! ખાનગીમાં પછી માફી માંગી લે છે ! તે ભઈબંધની હાજરીમાં તને ટૈડકાવી'તી માટે માફી માગું છું ! ત્યારે મૂઆ, બળ્યું તારું ચલણ ! મોટા ચલણવાળા આયા ! રાજાઓને ચલણ હશે નહીં ?

આપણને ચલણ રાખવાનો વિચાર આવેને, ત્યારથી એનું મન જુદું રહે. એવું ના હોવું જોઈએ.

એક સ્ટેટના મહારાજ તો બહુ જબરા હતા. અહીં આ તો સ્ટેશન જૂનું હતું, તે દહાડે તો નાના પતરાનું પતરાવાળું સ્ટેશન હતું. તે સેકન્ડ ક્લાસના ઝાંપા આગળ મહારાણીને હંટરથી મારી'તી. ઉઘાડે ઝાંપા પાસે. તે ત્યાર પછી એ મહારાણી છે તે રાજમહેલે હોય તો, આ અહીં હોય. આ અહીં આવે ત્યારે પેણે જતા રહે. પછી ભેગા થતા નહોતા. હંટરથી મારેલું ઉઘાડે છોગે લોકો જુએ ! પેલા મહેલમાં લઈ ગયા હોતને, તોય વાંધો નહીં. આ તો આવું ચલણ ! શાને ચલણ કહું ? પણ આમ રાજાને રાણી દબડાય દબડાય કરતી હોય. જુઓને, રાજાને મારી નાખ્યો હતો ને ? એવું બધું ! એવું બધું આ કારસ્તાનો બધાં ચાલ્યા કરે, બધા ચલણ ને ના-ચલણ ખોળવા જતાં !

કારણ કે એ જાણે કે મારું ધણીપણું હું છોડું નહીં અને મારું જ ચલણ રહેવું જોઈએ ! તો આખી જિંદગી ભૂખે મરશે ને એક દહાડો 'પોઈઝન' પડશે થાળીમાં ! સહેજે ચાલે છે તેને ચાલવા દોને ! આ તો કળિયુગ છે ! વાતાવરણ જ કેવું છે ? માટે બીબી કહે છે કે, 'તમે નાલાયક છો' તો કહેવું 'બહુ સારું'.

**પ્રશ્નકર્તા :** આપણને બીબી નાલાયક કહે, એ તો સળી કરી હોય એવું લાગે.

**દાદાશ્રી :** તો પછી આપણે શો ઉપાય કરવો ? 'તું બે વખત નાલાયક છે' એવું એને કહેવું અને તેથી કંઈ આપણું નાલાયકપણું ભૂંસાઈ ગયું ? આપણને સિક્કો વાગ્યો એટલે પાછાં આપણે શું બે સિક્કા મારવા ? અને પછી આખો દહાડો બગડે.

ઘરમાં આપણે આપણું ચલણ ના રાખવું. જે માણસ ચલણ રાખે તેને ભટકવું પડે. અમેય હીરાબાને કહી દીધેલું કે અમે નાચલણી નાણું છીએ. અમને ભટકવાનું પોષાય નહીં ને ! ઘરમાં ચલણ ચલાવવા જાય તો અથડામણ થાય ને ? આપણા પગ ફાટતા હોય ને બીબી પગ દબાવતી હોય ને તે વખતે કોઈ આવે ને આ જોઈને કહે કે, 'ઓહોહો ! તમારા તો ઘરમાં ચલણ બહુ સરસ છે !' ત્યારે આપણે કહીએ કે, 'નહીં, ચલણ એનું જ ચાલે છે.' અને જો તમે એમ કહ્યું કે હા, અમારું જ ચલણ છે તો પેલી પગ દબાવવાના છોડી દેશે. એના કરતાં આપણે કહીએ, 'ના, એનું જ ચલણ છે'.

**પ્રશ્નકર્તા :** એને માખણ લગાવ્યું ના કહેવાય ?

**દાદાશ્રી :** ના, એને 'સ્ટ્રેઈટ વે' (સરળ રસ્તો) કહેવાય અને પેલા વાંકાચૂંકા રસ્તા કહેવાય. આ હું કહું છું તે આ દુષમકાળમાં સુખી થવાનો જુદો રસ્તો છે. હું આ કાળ માટે કહું છું. આપણે આપણો નાસ્તો શું કરવા બગાડીએ ? સવારમાં નાસ્તો બગડે, બપોરે બગડે ! અને અહીં કોઈ નોંધ કરતું નથી કે ચલણ તારું હતું કે એમનું હતું ! મ્યુનિસિપાલિટીમાં નોંધ થતી નથી ને ભગવાનને ત્યાંય નોંધ થતી નથી. આપણે નાસ્તા સાથે કામ છે કે ચલણ સાથે કામ છે ? માટે કયે રસ્તે નાસ્તો સારો મળે એની તપાસ કરો. જો મ્યુનિસિપાલિટીવાળા નોંધ રાખતા હોત કે કોનું ચલણ ઘરમાં છે તો હુંય 'એડજસ્ટ' ના થાત. આ તો કોઈ બાપોય નોંધ કરતું નથી.

## કોના આધારે કોનો મોક્ષ ?
## થાય આનંદ, હેતુ નિર્દોષ !

હજુય હીરાબા જોડે બધી વાતો કરું છું. ગમ્મત કર્યા કરવાનો. એટલે એમને સારું લાગે પછી. આનંદ થાય એવીય વાત કરીએ. 'હજુ દાદા આવડા મોટા ભગવાન થયા પણ જુઓ, મારા આગળ તો ટાઢા પડી જાય છે ને !' એવું એમને લાગે. એટલે મારો રોફ છેને એવું એમને લાગે. એમને આખી રાત સારી ઊંઘ આવેને.

**પ્રશ્નકર્તા :** બધે એવું જ કરો છો.

**દાદાશ્રી :** પણ આમાં હીરાબાને કંઈ છેતરવાના છે ? અને મારી આબરૂ તો ગયેલી જ છે. હવે ક્યાં મારી બીજી જવાની છે આબરૂ ? છે જ ક્યાં આબરૂ તે ? સામાને આનંદ શી રીતે થાય એ અમારો ધર્મ. બીજું બધું આ લોક વ્યવહારમાં શું કહેશે, એ અમારે કશું જોવાનું નહીં. લોક વ્યવહારમાં તો બધું કહેતા જ આવ્યા છેને, ક્યાં નથી કહેતા કે આવા છે તેવા છે, ના કહે ? સારું કહીએ તોય ઊંધું કહે છે લોક તો, એવું નથી કહેતા ? એટલે આપણે સામાને આનંદ કેમ થાય એ જોઈએ છે.

**પ્રશ્નકર્તા :** નિર્દોષ આનંદ.

**દાદાશ્રી :** હા અને હીરાબા એ પોતે નિર્દોષ માણસ. ખરાબ વિચાર તો કોઈને માટે આવેલો નહીં એમને.

એવું છે હીરાબાને વખાણે તો એ બહુ થઈ ગયું. મને નહીં વખાણો તો ચાલે. એ વખાણવા જેવાં છે. ઝવેરબા (દાદાનાં મધર) હતાં પછી એ હતાં, તો ઘરમાં સાચવ્યું એમણે. બાના જેવી ખુરશી એમણે સાચવી. પછી હવે આપણે બીજું શું સાચવીએ ? કોઈને વઢ્યા નથી, કોઈને દુઃખ દીધું નથી. કોઈને આઘુંપાછું નથી કર્યું. જ્યાં સુધી ખાવાનું કરતા હતા, બધાને સારી રીતે ખવડાવ્યું. પછી ના થયું ત્યારે છોડી દીધું. કોઈ મહેમાનને તરછોડે નહીં. થતું હતું ત્યાં સુધી કર્યું છે બધું. પછી હવે થાય નહીં. ત્યારે હવે શી રીતે ચા-પાણી થાય તે ?

એ કહેય ખરાં મને કે 'તમારા કરતાં લોકોનો મારા પર વધારે ભાવ છે.' મેં કહ્યું, 'હા. તેથી તો તમારા લીધે મારો ભાવ છે ને.' કારણ કે આપણા લોકોય કહેને, બા, તમારી વાત તો જુદી. એટલે બા માની લે બિચારાં. સીધાં સરળને !

અમારા એક ભત્રીજા આવ્યા. તે આ હીરાબા એમનાં કાકી થાય. 'કાકી, મારા કાકાને તમે મોક્ષે લઈ જશો. એવાં કાકી છો !' એવું કહે એટલે હીરાબા મને કહે, 'જુઓ લોકો તો મને એવું કહે છે.' મેં કહ્યું, 'હા, તમારા લીધે તો મારો મોક્ષ થવાનો છે.' એમાં મારે શું વાંધો છે ?

**પ્રશ્નકર્તા :** તમારે લીધે મારે મોક્ષે જવાનું છે એવું આપ બોલી શકો,

મારાથી એવું ના બોલી શકાય.

**દાદાશ્રી :** એ તો એવું છેને, આવું ના બોલીએ ત્યાં સુધી શક્તિ આપણામાં આવે નહીં ને ! પછી અમારા ભત્રીજાએ એવું કહ્યુંને કે, અમારાં કાકી મોક્ષે જવાનાં ને તે તમને મોક્ષે લઈ જશે. ત્યારે મેં કહ્યું, બહારની દુનિયામાં પૂછી આવો કે આવાં કાકી મળે ? એ કહે છે પણ મને મળ્યાં છેને ? ત્યારે આ તમને મળ્યાં એટલે તમે પુણ્યશાળી ખરા ? મેં કહ્યું, ઓછું પુણ્ય ના કહેવાય આ !

## લગ્ન વખતે રમાડે રૂપિયા,
## ચૂંટી ખણીને જીતે ચલણિયા !

સ્ત્રી અને પુરુષ લગ્ન કરે છે, પણ લગ્ન કરતી વખતે જ પુરુષે મનમાં નક્કી કર્યું હોય છે કે આપણે કોઈ દહાડો વહુને જીતવા ના દેવી, એને આગળ આવવા જ ના દેવી. એટલે આ બેની ભાંજગડો પડ્યા કરે છે. આપણે ત્યાં રૂપિયા રમાડે છે તે તમે રમેલા કે ? તે કોણ એ રૂપિયો સ્ત્રીના હાથમાં જવા દે ? અરે, હું જ કહું કે મેં જ ચૂંટી ખણી હતીને ! વહુ રૂપિયો લઈ લે તો આ બધાની વચ્ચે આબરૂ જાયને ! પરણ્યાને ત્યાંથી જ ભાંજગડ છેને ? અંદરથી જ ભાંજગડ છેને ? એટલે આ જગત સમજવા જેવું છે.

હવે પેલો માથા ઉપર ભારો લેશો નહીં. માથા ઉપર ભાર લેવા જેવો નથી.

**પ્રશ્નકર્તા :** કોઈ દિવસ નહીં લઈએ.

**દાદાશ્રી :** એવું છેને, આ જ્ઞાન જેટલું બોલીએ એ જેને જેટલું પોષાય એટલું લેજો. ના પોષાય તો ના લેશો.

**પ્રશ્નકર્તા :** બધું પોષાય એવું જ છે.

**દાદાશ્રી :** હોવે, તે ચલણ છોડી દીધું હશેને ? મેં તો ચલણ છોડી દીધેલું, તે હીરાબાય સમજી ગયેલા કે એમણે ચલણ-લગામ છોડી દીધી છે.

**પ્રશ્નકર્તા :** ચલણ છોડી દે તોય ઉપાધિ.

**દાદાશ્રી :** બધાં કલ્પનાનાં જાળાં શું કરવા વીંટો છો ? આ દુનિયામાં કોઈ માણસ એવો નથી કે જે પોતાનું ભવિષ્ય સમજી શકે. અમથા ભવિષ્યની કલ્પનાઓ કર્યા કરે કે 'આમ થઈ જશે ને આમ થઈ જશે તો ?' જો ને તો શબ્દ વાપરશો નહીં. આ બે શબ્દો કેટલાંય વર્ષોથી મેં મારી ડિક્શનરીમાંથી કાઢી નાખેલા છે.

હીરાબા મને કહે છે, 'તમે બધાને આપી દો છો.' મેં કહ્યું, લ્યો કૂંચી તમારી પાસે રાખો. એટલે મારે આપી ના દેવાય. આપણે તો આપી દઈએ. આપણા તો હાથમાં રહે નહીંને. કશુંય ના રહે ! આપણને જોઈતુંય નથી કશું. આ દેહેય ભેલાડવાનો જ છે. પણ સારા કામમાં ભેલાડાઈ જાય તો બહુ સારું.

**પ્રશ્નકર્તા :** એમ જ થઈ રહ્યું છે ને ?

**દાદાશ્રી :** હા, એમ જ થઈ રહ્યું છે. નહીં તો બીજા રસ્તે તો ભેલાડાઈ જવાનો જ છેને. બગીચામાં બેસશે, ત્યાં આગળ વાતો કરશે, પેપરો વાંચશે, ગપ્પાં મારશે. આમ ને આમ તો ભેલાડાઈ જવાનો જ છેને ! સારે રસ્તે ભેલાડાઈ જાય તો બહુ સારું.

## ઘરમાં અમે હીરાબાના ગેસ્ટ,
## ગેસ્ટ તરીકે જીવ્યે ખરો ટેસ્ટ !

અમારું ચલણેય નથીને ઘરમાં ! એવું ચોખ્ખું જ કહી દીધેલું એટલે પછી કોઈ ચાય માંગે નહીંને ! અને હીરાબાને ચા પાવી હોય તો પાય ને જમાડવા હોય તો જમાડે, એમાં અમારે શું ? લેવાય નહીં ને દેવાય નહીં. અને હીરાબાને કહું છુંને, 'અમે તમારા ગેસ્ટ, અનઈન્વાઈટેડ ગેસ્ટ' (વણનોતરેલા મહેમાન) ! ઘર અમારું હોય તો મહેમાનોને મારે સાચવવા પડે ને એટલે 'પછી આપણે જરા શીરો બનાવજો, ફલાણું બનાવજો' કહેવું પડે. અને આ ચલણ જ નથી રહ્યું એટલે પછી તે શીરો ખવડાવે કે લાડુ ખવડાવે કે રોટલા ખવડાવે, આપણે એમાં ભાંજગડ જ નહીં ને ! અમને ખરા દિલથીય નહીં, દિલથી તો કેટલાય કાળથી વોસરાવી દીધેલું. આ ડખો જોઈએ જ

નહીં ! આખું રાજ આપે તોય અમને કામનું નથી, એવું કેટલાય વખતથી બેસી ગયેલું. અમારે આ મહીંલી બધી સાહેબી ! કેવી સરસ સાહેબી !

**પ્રશ્નકર્તા :** પણ આ ખરું, એક વખત એવું જો સમજાઈ જાય કે ચલણ ના રાખવું અને નથી ચલણ તો બહુ છુટકારો થઈ જાય.

**દાદાશ્રી :** છુટકારો તો જ થાય, નહીં તો છુટકારો થાય નહીં. આ જ્ઞાની પુરુષના એક એક અભિપ્રાય જો લેવામાં આવે તો છૂટકો જ છે. અહીં સંસારમાં રહ્યા મુક્ત જ છે એવા એમના અભિપ્રાય હોય એક-એક ! ના-ચલણી નાણું !!

ઘરમાં 'ગેસ્ટ' તરીકે રહો. અમેય ઘરમાં 'ગેસ્ટ' તરીકે રહીએ છીએ. કુદરતના 'ગેસ્ટ' તરીકે તમને જો સુખ ના આવે તો પછી સાસરીમાં શું સુખ આવવાનું છે ? જેના 'ગેસ્ટ' હોઈએ ત્યાં આગળ વિનય કેવો હોવો જોઈએ ? હું તમારે ત્યાં ગેસ્ટ થયો તો મારે 'ગેસ્ટ' તરીકેનો વિનય ના રાખવો જોઈએ ? તમે કહો કે 'તમારે અહીં નથી સુવાનું, ત્યાં સુવાનું છે' તો મારે ત્યાં સૂઈ જવું જોઈએ. બે વાગે જમવાનું આવે તોય શાંતિથી જમી લેવું જોઈએ. ઘરમાં ડખો કરવા જાય તો તમને કોણ ઊભું રાખે ? તમને બાસુંદી થાળીમાં મૂકે તો તે ખાઈ લેજે. ત્યાં એમ ના કહેતો કે 'અમે ગળ્યું નથી ખાતા.' જેટલું પીરસે એટલું નિરાંતે ખાજે, ખારું પીરસે તો ખારું ખાજે. બહુ ના ભાવે તો થોડું ખાજે, પણ ખાજે ! 'ગેસ્ટ'ના બધા કાયદા પાળજે. ગેસ્ટને રાગ-દ્વેષ કરવાના ના હોય, 'ગેસ્ટ' રાગ-દ્વેષ કરી શકે ?

જેને ત્યાં 'ગેસ્ટ' તરીકે રહ્યાં હોઈએ, તેને હેરાન નહીં કરવાના. અમારે બધી જ ચીજ ઘેર બેઠાં આવે. સંભારતાં જ આવે અને ન આવે તો અમને વાંધોય નથી. કારણ કે ત્યાં 'ગેસ્ટ' થયા છીએ. કોને ત્યાં ? કુદરતને ઘેર ! કુદરતની મરજી ના હોય તો આપણે જાણીએ કે આપણા હિતમાં છે અને મરજી એની હોય તોય આપણા હિતમાં છે. આપણે જ્યાં ત્યાંથી ઉકેલ લાવવાનો છે. આપણે કુદરતના 'ગેસ્ટ' છીએ, નથી કોઈના ધણી કે નથી કોઈના ભાઈ કે નથી કોઈના બાપ ! 'ગેસ્ટ' તો શું કરે ? એમ ના કહે કે આજે કેમ વેઢમી ના કરી ? કેમ આજે બટાકાનું શાક

ના કર્યું ? એવું બોલે ? અને પેલા પૂછે તો શું કહીએ કે બહુ સારું છે, બહુ સારું છે. જો નાટક કરે છેને, કે સાચું બોલતો હશે ? એ જાણે કે આપણે અહીં તો ગેસ્ટ છીએ એટલે આપણે શું ? માથે પડેલા છીએ. એટલે એ જે આપે છે એ જ ઉપકાર છે ને ! તેવી રીતે કુદરતના ગેસ્ટ છે. તે એને કુદરત બધું સપ્લાય કરે છે. આ હવા, પાણી એ બધું કુદરત સપ્લાય કરે છે. કુદરત જો એનું સપ્લાય બંધ કરી દેને તો બધું જગત ખલાસ થઈ જાય. ત્રણ કલાક જ જો હવા બંધ કરી દેને તો બધાં જીવડાં ખલાસ થઈ જાય ! કંઈ દુકાળ પાડવાનીય જરૂર નથી. ફક્ત હવા જ બંધ કરી દેને ! એટલે આપણે 'ગેસ્ટ' છીએ, ગેસ્ટ કઢી હલાવવા ના આવે. તારે તો ગેસ્ટ રૂમમાં જ બેસવાનું હોય, તોય આ રસોડામાં જાય, તે ઘરના માણસ સમજી જાય કે આ યુઝલેસ ગેસ્ટ છે. એટલે ગેસ્ટ રૂમમાં બેસી રહે, જમવા બોલાવે તો જાય ને ના બોલાવે તો ના જાય. પછી ભૂખ લાગી હોય તોય બેસી રહે, ગેસ્ટ કેવું વર્તન કરે એવું એનું વર્તન હોય.

પ્રશ્નકર્તા : પણ અમારે બૈરાંઓને એવું ગેસ્ટ જેવું ના ચાલે ને ? અમારે તો રસોડામાં બધુંય કરવું પડે.

દાદાશ્રી : હા, કરવું પડે, પણ આપણે તો 'ગેસ્ટ' છીએને, કરવું પડે એ તો કુદરત કરાવડાવે છે, પણ આપણે તો ગેસ્ટ છીએ ! કુદરત સંડાસ કરાવડાવે તો જ સંડાસ જઈએને. અને મહીંથી ખસે નહીં તો ? તો કોઈ જાય જ નહીં. એટલે એ જેટલું કરાવડાવે એટલું આપણે કરવાનું.

અમે વડોદરા જઈએ તો ઘરમાં હીરાબાના ગેસ્ટની પેઠ રહીએ. ઘરમાં કૂતરું પેસી ગયું તો હીરાબાને ભાંજગડ થાય. ગેસ્ટને શી ભાંજગડ ? કૂતરું પેસી ગયું ને ઘી બગાડ્યું તો જે માલિક હોય એને ચિંતા થાય. ગેસ્ટને શું ? ગેસ્ટ તો આમ જોયા કરે. પૂછે કે શું થઈ ગયું ? ત્યારે કહેશે, ઘી બગાડી ગયું. ત્યારે ગેસ્ટ કહેશે, અરે, બહુ ખોટું થયું. એવું મોઢે બોલે પણ નાટકીય. પાછું બોલવું તો પડે કે બહુ ખોટું થયું. નહીં તો આપણે કહીએ કે સારું થયું તો આપણને કાઢી મૂકે. આપણને ગેસ્ટ તરીકે રહેવા જ ના દે.

# (૧૧)

# શંકા બાળે સોનાની લંકા

## શંકાથી ભડકા ઘરસંસારે,
## મારાપણાથી માલિકી સંવારે !

ઘરમાં મોટા ભાગની વઢવાડો અત્યારે શંકાથી ઊભી થઈ જાય છે. આ કેવું છે કે શંકાથી સ્પંદનો ઊડે ને એ સ્પંદનોના ભડકા જાગે. અને જો નિઃશંક થાયને તો ભડકા એની મેળે શમી જાય. ધણી-ધણિયાણી બેઉ શંકાવાળા થાય તો પછી ભડકા શી રીતે શમે ? એકને નિઃશંક થયે જ છૂટકો. મા-બાપોની વઢવાડોથી બાળકોના સંસ્કાર બગડે. માટે બાળકના સંસ્કાર ના બગડે એટલા માટે બન્ને જણાએ સમજીને નિકાલ લાવવો જોઈએ. આ શંકા કાઢે કોણ ? આપણું આ 'જ્ઞાન' તો સંપૂર્ણ નિઃશંક બનાવે તેવું છે !

**પ્રશ્નકર્તા :** શંકાશીલ ક્યારે થવાય ? એવી કઈ વસ્તુ છે કે જેને લીધે શંકા ઉદ્ભવે છે ?

**દાદાશ્રી :** પોતાની માની છે એટલે અને પોતાની ના માને તો પછી શંકા છે જ નહીં. પોતાની કેમ માની, માટે શંકા ઉત્પન્ન થાય !

**પ્રશ્નકર્તા :** એ શંકા તો બીજા માટે જ થાયને, પોતાના ઉપર ના થાયને !

**દાદાશ્રી :** બીજા માટે થાય જ નહીં, પણ શંકા કરવાનું કારણ જ નથી. આ તો 'મારું' માન્યું તેથી શંકા થાય છે. 'મારું' છે નહીં ને માનીએ એટલે શંકા થાય.

**પ્રશ્નકર્તા :** બધા ઉપર કંઈ શંકા આવતી નથી. એક કે બે જણ ઉપર જ આવે તો કે એની જોડે કંઈ ઋણાનુબંધ હશે, એટલે આવે છે ?

**દાદાશ્રી :** ના, બધું મારાપણું છે એટલે શંકા આવે, મારાપણું ના હોય, તો શંકા ના આવે. હીરા તમારા છે, એટલે આ માણસ જોઈ ગયા, એ માણસ પર શંકા તમને આવે. તમારા હીરા ના હોય, તો તમને શંકા ના આવે.

**પ્રશ્નકર્તા :** હીરા મારા હોયને હું સૂઈ ગઈ ને ધારો કે મારી સાથે બીજી પાંચ વ્યક્તિઓ સૂતી છે, તો મને શંકા તો એ પાંચ પર જ આવે ને ?

**દાદાશ્રી :** બધેય આવે. એ હીરા તમારા છે એટલે આવે છે. હીરા પહેરવાનું વાંધો નથી, તમને માલિકીપણું છે, તેથી જ એ શંકા આવે. હીરા પહેરો, વહેંચી દો, આપી દો, ખાવ-પીવો, મજા કરો પણ માલિકીપણું છે તો શંકા આવે. હા, શંકા જેવું લાગતું હોય તો ઉપાય કરવો બધો. આવા હીરા આપણે બીજી જગ્યાએ મૂકી દેવાં. આપણને એમ લાગે કે આ શંકામાં, આ ચાર માણસ આવ્યા તે જોઈ ગયા છે, તો અંધારામાં ઊઠીને બીજી જગ્યાએ મૂકી આવવાનું.

## શંકા એટલે, લકવો બુદ્ધિનો,
## કર ફજેતો, સુખી જીવનનો !

**પ્રશ્નકર્તા :** આપણે શંકા ના કરવી હોય, બરાબર દૃઢ નિર્ણય-નિશ્ચય છે. પણ એવાં કેવાં આવરણ આવે, સંજોગ આવે કે શંકા આવ્યા જ કરે. એ કયા કર્મ એવા હોય ? એનું શું કારણ ?

**દાદાશ્રી :** મમતા કરી છે એટલે.

**પ્રશ્નકર્તા :** શંકા કરીએ તો પાંચ ટકા પણ વાત સાચી હોય તો જ શંકા થાય ?

**દાદાશ્રી :** ના, કંઈ પણ સાચું ના હોય તો જ શંકા થાય.

**પ્રશ્નકર્તા :** એમ ને એમ તો કેવી રીતે શંકા આવે ? કંઈક સંજોગ તો હોવા જ જોઈએ ને ?

**દાદાશ્રી :** ના, એવું કંઈ નહીં. સતી ઉપર શંકા આવે લોકોને તો ! સતી ઉપર શંકા આવે કે ?

**પ્રશ્નકર્તા :** હા, આવેને.

**દાદાશ્રી :** તો પછી એમાં શું કારણ ત્યાં, થોડું કંઈ બે ટકાય સત્ય છે ?

**પ્રશ્નકર્તા :** કોઈએ આવીને કીધું હોય કે ભઈ આ સતી આવી છે.

**દાદાશ્રી :** હા, પણ જેણે કીધું, તેનેય શી રીતે શંકા પડી એને ?

**પ્રશ્નકર્તા :** હવે એવું હોયને કે કદાચ કોઈએ જોયું હોય તો, કોઈ કહે આપણને, આપણે જાણીએ છીએ કે આપણી વાત સોએ સો ટકા સાચી....

**દાદાશ્રી :** ના, પણ બધું આ ખોટે ખોટા... શંકા કરવી એ ખોટી હોય છે. શંકા તો બુદ્ધિનો લકવો છે. બુદ્ધિને લકવો થયો હોય ત્યારે શંકા થાય. તેથી શંકાનું અમે ખાસ લખ્યું છે કે શંકા કરશો જ નહીં, અમથા નકામા શંકા કરીને શું કરવાનું છે ? સાચું હોય તો કરને, પણ કશું વળવાનું નથી.

**પ્રશ્નકર્તા :** શંકા કરવી એ ડિસ્ચાર્જ કર્મ છે, ગયા ભવના કંઈ ઋણાનુબંધને લીધે જ શંકા થાય છે ? એ વ્યક્તિ સાથે આપણે કંઈ લેણ-દેણ હોય એટલે થાય ?

**દાદાશ્રી :** આપણે દુઃખ ભોગવવાનું હોય ત્યારે થાય.

**પ્રશ્નકર્તા :** અને એ વ્યક્તિએ આપણને દુઃખ આપવાનું હોય, એવું હોય ?

**દાદાશ્રી :** ના, સામી વ્યક્તિએ દુઃખ આપતી જ નથી કોઈને. પોતે

પોતાને જ દુઃખ આપે છે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, સામી વ્યક્તિ શંકાનાં કારણમાં કારણભૂત બનતી હોય, તો એણે.... પેલો જેમ, ગજવું કાપનાર ગજવું કાપીને હમણાં તો જલેબી ખાય છે પણ પછી એ પકડાશે ત્યારે એ નહીં ભોગવે ?

**દાદાશ્રી :** પકડાય ત્યારે આવું કંઈ ભોગવે.

**પ્રશ્નકર્તા :** દાદા, આપે બહુ સરસ કીધું કે જ્યારે દુઃખ ભોગવવાનું થાય ત્યારે શંકા થાય !

**દાદાશ્રી :** શાંતિ હોય, આનંદ હોય પણ દુઃખ ભોગવવાનો વખત આવ્યો કે શંકા ઊભી થાય.

## શંકા જિંદગીભર નવ જાય,
## અસર દેહ-મન પર થાય !

એક ધણીને એની વાઈફ પર શંકા પડેલી. એ બંધ થાય ? ના. એ લાઈફ ટાઈમ શંકા કહેવાય. કામ થઈ ગયુંને, પુણ્યશાળી (!) પુણ્યશાળી માણસને થાય ને ! એવી વાઈફનેય ધણી પર શંકા પડી, તેય આખી લાઈફ ટાઈમ ના જાય.

**પ્રશ્નકર્તા :** ન કરવી હોય ને છતાં થાય, એ શું ?

**દાદાશ્રી :** પોતાપણું, માલિકીપણું. મારો ધણી છે. ધણી ભલે હોય, ધણીનો વાંધો નથી. મારો કહેવામાં વાંધો નથી, મમતા રાખવી નહીં. મારો કહેવાનો, મારો ધણી એમ બોલવાનું, પણ મમતા નહીં રાખવી.

**પ્રશ્નકર્તા :** ધણી પરથી મમતા કેવી રીતે ઉઠાવી લેવાય ? મારો નહોય, નહોય મારો એવું કે' કે' કરવાનું ?

**દાદાશ્રી :** ના, એ કહેવાય નહીં. મારો તો છે જ, ધણી તો મારો જ છે. મારો મહીં કહેવાની ક્યાં જરૂર છે ? મમતા ના હોવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** તો મમતા ઓછી કેવી રીતે કરાય ?

**દાદાશ્રી :** આત્મા ઉપર મમતા બેસે એટલે (સંસારમાં) ઓછી થઈ જાય.

મારી કરવા જેવી ચીજો છે બધી પણ મમતા રાખવા જેવી નથી. મારી જરા ખસી ગઈ તો તમારી, પણ મમતા નહીં. મારી બાઉન્ડ્રીથી મારી ખસી ગઈ તો તમારી.

શંકા તો રાતે આવીને, એટલે જ્યાં સુધી શરીર થાકે નહીં ત્યાં સુધી તાળું વાસે નહીં. શરીર થાકીને સૂઈ જાય, ત્યારે તાળું વાસી દે.

**પ્રશ્નકર્તા :** શરીરમાં પણ ફેરફાર થઈ જાય. ગભરામણ લાગે, એવું બધું થઈ જાય.

**દાદાશ્રી :** હા, પણ થાકીને સૂઈ જાય ઊંઘી જાય. સવારમાં ઊઠીએ કે, રાતે પુરુષાર્થ કર્યો શંકાનો તેનું શું ફળ મળ્યું તમને ? ત્યારે કહેશે, શરીર બગડ્યું. અને મહીં મન-બન બધું ઢીલું થઈ જાય. મન વીક(નબળું) થઈ જાય. બુદ્ધિ ગાંડી થઈ જાય. અહંકાર કદરૂપો થઈ જાય. અહંકાર રૂપાળો હોય છે બળ્યો પણ કદરૂપો થઈ જાય.

## શંકા દૈવી વહુની ખાતરી ખોળે,
## ઊંડો ના ઊતર, રહે ઉપર છલ્લે !

શંકાવાળા એટલે શંકાનું ભૂત જાગ્યું કે માણસ મરી ગયો. ખાતરી ખોળે ! આ દુનિયામાં જે ખાતરી ખોળે એ મરી ગયેલો, મેડ માણસ કહેવાય. ખાતરી ખોળે છે જે એને ઘરથી નાસી જવું પડે. માટે કોઈ ચીજની ખાતરી ના ખોળો.

**પ્રશ્નકર્તા :** બધા બજારમાં તો કંઈ પણ વસ્તુ લેવા જાય તો જોઈને લે.

**દાદાશ્રી :** હા, જોઈને લો. પછી ઊંડા ના ઊતરો. ઊંડા ઊતરશો તો ભાગી જવું પડશે. ખાતરી ના ખોળો. જે બન્યું એ કરેક્ટ. પછી કંઈ નવું કરેક્ટ હોતું નથી. ખાતરી ખોળવા ગયો કે આવી બન્યું, મેન્ટલ

હૉસ્પિટલમાં જવું પડે ખાતરી ખોળનારને હં કે ! અને જેની ખાતરી માંગેને તે બધા ફરી ફરીને મેન્ટલ હૉસ્પિટલમાં ઘાલી દે. આ જીવડું કંઈથી પાક્યું ખાતરી ખોળનારું. એને જીવડું કહે લોકો.

આ દુનિયામાં બે વસ્તુ રાખવી. ઊપરચોટિયા (ઉપલક) ખાતરી ખોળવી અને ઊપરચોટિયા શંકા કરવી. ઊંડા ઊતરવું નહીં. અને અંતે તો ખાતરી કરનારો પછી મેડ થાય, મેન્ટલ હૉસ્પિટલમાં લોક ઘાલી દે. આ વહુને એક દહાડો કહે, તું ચોખ્ખી છું, એની ખાતરી શું ? ત્યારે વહુ શું કહે, જંગલી મૂઓ છે.

આ છોડીઓ બહાર જતી હોય, ભણવા જતી હોય તોય આમ શંકા. 'વાઈફ' ઉપરયે શંકા. એવો બધો દગો ! ઘરમાંય દગો જ છેને, અત્યારે ! આ કળિયુગમાં પોતાના ઘરમાં જ દગો હોય. કળિયુગ એટલે દગાનો કાળ. કપટ ને દગો, કપટ ને દગો. કપટ ને દગો ! એમાં શું સુખને માટે કરે છે ? તેય ભાન વગર, બેભાનપણે ! નિર્મળ બુદ્ધિશાળીને ત્યાં કપટ ને દગો ના હોય. આ તો 'ફૂલિશ' માણસને ત્યાં અત્યારે દગો ને કપટ હોય. કળિયુગ એટલે 'ફૂલિશ' જે ભેગાં થયા છે ને ?

**પ્રશ્નકર્તા :** આ દગો ને કપટ કરવામાં બુદ્ધિનો ફાળો ખરો ને ?

**દાદાશ્રી :** ના, સારી બુદ્ધિ, એ કપટ ને દગો કાઢી નાખે. બુદ્ધિ 'સેફસાઈડ' રાખે. એક તો શંકા મારી નાખે, પછી આ કપટ ને દગો તો હોય જ. અને પાછા પોતાના સુખમાં જ દરેક રાચતા હોય.

**પ્રશ્નકર્તા :** પણ પોતાના સુખમાં રહેવા માટે બુદ્ધિના ઉપયોગથી દગો ને કપટ રમી શકે ને ?

**દાદાશ્રી :** જ્યાં પોતાની જાતનું સુખ ખોળવું ત્યાં સારી બુદ્ધિ હોય જ નહીં ને ! સારી બુદ્ધિ તો સામુદાયિક સુખ ખોળે કે આખું મારું ઘર સુખી થાય. પણ આ તો છોકરો પોતાનું સુખ ખોળતો હોય, બૈરી પોતાનું સુખ ખોળતી હોય, છોડી પોતાનું સુખ ખોળતી હોય, બાપ પોતાનું સુખ ખોળતો હોય, દરેક પોતપોતાનાં સુખ ખોળે છે. આ તો ઉઘાડું કરેને, તો ઘરનાં માણસો ભેગાં રહે નહીં. પણ આ તો બધાંય ભેગાં રહે છે ને ખાય છે

ને પીવે છે ! ઢાંકેલું તે જ સારું !

બાકી શંકા રાખવા જેવી ચીજ જ નથી, કોઈ પ્રકારે. એ શંકા જ માણસને મારી નાખે. આ બધા શંકાને લઈને જ મરી જ રહ્યાં છે ને ! એટલે આ દુનિયામાં મોટામાં મોટું ભૂત હોય તો શંકાનું ભૂત છે. જગતમાં કંઈક લોકોને ખઈ ગયેલી, ભરખી ગયેલી ! માટે શંકા ઊભી જ ના થવા દેવી. ગમે તેવી શંકા ઊભી થાય તો જન્મતાં જ એને મારવી. એનો વેલો વધવા ના દેવો. નહીં તો જંપીને નહીં બેસવા દે શંકા. શંકાએ તો લોકોને મોટા મોટા રાજાઓને પણ શંકાએ મારી નાખેલા.

## ચારિત્ર્યની શંકાનો પડે માર !
## શંકાનું ફળ અનેક અવતાર !

લોકોએ કહ્યું હોય, આ નાલાયક માણસ છે, તોય આપણે એને લાયક કહેવો. કારણ કે વખતે નાલાયક ના પણ હોય ને એને નાલાયક કહેશો તો બહુ દોષ બેસશે. સતી હોય ને જો વેશ્યા કહેવાઈ ગઈ તો ભયંકર ગુનો, તેનું કેટલાય અવતાર સુધી ભોગવ્યા કરવું પડશે. માટે કોઈનાય ચારિત્ર સંબંધમાં બોલશો નહીં. કારણ કે એ ખોટું નીકળે તો ? લોકના કહેવાથી આપણેય કહેવા લાગીએ તો એમાં આપણી શી કિંમત રહી ? અમે તો એવું કોઈ દહાડોય કોઈનું બોલીએ નહીં ને કોઈનેય બોલ્યો નથી. હું તો હાથ જ ના ઘાલું ને ! એ જવાબદારી કોણ લે ? કોઈના ચારિત્ર સંબંધી શંકા ના કરાય. મોટું જોખમ છે. શંકા તો અમે ક્યારેય લાવીએ નહીં. જોખમ આપણે શું કરવા લઈએ ?

**પ્રશ્નકર્તા :** પણ, શંકાથી જોવાની મનની ગ્રંથિ પડી ગઈ હોય તો ત્યાં કયું 'એડજસ્ટમેન્ટ' લેવું ?

**દાદાશ્રી :** આ તમને દેખાય છે કે આનું ચારિત્ર ખરાબ છે, તે શું તેવું પૂર્વે નહોતું ? આ તો ઓચિંતું કંઈ ઉત્પન્ન થઈ ગયેલું છે ? એટલે સમજી લેવા જેવું છે આ જગત. કે, આ તો આમ જ હોય. આ કાળમાં ચારિત્ર સંબંધી કોઈનું જોવું જ નહીં. આ કાળમાં તો બધે એવું જ હોય. ઉઘાડું ના હોય, પણ મન તો બગડે જ. એમાં સ્ત્રી ચારિત્ર્ય તો નર્યું કપટ

અને મોહનું જ સંગ્રહસ્થાન, તેથી સ્ત્રીનો અવતાર આવે. આમાં સહુથી સારામાં સારું એ કે જે વિષયથી છૂટ્યા હોય.

એક જણને એની 'વાઈફ' પર શંકા આવ્યા કરે. તેને મેં કહ્યું કે શંકા શેને લીધે થાય છે ? તે જોયું તેને લીધે શંકા થાય છે ? શું નહોતું જોયું ત્યારે નહોતું બનતું આવું ? આપણા લોકો તો પકડાય તેને ચોર કહે, પણ પકડાયો નથી તે બધા મહીંથી ચોર જ છે. પણ આ તો પકડાયો તેને ચોર કહે છે. અલ્યા, એને શું કરવા ચોર કહે છે ? એ તો સુંવાળો હતો. ઓછી ચોરી કરી છે તેથી પકડાયો. વધારે ચોરી કરનાર પકડાતા હશે ?

**પ્રશ્નકર્તા :** પણ પકડાય ત્યારે ચોર કહેવાય ને ?

**દાદાશ્રી :** ના, ઓછી ચોરીઓ કરે તે પકડાય અને પકડાય એટલે લોક એને ચોર કહે. અલ્યા, ચોર તો આ નથી પકડાતા તે છે. પણ જગત તો આવું જ છે.

એટલે એ ભાઈ મારું વિજ્ઞાન આખું સમજી ગયો. પછી એ મને કહે કે, 'મારી વાઈફ' ઉપર હવે બીજા કોઈનો હાથ ફરે તોય હું ભડકું નહીં. હા, આવું જોઈએ. મોક્ષે જવું હોય તો આમ છે. નહીં તો લડવાડ કર્યા કરો તમારી મેળે. તમારી 'વાઈફ' આ દુષમકાળમાં તમારી થાય નહીં. અને એવી ખોટી આશા રાખવીય ફોગટ છે. આ દુષમકાળ છે. એટલે આ દુષમકાળમાં તો જેટલા દહાડા આપણને રોટલા ખવડાવે છે એટલા દહાડા આપણી અને નહીં તો બીજાને ખવડાવે તો એની.

એટલે બધા 'મહાત્માઓ'ને કહી દીધેલું કે શંકા ના રાખશો. નહીં તોય મારું કહેવાનું કે જોયું ના હોય ત્યાં સુધી તેને સત્ય માનો છો જ શા માટે આ કળિયુગમાં ? આ છે જ પોલમ્પોલ ! એટલું બધું પોલમ્પોલ છે, જે મેં જોયું છે, તેનું તમને વર્ણન કરું તો બધા માણસ જીવતા જ ના રહે, તો હવે એવા કાળમાં એકલા પડી રહેવું મસ્તીમાં અને આવું 'જ્ઞાન' જોડે હોય એના જેવું તો એકુય નહીં.

દેહાધ્યાસ છૂટે તો જાણવું કે મોક્ષે જવાની તૈયારી થઈ. દેહમાં

આત્મબુદ્ધિ એ બધું દેહાધ્યાસ કહેવાય. કોઈ ગાળ ભાંડે, મારે, આપણી 'વાઈફ'ને આપણી રૂબરૂ ઉઠાવી જાય તોય મહીં રાગ-દ્વેષ ના થાય તો જાણવું કે વીતરાગનો માર્ગ પકડ્યો છે ! લોક તો પછી પોતાની નબળાઈને લઈને ઉઠાવી જવા દે છે ને ! પોતે જબરો હોય તો 'વાઈફ'ને ઉઠાવી જવા દે કંઈ ? ના.

એટલે આ કશુ પોતાનું છે જ નહીં ! આ બધું જ પારકું છે. માટે વ્યવહારમાં રહેવું હોય તો વ્યવહારમાં મજબૂત થા ને મોક્ષે જવું હોય તો મોક્ષને લાયક થા ! જ્યાં આ દેહ પણ પોતાનો નથી ત્યાં સ્ત્રી પોતાની શી રીતે થાય ? છોડી પોતાની શી રીતે થાય ? એટલે તમારે તો બધી જાતનું વિચારી નાખવું જોઈએ કે સ્ત્રી ઉઠાવી જાય તો શું કરવું ?

જે બનવાનું છે તેમાં ફેરફાર થાય એવું નથી, એવું 'વ્યવસ્થિત' છે. માટે ભડકશો નહીં. એટલે એમ કહ્યું છે કે 'વ્યવસ્થિત' છે ! ના જોવામાં આવે ત્યારે કહેશે મારી વહુ અને જોયું એટલે ફફડાટ ! અલ્યા, પહેલેથી હતું જ આવું. આમાં નવું ખોળશો જ નહીં.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ બહુ ઢીલું મૂકી દીધું.

**દાદાશ્રી :** મારું કહેવાનું કે દુષમકાળમાં આપણે ખોટી આશા રાખીએ એનો અર્થ જ નથી ને ! અને આ સરકારે પણ 'ડાયવોર્સ'નો કાયદો કાઢી આપ્યો. સરકાર પહેલેથી જાણે કે આવું થવાનું છે. માટે કાયદો પહેલો નીકળે. એટલે હંમેશાં દવાનો છોડવો પહેલો પાકે. ત્યાર પછી રોગ ઉત્પન્ન થાય. એવી રીતે આ કાયદો પહેલો નીકળે, ત્યાર પછી અહીં લોકોના એવા બનાવ બને !

## બૈરીના ચારિત્ર્યની શાંતિ ખપે ?
## કાળી છુંદણાવાળી સૌથી ટપે !

માટે જેને બૈરીના ચારિત્ર્ય સંબંધી શાંતિ જોઈતી હોય તો તેણે રંગે એકદમ કાળી છુંદણાવાળી બૈરી લાવવી કે જેથી એનું કોઈ ઘરાક જ ના થાય, કોઈ એને સંઘરે જ નહીં. અને એ જ એમ કહે કે, 'મને કોઈ

સંઘરનારા નથી. આ એક ધણી મળ્યા એ જ સંઘરે છે.' એટલે એ તમને 'સિન્સિયર' રહે, બહુ 'સિન્સિયર' રહે. બાકી, રૂપાળી હોય તેને તો લોક ભોગવે જ. રૂપાળી હોય એટલે લોકોની દૃષ્ટિ બગડવાની જ ! કોઈ રૂપાળી વહુ લાવે તો અમને એ જ વિચાર આવે કે આની શી દશા થશે ! કાળી છૂંદણાવાળી હોય તો જ 'સેઈફસાઈડ' રહે.

વહુ બહુ રૂપાળી હોય ત્યારે પેલો ભગવાન ભૂલે ને ? અને ધણી બહુ રૂપાળો હોય તો એ બઈયે ભગવાન ભૂલે ! માટે રીતસર બધું સારું. આપણા ઘૈડિયા તો એવું કહેતા કે 'ખેતર રાખવું ચોપાટ અને બૈરું રાખવું કોબાડ.' આવું શાના માટે કહેતા ? કે જો વહુ બહુ રૂપાળી હશે તો કો'ક નજર લગાડશે. એના કરતાં આ વહુ જરા કદરૂપી સારી, જેથી કોઈ નજર બગાડે નહીં ને ! આ ઘૈડિયાઓ બીજી રીતે કહેતા હતા, એ ધર્મની રીતે નહોતા કહેતા. હું ધર્મની રીતે કહેવા માંગું છું. વહુ કદરૂપી હોય તો આપણને કોઈ ભો જ નહીં ને ! ઘેરથી બહાર નીકળ્યા તોય કોઈ નજર બગાડે જ નહીં ને ! આપણા ઘૈડિયા તો બહુ પાકા હતા. પણ હું જે કહેવા માંગું છું તે એવું નથી, એ જુદું છે. એ કદરૂપી હોય, તે આપણા મનને બહુ હેરાન ના કરે. ભૂત થઈને વળગે નહીં.

## લોક તો 'હૉટલ' દેખેં ત્યાં 'જમે', ચારિત્ર ન ખોળ, ચિત્ત તો ભમે !

આ લોક તો કેવાં છે કે જ્યાં 'હૉટલ' દેખે ત્યાં 'જમે'. માટે શંકા રાખવા જેવું જગત નથી. શંકા જ દુઃખદાયી છે. હવે જ્યાં હૉટલ દેખે ત્યાં જમે, એમાં પુરુષેય એવું કરે છે ને સ્ત્રી પણ એવું કરે છે. પાછું સામા પુરુષને એવું નથી કે મારી સ્ત્રી શું કરતી હશે ? એ તો એમ જ જાણે કે મારી સ્ત્રી તો સારી છે. પણ એની સ્ત્રી તો એને પાઠો ભણાવતી હોય ! પુરુષો પણ સ્ત્રીને પાઠ ભણાવે અને સ્ત્રીઓ પણ પુરુષોને પાઠો ભણાવે ! તો પણ સ્ત્રીઓ જીતે છે. કેમ કે આ પુરુષોને કપટ નહીં ને ! તેથી પુરુષો સ્ત્રીઓથી છેતરાઈ જાય.

એટલે જ્યાં સુધી 'સિન્સિયારીટી-મોરાલિટી' છે ત્યાં સુધી સંસાર

ભોગવવા જેવો હતો. અત્યારે તો ભયંકર દગાખોરી છે. આ દરેકને એની 'વાઈફ'ની વાત કહી દઉં તો કોઈ પોતાની 'વાઈફ' પાસે જાય નહીં. હું બધાનું જાણું, પણ કશુંય કહું-કરું નહીં. જો કે પુરુષેય દગાખોરીમાં કંઈ ઓછો નથી. પણ સ્ત્રી તો નર્યું કપટનું જ કારખાનું ! કપટનું સંગ્રહસ્થાન. બીજે ક્યાંય ના હોય, એક સ્ત્રીમાં જ હોય.

એટલે શંકાથી જ જગત ઊભું રહ્યું છે. જે ઝાડને સૂકવવાનું છે, તેને જ શંકા કરીને પાણી છાંટે છે ને તેનાથી વધારે ઊભું થાય છે. એટલે કોઈ જાતની શંકા કરવા જેવું આ જગત નથી.

હવે તમને બીજી કોઈ સંસારની શંકા પડે છે ? તમારી 'વાઈફ' બીજા કોઈની જોડે બાંકડે બેઠી હોય અને તે છેટેથી તમને જોવામાં આવે તો તમને શું થાય ?

**પ્રશ્નકર્તા :** હવે કશું ના થાય. થોડી આમ 'ઈફેક્ટ' થાય, પછી કશું ના થાય. પછી તો 'વ્યવસ્થિત' છે અને એ ઋણાનુબંધ છે, એમ ખ્યાલ આવી જાય.

**દાદાશ્રી :** કેવા પાકા છે ! ગુણાકાર કેટલો બધો છે ! અને શંકા તો ના થાય ને ?

**પ્રશ્નકર્તા :** ના થાય, દાદા.

**દાદાશ્રી :** નહીં તો હવે ત્યાં આગળ એ વહેમ પેસી ગયો, તો એ વહેમ બહુ સુખ આપે, નહીં ?

**પ્રશ્નકર્તા :** અંદર કીડા જેવું કામ કરે, કોતર્યા કરે.

**દાદાશ્રી :** હા, જાગ્રતકાળ બધોય એને કરડી ખાય. ટી.બી.નો રોગ, ટી.બી. તો સારો કે અમુક કાળ સુધી જ અસર કરે, પછી ના કરે. એટલે આ શંકા એ તો ટી.બી.નો રોગ છે. એ શંકા ઉત્પન્ન થઈ ગઈ એને ટી.બી.ની શરૂઆત થઈ ગઈ. એટલે શંકા કોઈ રીતે 'હેલ્પ' કરે નહીં. શંકા નુકસાન જ કરે. એટલે શંકા તો મૂળમાંથી એ ઊગે ત્યારથી જ બંધ કરી દેવી, બારી પાડી દેવી. નહીં તો ઝાડ રૂપે થાય એ તો !

## પત્ની મોડી તોય ન કર શંકા, પટાવી લે નહીં તો જશે લંકા !

અને આ લોક તો 'વાઈફ' સહેજ મોડી આવે તોય શંકા કર્યા કરે. શંકા કરવા જેવી નથી. ઋણાનુબંધની બહાર કશું જ થવાનું નથી. એ ઘેર આવે એટલે એને સમજ પાડવી, પણ શંકા કરવી નહીં. શંકા તો ઊલટું પાણી વધારે છાંટે. હા, ચેતવવું પડે ખરું. પણ શંકા કશી રાખવી નહીં. શંકા રાખનાર મોક્ષ ખોઈ બેસે છે. એટલે આપણે જો છૂટવું હોય, મોક્ષે જવું હોય તો આપણે શંકા કરવી નહીં. કોઈ બીજો માણસ તમારી 'વાઈફ'ના ગળે હાથ નાખીને ફરતો હોય ને એ તમારા જોવામાં આવ્યું, તો શું આપણે ઝેર ખાવું ?

**પ્રશ્નકર્તા :** ના, એવું શું કરવા કરું ?

**દાદાશ્રી :** તો પછી શું કરવું ?

**પ્રશ્નકર્તા :** થોડું નાટક કરવું પડે, પછી સમજાવવું. પછી તો એ જે કરે તે 'વ્યવસ્થિત'.

**દાદાશ્રી :** હા, બરોબર છે. તમારી 'વાઈફ' ઉપર ને ઘરમાં કોઈની ઉપરેય તમને શંકા હવે બિલકુલ થાય નહીંને ? કારણ કે આ બધી 'ફાઈલો' છે. એમાં શંકા કરવા જેવું શું છે ? જે હિસાબ હશે, જે ઋણાનુબંધ હશે, એ પ્રમાણે ફાઈલો ભટકશે. અને આપણે તો મોક્ષે જવું છે !

શંકાનો અર્થ શો ? લોકોને દૂધપાક જમાડવો છે એ દૂધપાકમાં એક શેર મીઠું નાખી દેવું, એનું નામ શંકા. પછી શું થાય ? દૂધપાક ફાટી જાય. એટલી જવાબદારીનો તો લોકોને ખ્યાલ નથી. અમે શંકાથી તો બહુ છેટા રહીએ. વિચાર આવે અમને બધી જાતના. મન છે તે વિચાર આવે, પણ શંકા ના પડે. હું શંકાની દૃષ્ટિથી કોઈને જોઉં તો બીજે દહાડે એનું મન મારાથી જુદું પડી જાય, એનું મન જ જુદું પડી જાય મારાથી !

એટલે કોઈ પણ વસ્તુમાં શંકા પડે તે શંકાઓ નહીં રાખવી. આપણે જાગૃત રહેવું, પણ સામા ઉપર શંકાઓ નહીં રાખવી. શંકા આપણને મારી

નાખે. સામાનું જે થવાનું હોય તે થાય, પણ આપણને તો એ શંકા જ મારી નાખે. કારણ કે એ શંકા તો માણસ મરી જાય ત્યાં સુધી એને છોડે નહીં. શંકા પડે એટલે માણસનું વજન વધે કે ? માણસ મડદાની જેમ જીવતા હોય તેના જેવું થાય.

એટલે કોઈ પણ વાતમાં શંકા ના કરે તો ઉત્તમ છે. શંકા તો જડમૂળથી કાઢી નાખવાની. વ્યવહારમાંય શંકા કાઢી નાખવાની છે. શંકા 'હેલ્પ' નથી કરતી, નુકસાન જ કરે છે. અને આ રિસાવું એય ફાયદો નથી કરતું, નુકસાન જ કરે છે. કેટલાક શબ્દો એકાંતે નુકસાન કરે છે. એકાંત એટલે શું ? લાભાલાભ હોય તો ઠીક છે વાત. પણ આ તો એકાંતે અલાભ જ બધો એવા ગુણો (!) કાઢી નાખેને તો સારું.

☙ ☙ ☙

(૧૨)

# ધણીપણાના ગુનાઓ

## ગુનેગાર નથી તે ધણી ખરો, ગુનામાં આવ્યો તો થયો મરો !

આ જ્ઞાન લીધેલું હોય પછી મતભેદ ઊભા થાય જ નહીં એવું છે. જ્ઞાન લીધાં પછી આજ્ઞાઓ પાળતા નથી. આજ્ઞાઓ ના પાળે છતાં એ ધણીને હેલ્પ કરે. તે કેટલું હેલ્પ કરે ? જે કરોડો અવતાર થવાના હતા, તેને બદલે અમુક અંશે અવતાર ઓછા થઈ જાય.

આમ તો ડાહ્યા છો ને પાછાં ઘેલા થાવ છો ? પછી બઈ શું કહેશે ? તમારામાં મેં વેતા ના દીઠા ! ત્યારે આપણે કહીએ, 'બેસને બા આજ મને જંપવા દે ને, મને ભક્તિ કરવા દે ને ?' પણ તોય પેલી કહેશે, 'તમારામાં વેત્તા ના દીઠા !' 'અલ્યા, કેમના વેતા મારા જુએ છે તું તો ?' એવું પછી કહે કે ના કહે ? આપણે ગુનામાં આવ્યા એટલે ના કહે ? આપણું ધણીપણું ક્યાં સુધી રહે ? આપણે ગુનામાં ના આવીએ ત્યાં સુધી અને ગુનામાં આવ્યા એટલે ધણીપણું ઊડી જાય. એટલે આપણે બધી જવાબદારી સમજવી પડે.

એક બેનને તો ફરિયાદ કરવા એનો ધણી તેડી લાવ્યો, કે તું દાદાની પાસે ફરિયાદ કર બધી. મારો કેસ આખો નીકળી જાય. બેનને મેં પૂછ્યું, શું છે બેન, તારે કહેને હકીકત ! એના તરફનો ઝઘડો છે ? ત્યારે કહે, ધણીપણું રોજ બજાવે છે. કહે છે, આમ કેમ કર્યું ને તેમ કેમ કર્યું ને આખો દહાડો. હવે ઘર હું ચલાવું છું, પાંચ છોકરાનું હું ચલાવું છું, એમને જગાડું છું, કરું છું. તોય આખો દહાડો ધણીપણું બજાવે છે ! તેમાં મન-વચન-કાયાથી અમારે કોઈ સંબંધ નથી દશ વર્ષથી અને પાછો ધણીપણું બજાવે છે. એટલે

પછી મેં પેલાને ઝાલ્યો બરોબર. બરોબર ધૂળધાણી જ કરી નાખ્યો. એ ધણીપણું કરે એ ના હોવું જોઈએ. મેં ધણીને એની ભૂલ દેખાડી દીધી. ધણીપણું ક્યારે કહેવાય ? મન-વચન-કાયાનો પાશવતાનો સંબંધ હોય ત્યારે. એ તો એને છે નહીં ? તો પછી ધણીપણાની તો એને લેવાદેવા જ નહીં ને !

પાશવતા હોય ત્યાં સુધી ધણીપણું. પછી આવતા ભવનો હિસાબ આવી જાય તે પછી !

**પ્રશ્નકર્તા :** એ શું થાય ?

**દાદાશ્રી :** વેર બંધાય. કોઈ સ્ત્રી દબાયેલી રહેતી હશે ઘડીવાર ? ના છૂટકે, સમાજની આબરૂને લીધે રહે. તે આવતા ભવે તેલ કાઢી નાખે. અરે, સાપણ થઈને કૈડે.

ધણી થવાનો વાંધો નથી પણ ધણીપણું બજાવવામાં વાંધો છે. પણ આ તો ધણીપણું બજાવે છે. કહેશે, શું સમજે છે તું ? અલ્યા મૂઆ, ગુનેગાર છે આ ? ગુનેગારનેય એવું ના બોલાય. સરકારનો કાયદો એવો કર્યો છે કે અત્યારે ગુનેગારનેય બહુ આવું કરશો નહીં કે શું સમજે છે તારા મનમાં ? અને કેવા કેવા શબ્દો બોલે છે ! એ તો હું બોલતો નથી, મને આવડેય નહીં, અત્યારે તો નહીં આવડતા. અત્યારે મારી ભાષા બધી બદલાઈ ગઈને. હવે પેલા ભારે શબ્દો મને ના આવડે.

## લડે-વઢે છતાં જ્ઞાન હાજર, આજ્ઞા સમભાવે નિકાલ કર !

એટલે એક ભઈ કહેતા'તા. મને કહે છે, વાઈફ જોડે મારે સાત કલાક સુધી છે તે વાક્યુદ્ધ ચાલ્યું. સવારથી ચાલ્યું, વઢમ્‌વઢા, તે સાત કલાક સુધી ચાલ્યું પણ મોઢે વાક્યુદ્ધ, પછી છેલ્લા આઠમા કલાકમાં કાયાયુદ્ધ ચાલુ થઈ ગયું. એણે મારા વાળ ઝાલ્યા ને મેંય આપવા માંડી. તે એય આ વાળ ખેંચીને તેલ કાઢવા માંડી. શું કહે છે ? કાયાયુદ્ધ એક કલાક બધું ! આઠ કલાક આમાં ને નવમાં કલાકમાં તો અમે બે સાથે ચા પીતા'તા, કહે છે. કહે છે અક્રમવિજ્ઞાનનેય ધન્ય છે !

**પ્રશ્નકર્તા :** આઠ કલાક અક્રમવિજ્ઞાન કંઈ ગયું ? નવમે કલાકે ક્યાંથી આવ્યું ?

**દાદાશ્રી :** ના, અક્રમવિજ્ઞાન મહીં હતું જ. પણ આ પાઠ ભજવવાનોને તે એ આખી ફિલમ હતી.

**પ્રશ્નકર્તા :** આખી ફિલમ ઊતરેલી.

**દાદાશ્રી :** ફિલમ ઊતરેલી ભજવાઈ ગઈ. પછી અક્રમવિજ્ઞાન હાજર થયું. ફિલમ ભજવાઈ ગઈ એટલે અક્રમવિજ્ઞાન પાછું તૈયાર થઈને પછી નવમા કલાકમાં ચા-પાણી સાથે પી અને કહે છે, 'દાદા ભગવાનના અસીમ જય જયકાર હો' બોલો, સામાસામી માફી માંગીને !

સંસાર વ્યવહાર ચલાવતાં નિરંતર સમાધાનમાં રહેવાય એવું આ જ્ઞાન છે. નિરંતર સમાધિમાં રહી શકાય એવું આ જ્ઞાન છે, એટલે પછી આપણામાં કલુષિત ભાવ રહ્યો જ ના હોય, પણ આપણે લીધે બીજાને પણ ક્લેશ ના થાય. પછી એ ચીડાતા હોય તોય ઠંડા પડી જાય. કારણ કે આ રસ્તામાં આપણને ઠોકર વાગી, તે આપણે એની જોડે ચીડાઈએ પણ એ ઠોકરને તો ઠંડું થઈ જવું પડે ને ? અને સામો ચીડાય તો આપણે વધારે ચીડાઈએ અને આપણે જો ઠંડા થઈ જઈએ, તો પછી પેલી ચીડાય નહીં. ઠોકર જેવાં, ભીત જેવાં થઈ જવું. આ બધા આમ સમભાવે નિકાલ કરે, એમને બધાનેય ઝઘડા હતા. પણ અત્યારે ઝઘડો નથી ઊલટા બેઉ સાથે ને સાથે.

**પ્રશ્નકર્તા :** કેટલાક સ્ત્રીથી કંટાળીને ઘરથી ભાગી છૂટે છે, તે કેવું ?

**દાદાશ્રી :** ના, ભાગેડુ શા માટે થઈએ ? આપણે પરમાત્મા છીએ. આપણે ભાગેડુ થવાની શી જરૂર છે ? આપણે એનો 'સમભાવે નિકાલ' કરી નાખવો.

**પ્રશ્નકર્તા :** નિકાલ કરવો છે તો કઈ રીતે થાય ? મનમાં ભાવ કરવો કે આ પૂર્વનું આવ્યું છે ?

**દાદાશ્રી :** એટલાથી નિકાલ ના થાય. નિકાલ એટલે તો સામાની જોડે

ફોન કરવો પડે, એના આત્માને ખબર આપવી પડે. તે આત્માની પાસે આપણે ભૂલ કરી છે એવું કબૂલ-એક્સેપ્ટ કરવું પડે. એટલે પ્રતિક્રમણ મોટું કરવું પડે.

**પ્રશ્નકર્તા :** સામો માણસ આપણું અપમાન કરે તો પણ આપણે તેનું પ્રતિક્રમણ કરવાનું ?

**દાદાશ્રી :** અપમાન કરે તો જ પ્રતિક્રમણ કરવાનું, આપણને માન આપે ત્યારે નહીં કરવાનું. પ્રતિક્રમણ કરીએ એટલે સામા પર દ્વેષભાવ તો થાય જ નહીં. ઉપરથી એની પર સારી અસર થાય. આપણી જોડે દ્વેષભાવ ના થાય એ તો જાણે પહેલું સ્ટેપ, પણ પછી એને ખબર પણ પહોંચે છે.

**પ્રશ્નકર્તા :** એના આત્માને પહોંચે ખરું ?

**દાદાશ્રી :** હા, જરૂર પહોંચે. પછી એ આત્મા એના પુદ્‌ગલને પણ ધકેલે છે કે 'ભઈ, ફોન આવ્યો તારો.' આપણું આ પ્રતિક્રમણ છે તે અતિક્રમણ ઉપરનું છે, ક્રમણ ઉપર નથી.

**પ્રશ્નકર્તા :** ઘણાં પ્રતિક્રમણો કરવાં પડે ?

**દાદાશ્રી :** જેટલું સ્પીડમાં આપણે મકાન બાંધવું હોય એટલા કડિયા આપણે વધારવાના. એવું છેને, કે આ બહારના લોકો જોડે પ્રતિક્રમણ નહીં થાય તો ચાલશે, પણ આપણી આજુબાજુનાં ને નજીકનાં ઘરનાં છે એમનાં પ્રતિક્રમણ વધારે કરવાં. ઘરનાં માટે મનમાં ભાવ રાખવા કે મારી જોડે જન્મ્યા છે, જોડે રહે છે તે કો'ક દહાડો આ મોક્ષમાર્ગ ઉપર આવે.

## બૈરીના કેવાં પુણ્ય કે તું મળ્યો !
## તારાં કેવાં પાપ ખોડવાળી રળ્યો ?

એક ભઈ મારી પાસે આવેલા. તે મને કહે, દાદા, હું પરણ્યો તો ખરો પણ મને મારી બૈરી ગમતી નથી. મેં કહ્યું, કેમ ભાઈ, ના ગમવાનું શું કારણ ?

ત્યારે કહે છે, એ જરા પગે લંગડી છે, લંગડાય છે. 'તે તારી બૈરીને તું ગમે છે કે નહીં ?' ત્યારે કહે કે, 'દાદા, હું તો ગમું તેવો જ છું ને !

રૂપાળો છું, ભણેલો-ગણેલો છું, કમાઉં છું ને ખોડખાપણ વગરનો છું.' તે એમાં ભૂલ તારી જ. તે એવી તે કેવી ભૂલ કરેલી કે તને લંગડી મળી ને એણે કેવાં સરસ પુણ્ય કરેલાં કે તું આવો સારો તેને મળ્યો ? અલ્યા, આ તો પોતાનાં કરેલાં જ પોતાની આગળ આવે છે, તેમાં સામાનો શો દોષ જુએ છે ? જા, તારી ભૂલ ભોગવી લે ને ફરી નવી ભૂલ ના કરતો. તે ભઈ સમજી ગયો. અને તેની લાઈફ ફ્રેક્ચર થતી અટકી ગઈ ને સુધરી ગઈ !

સત્યનો સ્વીકાર કરવો પડશે અને સત્યનું શોધન કરવું પડશે. બૈરી કંઈ નુકસાન કરતી નથી. બૈરી હેલ્પફૂલ છે. પણ આ તો બૈરીને કહેશે, 'તારા વગર મને ગમતું નથી' ઓહોહો... ! આ તો બૈરીનું બગાડ્યું ને પોતાનું બગાડ્યું ! અલ્યા, બૈરી તો હેલ્પર છે. તને ખાવાનું કરી આપે. તારે બહારથી કમાઈ લાવવાનું અને જરા છૈયાં-છોકરાં થાય એ સાધારણ રીતે રાખવાનાં. જેમ આ જાનવરોને નથી થતાં છૈયાં-છોકરાં ? અને આ તો કહેશે, 'આના વગર ગમતું નથી' એવું ગાય-ભેંસ બોલ્યું કોઈ ? આ મનુષ્યો એકલાં જ બોલે છે કે મને તારા વગર ગમતું નથી. તમે આવું સાંભળેલું નહીં ? તો પછી આવું કેમ ચાલે તે ? ના બોલાય એવું, એ તો એક પાર્ટનર છે, તે આપણા ઘર ચલાવવામાં.

અને કેટલાક લોકો એમ બોલે કે, 'આ બૈરી-છોકરાં એ બધું ખોટી વાત છે', આ પણ સાચી વાત નથી ! પણ આમ બોલ બોલ કરશો તોય દહાડો વળશે નહીં ને પાછા ફરી વાર કે એમાં ને એમાં એમની જોડે જ રહેવાનું ને ! જેમાં રહો તેમાં તેને વગોવો નહીં. નહીં તો વગોવણું કરીને દુઃખદાયી થઈ પડશો. તમે ઊંડા કાદવમાં ઊતરો છો. વખાણશો નહીં તો ભલે ના વખાણો પણ વગોવણું તો ના જ કરો !

કેટલાક તો એમ બોલે છે કે આ બધાં બૈરી-છોકરાં છે એટલે હું ફસાયો. અરે, આવું બોલો છો ? તને ફસાવ્યો છે કે એ ફસાયા છે ? ના શોભે આવું. આવું ના બોલાય. સત્તાનો દુરુપયોગ આવો ન કરાય. સત્તાનો દુરુપયોગ એ મહાન પાપ છે. એવું ના હોવું જોઈએ.

(૧૩)

# દાદાઈ દૃષ્ટિએ ચાલો, પતિઓ....

## પતિના મૂંઝવતા પ્રશ્નો આમ, દાદા ક્લિયર કરે ટ્રાફિક જામ !

**પ્રશ્નકર્તા :** આપણને ઘરમાં કોઈ વસ્તુનું ધ્યાન રહેતું ના હોય, ઘરનાં આપણને ધ્યાન રાખો, ધ્યાન રાખો એમ કહેતાં હોય, છતાં ના રહે તો તે વખતે શું કરવું ?

**દાદાશ્રી :** કશુંય નહીં. ઘરના કહે કે, 'ધ્યાન રાખો, ધ્યાન રાખો.' ત્યારે આપણે કહેવું કે, 'હા, રાખીશું.' આપણે ધ્યાન રાખવાનું નક્કી કરવું. તેમ છતાં ધ્યાન ના રહ્યું ને કૂતરું પેસી ગયું ત્યારે કહીએ કે, 'મને ધ્યાન નથી રહેતું.' એનો ઉકેલ તો લાવવો પડે ને ? અમનેય કોઈએ ધ્યાન રાખવાનું સોંપ્યું હોય તો અમે ધ્યાન રાખીએ, તેમ છતાં ના રહ્યું તો કહી દઈએ કે, 'ભઈ, આ રહ્યું નહીં અમારાથી.'

એવું છે કે, આપણે મોટી ઉંમરના છીએ એવો ખ્યાલ ના રહે તો કામ થાય. બાળક જેવી અવસ્થા હોય તો 'સમભાવે નિકાલ' સરસ થાય. અમે બાળક જેવા હોઈએ. એટલે અમે જેવું હોય તેવું કહી દઈએ, આમેય કહી દઈએ ને તેમેય કહી દઈએ, બહુ મોટાઈ શું કરવાની ?

કસોટી આવે એ પુણ્યશાળી કહેવાય ! માટે ઉકેલ લાવવો, જક ના પકડવી. આપણે આપણી મેળે આપણો દોષ કહી દેવો. નહીં તો એ કહેતાં હોય ત્યારે આપણે ખુશ થવું કે, ઓહોહોહો.... તમે અમારો દોષ જાણી ગયા ! બહુ સારું કર્યું ! તમારી બુદ્ધિ અમે જાણીએ નહીં.

**પ્રશ્નકર્તા :** વાઈફ એમ કહે કે તમારાં પેરેન્ટસને આપણી સાથે નથી રાખવાનાં કે નથી બોલાવવાનાં, તો શું કરવું ?

**દાદાશ્રી :** તો સમજાવીને કામ લેવું. ડેમોક્રેટીક રીતે કામ લેવું. એના પેરેન્ટસને બોલાવવાનાં ખૂબ સેવા કરી આપવી....

**પ્રશ્નકર્તા :** મા-બાપ ઘરડાં હોય, મોટી ઉંમરના વડીલ હોય, એક તરફ મા-બાપ છે અને બીજી તરફ વાઈફ છે તો એ બન્ને વચ્ચે પહેલી વાત કોની સાંભળવી ?

**દાદાશ્રી :** વાઈફની જોડે એવો સરસ સંબંધ કરી દેવો કે વાઈફ આપણને એમ કહે કે તમારાં મા-બાપનું ધ્યાન રાખો ને ! આમ શું કરો છો ? એ વાઈફ પાસે મા-બાપનું જરા અવળું બોલવું. આપણા લોક તો શું કહે ? એ મારી મા જેવી કોઈની મા નથી. તું બોલ બોલ ના કરીશ. પછી પેલી અવળી ફરે તો આપણેય કહીએ, માનો સ્વભાવ આજથી એવો જ થઈ ગયો છે. ઈન્ડિયન માઈન્ડ અવળું ફરવાની ટેવ હોય, ઈન્ડિયન માઈન્ડ છે.

## વહુને ગુરુ કરે ત્યાંથી ફેર,
## વહુ મીઠી ને મા કડવી ઝેર !

તું જાણે છે કે લોકો વાઈફને ગુરૂ કરે એવા છે ?

**પ્રશ્નકર્તા :** હાજી, જાણું છું.

**દાદાશ્રી :** તે ગુરુ કરવા જેવું નથી, નહીં તો મા-બાપ ને આખું કુટુંબ મુશ્કેલીમાં મૂકાય. અને ગુરુ કર્યા એટલે પોતેય મુશ્કેલીમાં મૂકાય. એનેય રમકડું તરીકે રમવું પડેને ? પણ મારી પાસે આવેલાં ને એવું ના બને. મારી પાસે ઓલ રાઈટ ! હિંસક ભાવ જ ઊડી જાય ને ! હિંસા કરવાનો વિચાર જ ના થાય. કેમ કરીને સુખ આપવું એ જ વિચાર થાય.

**પ્રશ્નકર્તા :** એની અસર નવી આવનાર પર પણ થાય ને ?

**દાદાશ્રી :** હા, એને જો સંસ્કાર લાગે તો બધું સુધરી જાય, ફેરફાર

થઈ જાય.

તે અમારો એક ભત્રીજો હતોને, તે છત્રીસ વર્ષનો થઈને મારી પાસે આવ્યો અને હું એના કરતાં ૨૦ વર્ષે મોટો ને મને કહે છે, મારી બા અન્યાયી છે. એટલે પછી મેં કહ્યું, તારી માએ તને નવ મહિના પેટમાં રાખ્યો'તો. અને પછી અઢાર વર્ષ પાછળ કુરકુરિયું ફેરવે એમ ફેરવ્યો, એટલે આજ તારી મા ખરાબ છે ને તારી પત્ની સારી છે એમ ? મૂઆ, ફેરવ્યો હશે કે નહીં અઢાર વર્ષ ? વહુની વાત સાચી ? પછી દૃષ્ટિ ફરી ગઈ. આ મારો શબ્દ કડક સાંભળ્યોને, દૃષ્ટિ ફરી ગઈ પછી. ચાર-પાંચ ફેરે કહ્યું, મારા બા એવા નથી. આ તો ઘેન ચઢ્યો'તો વહુનો. વહુનો ઘેન ચઢે ! અને વહુના ઘેનમાં છે તે તુલના કરવા બેઠા. આ રોગ કાઢવા માટે કહું છું. વહુના ઘેનમાં માને ખરાબ કહે છે. વહુનું ઘેન ચઢે કે ના ચઢે ?

એ છોકરાએ પછી ચાર વર્ષે આવીને પછી મને કહે છે, મારી ભૂલ હતી તે દહાડે. હવે મને લાગ્યું કે મારી મધર એવાં નથી. ઘેન ઉતારી દીધું હડહડાટ, મારી ઠોકીને. ૩૬ વર્ષનો ને બી.કોમ. થયેલો મોટો ઑફિસર. અને મારાં પત્ની ઊભાં હતાં ને મેં એને આમ કહ્યું, તે મારાં પત્ની કહે, ના કહેવાય, આવું ના કહેવાય. શું કહેવાય ત્યારે ? એનો રોગ ના કાઢીએ તો પછી હું એનો દાદા ગણાઉં ? દાદો થયેલો છું. તે કેવો પણ શબ્દ બોલ્યો, આવું ? કોઈ આવો નાગો શબ્દ બોલ્યું હશે, કે નવ મહિના તો તારી માએ પેટમાં રાખ્યો એ હું જાણું છું ? એવુ મોઢે કહ્યું પાછું. રોગ નીકળી ગયો ! ઘેન ઊતરી જાયને ! ઘેન ઊતારવા માટે અમારા કડક શબ્દો હોય છે. આ કડકાઈમાં બીજું કશું નહોતું, ઘેન ઊતરવા માટેની આ દવા છે. નર્યું ઘેન, ઘેન, ઘેન !

આ પહેલેથી જ છે એ જ બોલું છું. અત્યારે સાપેક્ષ બોલું તો લોકો સમજતા નથી, ભાન જ નથી ત્યાં આગળ. એક માણસ તો એની વાઈફ જતી હતીને, તે પાછળથી કહે છે, 'અરે બા, અહીં પાછા આવો, બા પાછા આવો.' મેં કહ્યું, 'અલ્યા, આ વહુ છે તારી !' કારણ કે સાડી એવી દીઠી કે એના મનમાં જાણે કે આ મારી બા જ જાય છે, એવું આ જગત છે.

## બન્ને રિસાય તેમાં શો ભલીવાર, પૈણ્યો પણ ન વળ્યો શુક્કરવાર !

અમે તો શું કહ્યું આ જ્ઞાન લીધા પછી ચિંતા થાય તો જોખમદારી અમારી. પણ આ આજ્ઞા પાળવી જોઈએ. આજ્ઞા અઘરીય નથી. તમે પ્રેક્ટિસ કરવા માંડો.

**પ્રશ્નકર્તા :** પાડવા માંડી.

**દાદાશ્રી :** તમે પાડવા માંડી ને ? પ્રેક્ટિસ અત્યારે પાડ પાડ કરો. નહીં તો એ સહજ નથી એ વસ્તુ. કારણ કે નવું ઈન્જીન હોયને, તેય ઘસારો ના પડ્યો હોય તો ચાલે નહીં. તે આપણે હેન્ડલ માર માર કરીને રાગે પાડવું પડે ! નવી વહુ જોડેય રાગે પાડવું પડે. બધું નવું નવું હોય તો રાગે પાડવું પડે. પહેલે દહાડે વહુ રિસાઈ હોય અને આપણેય રિસાઈએ તો ભલીવાર ક્યારે આવે ? જો રિસાઈ હોય તો આપણે ધીમે રહીને કહેવાનું, ગભરાશો નહીં, આપણે એક જ છીએ. આમ તેમ કરીને પટાવી પટાવીને કામ લેવું. એય રિસાય ને આપણે રિસાઈએ તો રહ્યું શું પછી ? કામ લેતાં આવડવું જોઈએને, ના આવડવું જોઈએ ?

જો બધા ખુશ થઈ જાય છેને ? વાત સમજવી પડશે કે નહીં ? હું તો સ્વતંત્ર કરવા આવ્યો છું તમને. કોઈ બોસ નથી, નો બોસ. બોસ તમારી વાઈફ ! એને એકલીને સાચવી રાખજો. કારણ કે એ જલેબી કરી આપે, ભજિયાં કરી આપે, ખુશ રાખો તો સારું કે નાખુશ રાખો તો ?

**પ્રશ્નકર્તા :** ખુશી રાખો તો.

**દાદાશ્રી :** હં.

**પ્રશ્નકર્તા :** મારે તો એય નથી કરી આપતી.

**દાદાશ્રી :** એ મારી પાસે તેડી લાવજે. હું એને સમી કરી આપીશ, રિપેર કરી આપું છું.

**પ્રશ્નકર્તા :** વાઈફ ડૉક્ટર છે એટલે દવાખાનું ચલાવે છે. એટલે

ટાઈમ ના મળેને !

**દાદાશ્રી :** તોય હું રીપેર કરી આપીશ. મને બધું રિપેર કરતાં આવડે. નવાં મશીનો રિપેર કરું. જૂનાંયે કરું અને એન્ગેજ્ડ મશીનેય રિપેર કરું, એન્ગેજ્ડ !

**પ્રશ્નકર્તા :** વહુને કેવી રીતે રાખવી એ વાત બહુ ગમી.

**દાદાશ્રી :** મોંઘી વહુ ને સસ્તી વહુ !

**પ્રશ્નકર્તા :** હમણાં કહ્યુંને તમે બધા મોંઘી વાઈફ લઈ આવ્યા છે. તો મોંઘી ને સસ્તીમાં ફરક શું ? ખબર કેવી રીતે પડે કે આ મોંઘી વહુ છે ને આ સસ્તી વહુ છે ?

**દાદાશ્રી :** આ સસ્તી વહુ એટલે લો ક્વૉલિટી હોયને, એટલે સસ્તી. આ હાઈ ક્વૉલિટીવાળી મોંઘી.

**પ્રશ્નકર્તા :** લો ક્વૉલિટી એટલે શું ?

**દાદાશ્રી :** લો ક્વૉલિટી એટલે એનો સ્વભાવ. ત્યારે કહે, ગરીબ વિચાર હોય, ગરીબ સ્વભાવ હોય, વારેઘડીએ જૂઠું બોલતી હોય અને એવું તેવું. ભોળી હોય ! આ તો બધા પાકા, હાઈ ક્વૉલિટી માલ અહીં બધા આવેલા.

**પ્રશ્નકર્તા :** અમેરિકામાં બધો હાઈ ક્વૉલિટી માલ આવેલો ?

**દાદાશ્રી :** હા, સ્ત્રી હાઈ ક્વૉલિટી લાવેલાને. આ કંઈ જેવું તેવું છે ?

## થાંભલો અથડાય વારેવારે, 'સ્વજ્ઞાન' વિના ન પુગાય આરે !

**પ્રશ્નકર્તા :** હું વાઈફને અથડાવાનું ઓછું તો કરું છું, પ્રયત્નો કરું છું, પણ થાંભલો જ ઉપર પડતો હોય તો શું કરવું ? ચરણવિધિ તો રોજ સવારે કરીએ જ છીએ, નવકારમંત્ર બોલીએ છીએ. એટલે વળી થોડું ઓછું અથડાય છે. વાઈફ સાથે અથડાવાનાં આ કર્મો જ હશેને, ગયા જન્મનાં ?

**દાદાશ્રી :** બીજું શું ? આ અત્યારે પ્રત્યક્ષ દેખાય છે તે જ કર્મો. ગયા અવતારનાં કર્મોથી તો આ પ્રત્યક્ષ દેખાતાં કર્મો ઊભાં થયાં અને એ જ કર્મો નડે છે.

**પ્રશ્નકર્તા :** આ કર્મ કાપવાનો કંઈ માર્ગ ખરો ?

**દાદાશ્રી :** શુદ્ધાત્મા થઈ જાવ તો, જ્ઞાતા-દ્રષ્ટા થઈ જાવ તો કામ થઈ જાય.

હિસાબ પાકો છે, પાકો લખેલો. પાછા છો નસીબદાર, પૈસા કંઈ ખૂટતા નથી. ધંધો ચાલુ રહે છેને ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એવા તો આજ સુધીમાં કેટલાને દુઃખ દીધા હશે ? એવા અન્યાય તો આપણાથી કેટલા થઈ ગયા હશે મનુષ્યોથી ?

**દાદાશ્રી :** એવી બધી ગણતરીમાં નહીં પડવાનું. થઈ ગયું એ ગોન.

**પ્રશ્નકર્તા :** હવે પછી નહીં કરવાનું ?

**દાદાશ્રી :** હવે પછી ચેતવાનું. તે એકુય ના થાય. ગયું એને શું કરવાનું, ગયું એને શું રડવાનું ?

**પ્રશ્નકર્તા :** કંઈ નહીં.

**દાદાશ્રી :** અત્યાર સુધીમાં કેટલા અવતારથી, કેટલા ધણી કર્યા હશે ? એને ક્યાં પડવા જઈએ ? આ મને તો કંઈ હીરાબા એક જ વખત મળ્યા હશે કંઈ ! કેટલાય મળ્યા હશે એવા ! આને ક્યાં ગણવા જઈએ આપણે કે એક ફેરો આવા મળ્યા હતા, મને એક ફેરો આવા મળ્યા હતા ને...!! કોઈ ફેરો બચકાં ભરે એવાંય મળ્યા હોય, બધુંય મળે. ઘરમાં પેસીએ તે પહેલાં જ બચકાં ભરવા માંડે, 'ક્યાં ગયા હતા અત્યાર સુધી ?' મેલને પૈણવું, તે પૈણ્યો તે જ ભૂલ કરી, એવું કહીએ પછી આપણે. જંપીને બેસવા ના દે. બહારથી આવ્યા તોય જંપીને ન બેસવા દે !

આખો દહાડો કૈડ, કૈડ ને કૈડ. અંદર પણ કૈડ ને બહાર માકણ, મચ્છર જે હોય તે કૈડે. રસોડામાં બાઈ કૈડે. મેં એક જણને પૂછ્યું, 'કેમ

કંટાળી ગયા છો ?' ત્યારે એ કહે કે, 'આ બઈ સાપણની પેઠ કૈડે છે !' એવીય બૈરી કેટલાક લોકોને મળે છે ને ! આખો દહાડો 'તમે આવા ને તમે તેવા' કર્યા કરે, તે જંપીને ખાવાય ના દે બિચારાને !

## વહુની અપેક્ષા, ઘરકામમાં, ટોક ટોક કરે ચલાવવામાં !

**પ્રશ્નકર્તા :** આ લેડીઝ કામ કરીને થાકી બહુ જાય. કામ કહીએને તો બહાના બતાવે કે હું થાકી ગઈ, માથું દુઃખે છે, કેડો દુઃખે છે.

**દાદાશ્રી :** એવું છેને, તે આપણે એને સવારથી જ કહીએ, 'જો તારાથી નહીં કામ થાય, તું થાકી ગયેલી છું', ત્યારે એને પાણી ચઢશે કે ના, તમે બેસી રહો છાનામાના, હું કરી લઈશ. એટલે આપણને કળથી કામ લેતાં આવડવું જોઈએ, આ શાક સમારવામાંય કળ ના હોયને તો અહીં લોહી નીકળેલું હોય. અલ્યા મૂઆ, શાક સમારું છું. છરી ને આ શાક, બેઉ જુદું છે તોય આ લોહી કેમ કાઢ્યું ? ત્યારે કહે, આવડતું નથી, શાક સમારતાં આવડતું નથી. લોહી નીકળે કે ના નીકળે ?

**પ્રશ્નકર્તા :** નીકળે ને.

**દાદાશ્રી :** તારે નીકળેલું કોઈ દહાડો ?

**પ્રશ્નકર્તા :** ઘણીવાર નીકળેલું.

**દાદાશ્રી :** ત્યાર પછી, આવું છે બધું !

ઘરનો ધણી 'હાફ રાઉન્ડ' ચાલે જ નહીં, એ તો 'ઓલ રાઉન્ડ' જોઈએ. કલમ-કડછી-બરછી, તરવું-તાંતરવું ને તસ્કરવું. આ છ એ છ કળા આવડવી જોઈએ માણસને.

**પ્રશ્નકર્તા :** ગાડીમાં બેસીશું અમે, ત્યારે એ મને કહે કહે કરશે કે ગાડી ક્યાં આગળ વાળવી, ક્યારે બ્રેક મારવી એવું ગાડીમાં મને કહ્યા જ કરશે. એટલે ટોકે ગાડીમાં, આમ ચલાવો, આમ ચલાવો !

**દાદાશ્રી :** તો એમને હાથમાં આપી દેવું. એમને ગાડી સોંપી દેવી.

ભાંજગડ જ નહીં. ડાહ્યો માણસ ! કચકચ કરતો હોયને તો એને કહીએ, અલ્યા, તું ચલાવ, બા !

**પ્રશ્નકર્તા :** ત્યારે એ કહેશે, મારો જીવ ના ચાલે.

**દાદાશ્રી :** કેમ ? ત્યારે કહીએ, તને શું થાય પાછો વાંધો ? ત્યારે ત્યાં તને શું ઊંચી બાંધી છે કે તું ટોક ટોક કરે છે, એ તો એને સોંપી દે. આ તો ડ્રાઈવર હોય ને ત્યારે ખબર પડે ટોકવા જઉં તો, આ તો ઘરના માણસ એટલે ટોક ટોક કરું છું.

**પ્રશ્નકર્તા :** ડ્રાઈવર જતો રહે.

**દાદાશ્રી :** ડ્રાઈવર ચલાવતો હોયને તો ટોકું તે પહેલાં ડ્રાઈવર આવડી બોલે. 'ડોન્ટ સ્પીક ! બોલશો નહીં' કહેશે. આ તો ઘરના માણસ. ઘરકી મુરગી દાળ બરાબર કરી નાખી લોકોએ.

તારી જીવન દોરી તો એના હાથમાં સોંપી છે અને પાછું એની જોડે જ લડે છે. હવે પેલાનું મગજ જતું રહે તો શું થઈ જાય ? એટલે અમુક જણ જોડે વઢવાડ ના થાય એ લોક જાણતું નથી. અરે, વાળંદ જોડે લડવાડ કરે અને તેય હજામત કરતો હોય ત્યારે. અલ્યા, હમણે અસ્ત્રો વાગી જશે !

## ઘર ઝઘડે, લે પત્નીનો પક્ષ,
## જે શરણે આપણી તેને રક્ષ !

**પ્રશ્નકર્તા :** પત્નીનો પક્ષ ના લઈએ તો ઘરમાં ઝઘડો થાય ને ?

**દાદાશ્રી :** પત્નીનો જ પક્ષ લેવાનો. પત્નીનો લેજોને, કશો વાંધો નહીં. કારણ કે પત્નીનો પક્ષ લઈએ તો જ રાતે સૂઈ રહેવાયને નિરાંતે. નહીં તો સૂવાય શી રીતે ? ત્યાં કાજી-બાજી ના થવું.

**પ્રશ્નકર્તા :** પાડોશીનો પક્ષ તો લેવાય જ નહીંને !

**દાદાશ્રી :** ના, આપણે હંમેશાં વાદીના જ વકીલ રહેવું, પ્રતિવાદીના વકીલ ના થવું, આપણે જે ઘરનું ખઈએ તેના જ.... અને સામાના ઘરની વકીલાત કરીએ, ખઈએ આ ઘેર. એટલે સામાને ન્યાય તોલીએ નહીં તે

ઘડીએ ! અન્યાયમાં આપણી વાઈફ હોય તોય આપણે એના હિસાબે જ ચાલવું. ત્યાં ન્યાય કરવા જેવું નહીં કે આ તારામાં જ અક્કલ નથી તેથી આ... કાલ જમવાનું ત્યાં આગળ છે, તું તારી કંપનીમાં જ તું વકીલાત કરું છું ! એટલે પ્રતિવાદીના વકીલ થઈ જાય.

એવું ઘણા ફેરા બને છે એવા અક્કલવાળા કે પેલાનો ન્યાય તોલવા જાય. મૂઆ, એ ન્યાય તોલવાનું હોય નહીં. એ વહુ કહે એ પ્રમાણે હા કબૂલ એક્સેપ્ટેડ. પછી આપણે વહુને ખાનગીમાં કહેવાનું, આવું તેવું કરવું નહીં. તો ભાંજગડ નહીં આપણે. પણ ત્યાં આગળ તો વહુનું કહેલું જ સાચું છે, કહેવું.

**પ્રશ્નકર્તા :** પુરુષનો જે અહમ્ છે, એ છે તો સ્ત્રી જોડેનું અથડામણનું કારણ હોય છે, એટલે સ્ત્રી એને વારંવાર કહે છે કે તારો અહમ્ છે આ, તારો અહમ્ છે. હવે આ અહમ્ હતો એટલે તો પુરુષ થયો. હવે અથડામણ ના થાય, એનું શું નિરાકરણ ?

**દાદાશ્રી :** મમતાને લઈને અથડામણ થાય છે.

**પ્રશ્નકર્તા :** અહમ્‌ને લઈને નહીં ?

**દાદાશ્રી :** એ મમતા અહમ્‌ને લઈને જ છેને ! પણ એ મમતા ના હોય તો અથડામણ ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** આ જે મમતા છે એટલે અથડામણ થાય છે. તો હવે આ મમત્વ, એમાંથી બહાર નીકળવું કેવી રીતે ?

**દાદાશ્રી :** નીકળી જ ગયા છેને મમતામાંથી ! છે જ ક્યાં હવે મમતા ! તમે શરીર જ પોતાનું નહીં માનતા ત્યાં ! મમતા તો તમે સોંપી દીધી દાદાને.

**પ્રશ્નકર્તા :** બરાબર છે, પણ આમ ખબર કે આ મારું નથી એમ. છતાં અથડામણ રહી ને, અહમ્ કે મમત્વ ગમે તે કારણે, દરરોજના વ્યવહારમાં અથડામણ રહીને ?

**દાદાશ્રી :** અથડામણ તો એ કહે કે તમારો આ અહમ્ છે, તો આપણેય જાતને કહેવું, કે ચંદુભાઈ, આ અહમ્ જ છેને તમારો. આપણે કંઈ ના જાણીએ ?

**પ્રશ્નકર્તા :** હા, બરાબર છે.

**દાદાશ્રી :** એય કહે ને આપણેય કહેવું. આપણે એમના પક્ષમાં બેસી જવું અને પેલો થર્ડ પાર્ટીને 'ચંદુભાઈ'ને જુદો કરી નાખવો.

**પ્રશ્નકર્તા :** એક જનરલ પ્રશ્ન છે હસબન્ડ-વાઈફમાં, કે દસ વખત હસબન્ડ કોઈ પોતાનું ડિસિઝન લે, દસ વખત કરેક્ટ હોય એનું, ત્યારે પેલી સ્ત્રી કંઈ વખાણે નહીં કે કંઈ કહે નહીં. કોઈ દસ કાર્ય કરે, એ એના કરેક્ટ નીકળે, તો એની વાઈફને કશો કોઈ રિસ્પોન્સ ના હોય. પણ કોઈ અગિયારમું કાર્ય એનાથી બગડે તો પેલી એકદમ તરાપ મારે કે તમે ડફોળ છો, તમે આવા છો, તમે કેમ આવું બગાડ્યું, કહે, આવું આવું થયા કરે.

**દાદાશ્રી :** એમાં એ થયા કરે તો આપણે શું કરવાનું ? આપણને ખબર પડેને કે આવું કર્યું છે, તો આપણેય મહીંથી પોતાની જાતને કહેવું કે ચંદુભાઈ તમે આવું શા હારુ કર્યું તે કોઈકને કહેવું પડે, એવું તમે આવું શું કરવા કરો છો ? બૈરીનો સમભાવે નિકાલ તો કરવો જ પડે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આપણે જાણ્યુંને, કે આવી છે. એવી ના હોય તો કહેવું કે ભઈ, એવી નથી, એ તમે જેવું માનો છો એવું નથી. ત્યારે કહે, સમજાવો. પછી કહીએ, આ રીતે છે તો એય સમજી જાય. આપણે (શુદ્ધાત્મા) થર્ડ પુરુષ તરીકે છે. થર્ડ પુરુષને વગર કામના ફર્સ્ટ પુરુષ (ચંદુભાઈ) થવાની કંઈ જરૂર ? આપણે બચાવ હોય નહીં !

**પ્રશ્નકર્તા :** ના, બચાવ નથી આ.

**દાદાશ્રી :** અધૂરું કાપશો તો ફરી ફરી નીકળશે. કાચું કાપશો તો ફરી બાફવું પડશે અને એક ફેરો દાળ કાચી ઉતારી અને ફરી ચઢાવા માંડી તો વાર લાગશે. અરે, ચઢવા દો ને નિરાંતે પૂરેપૂરું. નહીં તો ઠીંગરઈ જાય દાળ.

## કર પતિનો સમભાવે નિકાલ, કહે, તમે નોબલ છો, કમાલ !

**પ્રશ્નકર્તા :** તમે તો એમને પુરુષોને બતાડ્યુ કે તમારે નોબલ થઈને કહેવું કે ભઈ, આ મારી ભૂલ છે. ફરી અડધા કલાક પછી પૂછે તોય પાછું એવું કહેવું. એ લોકોને કેવો સરસ રસ્તો બતાડ્યો ! અમને બહેનોને પણ બતાવોને પુરુષાર્થ કરીએ એવો ? અમને તાંતો જ ના રહે એવો રસ્તો બતાડોને !

**દાદાશ્રી :** આપણે છે તે પછી કહી દેવાનું કે.... સરસ છે. તમે તો મહાન પુરુષ છો, કે બધું આ તમે એક્સેપ્ટ કરો છો, અમારાથી એક્સેપ્ટ ના થાય, એટલે થઈ ગયું, ધોવાઈ ગયું. અને તમે તો મહાન પુરુષ છો, તમને મારે ચા પાવી જોઈએ. ચા-બા કરી આપવી. એની મહાનતા દેખાડવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** ધંધામાં, બહાર કે વેપારી જોડે ઘરાક જોડે કંઈ થયું હોય, તો આવું કરીને વાળી લે. પણ અહીંયાં ઘરમાં એવું નથી થતું.

**દાદાશ્રી :** ઘરમાં થાય કે ? ચીકણી ફાઈલને ! પેલી ધંધામાં મોળી ફાઈલ !

**પ્રશ્નકર્તા :** ત્યાં તો લોભ ખરોને, આ ઘરાક જતો રહેશે ! પૈસાનો લોભ, પોતાના ધંધાના મોભાનો લોભ. એ બધું ખરુંને ! એટલે ત્યાં પેચ અપ કરી નાખે.

**દાદાશ્રી :** એ તો અહીંયાંય લોભ જ છે ને ! અંદરખાને એમ સમજે કે આપણી કિંમત જ શી રહી ? આ કિંમત કરવા માંડે. અહીં લોભ જ છે બધો.

**પ્રશ્નકર્તા :** દાદા, આ બેન કહે છે કે તો પછી હવે અમારે પુરુષોને કંઈ પણ ટકોર કરવાની કે કશું કહેવાનું નહીં. અમારે એવો પુરુષાર્થ કરવાનો ને ?

**દાદાશ્રી :** કહેજોને ? એના સિવાય નિકાલ શી રીતે થાય ?

**પ્રશ્નકર્તા :** બેન એમ કહે છે કે પુરુષ તો એની નોબિલિટી બતાવી અને છૂટી ગયો, પણ એમાં હવે સ્ત્રી આવી ટકટક કરે, કચકચ કરે, તો એ કેટલાં કર્મ, દોષ બાંધે ?

**દાદાશ્રી :** કશું દોષ બાંધે નહીં. એને ફરી પાછી આ ચોપડી ઉથામવી પડશે. જે કેસ ચોખ્ખો ના કર્યો હોય, ફરી ચોખ્ખું કરવું પડે ને !

**પ્રશ્નકર્તા :** એને કરવું નથી છતાં એના સ્વભાવને લીધે કરે છે સ્ત્રી, તોય એને પાછું ઉથામવું પડવાનું ?

**દાદાશ્રી :** ઉથામવું એટલે એ ચોખ્ખું તો કરવું જ પડશે ને ?

**પ્રશ્નકર્તા :** જે સ્ત્રી લેટ ગો ના કરે, એણે પાછું ફરી આ ધોવું પડશે જ ગમે ત્યારે ?

**દાદાશ્રી :** છૂટકો જ નહીં ને ! આ તો ન્યાય છે, ન્યાય રાજાનેય છોડે નહીં ને રાણીનેય છોડે નહીં, ન્યાયાધીશનેય છોડે નહીં ને ગુનેગારનેય છોડે નહીં.

**પ્રશ્નકર્તા :** હા, ન્યાયાધીશનેય ના છોડે.

**દાદાશ્રી :** હા, કોઈને છોડે નહીં.

**પ્રશ્નકર્તા :** આપણાથી ધણીને ટોકઈ જવાય કે પછી આપણે એને ટોકવાનું રોકી શકીશું ?

**દાદાશ્રી :** રોકી શકાય તો સારું, પણ રોકાય નહીં ને ! આપણી ભાવના હોવી જોઈએ કે રોકાય એટલું સારું. નહીં તો પછી તીર છૂટી ગયું તો પછી....

**પ્રશ્નકર્તા :** ઘણી વખત સ્ત્રીનું સાચું હોય અને પુરુષનું ખોટું હોય છતાં પુરુષ કહે કે ના, મારું જ સાચું. અને એમ માને કે સ્ત્રીને બુદ્ધિ તો પગની પાનીએ, એમ કરીને એને ઉડાડી મૂકે, એને ચાલવા જ ના દે. એનું શું ?

**દાદાશ્રી :** ક્યારે ચાલવા ના દે ?

**પ્રશ્નકર્તા :** એટલે સ્ત્રીનું સાચું હોય, તોય એને જૂઠું પાડે, એક્સેપ્ટ ના કરે એને.

**દાદાશ્રી :** આપણું ચાલવા ના દે તો સારું. જોખમદારી નહીંને કોઈ જાતની ! અને તે 'વ્યવસ્થિત'નાં પ્રમાણે કહે છેને, એ તો વધારે કંઈ કહેવાનો છે ? ના ચાલવા દે, એમાં વ્યવસ્થિત છેને ! એ કંઈ ઓછું ગપ્પું છે ?

**પ્રશ્નકર્તા :** પણ એ સમજણ તે વખતે હોવી જોઈએને ?

**દાદાશ્રી :** નહીં હોય તો આવશે, માર ખાઈને આવશે. સમજણ તો માર ખાઈનેય આવશે જ ને ! બધું 'વ્યવસ્થિત' છે.

**પ્રશ્નકર્તા :** ધણી પોતાનું ધારેલું કરે, પછી એ બગડી જાય, ઊંધું થઈ જાય, સ્ત્રીની સાચી સલાહ હોય પણ એ ના લે અને એ પોતાનું ધાર્યું કરે, પછી બગડી જાય બધું. તો પછી આખા ઘરમાં બધાને ઊંચા-નીચા કરી નાખે, ગુસ્સો કરે ને છોકરાંઓ પર ચીડાય, બૈરી પર ચીડાય, મારે, ભાંગફોડ કરે, થાળીઓ ઉછાળે. શું કરવું એમ ?

**દાદાશ્રી :** તે ઘડીએ આપણે સમજી જવું કે મૂડ બગડી ગયો છે, ચા-પાણી પાઈ દેવાં.

**પ્રશ્નકર્તા :** બેમાંથી એક ઠંડો ના થાય અને વાળી ન લે, તો ઉકેલ આવે જ નહીં આમાંથી, બરાબર.

**દાદાશ્રી :** ઉકેલ જ ન આવે ! એ તો ઉકેલ આવે ખરો પણ વેર વધારીને, એ તો મારા લાગમાં આવશે ને ત્યારે.... એ તો લાગમાં લેવાનો, તેના કરતાં ઉકેલ લાવવો સારો. લાગમાં નહીં લેવાનો !

## પ્રતિક્રમણથી ફાઈલ છૂટી,<br>નહીં તો એ આવશે થઈ મોટી !

**પ્રશ્નકર્તા :** દાદા, આપણે જે વખતે, બે પ્રકૃતિ હોય, હસબન્ડ એન્ડ

વાઈફ હોય તો જેને ટોક ટોક કરવાની ટેવ પડી ગઈ છે, તો એ વખતે જેણે દાદાનું જ્ઞાન લીધેલું છે, તો એને ખબર છે કે આ ખોટે રસ્તે ગાડી ચાલી રહી છે, ખોટા પાટા પર, આ વળી જ જવી જોઈએ, પણ દાદા અંદર એટલું બધું આવરણ ગાઢ હોય છે, એ સમજે છે કે તું આ ભૂલ કરે છે, છતાં એ કરે જ છે, એ આવરણ કેવું અને કર્મ પણ કેવાં ? તો એનો કોઈ રોકાટ ખરો, એ વખતે ઈન્સ્ટન્ટ એની પાસે કોઈ એવી ચાવી ખરી કે.... ?

**દાદાશ્રી :** એ 'વ્યવસ્થિત' ફરે નહીં. ફોટો પડી ગયેલો છે. ફોટો અવળો થઈ ગયેલો છે. અત્યારે આપણને જરૂર એમ લાગે કે આ ફોટો પાડવાની જરૂર નથી પણ, અલ્યા પડી ગયેલાને, તેથી એવું થઈ જાય !

**પ્રશ્નકર્તા :** પણ એ વખતે જે ઈમોશનલ થાય, એ બધું બગાડી કાઢે. દાદાનું જ્ઞાન પણ બધું ખોરવી કાઢે, એટલું પાંચ-દસ મિનિટ માટે કે એક કલાક માટે કે એકલા અડધા દિવસ માટે. તો એને એ કેવાં કર્મ પછી બાંધે ?

**દાદાશ્રી :** ત્યાં બધું 'વ્યવસ્થિત' છે, ફોટો પડી ગયેલો છે, પછી શું ? આપણી ઈચ્છા વિરુદ્ધ.

**પ્રશ્નકર્તા :** એ અટકણ કહેવાય ?

**દાદાશ્રી :** ના. પેલા ફોટા લેતી વખતે કાળજી ન હતી રાખી તે. અત્યારે તો આ જ્ઞાનને લીધે કાળજી છે, બાકી અત્યારેય નાકાળજી હોય.

**પ્રશ્નકર્તા :** એટલે પછી એનાં પ્રતિક્રમણ કરીને ધોઈ કાઢવાનું ?

**દાદાશ્રી :** બસ, બીજું કશું નહીં.

**પ્રશ્નકર્તા :** પણ ત્યારે દાદા જરા બહુ દુઃખ લાગે, કે અરરર... કેટલું બધું બગાડી કાઢ્યું !

**દાદાશ્રી :** ના, ના, કશું બગાડી નથી કાઢ્યું.

**પ્રશ્નકર્તા :** ત્યારે અમે કર્મ બાંધીએ છીએ ? એ કરતી વખતે લોકો કર્મ બાંધે છે ? આજે આ બધું ડિસ્ચાર્જ થઈ રહ્યું છે એમાં ?

**દાદાશ્રી :** ના, એમાં તો એને કર્મ કશું ના બંધાય. એ ક્લિયરન્સ ના થયું હોય તો ફરી ક્લિયરન્સ કરવું પડે. ક્લિયરન્સ તો આપણે કરવું જ પડશે !

**પ્રશ્નકર્તા :** આ જે ફોટો પહેલા પડી ગયેલો છે. એનો આધાર લઈ અને ભવિષ્યની જિંદગીમાં પણ આખો દિવસ એમ જ કર્યા કરે, કે ફોટો પડી ગયો છે એટલે પાછી બીજી ગાળ દીધે જ જાવ, ઝઘડા કરે જ જાવ.

**દાદાશ્રી :** ના, એ તો જે કરે તેને કહી દેવાનું કે ભઈ, કેમ આવું કર્યું ? પ્રતિક્રમણ કરો હવે. પ્રતિક્રમણ કરો એટલે આપણે છૂટા થઈ ગયા. હવે એ પ્રતિક્રમણ કરે તો છૂટા થાય, નહીં તો ફરી એને ફાઈલ ઉકેલવી પડે.

....જગત બિલકુલ ક્લિયર છે. આપણને ક્લિયર રહેતા નહીં આવડતું એને શું થાય ? જગત શું કરે તે ?

**પ્રશ્નકર્તા :** સામાનું સમાધાન થયું કેવી રીતે કહેવાય ? સામાનું સમાધાન થાય, પણ તેમાં તેનું અહિત હોય તો ?

**દાદાશ્રી :** એ તમારે જોવાનું નહીં. સામાનું અહિત હોય તે તો સામાને જોવાનું છે. તમારે સામાનું હિતાહિત જોવું પણ તમે હિત જોનારામાં, તમારામાં શક્તિ શી છે ? તમે તમારું જ હિત જોઈ શકતા નથી. તે બીજાનું હિત શું જુઓ છો ? સહુ સહુના ગજા પ્રમાણે હિત જુએ છે, એટલું હિત જોવું જોઈએ. પણ સામાના હિતની ખાતર અથડામણ ઊભી થાય એવું હોવું ના જોઈએ.

**પ્રશ્નકર્તા :** સામાનું સમાધાન કરવાનો આપણે પ્રયત્ન કરીએ, પણ તેમાં પરિણામ જુદું આવવાનું એવી આપણને ખબર હોય તો એનું શું કરવું ?

**દાદાશ્રી :** પરિણામ ગમે તે આવે, આપણે તો 'સામાનું સમાધાન કરવું છે' એટલું નક્કી રાખવું. 'સમભાવે નિકાલ' કરવાનું નક્કી કરો, પછી નિકાલ થાય કે ના થાય તે પહેલેથી જોવાનું નહીં. અને નિકાલ થશે !

આજે નહીં તો બીજે દહાડે થશે, ત્રીજે દહાડે થશે. ચીકણું હોય તો બે વર્ષે, ત્રણ વર્ષે કે પાંચ વર્ષેય થશે. 'વાઈફ'ના ઋણાનુબંધ બહુ ચીકણા હોય, છોકરાંઓના ચીકણા હોય, મા-બાપના ચીકણા હોય ત્યાં જરાક વધુ સમય લાગે. આ બધા આપણી જોડે ને જોડે જ હોય ત્યાં નિકાલ ધીમે ધીમે થાય. પણ આપણે નક્કી કર્યું છે કે જ્યારે ત્યારે 'આપણે સમભાવે નિકાલ કરવો છે' એટલે એક દહાડો એ નિકાલ થઈ રહેશે, એનો અંત આવશે. જ્યાં ચીકણા ઋણાનુબંધ હોય ત્યાં બહુ જાગૃતિ રાખવી પડે. આવડો અમથો સાપ હોય પણ ચેતતા ને ચેતતા રહેવું પડે. અને બેફામ રહીએ, અજાગ્રત રહીએ તો સમાધાન થાય નહીં. સામી વ્યક્તિ બોલી જાય ને આપણે પણ બોલી જઈએ, બોલી જવાનોય વાંધો નથી, પણ બોલી જવાની પાછળ આપણે 'સમભાવે નિકાલ' કરવો છે એવો નિશ્ચય રહેલો છે, તેથી દ્વેષ રહેતો નથી, બોલી જવું એ પુદ્‌ગલનું છે અને દ્વેષ રહેવો, એની પાછળ પોતાનો ટેકો રહે છે. માટે આપણે તો 'સમભાવે નિકાલ' કરવો છે એમ નક્કી કરી કામ કર્યે જાવ, હિસાબ ચૂકતે થઈ જ જશે. ને આજે માંગનારને ના અપાયું તો કાલે અપાશે. હોળી પર અપાશે, નહીં તો દિવાળી પર અપાશે, પણ માંગનારો લઈ જ જશે.

**પ્રશ્નકર્તા :** બીજું એક મેં જોયું કે આ લોકો જ્યાં ત્યાં બાંધછોડ બહુ કરી નાખે. 'કોમ્પ્રોમાઇઝ', દરેક વાતમાં 'હવે ચાલશે', આ નહીં હોય તો કંઈ વાંધો નહીં, આમ કરશું. એ જ આખી વૃત્તિ આવી ગઈ. પહેલા જે ઈન્સિસ્ટન્સ હતું કે 'નહીં, આમ જ થવું જોઈએ. આમ જ કરવાનું છે.' એને બદલે દરેક વાતમાં 'હવે ચાલશે' એ જે આવી મનોવૃત્તિ આવી ગઈ બાંધછોડની, એય વૃત્તિ બહુ જ ખરાબ છે, એવું મારું માનવું છે.

**દાદાશ્રી :** એ તો એવું છેને, બે વસ્તુ છે. એક કોમ્પ્રોમાઇઝ કરે ને બીજો શું કરે ?

**પ્રશ્નકર્તા :** વળગી રહે કે નહીં આમ જ કરવું પડશે.

**દાદાશ્રી :** હા, તે બન્નેને ભગવાને ખોટા કહ્યા, કે યુઝલેસ ફેલો (નકામા માણસ). શા માટે આમ કરી રહ્યા છો ? ઘેર જઈને બૈરીની જોડે

ખઈ-પીને મોજ કરો ને ! વળગી રહેનારનેય યુઝલેસ કહ્યા અને ‘ચાલશે’ એનેય યુઝલેસ કહ્યા. તમને લાગે છે ભગવાન એ બેઉને કેન્સલ કરે ?

**પ્રશ્નકર્તા :** મને લાગે છે ભગવાન એ બેઉને ઈગ્નોર કરતા હશે.

**દાદાશ્રી :** ના, પણ યુઝલેસ કામના જ નહીં આ. ‘મારે ત્યાં તો નોર્માલિટીવાળા આવો. જ્યારે જરૂર હોય ત્યારે ચલાવી લે અને જરૂર ના હોય ત્યારે એનું એ કરે.’

જેવું ‘જ્યાં જ્યાં જે જે યોગ્ય છે ત્યાં સમજવું તે, ત્યાં ત્યાં તે તે આચરે આત્માર્થી જન એ !’ એવું શ્રીમદ્ રાજચંદ્ર કહે છે, એવું વ્યવહારમાં હોવું જોઈએ.

## (૧૪)

# 'મારી'ના આંટા ઉકેલાય આમ !

### 'મારી મારી' કરી વિંટ્યા આંટા,
### 'ન હોય મારી' કરી બંધન છૂટા !

એક માણસને એની વાઈફ મરી ગઈ, દસ વર્ષ પહેલાં પૈણ્યો તો. એને પછી વાઈફ મરી ગઈ ત્રણ નાનાં નાનાં છોકરાં મૂકીને એટલે ખૂબ રડતો હતો. અલ્યા, શું કરવા તું રડે છે ? 'મારી વાઈફ મરી ગઈ !' અલ્યા, આ ત્રણ છોકરાં છે તે એનાં મોસાળવાળા કહે છે, અમે લઈ જઈશું, તમે તમારે શાંતિ રાખોને. ત્યારે કહે, 'છોકરાં લઈ જાય, પણ મારી વાઈફ વગર મને ગમતું નથી ને !' 'અલ્યા, આટલું બધું શું છે તે, તારે ને એને લેવાદેવા ?' પછી એને કહ્યું, 'આટલું બધું રડે છે ? હવે કંઈ પાછી આવવાની છે ?' 'એ પાછી ના આવે પણ મને તો આખો દહાડો સાંભર સાંભર કરે છે. એના સિવાય બીજું કંઈ સાંભરતું જ નથી.' અલ્યા સાંભરે, પણ એ જો પાછી આવવાની હોય તો લે હુંય બીજા લોકોને બોલાવી લાવું, બધા જોડે રડીએ !' ત્યારે કહે, 'ના આવે પાછી.' ત્યારે મેં કહ્યું, 'મેલને પૂળો અહીંથી.' ત્યારે કહે, 'પૂળો શી રીતે મૂકાય ?' 'અલ્યા, કઈ જાતનું માણસ છે તું ? શું આમાં ભૂત પેસી ગયું તે ?' 'લગ્ન કર્યા મેં, પૈણ્યો ને' મેં કહ્યું, 'પૈણ્યો એટલે શું થઈ ગયું ? આપણે નથી પૈણ્યા કહીએ.' ત્યારે કહે, 'એમ તો કંઈ ચાલે કે એ તો ?' ત્યારે મેં કહ્યું 'જો, કેવી રીતે પૈણ્યો તે હું તને કહી દઉં.'

પછી મેં એને કહ્યું કે કેટલા વર્ષની તારે આ બાઈ જોડે ઓળખાણ ? ત્યારે કહે, 'કેમ બાવીસ વર્ષનો હું પૈણેલો, નહીં ? મારી વાઈફ એ તો.

અમે લગ્ન કર્યું ને !' ત્યારે મેં કહ્યું, હં, તે દહાડે ઓળખાણ થઈ. દસ વર્ષ પહેલાં તારી નહોતી. પહેલાં ઓળખાણ તો હતી નહીં. બાવીસ વર્ષનો થયો ત્યારે તો વહુ જોઈને આને હવે તું કહું છું કે આ મારી વહુ !! તે દસ વર્ષમાં એટલી બધી એકાત્મતા થઈ ગઈ, કે આટલું બધું તું રડે છે ?

**પ્રશ્નકર્તા :** પણ વ્યવહારમાં તો રડવું પડે ને ?

**દાદાશ્રી :** વ્યવહારનું રડવાનું જુદું છે. વ્યવહારનું રડતું હોય તો હું કહું કે થોડો ડાહ્યો છે. હું ખભો થાબડું. ખાલી અહીં પાણી ચોપડી અને પછી મોઢું ધોઈ આવવાનું. એ તો જાણે ઠીક છે. એ તો વ્યવહારમાં સારું કહેવાય પણ પેણે તો એ ખૂબ રડે. દરેક એ રડે જ, કારણ કે વસ્તુ જ એવી છે, દુઃખદાયી થઈ પડે. તે સમજણ નહીં એટલે રડે અને રડવું આવે.

પૈણ્યાના દશ દા'ડા પહેલાં ઓળખતાં નહતાં, ગાડીમાં ભેગી થઈ'તી તે ધક્કો માર્યો'તો, અને તે પછી આણે પાસ કરી એ પછી 'વાઈફ' થઈ લ્યો ! કોની છોડી, કોનો છોકરો ? શું વાત ? નહીં લેવાદેવા ? વાઈફ મરી જાય તે રડે છે પાછા ! શાથી વાઈફ મરી જાય એટલે રડે ? એ ક્યાં આપણી સગી હતી ? માની સગાઈ હતી તે વાત સાચી હતી, ભાઈએય સગાઈ કહેવાય, બેનેય સગાઈ કહેવાય, બાપેય સગાઈ કહેવાય, પણ વાઈફની શી સગઈ કહેવાય ? પારકા ઘરની છોડી, તે ઘડીએ તો આમ ફરો, આમ ફરો કહીએ, પછી વળી મરજીમાં આવે, તો સહી કરી આપે વળી. સેંક્શન કરે એને અને સેંક્શન કરીને લાવ્યો ઘેર. પછી પાછો મેળ ના પડે તો કહે, ડાઈવોર્સ. ડાઈવોર્સ લે ખરા તમારા ગામમાં કોઈ ?

**પ્રશ્નકર્તા :** લેનારા લેતા હશે.

**દાદાશ્રી :** એમ ?

એટલે કોઈ સંબંધ એની જોડે દસ વર્ષ પહેલાં હતો જ નહીં અને આ દસ વર્ષમાં એવું તે શું તને ભૂત પેસી ગયું તે આવું આ રડ રડ કર્યા કરે છે ? ત્યારે એ કહે, એ મને ખબર નથી, પણ મને ભૂત પેસી ગયું છે એ વાત સાચી, ત્યારે મેં કહ્યું, તને ભૂત શી રીતે પેસી ગયું ?

ખરેખર જુઓ તો એક માના પેટે જન્મે છે એટલે સગાઈ એને સાચી લાગે છે, કે આના આધારે કંઈક સાચું છે. પણ તે તો પછી એ જ મા મરી જાય છે, તો જોડે મરતો નથી. એ તો બાળીને ઘેર પાછો આવીને નિરાંતે જમે છે ! માટે આય પોલું છે ! છતાં આમ ભાઈઓ ને બેનો હોય તે તો આપણે જાણીએ કે માના પેટે જન્મ્યા છે માટે મારા છે. એટલે મમતા રહે. પણ સ્ત્રી જોડે શી રીતે મમતા રહે છે ? સ્ત્રી તો આપણી જોડે જન્મી નથી. અઢાર વર્ષ, વીસ વર્ષ સુધી એને ઓળખતા ન હતા. તે ક્યાંથી મમતા પેસી ગઈ ? પણ આ સગાઈ શી રીતે સાચી પેસી ગઈ ? તો પૈણ્યો ત્યારથી તારી ? ને તેથી રડવું આવે છે, મૂઆ !

પૈણતી વખતે ચોરીમાં બેસેને ? ચોરીમાં બેસે એટલે આમ જુએ. હા, આ મારી વાઈફ, એટલે પહેલો આંટો મારે. 'મારી વાઈફ, મારી વાઈફ, મારી વાઈફ' પૈણવા બેઠો ત્યાંથી જ આંટા માર માર કરે તે અત્યાર સુધી આંટા માર માર કરે તે કંઈ કેટલાય આંટા વાગી ગયા હોય. હવે શી રીતે એ આંટા ઉકલે ? મમતાનાં આંટા વાગ્યા !

આ શું કહેશે કે 'આ મારી વહુ, આ મારી વહુ' ને વહુ કહેશે કે 'આ મારા ધણી, આ મારા ધણી આવ્યા.' એ 'મારી વાઈફ'નું ભૂત પેસી ગયું. એ ભૂતેય બહુ જોરદાર નહોતું. એક આંટો માર્યો, મારી વાઈફ એટલે એનો એક આંટો વાગ્યો, એ ભૂત થઈ ગયું. એ આંટો ખોલશો નહીં ત્યાં સુધી તેને ચોંટેલું રહેશે, ભૂતની પેઠ. પછી એ ભૂત સમજ્યો નહીં એટલે પછી બીજો આંટો માર્યો, ત્રીજો.... 'મારી વાઈફ', 'મારી વાઈફ', 'મારી વાઈફ' કેટલા વખત વિચાર આવ્યો દસ વરસમાં ?

**પ્રશ્નકર્તા :** કાયમ જ.

**દાદાશ્રી :** 'મારી વાઈફ, મારી વાઈફ', તે રાતેય 'મારી વાઈફ' માનેને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ બધા આંટા વાગ્યા. બોલો હવે, આ માનસિક આંટા, સાયકોલોજિકલ ઈફેક્ટ કેમ તૂટે તે ? તે મને કહે, 'પણ સાયકોલોજિકલ

ઈફેક્ટ ખરીને, તે રડવું તો આવેને ?' શું થાય આ મમતાના આંટાનું ? આંટા મારેલા, પચાસ લાખ કે એક કરોડ જેટલા આંટા માર્યા ત્યારે એ કહે છે કે 'હવે મેં તો આ ભૂલ કરી, હવે એનો ઉપાય શું કરું ?' એટલે આ તો 'મારી' માની કે ભૂત વળગ્યું અને એ તને રડાવે છે. એને છોડી નાખને અહીંથી, તો ભાંજગડ મટે ! હવે એકુંય આંટો 'નહોય મારી' એવું બોલ્યો નથી. એટલે ભૂત શી રીતે છૂટે હવે ?

**પ્રશ્નકર્તા :** ના છૂટે.

**દાદાશ્રી :** રડાવ રડાવ કરે. એ જેમ જેમ રડે ને, તેમ તેમ છૂટતું જાય. એ ભૂત જાય ત્યારે એ રડવાનું એનું બંધ થાય. એટલે ભૂલાય એને. નહીં તો ત્યાં સુધી ભૂલાય નહીં.

પછી મેં એને કહ્યું કે હવે 'ન હોય મારી, ન હોય મારી' એવા અજપા જાપ બોલ ! 'આ સ્ત્રી ન હોય મારી, ન હોય મારી' એટલે આંટા ઉકલી જશે. પચાસ હજાર 'મારી મારી' કરીને આંટા માર્યા હોય તે 'ન હોય મારી'ના પચાસ હજાર આંટા મારે તો છૂટું થઈ ગયું ! આ શું ભૂત છે વગર કામનું ? તે એણે શું કર્યું ? ત્રણ દહાડા સુધી 'ન હોય મારી, ન હોય મારી' બોલ્યા જ કર્યું અને રટણ કર્યા કરે. પછી પેલો રડતો બંધ થઈ ગયો ! આ તો બધા ખાલી આંટા જ વીંટ્યા છે અને તેનો આ ફજેતો થયો છે. એટલે આ બધું કલ્પિત છે બધું. તમને સમજાઈ મારી વાત ? હવે આવો રસ્તો સરળ કોણ બતાવે ?

હવે છોકરાંની સાચવણી કરને ! મૂઆ, વહુનું રડ રડ કરીને તું મરી જઈશ, પાછાં છોકરાં બધાં રખડી મરશે. આના કરતાં રોજ શીરો ખઈ અને મજબૂત થઈ જા. લોક કહેશે, વહુ મરી ગઈ તે શીરો ખાધો. ત્યારે કહે, હા, છોકરાં તું મોટા કરવાનો છે ? પૈડું ભાંગી જાય તો આખું ઘર ભાંગી નાખવું ? એક ભાંગી જાય એ તો. હે... શીરો ખઈને મજબૂત થઈને છોકરાને નવડાવીએ-ધોવડાવીએ ને સ્કૂલમાં મોકલીએ. નહીં તો વધારે જોર હોય તો બીજી બીબી લઈ આવવાની, પણ ઓરમાયું સાચવે એવી હોય તો. નહીં તો જોખમ લેવું નહીં એવું. ઓરમાયાંનું જોખમ પહેલું સાચવવું.

અમારો એક ભત્રીજો હતો તે ફરી પૈણવાનું કહેતો હતો, મેં કહ્યું, અલ્યા, જો આગળની છોકરીઓને મારી ના નાખે તો પૈણજે. એટલે પોતાની છોકરીઓ તરીકે ઉછેરે એવી હોય તો પૈણજે, નહીં તો પૈણીશ નહીં ! તોય એ તો પૈણ્યો. બાકી નીકળ્યું સારું એનું, પણ ના નીકળ્યું હોય તો શું થાય ? આવડી અમથી છોડીઓ નાસી જાયને બિચારી. કોણ સાચવી રાખે છોડીઓને ? છોકરા ભાગી જાય તેનો વાંધો નહીં પણ છોકરીઓ ભાગી જાય તો મુશ્કેલી ! દાદા પાસે બધી દવા છે, બધા રોગની દવા છે.

## 'નહોય મારી' કહેવાની મુશ્કેલી,
## ક્યાં સુધી જીવીશ જીંદગી આમ વહુઘેલી ?

આ તો આપણે મમતા કરી તો બંધાયું. આપણી વસ્તુ કોઈ છે નહીં. દેહ પણ આપણો નથી. જો આપણો હોય તો આપણી જોડે, યારી આપે આપણને. જતી વખતે જુઓને, કેટલી ઉપાધિ કરીને દેહ જાય છે અને આપણે ઘર ખાલી કરી દેવું પડે છે.

**પ્રશ્નકર્તા :** આપણે આ બધી ફાઈલનો બહુ નિકાલ કરી નાખીએ 'ન હોય મારી, ન હોય મારી' કરીને, તો પ્રેમભાવનું શું થાય ?

**દાદાશ્રી :** ઓહો.... પ્રેમભાવ 'ન હોય મારી' કહે તો ના ઊડી જાય, આસક્તિ ઊડી જાય. આ પ્રેમભાવ હોય જ નહીં ને પણ.

**પ્રશ્નકર્તા :** વાઈફ એમ ઉડાડવા ના દે.

**દાદાશ્રી :** એ વાઈફને તું જ ઉડાડી મેલને ! સેફ સાઈડ ! આ આટલો વગર કામનો આખા ગામનો બળાપો લઈને સૂઈ ગયો હોય ! પેલાયે બળાપો લઈને સૂઈ ગયા હોય ત્યારે આ પેઠો ક્યાંથી ?

પણ જો એવું તે એકદમ ના ઉકેલી નાખશો, હં. એ તો આસ્તે આસ્તે ઉકેલવાના. પેલાને તો એની વાઈફ મરી ગઈ હતી એટલે એણે ઝપાટાબંધ ઉકેલી નાખવાના હતા. મરી ગઈ પછી શું કરવાનું ? એની પાછળ રડ રડ કર્યા કરવાનું ? તે એને ઉકેલ લાવવા ઉપાય બતાવેલો. તમારે તો આસ્તે આસ્તે ચાલવા દેવાનું. તમે એક જ દહાડો બોલો કે 'આ ન

હોય મારી' તો અસર થાય છે, તો વધુ ટાઈમ બોલો તો કેટલી અસર થઈ જાય !

**પ્રશ્નકર્તા :** પણ અમે તો આમાં જ રહેવાના હજી. આ માન્યતા અમારી પેલી બંધાઈ ગયેલીને, તે હજુ માન્યામાં નહીં આવે, તમે વાત કરો ખરી પણ માન્યામાં નહીં આવે.

**દાદાશ્રી :** માન્યામાંય આવે. લોકો કરેય ખરાં એવું. કારણ કે એને રસ્તો જોઈતો હોય, તે રસ્તો દેખાડ્યો મેં, કૂંચી દેખાડી. એ તો કરેય ખરાં. 'ન હોય મારી, ન હોય મારી' કરીને છૂટી જાય એ તો. છોડવું હોય તો છોડી દેજો આવી રીતે.

**પ્રશ્નકર્તા :** દાદા, એ કહેવું સહેલું છે, માનવું અઘરું છે.

**દાદાશ્રી :** શું માનવું અઘરું છે ?

**પ્રશ્નકર્તા :** 'ન હોય મારી', એમ.

**દાદાશ્રી :** જે જાણે તે બોલે ! જાણે એને બોલવામાં શું વાંધો છે ? નહીં તોય ઝઘડો થયાં પછી 'ન હોય મારી', 'ન હોય મારી' થઈને છૂટાં પડી જાય. એની મેળે જ 'ન હોય મારી' થયા કરે. તો આપણે ઝઘડો થયા વગર 'ન હોય મારી' કહીએ તો ? અઘરું કંઈ છે જ નહીં. અઘરું તો બઈ મરી ગઈ પછી જ્યારે થાકીને એ કરવું પડશે કે નહીં કરવું પડે ? આ ઉપાય તો બતાવ્યો, તે એ સુખી થઈ ગયો પણ એ ! યાદ આવે તો 'ન હોય મારી' એણે કર્યું 'ન હોય મારી, ન હોય મારી'.

**પ્રશ્નકર્તા :** અનુભવના આધારે બંધાયા હોય, એ કેવી રીતે છૂટે ?

**દાદાશ્રી :** એય છે તે આ જે 'મારી'ની માન્યતા હતી એ ખોટી હતી. 'ખોટી માન્યતા હતી', એમ કરીને છૂટી જાય. 'આ મારી માન્યતા સાચી છે' તો વધતી જાય. ઓન્લી રોંગ બિલીફ (માત્ર અવળી માન્યતા) છે આ બધી !

આખો દહાડો કામ કરતાં કરતાં ધણીનું પ્રતિક્રમણ કર્યા કરવાનું.

એક દહાડામાં છ મહિનાનું વેર કપાઈ જાય અને અર્ધો દહાડો થાય તો માનો ને ત્રણ મહિના તો કપાઈ જાય છે. પરણ્યા પહેલાં ધણી જોડે મમતા હતી ? ના. તો મમતા ક્યારથી બંધાઈ ? લગ્ન વખતે ચોરીમાં સામસામી બેઠા એટલે તેં નક્કી કર્યું કે આ મારા ધણી આવ્યા, જરા જાડા છે ને શામળા છે. આ પછી એમણેય નક્કી કર્યું કે આ અમારાં ધણીયાણી આવ્યાં.' ત્યારથી 'મારા, મારા'ના જે આંટા વાગ્યા તે આંટા વાગ વાગ કરે છે. તે પંદર વર્ષની ફિલ્મ છે તેને 'ન હોય મારા, ન હોય મારા' કરીશ ત્યારે એ આંટા ઉકેલાશે ને મમતા તૂટશે. આ તો લગ્ન થયા ત્યારથી અભિપ્રાયો ઊભા થયા, 'પ્રિજ્યુડિસ' ઊભો થયો કે 'આ આવા છે, તેવા છે.' તે પહેલાં કંઈ હતું ? હવે તો આપણે મનમાં નક્કી કરવું કે, 'જે છે તે આ છે.' અને આપણે જાતે પસંદ કરીને લાવ્યા છીએ. હવે કંઈ ધણી બદલાય ?

## રંડાપો-મંડાપો જીવન ક્રમ,
## અસંગ-નિર્લેપ જ્ઞાને અક્રમ !

અમારા એક ઓળખાણવાળા ભાઈના વાઈફ પાંચ છોડીઓ મૂકીને મરી ગયાં ત્યારે ત્યાં આગળ હું જોવા ગયેલો. તે પછી એક ડૉક્ટરના મનમાં એમ થયું કે આ ભલા આદમી હમણાં તૂટી પડશે. ત્યારે એ પોતે કહે, ના, એવું કશું નથી. હું દાદાના જ્ઞાનમાં રહ્યો ! ઓફ થઈ ગયાં કે તરત 'વ્યવસ્થિત' સમજીને કમ્પ્લીટ ક્લિયર ! પાંચ નાની નાની છોડીઓ મૂકીને મરી જાય ત્યારે શું થાય ? હા, પણ શું કરવાનું પછી ? માથાં ફોડે, તો ફરી કંઈ આવવાનાં છે ? આપણું 'વિજ્ઞાન' શું કહે છે ? 'વ્યવસ્થિત' થઈ ગયું. એ બે ખોટ અજ્ઞાની ખાય. એક તો ગયું એ ગયું અને પાછું ઉપરથી માથાંફોડે ને ઉપાધિ. આપણે તો ફક્ત ગયું એટલું જ - લમણે લખેલી ખોટ ગઈ એટલી જ ગઈ. બે નહીંને ? લમણે લખેલી ખોટ એ તો છોડે નહીં ને ! તે એ બે ખોટ નથી ખાતાને ? એકુંય દહાડો નહીં ? એનું નામ વિજ્ઞાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** આપણે એ વસ્તુ સમજી શકીએ છીએ પણ એ ઘરનાં માણસો એ વસ્તુ સમજી શકતાં નથી. એમના માટે કાયમને માટે આ

દુઃખની એક પરંપરા રહી છે.

**દાદાશ્રી :** ના સમજાય. કારણ કે સ્ત્રી જાતિ બિચારીને સમજાય નહીં. બિચારીને મુશ્કેલી પડે. એટલે એક તો જનાર ગયો અને ઘરનાં માણસોને દુઃખ કરતો ગયો. એવું એક જગ્યાએ નહીં. આવું મારે આ પાંચમો કેસ હશે. તમારે એકલાને ત્યાં બન્યું એવું નથી. અને બૈરાંને બહુ દુઃખ થાય. પુરુષો તો માંડવાળેય કરે ! તેડી લાવજો ને અહીં આગળ, જરા હું એમને સુખિયા કરી આપીશ. બધું દુઃખ ભૂલી જશે બધુંય.

ધણી મરી ગયો તો પછી એને મૂકીને આવવાનું, પછી ઘેર આવીને ખાવાનું નહીં ?

**પ્રશ્નકર્તા :** એક દહાડો તો એના માનમાં ના ખાઈએ.

**દાદાશ્રી :** એના માનમાં ના ખાઈએ, તો શું ફાયદો ? ત્યાં એને શું ખબર કે ખાધું કે ના ખાધું ? આ લોક તો નિરાંતે ત્યાં આગળ બિસ્કિટ મંગાવીને ખાય છે, ચા પીવે છે. સ્મશાનમાં બાળવા ગયો હોય તે ઘડીએ. આવું પોલું જગત છે !

## લગ્ન પરિણામ મંડાપો-રંડાપો,
## તત્ત્વ દૃષ્ટિએ ન મરે કોઈ બાપો !

પૈણતી વખતે વિચાર આવેલો કે આ પૈણીએ છીએ ખરા પણ બેમાંથી એક જણે રાંડવું પડશે તે કાલે છતું થયું. કાલે એ બન્યું, એ જોયું ને ! કો'ક પૂછે કે દાદા ? ત્યારે કહે, રાંડેલા જ છે. કંઈ માંડેલા ઓછા કહેવાય ? હીરાબા બેઠા હતા ત્યાં સુધી માંડેલા. અને ગયા એટલે રાંડેલા ! પછી વિધુર કહેશે પણ દેશી ભાષા એ સાચી. રાંડવું ને માંડવું. ગામઠી ભાષા મોક્ષે લઈ જાય. રાંડવા-માંડવાનું જ્ઞાન હોય તો મોક્ષે જાય, બળ્યો.

એ મને રોજ કહેતાં'તાં કે મારે પહેલું જવાય એવું કરો. હું અખંડ સૌભાગ્યવતી થઈને જઉં.

**પ્રશ્નકર્તા :** તે એવું જ થયું.

**દાદાશ્રી :** એટલે પછી આપણાથી બોલાય જ નહીંને !

**પ્રશ્નકર્તા :** એમની ઈચ્છા પૂરી થઈ.

**દાદાશ્રી :** બધી ઈચ્છા પૂરી. બીજી ઈચ્છાઓ કશી રહી નહોતી.

આમાં રડવા જેવી વાત જ ક્યાં છે ? આ તો છૂટા પડ્યા છે અહીંથી. હું અમેરિકા જઉં એવી રીતે આ જાય છે. '૨૬માં પૈણ્યા'તા ને' ૮૬માં છૂટાં પડ્યાં. જુઓ સંયોગ વિયોગી સ્વભાવનો ને ? અને તે લગનમાં જ મને તો માંડવામાં જ વિચાર આવ્યો હતો કે બેમાંથી એક જણ રાંડશે !

પોતે સંયોગી તો ચાલ્યા ગયા છે. આ તો બધું સંયોગ સંબંધ છે ને ! કોઈ દસ વર્ષ રહે, કોઈ વીસ વર્ષ, કોઈ પાંચ મિનિટ રહે, કોઈ દસ મિનિટ રહે. વિયોગ થયા જ કરે એની મેળે.

એવા સંયોગ સંબંધ કેટલે સુધી પહોંચ્યા છે એ ખબર હતી. અમારા ૧૯મે વર્ષે ફાધરના સંયોગ પૂરા થઈ ગયા. ૨૦મે વર્ષે બ્રધરનો સંયોગ પૂરો થયો. પછી ઝવેરબાનો ૪૮મે વર્ષે અને હીરાબાનો છે તે ૭૯મા વર્ષે ૧૯૮૬માં સંયોગ પૂરો થયો.

અમે વ્યવહારમાં આદર્શ. જુઓને, સ્મશાનમાં આવ્યા'તાને !

**પ્રશ્નકર્તા :** એ જોયુંને, બધાએ જોયું. ઘણા પૂછે કે દાદા આવ્યા હતા ? મેં કહ્યું, દાદા આવ્યા હતા, ઠેઠ આવ્યા હતા.

**દાદાશ્રી :** સ્મશાનમાં ન આવે તો લોક જાણે કે ફરી પૈણવાના છે. આપણે ત્યાં કહેવત છે. ૩૦-૪૦ વર્ષના હોયને ફરી પૈણવાનો હોય તો સ્મશાનમાં જાય નહીં. એવા લોકો સમજી જાય કે સ્મશાનમાં આવ્યા નથી. માટે ફરી પૈણશે. ખરેખર એમ જ છે. સ્મશાનમાં ગયો એટલે ફરી પૈણાય નહીં. આ જુઓને, અમે ઉઘાડું આવીને કહી દીધુંને, ભઈ, નથી પૈણવાના.

ભગવાનને ઘેર કોઈ કીંમત નથી. તમે મારો કે ઝૂડો, બચાવો કે ખૂન કરો, તોય ભગવાનને ઘેર કોઈ જાતની કીંમત નથી, આ બધી સામાજિક દૃષ્ટિ છે, ભ્રાંતદૃષ્ટિથી છે. આ જગત રાઈટ દૃષ્ટિથી આવું કશું છે જ નહીં. જેને રાઈટ દૃષ્ટિ છે તે ભગવાન. રાઈટ દૃષ્ટિવાળા છે, તે આય જોયા કરે,

મારે તેનેય જોયા કરે ને પૈણાવે તેનેય જોયા કરે, રંડાવે તેનેય જોયા કરે ને મંડાવે તેનેય જોયા કરે. એમને રાંડેલું ને માંડેલું બે સામાજિક વસ્તુ થઈ પડે. આ રંડાપો ને આ મંડાપો કહેવાય. મંડાપા વખતે કૂદાકૂદ ને નાચગાન કરવાના અને રંડાપા વખતે રડવું, એ બેઉ લૌકિક. જ્યારે ભગવાનને ઘેર આની કોઈ જાતની 'વેલ્યુ' નથી. અહીં નાગો ફરે કે મારે કે ઝૂડે, કશુંય નહીં. આ બધી દૃષ્ટિ છે. જેવી દૃષ્ટિ એને હોય એવું દેખાશે ત્યાં તો કહે છે કે 'દૃષ્ટિ ફેરવ' !

## હીરાબા ગયા ત્યારનો વ્યવહાર,
## સ્મશાનેય 'સ્વસ્થ દાદા' ભરથાર !

લોકો એમ જાણે કે દાદાને બહુ દુઃખ થયું હશે. દાદાનો 'તાવ' જુએ ત્યારે ખબર પડે કે હીરાબા ગયાં કે રહ્યાં છે, એ બન્ને સ્થિતિ સરખી જ હોય. રહ્યા તોય સરખી, ગયા તોય સરખી, બન્ને સ્થિતિ સરખી હોય. હજુ પેટમાં પાણીમાં હાલ્યું નથી અમને. પણ વ્યવહારમાં અમે કહીએ કે મહીં થાય તો ખરું જ ને. વ્યવહારમાં કહીએ. તમને બધાને ના કહીએ, પણ બહાર તો અમે કહીએ. એ કહેશે, 'હીરાબાનું તમને થાય ને ?' મેં કહ્યું, 'હા, થાય તો ખરુંને ! ના થાય એવું હોય ?' નહીં તો એને ગણતરી ઊંધી લાગે. કહેશે, 'આ કઈ જાતની ગણતરી ? આવું શી રીતે બને ?' તમને કહું તે સાચું લાગે કે અસર જ ના હોય કોઈ જાતની. આ વર્લ્ડમાં કોઈ એવી ચીજ નથી કે અમને અસર કરે, તમારા દુઃખ જ લઈ લીધાં તો મારી પાસે દુઃખ જ ક્યાંથી હોય ? છે દુઃખ કોઈ જાતનું તમને ? થયું ત્યારે, દાદા મળ્યા ત્યારથી દુઃખ જ નથીને !

અમને જો દુઃખ થતું હોય તો અમે જ્ઞાની જ ના કહેવાઈએ. અમને કોઈ રીતે દુઃખ જ ન થાય. અમને દુઃખ અડે નહીં, કોઈ દહાડોય !

**પ્રશ્નકર્તા :** પણ સ્વાભાવિક દુઃખ અડે નહીંને ?

**દાદાશ્રી :** ગમે તે રીતે દુઃખ જ થાય નહીં, સ્વાભાવિક કે અસ્વાભાવિક, એનું નામ જ્ઞાની. અમે આ શરીરમાં જ રહેતા નથી. શરીરમાં રહે તો દુઃખ થાય ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે અમને દુઃખ જ ના હોય. અમે રડીએ તોય દુઃખ ના હોય. આ અંબાલાલ રડે તોય દુઃખ ના હોય, એટલે આ દશા બહુ જુદી જાતની દશા !

**પ્રશ્નકર્તા :** એ હકીકત હું સમજી શકું છું.

**દાદાશ્રી :** અમને એકલાને નહીં. આ બધાને દુઃખ ના હોય. આ બધાને કહેલું કે એક દુઃખ થાય તો જવાબદારી મારી છે. દુઃખ કેમ થવું જોઈએ માણસને ? શું ગુનો કર્યો તે માણસને થાય ? એટલે એમનેય ઘેર મરી જાય તો દુઃખ ના થાય, આમાં આઘાત લાગવાનું અમને હોય નહીં.

હીરાબા મારા વાઈફ છે, એ એક્ઝેક્ટ મારી માન્યતા હોય. નિશ્ચય-વ્યવહારથી, તો મને રડવું આવ્યા વગર રહે નહીંને ! પણ આમાં તો હું હસુંય નહીં અને રડુંય નહીં, લોકોએ ઠેઠ સુધી હીરાબાની પાછળ મને જોયો, સામે જોયું. કશું દેખે નહીંને. એક ક્ષણવાર અમે ચૂકીએ નહીં. નહીં તો અમને ડૂસકું ભરાય. અમને મરેલા પર રડવું ના આવે, જીવતા માણસને રડતા દેખીએ ત્યારે મનમાં ડૂસકું ભરાય. એ જોઈ શકાય નહીં અમારાથી. એટલે આમાં અમે જીવતા માણસને રડતાં જોઈએને, પણ કશું અસર ના થાય. એવું બધું જ્ઞાનથી તાળું મારી દઈએ. ઠેઠ સુધી, સ્મશાનમાં બેઠા તોય નહીં. અસર જ નહીં, નો ઈફેક્ટ.

આ તો બધું લૌકિક છે. એમાં સાચા માણસ રડી ઊઠે બિચારાં અને તે રડવું આવવું જોઈએ માણસને. કારણ કે એ મમતાનું પરિણામ છે. રડવું ના આવે તો મહીં ગભરામણ થઈ જાય. એ પરમાણુ નીકળી જવા જોઈએ.

એટલે મારી આંખમાંથીય પાણી નીકળે. કારણ કે અમારું હાર્ટ કૂણું હોય. તે કોને પાણી ના નીકળે ? જેનું હાર્ટ મજબૂત થયેલું હોય ને બુદ્ધિ પર લઈ ગયો હોય ત્યારે. અમારું હાર્ટ તો બહુ કૂણું હોય, બાળક રડે એવું રડે. પણ આ જ્ઞાન હાજર રહેને. જ્ઞાનને હાજર રાખવું પડે અમારે. એક સેકન્ડનો નાનામાં નાનો ભાગ જો ખસ્યા હોત તો તરત પાણી નીકળી જાય.

જેની આંખમાં બહુ પાણી આવતું હોય તેનાથી અમે છેટા બેસીએ.

અને ત્યાં હાસ્ય અમારે બંધ કરવું પડે. જગત વ્યવહાર છે આ તો. અને કાચી બુદ્ધિવાળો તો કહેશે કે જુઓને હૃદય પથરા જેવું તે હસે છે હજુ તો. એવું કહે, ટીકા કરવાની મળે.

પછી અમારા મહાત્માઓની હાજરીમાં અમે હસીએ. બીજાની હાજરીમાં ના થાય એવું.

હવે રડવું એટલે શું કરવાનું કે ઉપયોગ છોડી દેવાનો એટલે લોકોને જુએ એટલે આપણને રડવું આવે હડહડાટ. ઉપયોગ તો નિરંતર હોય. આ હીરાબા વખતે તો ઉપયોગ હતો ! એક સેકન્ડ પણ કંઈ પાણી હાલ્યું નથી. જેવો હતો તેવો. હીરાબાની ઈચ્છા નથી કે તમે રડજો. આ તો બોલે ના. મનમાં કહેશે કે પથરા જેવા છે એટલે રડવું પડે, પણ મને એવું કોઈ પથરા જેવો કહે નહીં.

અને હીરાબા ૭૭ વર્ષનાં હતાં. તે હવે ઘૈડું પાન થયું હતું. એટલે મેં તો બધાને કહ્યું કે આજ તો મારે ત્યાં છોડી હોત તો હું વાજાં વગાડાવાત !!! કે આવા ભાંગલા-તૂટલા દેહમાંથી આત્મા સારી રીતે નીકળ્યો. તોય આપણા લોકો એને કાણમોકાણ જેવું બનાવી દે.

**પ્રશ્નકર્તા :** દીકરો મરી જાય ને તો પેંડો વહેંચો. જન્મે ત્યારે તો વહેંચે પણ મરી જાય ત્યારે વહેંચો. એ વાત તે દહાડે કાઢેલી. અને આજ આ વાત નીકળી કે બેન્ડવાજાં વગાડત.

**દાદાશ્રી :** મેં એક-બે જણને તરત કહ્યું હતું, કે બેન્ડ હોત તો આજ બેન્ડ વગાડત.

હીરાબાને પૂછ્યું હોત આપણે કે અમે તમારા પછી શોક રાખીએ ? ત્યારે કહેત કે ના, શાંતિથી રહેજો. આ તો લોકોને દેખાડવા માટે કરે છે લોક.

આપણે જીવતા જ છીએને. મરવાના નહોતા ? પણ આજ તો હવે ખબર પડીને ? પહેલાં ખબર નહોતીને ? આ જાત એમ જાણે કે મરી ગયા.

જેવી દૃષ્ટિ છેને, એવું દેખે. જે પોતાને મરી ગયો એમ જાણતો હોય એ બીજાને મરી ગયા જ જાણે.

દુનિયાની દૃષ્ટિએ સમજદાર હોય, એ વિષાદ રહેવા દે અને દુનિયાની દૃષ્ટિએ સમજદાર ના હોય એ વિષાદ કાઢી નાખે. આ બે દૃષ્ટિઓ છે.

કોઈ પણ વસ્તુ દુનિયામાં બને કે તરત 'આ શું છે ?' એવું જોડે બીજું અમારું બને. દુનિયામાં બને એ તો વ્યવહારનું બન્યું પણ નિશ્ચયનું અમારે બની જાય કે 'ખરેખર આમ છે' એ એની મેળે જ બની જાય, સ્વાભાવિક રીતે જ !

## (૧૫)

# પરમાત્મ પ્રેમની પિછાણ

### સાચો પ્રેમ શોધ્યો ના ક્યાંય જડે,
### જ્યાં ને ત્યાં આસક્તિ, તેથી લડે !

**દાદાશ્રી :** આ સંસારમાં જો કોઈ કહેશે, 'આ સ્ત્રીનો પ્રેમ એ પ્રેમ નહોય ?' ત્યારે હું સમજાવું કે જે પ્રેમ વધે-ઘટે એ સાચો પ્રેમ નહોય. તમે હીરાના કાપ લાવી આપો તે દહાડે બહુ પ્રેમ વધી જાય, એ પછી કાપ ના લાવો તો પ્રેમ ઘટી જાય, એનું નામ પ્રેમ ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** સાચો પ્રેમ વધઘટ ના હોય તો તેનું સ્વરૂપ કેવું હોય ?

**દાદાશ્રી :** એ વધઘટ ના થાય. જ્યારે જુઓ ત્યારે પ્રેમ એવો ને એવો જ દેખાય. આ તો તમારું કામ કરી આપે ત્યાં સુધી એનો તમારી જોડે પ્રેમ રહે અને કામ ના કરી આપે તો પ્રેમ તૂટી જાય, એને પ્રેમ કહેવાય જ કેમ ? એટલે જ્યાં સ્વાર્થ ના હોય ત્યાં આગળ શુદ્ધ પ્રેમ હોય. સ્વાર્થ ક્યારે ના હોય ? મારી તારી ના હોય ત્યારે સ્વાર્થ ના હોય. 'જ્ઞાન' હોય ત્યારે મારી તારી ના હોય. 'જ્ઞાન' વગર તો મારી તારી ખરી જ ને ?

### પ્રેમ, મારે તોય ન ઘટે કદી,
### સાચો તે, હારતોરે ન વધે કદી !

**પ્રશ્નકર્તા :** માણસ પ્રેમ વગર જીવી શકે ખરો ?

**દાદાશ્રી :** જેની જોડે પ્રેમ કર્યો એણે લીધો ડાયવોર્સ તો પછી શી રીતે જીવે એ ? કેમ બોલ્યા નહીં ? તમારે બોલવું જોઈએ ને ?

**પ્રશ્નકર્તા :** સાચો પ્રેમ હોય તો જીવી શકે. જો મોહ થતો ન હોય તો જીવી શકે.

**દાદાશ્રી :** ખરું કહ્યું આ. આપણે પ્રેમ કરીએ ત્યારે એ ડાયવોર્સ લે. તો બળ્યો એ પ્રેમ ! એને પ્રેમ કહેવાય કેમ કરીને ? પ્રેમ ક્યારેય ના તૂટે એવો હોવો જોઈએ, ગમે તે થાય તોય પ્રેમ ના તૂટે. એટલે સાચો પ્રેમ હોય તો જીવી શકે.

**પ્રશ્નકર્તા :** ફક્ત મોહ હોય તો ન જીવી શકે.

**દાદાશ્રી :** મોહવાળો પ્રેમ તો નકામોને બધો. ત્યારે આવા પ્રેમમાં ના ફસાશો. વ્યાખ્યાવાળો પ્રેમ હોવો જોઈએ. પ્રેમ વગર માણસ જીવી શકે નહીં. એ વાત સાચી છે, પણ પ્રેમની ડેફિનેશન સહિત હોવો જોઈએ. ચઢ-ઉતર ના થાય એનું નામ પ્રેમ. એટલે વધઘટ થાય છેને કોઈ જગ્યાએ તે તપાસ કરવી. અમારો પ્રેમ વધે નહીં, ઘટે નહીં. કેમ કે તેમાં આસક્તિ નથી, એનું નામ પ્રેમ કહેવાય. એવો ભગવાનનો પ્રેમ હતો. એવા પ્રેમથી જીવાય. એવા પ્રેમથી 'ખાધા' વગર રહેવાય. એટલે પ્રેમની વ્યાખ્યા તમને ખબર પડી ? એવો પ્રેમ ખોળો. હવે આવો પ્રેમ ન ખોળશો કે કાલે સવારે એ 'ડાયવોર્સ' લઈ લે. આમના શાં ઠેકાણાં ?

**પ્રશ્નકર્તા :** પ્રેમ અને મોહ, એમાં મોહમાં ન્યોચ્છાવર થવામાં બદલાની આશા છે અને અહીં પ્રેમમાં બદલાની આશા નથી. તો પ્રેમમાં ન્યોચ્છાવર થાય તો પૂર્ણપદને પ્રાપ્ત કરે ?

**દાદાશ્રી :** આ દુનિયામાં કોઈ પણ માણસ સત્ય પ્રેમની શરૂઆત કરે તે ભગવાન થાય. સત્ય પ્રેમ નિર્ભેળ હોય. એ સત્ય પ્રેમમાં વિષય ના હોય, લોભ ના હોય, માન ના હોય, એવો નિર્ભેળ પ્રેમ એ ભગવાન બનાવે, સંપૂર્ણ બનાવે. રસ્તા તો બધા સહેલા છે પણ એવું થવું મુશ્કેલ છેને ?

એ તો ધણી જુએ કે આ બઈની પાસે આટલી બધી સાડીઓ છે અને છતાં લેવા જાય છે, માટે એ મોહ છે. સાડી ના હોય ને લેતા હોય તો ઠીક છે. એટલે આ બધા મોહ જ છેને ! મોહ એટલે ઉઘાડા દગા-

ફટકા. મોહ એટલે હંડ્રેડ પરસેન્ટ દગા નીકળેલા.

**પ્રશ્નકર્તા :** એ વ્યક્તિને સાચો પ્રેમ છે કે આ એનો મોહ છે એવું પોતાને ખબર કઈ રીતે પડે ?

**દાદાશ્રી :** એ તો ટૈડકાવીએ ત્યારે એની મેળે ખબર પડે. એક દહાડો ટૈડકાવીએ અને એ ચીડાઈ જાય એટલે જાણીએ કે આ યુઝલેસ છે. પછી દશા શું થાય ? અત્યારે તો નર્યા ભયંકર સ્વાર્થો ! સ્વાર્થના માટે હઉ કોઈ પ્રેમ દેખાડે.

**પ્રશ્નકર્તા :** સાચો પ્રેમ હોય ત્યાં કેવું હોય, ખખડાવે તોય ?

**દાદાશ્રી :** એ ખખડાવે તોય શાંત રહીને પોતે એને નુકસાન ના થાય એવું કરે. સાચો પ્રેમ હોય ત્યાં ગળી જાય. હવે સાવ બદમાશ હોય ને તો એય ત્યાં ગળી જાય.

**પ્રશ્નકર્તા :** તો હવે એ ખબર કેવી રીતે પડે કે આ સાચો પ્રેમી છે કે આ બદમાશ છે ?

**દાદાશ્રી :** પછી એના માટે, એ બદમાશને ઓળખવા માટે બીજું હથિયાર ખોળવું પડે પાછું. આપણે સમજી જઈએ કે આ નફફટ છે. પણ બનતા સુધી આટલાથી, હું આ જે ઔષધ કહું છુંને એટલાથી બધું આવી જાય છે. ખખડાવીએ એટલે એને મહીં પહોંચે તરત. તે 'એટેક' કર્યા વગર રહે નહીં. અને જ્યાં એટેક હોય ત્યાં આગળ પ્રેમ જ ના હોય ને ! પ્રેમમાં 'એટેક' ના હોય. શબ્દની જરા લે-મેલ હોય પણ 'એટેક' ના હોય.

**પ્રશ્નકર્તા :** બે જણા પ્રેમી હોય ને કંઈ ઘરનો સાથ ના મળે અને આપઘાત કરે. આવું ઘણી વખત બને છે તો એ જે પ્રેમ છે એને કયો પ્રેમ ગણાય ?

**દાદાશ્રી :** રખડેલ પ્રેમ ! એને પ્રેમ જ કેમ કહેવાય ? ઈમોશનલ થાય અને પાટા આગળ સૂઈ જાય અને કહેશે, 'આવતા ભવમાં એટલા જ જોડે હોઈશું' તો તે એવી આશા કોઈએ કરવી નહીં. એ એના કર્મના હિસાબે ગતિ કરે. એ ફરી ભેગા જ ના થાય !

**પ્રશ્નકર્તા :** ભેગા થવાની ઈચ્છા હોય તો પણ ભેગા થાય જ નહીં ?

**દાદાશ્રી :** ઈચ્છા રાખ્યે કંઈ દહાડો વળે ? આવતો ભવ તો કર્મનું ફળ છે ને ? આ તો ઈમોશનલપણું છે.

## પતિ-પત્ની નહીં, 'કમ્પેનિયન, તો સંસાર સંગ્રામે 'ચેમ્પિયન' !

આ તો બધી 'રોંગ બિલિફો' છે. 'હું ચંદુભાઈ છું' એ રોંગ બિલિફ છે. પછી ઘેર જઈએ ત્યારે આપણે કહીએ 'આ કોણ છે ?' ત્યારે એ કહે છે, 'ના ઓળખ્યા ? એ બઈનો હું ધણી થઉં.' ઓહોહોહો.... ! મોટા ધણી આવ્યા ! જાણે ધણીનો ધણી જ ના હોય એવી વાત કરે છે ને ? ધણીનો ધણી હોય નહીં ? તો પછી ઉપલા ધણીની વળી ધણિયાણી થઈ ને આપણા ધણિયાણી આ થયા, આ શું ધાંધલમાં પડીએ ? ધણી જ શું કરવા થઈએ ? અમારા 'કમ્પેનિયન છે' કહીએ પછી શું વાંધો ?

**પ્રશ્નકર્તા :** દાદાએ બહુ 'મોડર્ન' ભાષા વાપરી.

**દાદાશ્રી :** ત્યારે શું ? ટસલ ઓછી થઈ જાયને ! હા, એક રૂમમાં 'કમ્પેનિયન' બે રહેતા હોય, તે પેલો એક જણ ચા બનાવે ને બીજો પીવે ત્યારે બીજો એને માટે એનું કામ કરી આપે. એમ કરીને 'કમ્પેનિયન' ચાલુ રહે.

**પ્રશ્નકર્તા :** 'કમ્પેનિયન'માં આસક્તિ હોય છે કે નહીં ?

**દાદાશ્રી :** એમાં આસક્તિ હોય પણ એ આસક્તિ અગ્નિ જેવી નહીં. આ તો શબ્દો જ એવા ગાઢ આસક્તિવાળા છે. 'ધણીપણું અને ધણિયાણી' એ શબ્દોમાં જ એટલી ગાઢ આસક્તિ છે ને 'કમ્પેનિયન' કહે તો આસક્તિ ઓછી થઈ જાય.

એક માણસને એમના વાઈફ ૨૦ વર્ષ પર મરી ગયા હતા. તે એક જણ મને કહે કે, 'આ કાકાને રડાવું ?' મેં કહ્યું, 'શી રીતે રડાવશો ? આટલી ઉંમરે તો ના રડે.' ત્યારે એ કહે છે, 'જુઓ, એ કેવા સેન્સિટીવ છે.' પછી પેલા બોલ્યા, 'શું કાકા, કાકીની વાત થાય નહીં ! શું એમનો

સ્વભાવ !' આવું એ બોલતા હતા ત્યાં એ કાકા ખરેખર રડી પડ્યા ! અલ્યા, શું આ ચક્કરો ! સાઠ વર્ષે હજુ વહુનું રડવું આવે છે ! આ તો કઈ જાતના ચક્કરો છે ! આ લોક તો ત્યાં સિનેમામાં હઉ રડે છે ને ! એમાં કંઈ મરી ગયું હોય તો જોનાર હઉ રડી ઊઠે.

**પ્રશ્નકર્તા :** રડે છે એટલે એમ કે એને પરમ પ્રેમ છે ?

**દાદાશ્રી :** શાનો પ્રેમ, બળ્યો ? રડવું આવે એટલે પ્રેમ વધી ગયો ? વળી એનો ફાયદો શો ? 'લોસ' ને 'પ્રોફિટ' આમાં શું ?

**પ્રશ્નકર્તા :** પ્રેમમાં 'લોસ-પ્રોફિટ' ક્યાંથી હોય ?

**દાદાશ્રી :** અરે, પ્રેમ તો હોતો જ નથી. વર્લ્ડમાં પ્રેમ હોતો હશે? આ તો બધી આસક્તિ છે. પ્રેમ તો કોઈ માણસને નથી આવતો.

**પ્રશ્નકર્તા :** તો એ આસક્તિ છૂટતી કેમ નથી ?

**દાદાશ્રી :** એ તો ના છૂટે. 'મારી, મારી' કરીને કર્યું ને તે હવે 'નહોય મારી, નહોય મારી' એના જપ કરીએ એટલે બંધ થઈ જાય. એ તો જે જે આંટા વાગેલા હોય તે તે છોડવા જ પડે છે ને ! એટલે આ તો ખાલી આસક્તિ છે. ચેતન જેવું વસ્તુ જ નથી. આ તો બધાં ચાવી આપેલાં પૂતળાં છે.

જુઓને, અમને આ છીંક આવે જ છે ને ! આ મશીનરી છે. એમાં સ્ટીમ (વરાળ) વધી પડે ત્યારે ફડફડ છોડે છે ને ! તેમ આપણે મહીં સ્ટીમ વધી પડે ત્યારે છીંક આવે. મશીનરી હોય કે ફર્સ્ટક્લાસ રૂપાળું એન્જિન હોય તો એમ કહેવાય કે તું મને બહુ ગમે છે, તારી વગર મને નહીં ફાવે ! ત્યારે આ લોકો સ્ત્રી જોડે પ્રેમ કરે છે ! અલ્યા, આય મશીનરી જ છે ! મશીનરી જોડે પ્રેમ થતો હશે ? નહીં તો વળી પ્રેમ કરનારો માણસ તે છીંક ખાતો હોય તો આપણને શરમ ના લાગે કે આ છીંક ખાય છે. પણ એ મશીનરી છે ! આ મશીનરીઓય છીંક ખાય છે તે મેં જોયેલું છે. આ તો કેવું છે કે જ્યાં પ્રેમ કરવાનો છે ત્યાં પ્રેમ નથી કરતો અને જ્યાં નથી કરવા જેવો ત્યાં પ્રેમ કરે છે.

ધણી અને બૈરીના પ્રેમમાં ધણી જો કદી કમાઈ ના લાવે તો પ્રેમની ખબર પડી જાય. બીબી શું કહે ? ક્યા ચૂલેમેં મૈં તુમ્હારા પાંવ રખું ? ધણી કમાતો ના હોય તો બીબી આવું ના બોલે ? તે ઘડીએ એનો પ્રેમ ક્યાં ગયો ? પ્રેમ હોતો હશે આ જગતમાં ? આ તો આસક્તિવાળો છે. જો આ ખાવાપીવાનું બધુંય હોય તો એ પ્રેમ (!) દેખાય અને ધણીય જો ક્યાંક બહાર લપટાયેલો હોય તો એ કહેશે કે, 'તમે આવું કરશો તો હું ચાલી જઈશ.' તે વહુ ઉપરથી ધણીને ટૈડકાવે. તે પેલો બિચારો ગુનેગાર છે એટલે નરમ થઈ જાય ને આમાં શું પ્રેમ કરવા જેવો છે તે ? આ તો જેમ તેમ કરીને ગાડું ધકેલવાનું છે. ખાવાપીવાનું બીબી કરી આપે અને આપણે પૈસા કમાવી લાવીએ. એમ જેમ તેમ કરીને ગાડી આગે ચાલી મિયાં-બીબીકી !

## પતિ-પત્નીમાં પ્રેમ કે આસક્તિ ?
## ન દેખે દોષ, પ્રેમની એ શક્તિ !

મતભેદ થાય છે કે નહીં વહુ જોડે ? 'વાઈફ' જોડે મતભેદ ?

**પ્રશ્નકર્તા :** એ મતભેદ વગર તો હસબંડ-વાઈફ કહેવાય નહીં ને !

**દાદાશ્રી :** હેં એમ ? એવું છે, એવો કાયદો હશે ? ચોપડીમાં એવો કાયદો લખ્યો હશે કે મતભેદ પડે તો જ હસબંડ એન્ડ વાઈફ કહેવાય ? ઓછો-વધતો મતભેદ થાય ખરો કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તો પછી હસબંડ એન્ડ વાઈફ ઓછું થતું જાય, નહીં ?

**પ્રશ્નકર્તા :** પ્રેમ વધતો જાય.

**દાદાશ્રી :** પ્રેમ વધતો જાય તેમ મતભેદ ઓછા થતા જાય નહીં ?

**પ્રશ્નકર્તા :** જેટલા મતભેદ વધતા જાય, જેટલા ઝઘડા વધતા જાય. એટલો પ્રેમ વધતો જાય.

**દાદાશ્રી :** હા. એ પ્રેમ નથી વધતો, એ આસક્તિ વધે છે. પ્રેમ તો જગતે જોયો જ નથી. ક્યારેય પણ પ્રેમ શબ્દ જોયો જ નથી જગતે. આ

તો આસક્તિઓ છે બધી. પ્રેમનું સ્વરૂપ જ જુદી જાતનું છે. આ તમે મારી જોડે વાત કરી રહ્યા છોને, આ અત્યારે તમે પ્રેમ જોઈ શકો છો, તમે મને ટૈડકાવો તોય તમારી ઉપર પ્રેમ રાખીશ. ત્યારે તમને લાગશે કે ઓહોહો ! પ્રેમ સ્વરૂપ આવા હોય છે.

વાત સાંભળવામાં ફાયદો ખરો કશો આ ?

**પ્રશ્નકર્તા :** પૂરેપૂરો ફાયદો છે.

**દાદાશ્રી :** હા, ચેતી જજે. નહીં તો મૂરખ બની ગયા જાણવું. અને પ્રેમ હોતો હશે ? તમારામાં છે પ્રેમ, તે એનામાં હોય ? આપણામાં પ્રેમ હોય તો સામાનામાં હોય. આપણામાં પ્રેમ નથી, અને સામાનો ખોળીએ આપણો પ્રેમ કે 'તમારામાં પ્રેમ નહીં દેખાતો ?' મૂઆ, પ્રેમ ખોળું છું ? એ પ્રેમી નહોય ! આ તો પ્રેમ ખોળે છે ? ચેતી જા. અત્યારે પ્રેમ હોતો હશે ? જે જેના લાગમાં આવે તેને ઉડાડે, લૂંટબાજી કરે છે.

## પ્રેમમાં લગની ન ભૂલે ક્ષણ;
## નભાવે સર્વ ભૂલો બન્ને જણ !

ઘરના જોડે નફો થયો ક્યારે કહેવાય કે ઘરનાંને આપણા ઉપર પ્રેમ આવે, આપણા વગર ગમે નહીં ને ક્યારે આવે, ક્યારે આવે એવું રહ્યા કરે. લોકો પરણે છે પણ પ્રેમ નથી, આ તો માત્ર વિષય આસક્તિ છે. પ્રેમ હોય તો ગમે તેટલો એકબીજામાં વિરોધાભાસ આવે છતાં પ્રેમ ના જાય. જ્યાં પ્રેમ ના હોય તે આસક્તિ કહેવાય. આસક્તિ એટલે સંડાસ ! પ્રેમ તો પહેલાં બધો હતો કે ધણી પરદેશ ગયો હોયને તે પાછો ના આવે તો આખી જિંદગી એનું એમાં જ ચિત્ત રહે, બીજા કોઈ સાંભરે જ નહીં આજે તો બે વરસ ધણી ના આવે તો બીજો ધણી કરે ! આને પ્રેમ કેમ કહેવાય ? આ તો સંડાસ છે, જેમ સંડાસ બદલે છે તેમ ! જે ગલન છે તેને સંડાસ કહેવાય. પ્રેમમાં તો અર્પણતા હોય !

પ્રેમ એટલે લગની લાગે તે. અને તે આખો દહાડો યાદ આવ્યા કરે. શાદી બે રૂપે પરિણામ પામે, કોઈ વખત આબાદીમાં જાય, તો કોઈ

વખત બરબાદીમાં જાય. પ્રેમ બહુ ઊભરાય તે પાછો બેસી જાય. જે ઊભરાય છે તે આસક્તિ છે. માટે જ્યાં ઊભરાય તેનાથી દૂર રહેવું. લગની તો આંતરિક હોવી જોઈએ. બહારનું ખોખું બગડી જાય, કહોવાઈ જાય તોય પ્રેમ એટલો ને એટલો જ રહે. આ તો હાથ દઝાયો હોય ને આપણે કહીએ કે 'જરા ધોવડાવો' તો ધણી કહેશે કે, 'ના, મારાથી નથી જોવાતું'! અલ્યા તે દહાડે તો હાથ પંપાળ પંપાળ કરતો હતો, ને આજે કેમ આમ ? આ ઘૃણા કેમ ચાલે ? જ્યાં પ્રેમ છે ત્યાં ઘૃણા નથી ને જ્યાં ઘૃણા છે ત્યાં પ્રેમ નથી. સંસારી પ્રેમ પણ એવો હોવો જોઈએ કે જે એકદમ ઓછો ના થઈ જાય કે એકદમ વધી ના જાય. નોર્માલિટીમાં હોવો જોઈએ. જ્ઞાનીનો પ્રેમ તો ક્યારે પણ વધઘટ ના થાય. એ પ્રેમ તો જુદો જ હોય, એને પરમાત્મા પ્રેમ કહેવાય.

પ્રેમ બધે હોવો જોઈએ. આખા ઘરમાં પ્રેમ જ હોવો જોઈએ. અને જ્યાં પ્રેમ છે ત્યાં ભૂલ ના કાઢે કોઈ. પ્રેમમાં ભૂલ ના દેખાય. આ પ્રેમ નથી, ઈગોઈઝમ છે, હું ધણી છું એવું ભાન છે. પ્રેમ એનું નામ કહેવાય કે ભૂલ ના લાગે. પ્રેમમાં ગમે તેટલી ભૂલ હોય તો નભાવી લે. તમને સમજાય છે ?

**પ્રશ્નકર્તા :** હા જી.

**દાદાશ્રી :** એટલે ભૂલચૂક થાય કે પ્રેમની ખાતર જવા દેવી. આ છોકરા પર તને પ્રેમ હોયને તો ભૂલ ના દેખાય છોકરાની. ભૂલ હશે કશો વાંધો નહીં. પ્રેમ નભાવી લે બધું, નભાવી લે ને ?

બાકી આ તો આસક્તિ બધી ! ઘડીમાં વહુ છે તે આ ગળે હાથ વળગાડે ને ચોંટી પડે અને પછી ઘડીમાં પાછા બોલમ્બોલ કરે. તેં આવું કર્યું તને તેં આમ કર્યું. પ્રેમમાં કોઈ દહાડો ભૂલ ન હોય. પ્રેમમાં ભૂલ દેખાય નહીં. આ તો પ્રેમ જ ક્યાં છે ? ઘરમાં સંતોષ ના જોઈએ, ભઈ ? તમને કેમ લાગે છે ? ઘરમાં સંતોષ જોઈએ કે ના જોઈએ ?

**પ્રશ્નકર્તા :** જોઈએ જ.

**દાદાશ્રી :** ઘરમાં આડખીલી કરવાની હોય ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** આપણને ભૂલ ના દેખાય તો આપણે જાણીએ કે આની જોડે પ્રેમ છે આપણને. ખરેખર પ્રેમ હશે આ લોકોને ?

**પ્રશ્નકર્તા :** ડાઉટફૂલ (શંકાસ્પદ) !

**દાદાશ્રી :** એટલે આને પ્રેમ કેમ કહેવાય ?

## રાગમાંથી દ્વેષ ને વળી રાગ,
## 'પોપટમસ્તી' છે, નથી એ આગ !

**પ્રશ્નકર્તા :** પણ ઘણી વખત આપણે દ્વેષ ના કરવો હોય તોય દ્વેષ થઈ જાય છે એનું શું કારણ ?

**દાદાશ્રી :** કોની જોડે ?

**પ્રશ્નકર્તા :** વખતે ધણી જોડે એવું બને તો ?

**દાદાશ્રી :** એ દ્વેષ નથી કહેવાતો. હંમેશાં જે આસક્તિનો પ્રેમ છે ને એ રિએક્શનરી છે. એટલે જો ચીડાય ત્યારે આ પાછા અવળા ફરે, અવળા ફર્યા એટલે પાછા થોડોક વખત છેટા રહ્યા કે પાછો પ્રેમ ચઢે. અને પાછો પ્રેમ વાગે એટલે અથડામણ થાય ને એટલે પછી પાછો પ્રેમ વધે. જ્યારે જ્યારે વધારે પડતો પ્રેમ હોય ત્યાં ડખો થાય. તે જ્યાં કંઈ પણ ડખો ચાલ્યા કરતો હોયને ત્યાં, અંદરખાને પ્રેમ છે આ લોકોને. એ પ્રેમ હોય તો જ ડખો થાય. પૂર્વભવના પ્રેમ છે તો ડખો થાય. વધારે પડતો પ્રેમ છે. નહીં તો ડખો થાય જ નહીંને ! આ ડખાનું સ્વરૂપ જ એ છે.

અને લોકો શું કહે છે ? 'અથડામણથી તો અમારો પ્રેમ થાય છે.' ત્યારે વાત સાચી છે પણ પ્રેમ એ આસક્તિ જ છે અને એ આસક્તિ અથડામણથી જ થયેલી છે. જે ઘરમાં અથડામણ ઓછી થાય એ ઘરમાં આસક્તિ ઓછી છે એવું માની લેવું. સમજાય એવી વાત છે ?

**પ્રશ્નકર્તા :** અને બહુ આસક્તિ હોય ત્યાં અદેખાઈ પણ વધારે હોય ને ?

**દાદાશ્રી :** એ તો સામસામી આસક્તિમાં જ બધી ભાંજગડ ઊભી થાય છે. જે ઘરમાં બેઉ જણ સામસામી બહુ લડતા હોયને તો આપણે જાણીએ કે અહીં આસક્તિ વધારે છે. એટલું સમજી જવાનું. એટલે પછી આપણે નામ શું પાડીએ છે ? 'વઢે છે' એવું ના કહીએ. તમાચા મારે સામસામી, તોય એને વઢે છે એવું ના કહીએ. અમે એને 'પોપટમસ્તી' કહીએ. પોપટ આમ ચાંચ મારે પણ છેવટે લોહી ના કાઢે. હા ! એ પોપટમસ્તી તમે નહીં જોયેલી, પોપટ મસ્તી ?

હવે આવી વાત (સાચી) સાંભળીએ ત્યારે આપણને આપણી ભૂલો ઉપર ને આપણી મૂર્ખાઈ ઉપર હસવું આવે. સાચી વાત સાંભળે ત્યારે માણસને વૈરાગ આવે કે આપણે આવી ભૂલો કરી ? અરે, ભૂલો જ નહીં પણ માર હઉ બહુ ખાધા !

## ન દોષ દેખે, ન ચડાવે મોઢાં,
## ન ઊંહકારો, પ્રેમથી ઝીલે લોઢાં !

પ્રેમ તો જ્ઞાની પુરુષ પાસે હોય. બીજે બધે તો પ્રેમ ઊતરી જાય ને પછી વઢવાડ થાય પાછી. વઢવાડ થાય કે ના થાય ? એ પ્રેમ ના કહેવાય, એ આસક્તિ બધી. એને આપણા જગતના લોકો પ્રેમ કહે છે. ઊંધું જ બોલવું એ ધંધો ! પ્રેમનું પરિણામ ઝઘડો ના થાય.

પ્રેમમાં દોષ દેખાય જ નહીં. અને આ તો લોકોને કેટલા દોષ દેખાય ? 'તું આવી ને તું તેવી.' અલ્યા, પ્રેમ કહેતો હતો ને ? ક્યાં ગયો પ્રેમ ? એટલે નહોય પ્રેમ. જગતમાં વળી પ્રેમ હોતો હશે ? પ્રેમનો એક વાળ જગતે નથી જોયો. આ તો આસક્તિ છે.

અને જ્યાં આસક્તિ હોય ત્યાં આક્ષેપો થયા વગર રહે જ નહીં. એ આસક્તિનો સ્વભાવ છે. આસક્તિ થાય એટલે આક્ષેપો થયા જ કરે ને કે, 'તમે આવા છો ને તમે તેવા છો ? તમે આવા ને તું આવી' એવું ના બોલે, નહીં ? તમારા ગામમાં ત્યાં ના બોલે કે બોલે ? બોલે એ આસક્તિને લીધે.

આ છોકરીઓ ધણી પાસ કરે છે, આમ જોઈ કરીને પાસ કરે છે

પછી વઢતી નહીં હોય ? વઢે ખરી ? તો એને પ્રેમ કહેવાય જ નહીં ને ! પ્રેમ તો કાયમનો જ હોય. જ્યારે જુએ ત્યારે એ જ પ્રેમ, એવો જ દેખાય એનું નામ પ્રેમ કહેવાય અને ત્યાં આશ્વાસન લેવાય. આ તો આપણને પ્રેમ આવતો હોય અને એક દહાડો એ રિસાઈને બેઠી હોય. ત્યારે બળ્યો તારો પ્રેમ ! નાખ ગટરમાં અહીંથી, મોઢું ચઢાવીને ફરતા હોય તેવા પ્રેમને શું કરવાનો ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** ક્યારેય પણ મોઢું ના બગાડે એવો પ્રેમ હોવો જોઈએ. એ પ્રેમ અમારી પાસે મળે. ધણી ટૈડકાવે તોય પ્રેમ વધઘટ ના થાય, એવો પ્રેમ જોઈએ. હીરાના કાપ લાવી આપે તે ઘડીએ પ્રેમ વધી જાય તેય આસક્તિ. એટલે આ જગત આસક્તિથી ચાલી રહ્યું છે. પ્રેમ એ તો જ્ઞાની પુરુષથી હોય તે ઠેઠ ભગવાન સુધી, એ લોકોને પ્રેમનું લાઈસન્સ હોય. એ પ્રેમથી જ લોકોને સુખી કરી દે. એ પ્રેમથી જ બાંધે પાછા, છૂટાય નહીં તે ઠેઠ 'જ્ઞાની પુરુષ'ની પાસે, ઠેઠ તીર્થંકર સુધી બધા પ્રેમવાળા. અલૌકિક પ્રેમ, જેમાં લૌકિક નામ ના હોય !

## સામાને સુખ-દુઃખ વેદે 'સેઈમ',
## હોમી દે જાત એ છે સાચો પ્રેમ !

પ્રેમ જેવું હતું તેય સતયુગમાં હતું. સતયુગમાં સારું હતું. કળિયુગમાં આ તો બધા એવા વિચિત્ર છેને, આમ ખોળીને સારો ધણી લઈ આવે, રૂપાળો બમ્ જેવો અને પછી કડવો નીકળે તે આખી જિંદગી બગડે બિચારીની. એક જ દહાડો જો ખાવાનું સારું ના બનાવ્યું હોય તો પ્રેમવાળો ધણી હોય તે કકળાટ કરતો હશે ? પણ ના, આ કકળાટ કરી મૂકે, 'તારામાં અક્કલ નથી ને તું આમ છે ને તું તેમ છે' કહેશે. રોજ સારું બને ત્યારે ઈનામ નથી આપતો અને એક જ દહાડો ખાવાનું બગડે તે દહાડે આવી બને ! એટલે પ્રેમ જેવું નથી. પ્રેમ જ નથી ને, સ્વાર્થ છે બધો !

જ્યાં બહુ પ્રેમ આવે ત્યાં જ અણગમો થાય એ માનવ સ્વભાવ છે. જેની જોડે પ્રેમ હોયને, માંદા થઈએ ત્યારે તેની જોડે જ કંટાળો આવે. એ

ગમે નહીં આપણને. 'તમે જાવ અહીંથી, આઘા બેસો', એવું કહેવું પડે છે અને ધણી જોડે પ્રેમની આશા રાખવી નહીં અને એ આપણી પાસે પ્રેમની આશા રાખે તો એ મૂરખ છે. આ તો આપણે કામ પૂરતું કામ ! હોટલવાળાને ત્યાં ઘર માંડવા જઈએ છીએ આપણે ? ચા પીવા માટે જઈએ તો પૈસા આપીને પાછા ! એવી રીતે કામ પૂરતું કામ કરી લેવાનું આપણે.

અને એ સ્ત્રી જોડે જો કોઈ સારી રીતે વ્યવહાર કરેલો હોય, તોય હું ક્યારે કહું ડાહ્યો માણસ એને ? કે પંદર વર્ષની ઉંમરથી વ્યવહાર થયો છે તે એંસી વર્ષે એવો ને એવો જ વ્યવહાર રહે, એટલો જ પ્રેમ રહે, ઊતરી ના જાય તો હું કહું કે ડાહ્યો છે. આ તો પેલાં ગાતર ઢીલાં દેખાય પછી ચીડાયા કરે. અરે, એક ગૂમડું થયું હોય ત્યારે ? જોડે ફરવા તેડી જાય ? સિનેમા જોવા ના લઈ જાય જોડે ? અહીં દઝાયું હોય કે પરું નીકળ્યું હોય ત્યારે ? એટલે આ બધી જોખમદારી નથી સમજવી અને પ્રેમ કરવો છે. આવ્યા મોટા પ્રેમવાળા ! પ્રેમ તો એનું નામ કહેવાય કે બધી રીતે સાથે હોય. એનો હાથ દઝાયો તો આપણો હાથ દાઝ્યા જેટલું હોય, એવું હોય ત્યારે પ્રેમ કહેવાય. એને ગૂમડું થયું હોયને તો આપણને થયા બરાબર હોય. આપણને ગૂમડું થયું હોય તો આપણે બહાર જઈએ કે ના જઈએ ? તો વહુને ગૂમડું થયું હોય તો જોડે લઈ ના જઈએ ? ત્યારે જે પ્રેમમાં પોતાની જાત જ હોમી દે, જાતને 'સેફસાઈડ' રાખે નહીં ને જાતને હોમી દે એ પ્રેમ ખરો. એ તો અત્યારે મુશ્કેલ વાત છે.

**પ્રશ્નકર્તા :** આ પ્રેમને શું કહેવાય ? આને અનન્ય પ્રેમ કહેવાય ?

**દાદાશ્રી :** આને પ્રેમ કહેવાય સંસારમાં. આ આસક્તિમાં ના ગણાય. અને એનું ફળેય બહુ ઊંચું મળે. પણ એવું પોતાની જાતને હોમવી, એ બને નહીં ને ! આ તો પોતાની જાતને 'સેફસાઈડ' રાખીને કામ કર્યા કરે છે ને 'સેફસાઈડ' ના કરે એવી સ્ત્રીઓ કેટલી ને એવા પુરુષો કેટલા ?

આ તો સિનેમામાં જતી વખતે આસક્તિના તાનમાં ને તાનમાં ને આવતી વખતે 'અક્કલ વગરની છે' કહેશે. ત્યારે પેલી કહેશે, 'તમારામાં ક્યાં વેતા છે ?' એમ વાતો કરતાં કરતાં ઘેર આવે. આ અક્કલ ખોળે ત્યારે પેલી વેતા જોતી હોય !

**પ્રશ્નકર્તા :** આ તો આમ આ બધાને અનુભવ છે. કોઈ બોલે નહીં, પણ દરેક જણ જાણે કે 'દાદા' કહે છે એ વાત સાચી છે.

**દાદાશ્રી :** હા, હું તો જ્ઞાનથી જોઈને કહું છું. મેં કંઈ આવા અનુભવ નથી કર્યા. હું કોઈ દહાડો સિનેમામાં લઈને ગયો જ નથી. મારી જોડે હીરાબા આવતાંય નહોતાં. એ તો 'ના, હું તમારી જોડે નહીં આવું' કહેતા. અને મને તો 'એટ એ ટાઈમ' દેખાય. બોલો, મારું જ્ઞાન કેવું હાજર રહેતું હશે ! આ બધું દેખાય મને. અને તમને દેખાતું થાય એવા અમારા આશીર્વાદ હોય. એટલા હારુ તો રોજ વાતચીતો કરીએ. તમને થોડું ઘણું દેખાતું થયું કે તમે તમારી મેળે પકડી લો.

## જ્ઞાનીનો પ્રેમ સુધારે સર્વને, અપેક્ષા વિણ વિશાળ વિશ્વને !

અને પ્રેમથી સુધરે. આ બધું સુધારવાનું હોયને તો પ્રેમથી સુધરે. આ બધાને હું સુધારું છુંને, એ પ્રેમથી સુધારું છું. આ અમે પ્રેમથી જ કહીએ એટલે વસ્તુ બગડે નહીં. અને સહેજ દ્વેષથી કહીએ કે એ વસ્તુ બગડી જાય. દૂધમાં દહીં પડ્યું ના હોય અને અમથી જરા હવા લાગી ગઈ તોય એ દૂધનું દહીં થઈ જાય.

એટલે પ્રેમથી બધું બોલાય. જે પ્રેમવાળા માણસ છેને તે બધું બોલી શકે. એટલે અમે શું કહેવા માંગીએ છીએ ? પ્રેમ સ્વરૂપ થાવ તો આ જગત તમારું જ છે. જ્યાં વેર હોય ત્યાં વેરમાંથી ધીમે ધીમે પ્રેમ સ્વરૂપ કરી નાખો. વેરથી આ જગત આવું બધું 'રફ' દેખાય છે. જુઓને, પ્રેમ સ્વરૂપ, કોઈને જરાય ખોટું લાગતું નથી ને કેવો આનંદ બધા કરે છે !

બાકી, પ્રેમ જોવા નહીં મળે આ કાળમાં. જેને સાચો પ્રેમ કહેવામાં આવે છે ને, એ જોવા નહીં મળે. અરે, એક માણસ મને કહે છે, 'આટલો બધો મારો પ્રેમ છે તોય તે તરછોડ મારે છે !' મેં કહ્યું, 'નહોય એ પ્રેમ. પ્રેમને તરછોડ કોઈ મારે જ નહીં.'

**પ્રશ્નકર્તા :** આપ જે પ્રેમની વાત કરો છો, એમાં પ્રેમની અપેક્ષાઓ

હોય ખરી ?

**દાદાશ્રી :** અપેક્ષા ? પ્રેમમાં અપેક્ષા ના હોય. દારૂ પીતો હોય તેની પરેય પ્રેમ હોય અને દારૂ ના પીતો હોય તેની પરેય પ્રેમ હોય. પ્રેમમાં અપેક્ષા ના હોય. પ્રેમ સાપેક્ષ ના હોય.

મારામાં પ્રેમ હશે કે નહીં હોય ? કે તમે એકલા જ પ્રેમવાળા છો ? આ તમે તમારો પ્રેમ સંકુચિત કરેલો છે કે 'આ વાઈફ ને આ છોકરા'. જ્યારે મારો પ્રેમ વિસ્તારપૂર્વક છે.

**પ્રશ્નકર્તા :** પ્રેમ એટલો સંકુચિત હોઈ શકે કે એક જ પાત્ર પ્રત્યે સીમિત જ રહે ?

**દાદાશ્રી :** ના, પ્રેમ એટલે સંકુચિત હોય જ નહીં, એનું નામ પ્રેમ. સંકુચિત થાય તો તો આસક્તિ થઈ જાય. સંકુચિત હોયને કે આટલા 'એરિયા' (હદ) પૂરતું જ, તો તો આસક્તિ કહેવાય. તે સંકુચિત કેવું ? ચાર ભાઈઓ હોય અને ચારેયને ત્રણ-ત્રણ છોકરાં હોય અને ભેગાં રહેતાં હોય, તો ત્યાં સુધી બધા ઘરમાં 'અમારું' બોલે. 'અમારા પ્યાલા ફૂટ્યા', બધા એવું બોલે. પણ ચાર જ્યારે જુદા થાય તેને બીજે દહાડે, આજ બુધવારને દહાડે છૂટા થયા તો ગુરુવારને દહાડે એ જુદું જ બોલે 'એ તમારું ને આ અમારું'. આ સંકુચિતતા આવી જાય. એટલે આખા ઘરમાં જે વિશાળ હતો પ્રેમ, તે હવે આ જુદું થયું એટલે સંકુચિત થઈ ગયું. પછી આખી પોળ તરીકે, યુવક મંડળ તરીકે કરવો હોય તો પાછો એનો પ્રેમ ભેગો હોય. બાકી પ્રેમ ત્યાં સંકુચિતતા ના હોય, વિશાળતા હોય.

## આસક્તિ એટલે વિકૃત પ્રેમ,
## લોહચુંબક લોહને ખેંચે જેમ !

**પ્રશ્નકર્તા :** આમાં પ્રેમ અને આસક્તિનો ભેદ જરા સમજાવો.

**દાદાશ્રી :** જે વિકૃત પ્રેમ એનું નામ જ આસક્તિ. આ જગતમાં જે પ્રેમ આપણે કહીએ છીએ એ વિકૃત પ્રેમ કહેવાય છે અને એને આસક્તિ જ કહેવાય.

એટલે આસક્તિમાં જ જગત બધું પડેલું છે. હેય ! અનાસક્ત, મહીં બેઠા છે ને તે અનાસક્ત છે. અને તે અકામી છે પાછા અને આ બધા કામનાવાળા. આસક્તિ ત્યાં કામના, લોક કહે છે કે, 'હું નિષ્કામ થયો છું' પણ આસક્તિમાં રહે છે એ નિષ્કામ કહેવાય નહીં. આસક્તિ જોડે કામના હોય જ. ઘણા લોક કહે છેને, 'હું નિષ્કામ ભક્તિ કરું છું.' મેં કહ્યું, 'કરજે ને, તું અને તારી વહુ બેઉ કરજો (!) પણ આસક્તિ ગઈ નથી ત્યાં સુધી તું શી રીતે આ નિષ્કામ ભક્તિ કરીશ ?'

આસક્તિ તો એટલે સુધી ચોંટે તે સારા પ્યાલા-રકાબી હોયને, તો તેમાંય ચોંટી જાય. અલ્યા, અહીં ક્યાં જીવતું છે ? એક વેપારીને ત્યાં હું ગયો હતો. તે દહાડામાં પાંચ વખત લાકડું જોઈ આવે ત્યારે એને સંતોષ થાય. હેય ! એવું આમ સુંવાળું રેશમ જેવું ગોળ !! અને આમ હાથ અડાડ અડાડ કરે ત્યારે તો એને સંતોષ થાય. તો કેટલી આ લાકડા ઉપર આસક્તિ છે ! કંઈ સ્ત્રી જોડે જ આસક્તિ થાય એવું કશું નથી, વિકૃત પ્રેમ જ્યાં ચોંટ્યો ત્યાં આસક્તિ.

## વિજ્ઞાન પરમાણુઓનું, ખેંચાણ,
## માને હું ખેંચાયો, ભ્રાંતિ છે જાણ !

આસક્તિ એ કોના જેવી છે ? આ લોહચુંબક હોય અને આ ટાંકણી અહીં પડી હોય ને લોહચુંબક આમ આમ કરીએ તો ટાંકણી ઊંચીનીચી થાય કે ના થાય ? થાય. લોહચુંબક નજીક ધરીએ તો ટાંકણી એને ચોંટી જાય એ ટાંકણીમાં આસક્તિ ક્યાંથી આવી ? એવી રીતે આ શરીરમાં લોહચુંબક નામનો ગુણ છે. કારણ કે મહીં ઇલેક્ટ્રિક બૉડી છે. એટલે એ બૉડીના આધારે ઇલેક્ટ્રિસિટી બધી થયેલી છે. તેથી શરીરમાં લોહચુંબક નામનો ગુણ ઉત્પન્ન થાય છે. અને પોતાનાં પરમાણુ મળતા આવે ત્યાં આકર્ષણ ને વિકર્ષણ ઊભાં થાય અને બીજાની જોડે પરમાણું ના મળતા આવે ત્યાં કશું નહીં. એ આકર્ષણ ને વિકર્ષણને આપણા લોકો રાગ કહે છે. કહેશે, 'મારો દેહ ખેંચાય છે.' અલ્યા, તારી ઇચ્છા નથી તો દેહ કેમ ખેંચાય છે ? માટે 'તું કોણ છે ત્યાં આગળ ?

આપણે દેહને કહીએ 'તું જઈશ નહીં' તોય ઊઠીને હેંડવા માંડે. કારણ કે પરમાણુનું બંધાયેલું છેને, તે પરમાણુનું ખેંચાણ છે આ. મળતા પરમાણુ આવે ત્યાં આ દેહ ખેંચાઈ જાય. નહીં તો આપણી ઇચ્છા ના હોય તોય દેહ કેમ કરીને ખેંચાય ? આ દેહ ખેંચાઈ જાય, એને આ જગતનાં લોકો કહે, 'મને આની પર બહુ રાગ છે' આપણે પૂછીએ, 'અલ્યા, તારી ઇચ્છા ખેંચવાની છે ? તો એ કહેશે, 'ના, મારી ઇચ્છા નથી, તોય ખેંચાઈ જવાય છે.' તો પછી આ રાગ નથી આ તો આકર્ષણનો ગુણ છે. પણ જ્ઞાન ના હોય ત્યાં સુધી આકર્ષણ કહેવાય નહીં. કારણ કે એના મનમાં તો એમ જ માને કે 'મેં જ આ કર્યું !' અને આ 'જ્ઞાન' હોય તો પોતે ફક્ત જાણે કે દેહ આકર્ષણથી ખેંચાયો અને આ મેં કંઈ કર્યું નથી. એટલે આ દેહ ખેંચાય ને તે દેહ ક્રિયાશીલ બને છે. આ બધું પરમાણુનું જ આકર્ષણ છે.

આ મન-વચન-કાયા આસક્ત સ્વભાવના છે. આત્મા આસક્ત સ્વભાવનો નથી અને આ દેહ આસક્ત થાય છે તે લોહચૂંબક ને ટાંકણીનાં જેવું છે. પોતાની જાતનાં સરખાં પરમાણુ હોય તો જ ખેંચાય. કારણ કે એ ગમે એવું લોહચૂંબક હોય તોય એ તાંબાને નહીં ખેંચે. શેને ખેંચે એ ? હા, લોખંડ એકલાને ખેંચે. પિત્તળ હોય તો ના ખેંચે. એટલે સ્વજાતીયને ખેંચે. એવું આમાં જે પરમાણુ છેને, આપણા બૉડીમાં તે લોહચૂંબકવાળા છે. તે સ્વજાતીયને ખેંચે. સરખા સ્વભાવવાળા પરમાણુ ખેંચાય. ગાંડી વહુ જોડે ફાવે ? કારણ કે પરમાણુ નથી પેલીમાં, પરમાણુ મળતા નથી આવતા.

એટલે આ છોકરા પર પણ આસક્તિ જ છે ખાલી, પરમાણુની ! પરમાણુ મળી આવ્યા ! ત્રણ પરમાણુ આપણા ને ત્રણ પરમાણુ એના, એમ પરમાણુ મળી આવ્યા એટલે આસક્તિ થાય. મારા ત્રણ અને તમારા ચાર હોય તો કશું લેવાદેવા નહીં. એટલે વિજ્ઞાન છે આ બધું તો.

આ તો સોય અને લોહચૂંબક બેને જેવી આસક્તિ છે એવી આ આસક્તિ છે. એમાં પ્રેમ જેવી વસ્તુ જ નથી. પ્રેમ હોય જ નહીંને કોઈ જગ્યાએ. આ તો સોય અને લોહચૂંબકના ખેંચાણને લઈને તમને એમ લાગે છે કે મને પ્રેમ છે તેથી મારું ખેંચાય છે. પણ એ પ્રેમ જેવી વસ્તુ જ નથી.

પ્રેમ તો જ્ઞાની પુરુષનો પ્રેમ એ પ્રેમ કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો આ લોકોને એવી ખબર ના પડે કે આપણો પ્રેમ છે કે નહીં ?

**દાદાશ્રી :** પ્રેમ તો બધાને ખબર પડે. દોઢ વર્ષના બાળકનેય ખબર પડે, એનું નામ પ્રેમ કહેવાય. આને પ્રેમ કહેવાય જ કેમ ? આ તો ભ્રાંતિનો છે. ભ્રાંતિ ભાષાનો શબ્દ છે. ભ્રાંતિ એટલે શું ? ઘનચક્કર. ઘનચક્કર ભાષાનો શબ્દ છે. તે ઘનચક્કરમાં કાયમ રહેવું આપણે ? ભ્રાંતિ એટલે ચક્કરે ચઢેલો ઘનચક્કર. પણ આને ભ્રાંતિ કહે તો સારું લાગે ને ઘનચક્કર કહે તો કડવું લાગે ને કહેશે કે 'આટલું બધું મારું ઘોર અપમાન કરો છો ?' ત્યારે ભ્રાંતિ એકલું જ કહોને ! બાકી બધું એકનું એક જ છે. પેલાએ બાપાની વહુ કહ્યું તો કહેશે, 'એમ કેમ કહ્યું ?'

**પ્રશ્નકર્તા :** પણ વ્યવહારમાં તો જે શોભતું હોય તે જ બોલેને ?

**દાદાશ્રી :** હા, વાત ખરી છે કે શોભતું હોય તો જ બોલે. પણ આ તો જાગૃત કરવા માટે બૂમો પાડવી પડે. ભ્રાંતિ એટલે જેમ છે તેમ નહીં દેખાવું અને ઊંધું જ દેખાવું એનું નામ ભ્રાંતિ. આ તો જાગૃત કરવા માટે આમ બોલવું પડે કે હકીકતમાં આમ છે. નહીં તો માર ખાઈ ખાઈ ને મરી જશો. બાકી આ પ્રેમ જેવી વસ્તુ જ નહોય. આ તો બધી આસક્તિ છે. આસક્તિ એટલે શું કે જડને જડ ખેંચે છે. તેમાં પોતે ભ્રાંતિથી માની બેઠા છે કે 'મને પ્રેમ થયો છે !'

**પ્રશ્નકર્તા :** અને આ પ્રેમમાં ભરતી પણ આવે છે ને ઓટ પણ આવે છે ને ?

**દાદાશ્રી :** ના. બાકી આ બધું જગત ભરતી-ઓટ સ્વભાવનું જ છે. આપણે ખાવાનું મહીં નાખીએને, એટલે સંડાસ જવું પડે. અહીં શ્વાસ લેવો પડે ને ભરી આવ્યા, ત્યાં ક્રેડિટ કરી આવ્યા, તો પછી ઓટ થયા કરે. એટલે આ જગત જ ભરતી-ઓટ સ્વભાવનું છે. પ્રેમમાં ભરતી-ઓટ ના હોય.

ટાંકણી ને લોહચૂંબકના ખેંચાણને જગત આશ્ચર્ય સમજે છે અને કહે

છે કે આ 'મને પ્રેમ છે'. અલ્યા, પ્રેમ તો હોતો હશે ? પ્રેમ શબ્દ ખરો છે. એને ખોટો ના કહેવાય. પ્રેમ શબ્દ હું જાણતો હતો કે આ દુનિયામાં મોટામાં મોટી ચીજ જ પ્રેમ છે. પણ પછી આ રતન છે તે સાવ ખોટું નીકળ્યું. વેચવા ગયો તે ચાર આનાય ના આવ્યા. વીસ લાખમાં ખરીદેલ રતનના ચાર આનાય ના આવે ત્યારે થાય કે આ શું.... આ તો બધું ટાંકણી ને લોહચૂંબક જેવામાં વગર કામના ફસાયા છે. વસ્તુને સમજતા નથી અને એમાં પોતાનું આત્માપણું ખોઈ નાખ્યું છે. સાચો પ્રેમ બહાર ખોળે પણ એ જો ક્યાંય ના મળે તો આત્મા અનુભવ પ્રગટ થાય અને આ પ્રેમની વ્યાખ્યા ખોળવા માટે તો વીસ વર્ષ મેં કાઢ્યાં છે.

એટલે જગતે બધું જ જોયું હતું, પણ પ્રેમ જોયો નહોતો. અને લોક સમજે છે કે પ્રેમથી આ જગત ઊભું રહ્યું છે. પણ પ્રેમથી આ જગત ઊભું રહ્યું નથી, વેરથી ઊભું રહ્યું છે. પ્રેમનું ફાઉન્ડેશન જ નથી. આ વેરના ફાઉન્ડેશન પર ઊભું રહ્યું છે, માટે વેર છોડો. સમભાવે નિકાલ કરવાનું કારણ જ એ છે, પ્રેમ તો કરશોને, તો એની મેળે જ વેર થઈને ઊભું રહેશે. કારણ કે એ આસક્તિ છે. અને આસક્તિથી શું થાય ? આસક્તિ વેર લાવે. અમારામાં આસક્તિ ના હોય.

## શુદ્ધ પ્રેમ એ જ પરમાત્મા,
## કષાયની વિદાય સદા નિજાત્મા !

ઘાટ વગરનો પ્રેમ એટલે શુદ્ધ પ્રેમ કહેવાય. એ શુદ્ધ પ્રેમ ચઢે-ઊતરે નહીં એવો હોય.

**પ્રશ્નકર્તા :** પુરુષ-સ્ત્રીનો ભેદ ના રાખો અને શુદ્ધ પ્રેમ થાય એવું કંઈ કરો !

**દાદાશ્રી :** હા, આ દુનિયામાં શુદ્ધ પ્રેમ એ જ પરમાત્મા છે, એ સિવાય પરમાત્મા બીજો કોઈ દુનિયામાં થયોય નથી, થશેય નહીં. અને ત્યાં દિલ ઠરે ને ત્યારે દિલાવરી કામ થાય. નહીં તો દિલાવરી કામ ના થાય. બે પ્રકારે દિલ ઠરવાનું બને છે. અધોગતિમાં જવું હોય તો કોઈ સ્ત્રી જોડે

દિલ ઠારજે અને ઉર્ધ્વગતિમાં જવું હોય તો જ્ઞાની પુરુષ જોડે દિલ ઠારજે. અને એ તો તને મોક્ષે લઈ જશે. બેઉ જગ્યાએ દિલની જરૂર પડશે. તો દિલાવરી પ્રાપ્ત થાય.

એટલે જે પ્રેમમાં ક્રોધ-માન-માયા-લોભ કશુંય નથી, સ્ત્રી નથી, પુરુષ નથી, જે પ્રેમ સમાન એકસરખો રહે છે, એવો શુદ્ધ પ્રેમ જુએ ત્યારે માણસનું દિલ ઠરે.

**પ્રશ્નકર્તા :** જ્યાં પ્રેમ હોય છે ત્યાં બધું ઓગળી જાય છે.

**દાદાશ્રી :** બધું ઓગળી જાય. આ સ્ત્રીઓ છે એ સ્ત્રીપણુંય ભૂલી જાય છે. 'હું સ્ત્રી છું' તેય ભૂલી જાય છે, બધું ભૂલી જાય છે. મને લોકો કહે છે કે, તમારે ત્યાં બધા ભેગા બેસે છે. મેં કહ્યું, અમારે ત્યાં વિચાર જ ના આવે ને આવો. આપણે ત્યાં પ્રેમનું કારખાનું જ ! બધું જીવન જ પ્રેમમય !

## અમારા પ્રેમમાં ડૂબી તો જુઓ,
## પરમાત્મા ઊઘાડો અહીં જુઓ !

એટલે અમારું બધું ડ્રામા જ હોય. હીરાબા ૭૩ વર્ષનાં તોય મને કહે છે, 'તમે વહેલા આવજો.' મેં કહ્યું, 'મનેય તમારા વગર ગમતું નથી' ! એ ડ્રામા કરીએ તો કેટલો એમને આનંદ થઈ જાય. 'વહેલા આવજો, વહેલા આવજો' કહે છે. તે એમને ભાવ છે એટલે એ કહે છે ને ? એટલે અમેય આવું બોલીએ. બોલવાનું હિતકારી હોવું જોઈએ. બોલ બોલેલો જો સામાને હિતકારી ના થઈ પડ્યો તો આપણે બોલ બોલેલો કામનો જ શું તે ?

પ્રેમ તો બૈરી-છોકરાં પર જ રહે છેને, અત્યારે તો ? ત્યાંથી પ્રેમ ક્યારે કાઢી મેલશો ? મેં તો કેટલાંય વર્ષથી કાઢી લીધો.

**પ્રશ્નકર્તા :** મારાં પત્ની પણ અહીં આવ્યાં છે.

**દાદાશ્રી :** ના, ગભરાશો નહીં. એવું પ્રેમ કાઢી લેવાનું નથી કહેતો. તમારા મનમાં એમ થાય કે આ પ્રેમ કાઢી લે તો ? ના, હું સંસાર ભાંગવા

નથી આવ્યો. સંસાર આદર્શ હોવો જોઈએ. મારું જીવન પણ આદર્શ છે ને ! હજુ મારે હીરાબા છે ઘેર, વાઈફ છે, ૭૩ વર્ષનાં. પણ અમારું જીવન આદર્શ. તમારે તો કોઈક દહાડોય ડખો થઈ જતો હશે ને ? મતભેદ થઈ જાયને ?

હું પ્રેમસ્વરૂપ થઈ ગયેલો છું. એ પ્રેમમાં જ તમે મસ્ત થઈ જશો તો જગત ભૂલી જ જશો, જગત બધું ભૂલાતું જશે. પ્રેમમાં મસ્ત થાય એટલે સંસાર તમારો બહુ સરસ ચાલશે પછી, આદર્શ ચાલશે.

## (૧૬)

# પરણ્યા એટલે 'પ્રોમિસ ટુ પે'

### અમે નથી જીવનમાં પસ્તાયા, જીવતાં આવડ્યું તે પાર તર્યા !

લગ્ન કર્યાં એટલે 'પ્રોમિસ' કર્યું આપણે, લગ્નમાં, એટલે પ્રોમિસ તો બધું પાળવું જ જોઈએ ને ? કોન્ટ્રાક્ટ કર્યો છે આ તે આપણે પાળવો જ પડે ને ? હું હઉ પાળું જ છું ને ! છૂટકો જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** હું એમની સેવા કરું છું તો એ યોગ્ય કહેવાય ને ?

**દાદાશ્રી :** ઘણી યોગ્યતા કહેવાય.

અને સ્ત્રી શું દુઃખદાયી છે ? અલ્યા, તારી અક્કલ દુઃખદાયી, તેમાં સ્ત્રી શું કરે તે, તું વાંકો છે તેમાં ? જીવન જીવતાં આવડ્યું હોય તો પસ્તાવો જ ના કરવો પડે. મારે જિંદગીમાં પસ્તાવો જ નથી કરવો પડ્યો. આખી જિંદગી કોન્ટ્રેક્ટનો ધંધો કર્યો તોય પસ્તાવો નથી કર્યો. અને ભાગીદાર જોડે ચાલીસ વર્ષથી જોડે રહ્યા પણ મતભેદ નહીં પડ્યો, એક મતભેદ નહીં !

**પ્રશ્નકર્તા :** આપને કોઈ વખત પરણવા માટે પસ્તાવો થયેલો ખરો, કે 'ના પૈણ્યા હોત તો સારું' ?

**દાદાશ્રી :** ના, બા ! હું તો પસ્તાવો કરવાનું શીખ્યો જ નથી કોઈ દહાડોય ! કાર્ય જ પહેલેથી એવું કરું, પસ્તાવો ના કરવો પડે. કારણ કે જગત પસ્તાવો કરે છે, પૈસા આપીને પસ્તાવો થાય કે 'આને મેં ક્યાં આપ્યા ?' એવું નહીં. આપીને છોડી દેવાના. કારણ કે મને સમજણ પડી

જાય કે એ એનો અહંકાર આપણને વેચી ગયો. આપણે તો એ દસ્તાવેજ મૂકી દેવાના અંદર. પાંચસો રૂપિયા લઈ ગયો, તે વેચી ગયો એનો અહંકાર. લઈને પછી પાછા આપી જાય, તો એના દસ્તાવેજ પાછા આપી દેવાના. એટલે બધું ફોડ પડી જાય, પછી મહીં પસ્તાવો શાને માટે કરવો પડે ? આપણું ચીતરેલું ડ્રોઈંગ (ચિતરામણ) ત્યારે તો ભેગા થયા. તો હવે શેને માટે આપણે પસ્તાવો કરીએ ? ડ્રોઈંગ હવે કંઈ ભગવાને કરી આલ્યું'તું ? આ તો આપણું જ ડ્રોઈંગ. રાજીખુશીથી સોદો કરેલો છે ને હવે ફરી જવાય ? ..... સોદો નહીં કરેલો ?

**પ્રશ્નકર્તા :** કરેલો ને !

**દાદાશ્રી :** તે હવે ફરી જવાતું હશે ?

## પરણ્યા એટલે પ્રોમિસ ટુ પે, એક શું, બે આંખ જાય, ન છૂટે !

હીરાબાની એક આંખ '૪૩ની સાલમાં જતી રહી. ડૉક્ટર જરા કશું કરવા ગયા, એમને ઝામરનું દર્દ હતું, તે ઝામરનું કરવા ગયા તે આંખને અસર થઈ. તેને નુકસાન થયું. તે લોકોએ હીરાબાને સમજણ પાડી કે એક લાખ રૂપિયાનો દાવો માંડો, ડૉક્ટર પર. ત્યારે હીરાબા કહે છે, 'આ લોકો આવું બોલે છે. ડૉક્ટર સારામાં સારા માણસ છે. મારું સારું કરવા ગયો એમાં એનો શું ગુનો ? અને લોકો કહે છે, દાવો માંડો.' મેં કહ્યું, એ લોકો કહે. એને ક્યાં વઢવું ? પણ આપણે જે કરવું હોય એ આપણે કરીએ. એનો શો ગુનો બિચારાનો ? એ તો થવાનો યોગ થયો, ટાઈમ થયો એટલે આંખ ગઈ.

એટલે લોકોના મનમાં એમ કે આ 'નવો' વર ઊભો થયો. ફરી પૈણાવો. કન્યાની બહુ છૂટને. અને કન્યાના મા-બાપની ઈચ્છા એવી કે જેમ તેમ કરીને પણ કૂવામાં નાખીને પણ ઉકેલ લાવવો. તે એક ભાદરણના પટેલ આવ્યા. તે એમના સાળાની છોડી હશે. તેટલા માટે આવ્યા. મેં કહ્યું, 'શું છે તમારે ?' ત્યારે એ કહે, 'આવું તમારું થયું ?' હવે તે દહાડે '૪૪માં મારી ઉંમર ૩૬ વર્ષની. ત્યારે મેં કહ્યું, 'કેમ તમે આમ પૂછવા આવ્યા

છો ?' ત્યારે એ કહે, 'એક તો હીરાબાની આંખ ગઈ છે. બીજું પ્રજા કશું નથી.' મેં કહ્યું, 'પ્રજા નથી પણ મારી પાસે કશું સ્ટેટ નથી. બરોડા સ્ટેટ નથી કે મારે તેમને આપવાનું છે. સ્ટેટ હોય તો છોકરાને આપેલુંય કામનું. આ કંઈ એકાદ છાપરું હોય કે થોડીક જમીન હોય. અને તેય આપણને પાછું ખેડૂત જ બનાવે ને ! જો સ્ટેટ હોય તો જાણે ઠીક છે.' વળી તેમને મેં કહ્યું, કે 'હવે શેના હારુ તમે આ કહો છો ? અને આ હીરાબાને તો અમે પ્રોમિસ કરેલું છે, પૈણ્યો હતો ત્યારે. એટલે એક આંખ જતી રહી એટલે શું કરે હવે ! બે જતી રહેશે તોય હાથ પકડીને હું દોરવીશ.' એ કહે, 'તમને પૈઠણ (દહેજ) આપીએ તો સારું ?' મેં કહ્યું, 'કૂવામાં નાખવી છે તમારી છોડીને ? આ હીરાબા દુઃખી થઈ જાય. હીરાબા દુઃખી થાય કે ના થાય ? મારી આંખ ગઈ ત્યારે આ થયું ને ?' અમે તો પ્રોમિસ ટુ પે (વચન) કર્યું. મેં એમને કહ્યું, 'હું કોઈ દહાડો ફરું નહીં, દુનિયા આઘીપાછી થઈ જાય તોય પ્રોમિસ એટલે પ્રોમિસ !

કોઈ કહેશે કે તમે પૈણ્યા છો ? ત્યારે કહે કે પૈણ્યા નથી, પણ પ્રોમિસ આપેલું છે. પૈણેલા તો મેં બધા બહુ લોકો જોયા, પણ અમે તો પ્રોમિસ આપેલું છે. પૈણતી વખતે પ્રોમિસ, હાથ નથી આપતા ? તે ઘડીએ પ્રોમિસ આપીએ છીએ અને તે ઘડીએ બ્રાહ્મણની વાત સાંભળેલી મેં. પછી બ્રાહ્મણ સમજતો હોય કે ના સમજતો હોય પણ ધ્રુવનો તારો દેખાડે. તે કઈ બાજુ છે, એ તો ઘણા ફેરા પશ્ચિમમાં હઉ દેખાડે, કે તમે જુઓ ધ્રુવનો તારો. તે હું જાણું કે આ બ્રાહ્મણ સમજતો નથી, પણ આપણે આપણી દૃષ્ટિથી જોઈ લો ને ! આપણે ઉત્તર તરફ જુઓ. એ તો પશ્ચિમમાં દેખાડે, એ તો બિચારાને ખબર જ નથી, એ તો આ કામ કરવા આવેલો છે એ ભાડુતી તરીકે કામ કરે છે, એનું પેટ રળવા માટે કરે છે. એમાં ખોટું નથી. આપણે આપણી મેળે ઉત્તરમાં જોઈ લો ને ! એટલે આપણને સપ્તર્ષિ દેખાશે !

## કર પ્રથમ પ્રકૃતિની પીછાણ,
## મને સાઠ વર્ષે પડી ઓળખાણ !

**પ્રશ્નકર્તા :** મારા લગ્ન થયાં પછી અમે બન્ને વ્યક્તિઓ એકબીજાને

ઓળખીએ છીએ અને લાગે છે કે પસંદગીમાં ભૂલ થઈ ગઈ, કોઈના સ્વભાવનો કોઈ મેળ ખાતો નથી, તો બન્નેના મેળ કેમ અને કઈ કઈ રીતે કરવા કે જેથી સુખી થવાય ?

**દાદાશ્રી :** આ તમે જે કહો છોને, આમાં એકેય વાક્ય સાચું નથી. પહેલું વાક્ય તો લગ્ન થયા પછી બન્ને વ્યક્તિ એકબીજાને ઓળખે, પણ એ નામેય ઓળખતા નથી. જો ઓળખાણ થાય તો આ ભાંજગડ જ ના થાય. જરાય ઓળખતા નથી.

મેં તો એક બુદ્ધિના ડિવિઝનથી, બધો મતભેદ બંધ કરી દીધેલો. પણ હીરાબાનું ઓળખાણ મને ક્યારે પડ્યું ? સાઠ વર્ષે હીરાબાનું ઓળખાણ પડ્યું ! ૧૫ વર્ષનો હતો ત્યારે પૈણ્યો, ૪૫ વર્ષ સુધી એમને નિરીક્ષણ કર કર કર્યા ત્યારે મેં આમને ઓળખ્યા કે આવાં છે.

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાન થયા પછી ઓળખાયાં ?

**દાદાશ્રી :** હા. જ્ઞાન થયા પછી ઓળખાયાં. નહીં તો ઓળખાણ જ ના પડે, માણસ ઓળખી શકે જ નહીં. માણસ પોતાની જાતને ઓળખી શકતો નથી કે હું કેવો છું, એટલે આ વાક્ય 'એકબીજાને ઓળખે છે.' એ બધી વાતમાં કશું માલ નથી અને પસંદગીમાં ભૂલ થઈ નથી.

**પ્રશ્નકર્તા :** આ વાત લૌકિકમાં લેવાની છે. અમે તો લૌકિકમાં છીએને !

**દાદાશ્રી :** હા, લૌકિકની જ વાત કરું છું પણ એ ઓળખે નહીં ને ! ઓળખે તો ભૂલ થાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** હીરાબાને કઈ રીતે ઓળખ્યા તમે ? એવું શું કર્યું કે જેથી ઓળખાણ પડી ?

**દાદાશ્રી :** બધી પ્રકૃતિ કેવી છે તે બધું જોઈ લીધું. જોવાનો અભ્યાસ કરવા માંડ્યા, બધી પ્રકૃતિ કેવી છે તે અને મનુષ્ય જીવમાત્ર પ્રકૃતિના આધીન છે, સ્વાધિન નથી.

**પ્રશ્નકર્તા :** હીરાબાની ઓળખાણ તમને સાઈઠમે વર્ષે પડી ?

**દાદાશ્રી :** ઓળખાણ સાઠ વર્ષે પડી મહાપરાણે. તોય મહીં મતભેદ પડી જાય નહીં, તે દહાડે પછી મતભેદ પડી ગયો હતોને ?

આ જ્ઞાન થયું'તું તોય એક દહાડો મતભેદ પડી ગયો'તો. તે પછી બીજે દહાડે જઈને કહી આવ્યો, મેં કહ્યું,'હં ભૂલ થઈ મારી કાલે.' ત્યારે કહે, 'ના, તમારી શાની ભૂલ ? એમાં ભૂલ શાની ?' ઓળખાણ પડે તો આ ડખલ જ નથી.

મિત્રને ઓળખીએ છીએ સારી રીતે. તેય પૂરું નહીં પણ અમુકનો ઉદય ઓળખીએ છીએ. મિત્રની ઓળખાણ પડવાનો, પ્રયત્ન શાથી કરીએ છીએ કે 'આપણે બંધન નથી ને ત્યાં બંધન બાંધવું છે.' રિયલી સ્પીકિંગ બંધન નથી અને પ્રેમથી બાંધવું છેને, એટલે ઝીણવટથી એને ઓળખ ઓળખ ઓળખ કરીએ છીએ અને આ વાઈફને તો 'માર ઊંધું ને કર સીધું', ઓળખવાનો પ્રયત્ન નહીં.

**પ્રશ્નકર્તા :** એ સમજાવો કે કઈ રીતે ઓળખવું ? ધીમે ધીમે સૂક્ષ્મ રીતે પતિએ પત્નીને પ્રેમથી કેવી રીતે ઓળખવી, એ સમજાવો.

**દાદાશ્રી :** ઓળખાય ક્યારે ? એક તો સરખાપણાનો દાવ આપીએ ત્યારે. એને સ્પેસ આપવી જોઈએ. જેમ આપણે રમવા બેસીને સામાસામી ચોકઠાં, તે ઘડીએ સરખાપણાનો દાવ હોય છે, તો રમતમાં મઝા આવે. પણ આ તો સરખાપણાનો દાવ શું આપે ? અમે સરખાપણાનો દાવ આપીએ.

**પ્રશ્નકર્તા :** કઈ રીતે આપો ? પ્રેક્ટિકલી કેવી રીતે આપો ?

**દાદાશ્રી :** મનથી એમને જુદું જાણવા ના દઈએ. એ અવળું-હવળું બોલે તોય પણ સરખાં હોય એવી રીતે એટલે પ્રેસર ના લાવીએ.

એટલે સામાની પ્રકૃતિ ઓળખી લેવાની કે આ પ્રકૃતિ આવી છે ને આવી છે. પછી બીજી રીતો ખોળી કાઢવાની. હું બીજી રીતે કામ નથી લેતો બધા લોકોની પાસે ? મારું કહેલું કરે કે ના કરે બધા ? કરે કારણ કે એ

આવડત હતી એટલે નહીં, હું બીજી રીતે કામ લઉં છું.

જ્ઞાન ના આપેલું હોય તો બીજી રીતે કામ લઈ શકે નહીં. તમને જ્ઞાન આપેલું છે, માટે તમે બીજી રીતે કામ લઈ શકો. તે બીજી રીતે કહો તો બહુ ફેરફાર થાય. જ્ઞાન લીધા પહેલાં જે રીતે કહેતા હતા, એ જ્ઞાન લીધા પછીનામાં ફેરફાર કરવાનું કહું છું. બાકી બીજો, જે જ્ઞાન ના લીધેલું હોય એને ના કહેવાય અમારાથી.

એકને કાઢી ના નાખીએ ત્યાં સુધી બીજું જડે નહીં. એકને ખસેડો તો બીજું જડે. એવું તમને સમજાયું કે ના સમજાયું ?

## 'તમારા વિના ન ગમે અમને', પ્રેમે રજા,'વિચરો જગ કલ્યાણે !'

ઘરમાં બેસવાનું ગમે નહીં તોય પછી કહેવું કે તારા વગર મને ગમતું નથી. ત્યારે એય કહે કે તમારા વગર મને ગમતું નથી. તો મોક્ષે જવાશે. દાદા મળ્યા છેને, તો મોક્ષે જવાશે.

**પ્રશ્નકર્તા :** તમે હીરાબાને કહો છો ?

**દાદાશ્રી :** હા. હીરાબાને, હું હજુય કહું છું ને ?

આ અમે હઉ, હું આટલી ઉંમરે હીરાબાને કહું છું, તમારા વગર હું બહારગામ જઉં છું તે મનેય ગમતું નથી. હવે એ મનમાં શું જાણે, મને ગમે છે ને એમને કેમ નહીં ગમતું હોય ? આવું કહીએ તો સંસાર ના પડી જાય. હવે તું ઘી રેડને બળ્યું અહીંથી, ના રેડીશ તો લુખ્ખું આવશે ! રેડ સુંદર ભાવ ! આ બેઠાને, હું કહુંને. મને કહે છે. 'હું હઉ તમને સાંભરું ?' મેં કહ્યું, 'સારી રીતે. લોક સાંભરે તો તમે ન સાંભરો ?' અને ખરેખર સાંભરેય ખરાં, ન સાંભરે એવું નહીં !

આદર્શ હોય અમારી લાઈફ, હીરાબાયે કહે, તમે વહેલા આવજો.

**પ્રશ્નકર્તા :** આપે હીરાબા પાસે રજા માંગેલી ખરી ? અમે હવે જઈએ ?

**દાદાશ્રી :** હા, એ આપે. 'વહેલા આવજો' એવુંય કહે અને કહે, બધા લોકોનું ભલું થાય એવું કરો.

**પ્રશ્નકર્તા :** એમની એક મોટામાં મોટી મહાનતા એ કે આ ઉંમરે દાદાને જગતકલ્યાણ માટે વિશ્વભરમાં ફરવા જવા દેતાં.

**દાદાશ્રી :** એ પોતે આશીર્વાદ આપતાં હતાં અને જ્યારે હોય ત્યારે કહેશે, બધું કરીને આવો.

તમે જાણો કે દાદાને કોઈ નથી. એ રહ્યા હીરાબા અમારે ઘેર. એમની લાગણી મને ના થાય ? તમને તમારાં બૈરી-છોકરાંની થાયને ? તે બે દહાડાથી કહેવડાવ કહેવડાવ કરે છે. 'વહેલા આવજો, વહેલા આવજો.' ગઈ સાલ તો ખંભાતની જન્મજયંતી ઉપર આવ્યા હતા, જોડે ને જોડે બેઠા હતા બગીમાં. આ ફેરે ઘણુંય કહ્યું પણ ના આવ્યા. આ ધૂળ ઊડેને. અને હવે એક પગ ફીટ થતો નથી નીચે. પગ જરા લૂઝ થયેલો છે. લૂઝ થયેલો એવો વાંકો થયેલો છે, તે કસરત ચાલુ છે.

આ જુઓને, મને ૭૫ વર્ષ થયાં ને એમને ૭૩ વર્ષ થયાં છે. એમને આ વાંકા પગની ઉપાધિઓ જ ને બધી ! પણ જુઓ, આખો દહાડો આનંદમાં રહે છે. આખો દહાડો મસ્તીમાં, કારણ કે બીજો વિચાર જ નહીંને કોઈ જાતનો. એ ખરાબ છે કે સારું છે એ ભાંજગડ નહીંને. સબ અચ્છા.

પણ હું વડોદરામાં હોઉં ત્યારે મારે હાજરી આપવા જવું પડે. જેમ ઘણા માણસને પોલીસ ગેટ ઉપર હાજર નથી થવું પડતું રોજ ? હાજર થવું પડે. આ તો વિધિ કરી આપ્યા પછી પાછા આવવાની છૂટ. એમને વિધિ કરી આપવાની. એ ત્યાં ના આવી શકે એટલે મારે અહીં વિધિ કરાવવા જવું પડેને ? એમને મોક્ષે લઈ જવાનાં છે ને ?

**પ્રશ્નકર્તા :** તમને કફ થઈ ગયો. તે આખી રાત ઊંઘ્યા નથી, એ જ્યારે વાત કરતા હતા, ત્યારે હું એમના મોઢાના ભાવ જોતો હતો. મને કહે છે, ઊંઘ્યા નથી. આટલી બધી શરદી થઈ ગઈ છે.

**દાદાશ્રી :** પછી મેં ગમ્મત કરી. મેં કહ્યું, 'હીરાબાને કહોને. દાદાને

જોવાય ના આવ્યા ? ત્યારે એમણે કહેવડાવ્યું કે 'હું શી રીતે આવું ? મારાથી ચલાતું નથી.' ત્યારે મેં કહ્યું, 'તો હું આવું છું.' તે પછી હું ત્યાં જોવા ગયો. ત્યારે કહે, 'તમે શું કરવા આવ્યા ?' મેં કહ્યું, 'મારે સારું છે.' મેં કહ્યું, 'તમને સારું હોય તો તમે આવો.' ત્યારે કહે છે, 'મારાથી પગથી ચલાતું નથી.' પણ મેં તો કહ્યું, 'અહીં જોવા ન આવ્યા દાદા ભગવાનને ? આવું બધું જોવા આવે ને તમે એકલા જ ના આવ્યા ? જોવા આવવું પડેને ?'

**પ્રશ્નકર્તા :** આવવું પડે પણ આ બધાય ભલેને જોવા આવી ગયા. પણ એમનામાં જે ભાવ રહેલો....

**દાદાશ્રી :** બસ. એટલે ભાવની જ કિંમત છે. બીજી શી કિંમત છે ? કિંમત જ ભાવની છે ને !

એક દહાડો હીરાબા કહેતાં'તાં, 'હું ગબડી પડી તે મને કશુંય ના થયું. વાગ્યું પણ આવું ફ્રેક્ચર કશું ના થયું ને તમે કશું નહોતું કર્યું તોય અત્યારે આ પગે ફ્રેક્ચર થઈ ગયું. તમારી પુણ્યૈ કરતાં મારી પુણ્યૈ ભારે.' ત્યારે મેં કહ્યું, 'પુણ્યૈ તો ભારે જ કહેવાયને અમને પૈણ્યા એ તમારી જેવી તેવી પુણ્યૈ છે ?'

હું ગમ્મત કરું કો'ક દહાડો. મેં કહ્યું, 'આ મારે ઘૈડપણ લાવવું નહોતું પણ ઘૈડપણ પેસી ગયું આ મને. ત્યારે એ કહે, 'એ તો બધાને આવે. કોઈને છોડે નહીં.' એમને મોઢે કહેવાવડાવું. અને આપણું કરેલું ભોગવવું પડે. આપણે જ ભોગવવું પડે. એમાં ચાલે નહીં, એવું કહે.

ત્રણ મહિના સાથે રહ્યાં હતાં. જોડે ને જોડે ચોવીસેય કલાક. રાતે વિધિ-બિધિ બધું કરે. પ્રેશર હતું પહેલાં તે માથા પર પગ મૂકીને વિધિ કરતા હતા તે બંધ થઈ ગયેલું બધું. બંધ જ હતું. માથા પર બબ્બે પગ મૂકી અને વિધિ કરતા. ઠેઠ સુધી રોજ કરતાં હતાં. છેલ્લે દહાડે પણ એ જ કરેલું. પહેલું માથા પર બે પગ મૂકી અને અહીં (દાદાના ચરણોમાં કપાળ અડાડીને) બન્ને પગ મૂકીને કરવાની પહેલી વખત. પછી માથા પર એમ કરીને દસ મિનિટ કાઢવાની દરરોજની.

બીજું શરીર તો ઊંચકાય નહીં અમારાથી. અને અડવા દેય નહીં કોઈ દહાડો. આટલું વિધિ કરી આપજો ને પછી 'જય સચ્ચિદાનંદ' બોલે. અમે વિધિ કરીએ કે તરત જય સચ્ચિદાનંદ કહે. જય સચ્ચિદાનંદ બોલે, જેટલો અવાજ નીકળે એટલો પણ મને સંભળાય જ નહીં. પણ આ બીજા બધા કહે કે બોલ્યાં. ના સંભળાય તેથી કંઈ નથી બોલ્યા એવું કેમ કહેવાય આપણાથી ?

કોઈ ચાકરી કરનારું હશે એમને ? છોકરાં નથીને !

**પ્રશ્નકર્તા :** પુણ્યૈ એવી છેને, ચોવીસે કલાક કોઈ હોય છે જ.

**દાદાશ્રી :** પછી એ પુણ્યૈ ઓછી કહેવાય ?

જુઓને, એમને નથી છોકરું કે નથી છોકરાની વહુ. પણ સેવા કરનારા કેટલા છે ! ખડે પગે બધા સેવા કરે. જ્યારે કેટલાકને તો ચાર-ચાર છોકરાઓ હોય છતાં પાણી પારકો માણસ આવીને પાય ત્યારે. છોકરાં કંઈ કામ લાગે તે વખતે ? એ ક્યાંયે પરદેશમાં કમાવા ગયો હોય ! આવું જગત છે.

## જો ઉપરી બધા પોષાય તને,
## વહુ બોસ રાખ, વાંધો શું તને ?

જગત તો બહુ ઊંડું છે, રહસ્યવાળું છે આ જગત. અને આજે લોકોએ ભૂતાં ઘાલ્યાં છે. અંદર તે ખોટાં ભૂતાં ઘાલ્યાં છે અને ભગવાનને ઉપરી બનાવ્યો છે તેથી ગૂંચવાડા વધ્યા છે. એના કરતાં ઉપરી આપણા ઘરની વાઈફ સારી. આપણો ઘરનો બોસ હોયને, તે બહુ સારો. બોસ તે માલપૂડાયે કરી આપેને, જલેબી કરી આપે અને વઢેય ખરી કોઈક દહાડો. આ ભગવાનને ઉપરી કરીને શું કામ છે તે ? જગતમાં કોઈ પણ ઉપરી છે એ તમારી ભૂલોનું પરિણામ છે.

અને ભગવાનના ઉપરી થયેલા બધા ફાવેલા અને બૈરીના ઉપરી થયેલા બધા માર ખઈને મરી ગયેલા. ઉપરી થાય તો માર ખાય. પણ ભગવાન શું કહે છે ? મારા ઉપરી થાય તો અમે ખુશ થઈએ. અમે તો

બહુ દહાડા ઉપરીપણું ભોગવ્યું, હવે તમે અમારા ઉપરી થાઓ તો સારું.

**પ્રશ્નકર્તા :** પત્ની રૂપી બોસ નકામો છે એવો અર્થ થયો ?

**દાદાશ્રી :** ના, એમ નહીં. નકામા કહેવાય નહીં. નકામો કહેવાય નહીં. તો તો બીજો બોસ કામ નહીં લાગે. આ જ બોસ કામ લાગે.

**પ્રશ્નકર્તા :** એ ત્રાસ તો ખરો પણ ઓછામાં ઓછો ત્રાસ એનો, આ બોસનો.

**દાદાશ્રી :** બાકી તમારો ઉપરી કોઈ છે જ નહીં. ઉપર ખાલી આકાશ છે. જે છે એ તમે જ છો. તમારા સિવાય કશું છે જ નહીં અને તમારો ઉપરી તમારી બ્લંડર્સ અને મિસ્ટેક્સ, બે ઉપરી છે. તમારો ઉપરી કોઈ નથી. અને વ્યવહારમાં તમારી સ્ત્રી ઉપરી, બીજું કોણ ઉપરી છે ?

**પ્રશ્નકર્તા :** બહેનો માટે વ્યવહારમાં કોણ ઉપરી ?

**દાદાશ્રી :** આ કાળ એવો છે કે આ કાળમાં સ્ત્રી ઉપરી જેવી થઈ જાય અને આપણને વાંધોય શું છે ? સારી સારી રસોઈ આપતા હોય, તો આપણને એમનું ઉપરીપણું રાખવામાં વાંધો શો છે ? 'તમારું ઉપરીપણું સ્વીકારીએ, પણ તમે સારું સારું ખાવાનું અમને જમાડો' એમ કહીએ.

કેટલા બધા હસે છે, નહીં ? મજા આવે છે ને ? આમ કરતું કરતું જ્ઞાન મૂકેલું હોય તો જ્ઞાન પેસે, નહીં તો.... સમજ્યા કે ! હસે તો પચે આ જ્ઞાન. હસતા જાય, કરતાં જાય. તને હસવું બહુ આવે છે ને ?

આ બોધકળા એય મારી નહોય, આ તો લોકોનું પુણ્ય જાગ્યું છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન કરતાં બોધકળા ઊંચી છે.

**દાદાશ્રી :** ના, પણ આ લોકોનું પુણ્ય જાગ્યું છે. આવી બોધકળા હોય નહીં. આવી બોધકળા સ્વપ્નમાંય હોય નહીં કોઈ દહાડો, તે આ લોકોનું પુણ્ય જાગ્યું છે. આ મને ક્યાંથી આવડ્યું ? આવું બધું આવડતું હશે ?

**પ્રશ્નકર્તા :** તમે ધારો તો આ હુક્કાને લોટો પણ કહેવડાવી શકો. તમારી પાસે કળા એવી છે કે આને એક વખત તો લોટો પણ કહેવડાવો.

**દાદાશ્રી :** પણ બધા જોઈને કહે છેને ? એની કંઈ આંખો હું લઈ લઉં છું ?

## ધણી તો કોને કહેવાય ? પત્નીને દેવ જેવો દેખાય !

આટલું જો સ્ત્રીઓનું સન્માન થતુ ંહોય ત્યાં એ દુઃખી કેમ હોય. સ્ત્રીઓનું કંઈક સન્માન હોવું જોઈએ. આમ ધણીપણું થઈને બેસે છે. અને બીજા એક માણસને ત્યાં સરસ બઈ હતી ત્યારે મેં કહ્યું, બઈને સારી રીતે તું રાખ. એને બહુ કડકાઈ ના કરવી એમ ! આવું ના શોભે, કહ્યું ત્યારે મને કહે છે, એ ચઢી બેસે. તે એ કોણે શીખવાડ્યું તને ? તો તું શું કામ ભડકું છું, કહ્યું આ. એ ભડકાટ ખોટો છે બધો. ખોટા ભડકાટથી લોકો ભડક ભડક કરે એમાં દુઃખી થાય ઊલટું. કશું સ્ત્રી એવું ના ચઢી બેસે. પણ એને અણસમજણ પેસી ગઈ, ગોટાળો ! શું થાય હવે ?

આ બધા માણસ છે તે કઈ જાતના લોક છે તે ? જરાક તો ધણી થતાં શીખો ! ધણીપણું થવું સહેલી વસ્તુ નથી અને પાછા સ્ત્રીને શું કહે છે, હું તારો ધણી થઉં ! આ મોટા ધણી આવ્યા ! રોજ બાઈ સાહેબ ટૈડકાવતા હોય ને આ મોટા ધણી થઈ બેઠાં હોય ! ધણી તો કોનું નામ કહેવાય ? પોતાની સ્ત્રી આમ જોતાની સાથે, એને નમ્રતા જાય નહીં કોઈ પણ ટાઈમે, એ ધણી કહેવાય. ત્યાં પ્રેમ હોય ! બાકી આને ધણી કેમ કહેવાય ? જેમ કૂતરી કૂતરા જોડે ઘૂરકિયાં કરેને, એમ ઘૂરકિયાં કરતી હોય. બાઈનો ધણી થતાં આવડ્યું ક્યારે કહેવાય કે બાઈ નિરંતર પૂજ્યતા અનુભવતી હોય ! ધણી તો કેવો હોય ? કોઈ દહાડો સ્ત્રીને, છોકરાંને હરકત ન પડવા દે એવો હોય. સ્ત્રી કેવી હોય ? કોઈ દહાડો ધણીને હરકત ના પડવા દે, એના જ વિચારમાં જીવતી હોય. બીબીને મનમાં એમ બેસી જાય કે ઓહોહો ! આ દેવ જેવો માણસ છે ! ત્યારે ધણી થયો કહેવાય. એનેય મહીં ન્યાય હોય કે ના હોય. એનેય અક્કલ તો ખરી કે નહીં ?

**પ્રશ્નકર્તા :** ખરી.

**દાદાશ્રી :** ધણી કોને કહેવાય ? સંસારને નભાવે તેને. પત્ની કોને કહેવાય ? સંસારને નભાવે તેને. સંસારને તોડી નાખે એને પત્ની કે ધણી કેમ કહેવાય ? એણે તો એના ગુણધર્મ જ ખોઈ નાખ્યા કહેવાયને ? 'વાઈફ' પર રીસ ચઢે તો આ માટલી ઓછી ફેંકી દેવાય ? કેટલાક કપ-રકાબી ફેંકી દે ને પછી નવાં લઈ આવે ! અલ્યા, નવાં લાવવાં હતાં તો ફોડ્યાં શું કામ ? ક્રોધમાં અંધ બની જાય તે હિતાહિતનું ભાન પણ ગુમાવી દે.

ધણી તો એવો હોવો જોઈએ કે બઈ આખો દહાડો ધણીનું મોઢું જોયા કરે.

**પ્રશ્નકર્તા :** પરણ્યા પહેલાં બહુ જુએ છે.

**દાદાશ્રી :** એ તો જાળ નાખે છે. માછલું એમ જાણે કે આ બહુ સારા દયાળુ માણસ છે તે મારું કામ થઈ ગયું. પણ એક વખત ખાઈ તો જો, કાંટો પેસી જશે. આ તો ફસામણવાળું છે બધું !

# (૧૭)

# વાઈફ જોડે વઢવાડ !

## વહુને પાણાના ઘા લાગે કૂણા,
## વાણીના ઘા તો કાળજે કોરાણા !

**દાદાશ્રી :** તારું ઘરમાં વર્તન કેવું થઈ જશે ? સંઘર્ષમાં રાખશો કે મિલનસાર ?

**પ્રશ્નકર્તા :** મિલનસાર.

**દાદાશ્રી :** કશું શબ્દ સામો બોલું છું ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** કેટલા વર્ષ થયાં સામું બોલ્યા ?

**પ્રશ્નકર્તા :** આટલી જિંદગીમાં એકાદ-બે વખત સામું બોલાઈ ગયેલું.

**દાદાશ્રી :** અને તમે ?

**પ્રશ્નકર્તા :** હું એકાદ-બે વખત સામું ન બોલેલો.

**દાદાશ્રી :** શું માણસો ભેગા થયાં છે ?

**પ્રશ્નકર્તા :** પણ બધાની બુદ્ધિ થોડી સરખી હોય, દાદા ? વિચારો સરખા ના હોય. આપણે સારું કરીએ તોય કોઈ સમજે નહીં. એનું શું કરવાનું ?

**દાદાશ્રી :** એવું કશુંય નથી. વિચાર સમજણ પડે છે બધાય. પણ બધા પોતાની જાતને એમ માને છે કે મારા સાચા છે એવું. તેમ બધાના ખોટા છે. વિચાર કરતાં આવડતું નથી. ભાન જ નથી ત્યાં. માણસ તરીકેય ભાન નથી, બળ્યાં. આ તો મનમાં માની બેઠા છે કે હું બી.એ. અને ગ્રેજ્યુએટ થયો. પણ માણસ તરીકે ભાન હોય તો ક્લેશ જ ના થાય. પોતે એડજસ્ટેબલ હોય બધે આ બારણાં ખખડે તોય ગમતું નથી આપણને, બારણું હવામાં ઠોકાઠોક થાય તો તમને ગમે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો પછી માણસ વઢવાડ કરે તે કેમ ગમે ? કૂતરાં વઢતાં હોય તોય ના ગમે આપણને.

આ તો કર્મના ઉદયથી ઝઘડા ચાલ્યા કરે, પણ જીભથી અવળું બોલવાનું બંધ કરો. વાત પેટમાં ને પેટમાં જ રાખો. ઘરમાં કે બહાર બોલવાનું બંધ કરો. ઘણી સ્ત્રીઓ કહે છે, 'બે ધોલો મારો તો સારું. પણ આ તમે જે બોલો છોને, તે મારી છાતીએ ઘા વાગે છે !' હવે લ્યો, અડતું નથી અને કેવા ઘા વાગે છે !

**પ્રશ્નકર્તા :** લડાઈ કરવા કરતાં લડાઈ કરવાનો વિચાર ઘણો ખરાબ કહેવાયને ?

**દાદાશ્રી :** હા, લડાઈ તો સારી પણ આપણા લોકો તો લડાઈ લડતા જ નથીને ! અને લડે છે તોય કોઈ દહાડો સામસામી મુઠ્ઠી મારતા નથી કે હાથ ભાંગતા નથી. વાણીના જ પથરા માર માર કરે છે. પેલો પથરો તો વાગે. પણ આ તો વાણીના પથરા મારે છે. ત્યારે લોકો તો ફૂલિશ છે, તો આપણે શું કરવા ફૂલિશ થઈએ ? વાણી તો વાગે જ નહીં ને ! એ તો આપણે કહીએ કે મને વાગી તો વાગે, નહીં તો વાણી તો વાગતી હશે ? આ મારામારી નથી કરતાં ખાસ, એટલે શીંગડા નહીં લગાવતા, પણ શબ્દના માર બહુ મારે છે, છાતીએ ઘા લાગે.

**પ્રશ્નકર્તા :** જીભ બગાડી ?

**દાદાશ્રી :** ના, ના, જીભ તો કોઈ બગાડતું નથી. પોતે વાંકો મૂઓ છે. હવે રસ્તામાં જતા છાપરા ઉપરથી એક આવડો પથ્થરનો ટુકડો પડે, લોહી નીકળે ત્યાં કેમ નથી બોલતો ? આ તો જાણીજોઈને એની ઉપર રોફ મારવો છે, એમ ધણીપણું બતાવવું છે. પછી ઘૈડપણમાં તમને સામું આપે. પેલો કશુંક માગે તો, 'આમ શું કચકચ કર્યા કરો છો, સૂઈ પડી રહોને અમથા.' કહેશે. એટલે જાણીજોઈને પડી રહેવું પડે. એટલે આબરૂ જ જાયને ! એના કરતાં મર્યાદામાં રહો. ઘેર ઝઘડો-બઘડો કેમ કરો છો ? લોકોને કહો, સમજણ પાડજો કે ઘરમાં ઝઘડા ના કરશો. બહાર જઈને કરજો અને બહેનો તમેય કરો નહીં, હોં !

## આ તે યુદ્ધ કે પોપટ મસ્તી,
## ઘડી પછી શૂન્ય, વઢવાડ સસ્તી !

આ ટિપોય વાગે તો આપણે તેને ગુનેગાર નથી ગણતા. પણ બીજું મારે તો ગુનેગાર ગણે. કૂતરું આપણને મારે નહીં ને ખાલી ભસ ભસ કરે તો આપણે તેને ચલાવી લઈએ છીએ ને જો માણસ હાથ ઉપાડતો ના હોય ને એકલું ભસ ભસ કરે તો નભાવી લેવું ના જોઈએ ? ભસ એટલે 'ટુ સ્પીક', 'બાર્ક' એટલે ભસવું. 'આ બૈરી બહુ ભસ્યા કરે છે.' એવું બોલે છેને ? આ વકીલોય કોર્ટમાં ભસતા નથી ? પેલો જજ બેઉને ભસતા જોયા કરે ! આ વકીલો નિર્લેપતાથી ભસે છે ને ? કોર્ટમાં તો સામસામી 'તમે આવા છો, તમે તેવા છો, તમે અમારા અસીલ પર આમ જુઠ્ઠા આરોપ કરો છો' ભસે. આપણને એમ લાગે આ બેઉ બહાર નીકળીને મારંમારા કરશે. પણ બહાર નીકળ્યા પછી જોઈએ તો બેઉ જોડે બેસીને ટેસ્ટથી ચા પીતા હોય !

**પ્રશ્નકર્તા :** એ 'ડ્રામેટિક' લડ્યા કહેવાય ?

**દાદાશ્રી :** ના, એ પોપટમસ્તી કહેવાય. 'ડ્રામેટિક' તો 'જ્ઞાની પુરુષ' સિવાય કોઈને આવડે નહીં.

બે જણા મસ્તી તોફાન કરતાં હોય એ વઢે-કરે પણ અંદર અંદર દાવો ના માંડે. અને આપણે વચ્ચે પડીએ તો એ એનો ધંધો કરાવી લે

અને એ લોક તો એકનાં એક જ પાછા. બીજે ઘેર રહેવા ના જાય એને પોપટમસ્તી કહેવાય. અમે તરત સમજી જઈએ કે આ બે જણે પોપટમસ્તી કરવા માંડી.

પોપટમસ્તી એટલે શું કે પોપટ મસ્તી કરે તો આપણને એમ લાગે કે ઓહોહો, આ લડંલડા કરે છે ! આપણે ગભરાઈ જઈએ કે બેઉ હમણાં મરી જશે. તે આપણે ઊલટા રોકીએ કે તમે ના લડશો, પણ એ ના કહે ને પાછાં લડે ને પાછા એકનાં એક થઈ જાય. એ ના મરે ને અમથા અમથા ચાંચો માર્યા કરે. કોઈને વાગે નહીં એવી ચાંચો મારે ને આપણે મૂરખ ઠરીએ. અમે તો એ જે કરતો હોયને, તે એનાં મહીંના ભાવ તરત વાંચી શકીએ એટલે અમને આ બધું સમજાય.

તમારે એમની જોડે મતભેદ પડે છે ?

**પ્રશ્નકર્તા :** એમને બોલવાનું જ ઓછુંને એટલે મતભેદ જ ક્યાં રહે ?

**દાદાશ્રી :** હા. જે એકદમ ઓછું બોલતો હોય તેનો સામા માણસને તાપ બહુ લાગે એટલે સાચી વાત કહેવી હોય તોય કહેવાય નહીં.

## ટકોર કરો, પણ અહં રહિત,
## ને તત્ક્ષણ પ્રતિક્રમણ સહિત !

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં કોઈ ખોટું કરતો હોય તેને ટકોર કરવી પડે છે. તેનાથી તેને દુઃખ થાય છે, તો કેવી રીતે એનો નિકાલ કરવો ?

**દાદાશ્રી :** વ્યવહારમાં ટકોર કરવી પડે. પણ એમાં અહંકાર સહિત થાય છે માટે એનું પ્રતિક્રમણ કરવું. (મનમાં પસ્તાવાપૂર્વક માફી માંગવી.)

**પ્રશ્નકર્તા :** ટકોર ના કરીએ તો એ માથે ચઢે.

**દાદાશ્રી :** ટકોર તો કરવી પડે, પણ કહેતાં આવડવું જોઈએ. કહેતાં ના આવડે, વ્યવહાર ના આવડે એટલે અહંકાર સહિત ટકોર થાય. એટલે પાછળથી એનું પ્રતિક્રમણ કરવું. તમે સામાને ટકોર કરો એટલે સામાને

ખોટું તો લાગશે, પણ એનું પ્રતિક્રમણ કર કર કરશો એટલે છ મહિને, બાર મહિને વાણી એવી નીકળશે કે સામાને મીઠી લાગે. અત્યારે તો 'ટેસ્ટેડ' વાણી જોઈએ. 'અનટેસ્ટેડ' વાણી બોલવાનો અધિકાર નથી. આ રીતે પ્રતિક્રમણ કરશો તો ગમે તેવું હશે તોય સીધું થઈ જશે.

## વહુ ના ગમે, પણ કોણે ખોળી ?<br>ન વઢ સહેજેય, જો ચોપડો ખોલી !

એક કલાક નોકરને, છોકરાંને કે બઈને ટૈડકાવ ટૈડકાવ કર્યા હોય તો પછી એ ધણી થઈને કે સાસુ થઈને તમને આખી જિંદગી કચડ કચડ કરશે ! ન્યાય તો જોઈએ કે ના જોઈએ ? આ જ ભોગવવાનું છે. તમે કોઈને દુઃખ આપશો તો દુઃખ તમારે માટે આખી જિંદગીનું આવશે, એક જ કલાક દુઃખ આપો તો તેનું ફળ આખી જિંદગી મળશે. પછી બૂમો પાડો કે 'વહુ મને આમ કેમ કરે છે ?' વહુને એમ થાય કે 'આ ધણી જોડે મારાથી આમ કેમ થાય છે ?' એને પણ દુઃખ થાય, પણ શું થાય ? પછી મેં તેમને પૂછ્યું કે 'વહુ તમને ખોળી લાવી હતી કે તમે વહુને ખોળી લાવ્યા હતા ?' ત્યારે એ કહે કે, 'હું ખોળી લાવ્યો હતો.' ત્યારે એનો શો દોષ બિચારીનો ? લઈ આવ્યા પછી અવળું નીકળે, એમાં તે શું કરે, ક્યાં જાય પછી ?

જેટલું બને એટલું આત્માનું જ કર કર કરવા જેવું છે. અને આ સંસારનું તો કશું આઘુંપાછું થાય એવું નથી. સંસારમાં તો તમારે 'ચંદુભાઈ'ને કહેવું 'કામ કર્યે જાવ'. પછી આઘુંપાછું થાય તોય વઢશો નહીં, કોઈને લડશો નહીં ને કામ કર્યે જાવ, કહીએ. સંસારમાં વઢવા-લડવાની વાત જ નથી. એ તો જેને રોગ થયો હોયને તે બધું વઢે-લડ્યા કરે. આ ગાયો-ભેંસો કંઈ રોજ લડે છે કે કોઈ દહાડો ? કો'ક દહાડો બહુ ત્યારે, બાકી બધાં જોડે ને જોડે જાય છે, આવે છે. સામસામી કચકચ નહીં, ભાંજગડ નહીં. વઢવાની તો વાત જ ના હોય. વઢવું એટલે જ અહંકાર, ખુલ્લો અહંકાર. એને ગાંડો અહંકાર કહેવાય. એટલે વઢવા કરવાની વાત આવે ત્યાં બંધ રાખવું. હવે તમારે વઢવા જેવું કંઈ રહ્યું છે જ ક્યાં તે ? ઊલટું વઢવામાં તો આપણને બોજો લાગે. માથું પાકી જાય, નહીં ? વઢવાનું

ગમે ખરું કોઈને ? શોખ હોય ?

**પ્રશ્નકર્તા :** કોઈને શોખ નહીં.

**દાદાશ્રી :** કંઈ તમને એક આખો દહાડો લડવા બેસાડે તો ?

**પ્રશ્નકર્તા :** મગજ ખલાસ થઈ જાય.

**દાદાશ્રી :** ના ફાવે, નહીં ?

કશું જગતમાં કોઈ એક અક્ષરેય કોઈને કશો કહેવું નહીં. કહેવું એ રોગ છે એક જાતનો ! કહેવાનું થાયને તો એ રોગ મોટામાં મોટો ! બધા પોતપોતાનો હિસાબ લઈને આવેલા છે. આ ડખો કરવાની જરૂર શું તે ? અક્ષરેય બોલવાનો બંધ કરી દેજો. આ તેટલા માટે તો અમે 'વ્યવસ્થિત'નું જ્ઞાન આપ્યું છે. તે વ્યવસ્થિતનું જ્ઞાન વગર, બોલ્યા વગર માણસ બેસી ના રહે. કારણ કે પ્યાલા ભાંગી ગયા નોકરના હાથે એટલે મૂઓ બોલ્યા વગર રહે જ નહીં ને ! 'કેમ ભાંગી નાખ્યા ? તારા હાથ ભાંગલા છે કે આમતેમ છે ?' પણ હવે પ્યાલા ફૂટી ગયા તો ફોડનાર કોણ છે, એ 'વ્યવસ્થિત'નું જ્ઞાન આપ્યું છે એટલે કશું બોલવાનું જ નથી ને ! અને પાછું 'વ્યવસ્થિત' જ થયું.

**પ્રશ્નકર્તા :** હા, થયું તે 'વ્યવસ્થિત'.

**દાદાશ્રી :** હા, અવ્યવસ્થિત થતું જ નથી. અવ્યવસ્થિત દેખાય છે તે પણ 'વ્યવસ્થિત' છે. એટલે વાત જ સમજવાની જરૂર છે. તમારે વ્યવસ્થિતના જ્ઞાનથી ચાલે છે કે નથી ચાલતું ? બધું વ્યવસ્થિત જ ચાલે ને ?

**પ્રશ્નકર્તા :** બાકી વ્યવસ્થિત ચાલે છે પણ કો'ક વખત ડખો થઈ જાય.

**દાદાશ્રી :** થઈ જાય. પણ ખબર પડી જાયને કે આ ભૂલ થઈ ?

**પ્રશ્નકર્તા :** હા, ભૂલ થઈ, ખબર પડી જાય.

**દાદાશ્રી :** કો'ક વખત પતંગ છે તે ગુલાંટ ખાય, તો બહુ ત્યારે

આપણે દોરો ખેંચી લેવાનો. દોરો આપણા હાથમાં છે. અને જગતમાં લોકોના હાથમાં દોરી નથી, લોકોની ગુલાંટો ખાયા કરે છે. હવે શું થાય તે ?

અક્ષરેય બોલવાનું બંધ કરી દેવું. એને ભગવાને ભયંકર રોગ કહ્યો છે. બોલે તો જ્ઞાની એકલા બોલે, તેય એમની વાણી કેવી હોય ? પરેચ્છાનુસારી હોય. હા, બીજાની ઈચ્છાઓના આધારે એ બોલે છે. બીજાની ઈચ્છાઓ પૂર્ણ થવા માટે એ બોલે છે. બાકી એમને શા હારુ બોલવું પડે તે ? અને એમની વાણી સ્યાદ્‌વાદ વાણી, બહુ સાંભળ સાંભળ કરવાનું મન થાય.

અને પેલી તો સાંભળે ત્યાંથી જ મહીં આત્મા હાલી જાય, બધું હાલી જાય, ભયંકર પાપ લાગે. સહેજેય બોલાય નહીં આ જગતમાં. સહેજેય બોલવું એનું નામ કચકચ કહેવાય.

આપણે બહાર પૂછીએ કે, 'તારા કાકા શું કહેતા'તા ?' 'એ કાકા કચકચ કર્યા કરે છે વગર કામના.' ત્યારે શું આ બધાં જનાવરાં છે, મૂઆ, કાકો કચકચ કરે છે તે ? અરે મૂરખ, શું કરવા બોલ બોલ કરે છે તે ? ચક્કર નથી બોલવા જેવું. હા, એ બોલવાનું, તે બોલનારાની તો વાણી કેવી હોય ? કે જે બોલેને તે પેલો સાંભળ સાંભળ કરે, કે 'શું કહ્યું કાકા ? શું કહ્યું કાકા ?' આ તો બોલતાં પહેલાં જ છે તે પેલો કચકચ કરે. 'તમે કચકચ તમારી રહેવા દો, વગર કામના ડખો કર્યા કરો છો.' કહેશે.

એટલે એક જ જગતમાં કરવાનું છે. કશું બોલવું નહીં કોઈએ. નિરાંતે જે હોય એ ખઈ લેવું ને આ હેંડ્યા બા સહુસહુનાં કામ પર, કામ કર્યા કરવાનું. બોલશો કરશો નહીં. તું નથી બોલતી ને, છોકરાં જોડે, ધણી જોડે ?

**પ્રશ્નકર્તા :** બહુ ઓછું કરી નાખ્યું.

**દાદાશ્રી :** બિલકુલ નહીં કરવાનું. દાદાની આજ્ઞા ! વઢવાથી તો છોકરાં બગડે છે, સુધરતાં નથી, બળ્યાં ! વળી કઈ મા (મધર)માં બરકત હશે કે છોકરાંને વઢ વઢ કરે ? એ મા (મધર)માં બરકત જોઈએ ને ?

વઢેલું ક્યારે કામનું ? પૂર્વગ્રહ ન હોય તો વઢેલું કામનું. પૂર્વગ્રહ એટલે ગઈકાલે વઢ્યો'તો ને, તે મનમાં યાદ હોય. આવો જ છે, આવો જ છે અને પછી પાછો વઢે. એટલે પછી આમાંથી ઝેર ફેલાય. ભગવાને આને ભયંકર રોગ કહ્યું છે. મૂરખ બનવાની નિશાની. અક્ષરેય બોલવાનું નહીં.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આપણે તો છોકરાઓ ને વાઈફને કંઈ કહેતાં હોઈએ ને, તો પેલું નાટકમાં જેમ ગુસ્સો કરતાં હોયને એવું સાધારણ આમ.

**દાદાશ્રી :** હા, નાટકી ભાવ રાખે તો વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** પણ વેપારમાં સામો વેપારી આવે ત્યારે ન સમજે ને આપણાથી ક્રોધાવેશ થઈ જાય, તો શું કરવું ?

**દાદાશ્રી :** વેપારી જોડે તો જાણે કે એ તો વેપાર માટે છે. ત્યાં તો બોલવું પડે. ત્યાંય ના બોલવાની કળા છે. ત્યાંય ના બોલે બધું કામ થાય એવું છે. પણ એ કળા આવડે એવી નથી જલદી. એ કળા બહુ ઊંચી છે. માટે ત્યાં લડજો ને હવે. ત્યાં જે ફાયદો (!) થાય એ જોઈ લેવાનો. જમે કરી લેવાનો. લડ્યા પછી જે ફાયદો થાયને, એ ચોપડે જમે કરી લેવાનો !

પણ ઘરમાં બિલકુલ લડવું નહીં. ઘરનાં પોતાનાં માણસ કહેવાય. એને કોઈને દુઃખ આપીએ એ ભયંકર નર્કે જવાની નિશાની !

**પ્રશ્નકર્તા :** આ ના બોલવાની કળાની વાત કરો.

**દાદાશ્રી :** ના બોલવાની કળા, એ તો એ બીજાને નથી આવડે એવી. બહુ અઘરી છે કળાઓ. એ તો સામો આવ્યો ને, તે પહેલાં એના શુદ્ધાત્મા જોડે વાતચીત કરી લેવાની અને તે પહેલાં બધું એને ઠંડું પાડી દેવાનું ને ત્યાર પછી આપણે ના બોલ્યા વગર રહેવાનું એટલે બધું પતી જાય આપણું. એ અઘરી કળા છે. એટલે એ ટાઈમ તમારો આવે ત્યારે મને પૂછજો ને, બધું દેખાડી દઈશ. એ પગથિયું આવે ત્યારે શીખજો. પણ હમણે તો, ઘરમાં તો બંધ કરી દો.

તમારે ઘરમાં બંધ છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** આપણે બંધ છે.

**દાદાશ્રી :** બિલકુલેય ? નાનાંમોટાં બેઉ સરખાં કે મોટો તમારો ?

**પ્રશ્નકર્તા :** (ભાઈ) આ વઢવાનું ફાવતું નથી બહુ.

**પ્રશ્નકર્તા :** (બહેન) છોકરાઓને ન વઢે કોઈ દિવસ.

**દાદાશ્રી :** પણ શું કરવા બોલે ? પોતાનું મગજ બગાડવું, મૂરખ બનવું, એ કોના ઘરની વાત છે તે ? પોતે મૂરખ બને ને પાછો મગજ બગાડે.

આ ભઈ બહુ કચકચ કરતા'તા. હવે તે એમના વાઈફ કહે છે, ના, કશું બોલતા જ નથી. મેં કહ્યું, તમારે કહેવું કે બોલો જરા કંઈ, શું કાઢ્યું સારમાં ? પોતાનું મગજ બગડે, શું કાઢવાનું ? સાર કશો કાઢવાનો નહીં !

જો મોટાભાઈ કચકચ કરતા હોયને, તો આપણે કચકચ કરવા જેવી નથી. એ આપણને મૂરખ જાણે તો મૂરખ જાણવું. કંઈ એમના હાથમાં કંઈ ઓછો કાયદો છે, મોક્ષે જવાનો ? દાદાની પાસે આપણે સર્ટિફિકેટ લેવું, કે સર્ટિફિકેટ કેવું છે, બસ.

## 'અબોલા, નોંધ, વેર' સ્ત્રીના ઝેર,
## 'નરમ, ગરમ, મૌન' છોડે વેર !

**પ્રશ્નકર્તા :** અબોલા લઈ વાતને ટાળવાથી એનો નિકાલ થઈ શકે ?

**દાદાશ્રી :** ના થઈ શકે. આપણે તો સામો મળે તો 'કેમ છો ? કેમ નહીં ?' એમ કહેવું. સામો જરા બૂમાબૂમ કરે તો આપણે જરા ધીમે રહીને 'સમભાવે નિકાલ' કરવો. એનો નિકાલ તો કરવો જ પડશેને જ્યારે ત્યારે ? અબોલા રહો તેથી કંઈ નિકાલ થઈ ગયો ? એ નિકાલ થતો નથી એટલે તો અબોલા ઊભા થાય છે. અબોલા એટલે બોજો, જેનો નિકાલ ના થયો એનો બોજો. આપણે તો તરત એને ઊભા રાખીને કહીએ, 'ઊભા રહોને, અમારી કંઈ ભૂલ હોય તો મને કહો, મારી બહુ ભૂલો થાય છે. તમે તો બહુ હોશિયાર, ભણેલા તે તમારી ના થાય પણ હું ભણેલો ઓછો એટલે મારી બહુ ભૂલો થાય.' એમ કહીએ એટલે એ રાજી થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એવું કહેવાથીય એ નરમ ના પડે તો શું કરવું ?

**દાદાશ્રી :** નરમ ના પડે તો આપણે શું કરવાનું ? આપણે કહી છૂટવાનું. પછી શો ઉપાય ? જ્યારે ત્યારે કો'ક દહાડો નરમ થશે. ટૈડકાવીને નરમ કરો તો તેનાથી કશું નરમ થાય નહીં. આજે નરમ દેખાય, પણ એ મનમાં નોંધ રાખી મેલે ને આપણે જ્યારે નરમ થઈએ તે દહાડે તે બધું પાછું કાઢે. એટલે જગત વેરવાળું છે. કુદરતનો નિયમ એવો છે કે દરેક જીવ મહીં વેર રાખે જ. મહીં પરમાણુઓ સંગ્રહી રાખે. માટે આપણે પૂરેપૂરો કેસ ઊંચે મૂકી દેવો.

**પ્રશ્નકર્તા :** આપણે સામાને અબોલા તોડવા કહીએ કે મારી ભૂલ થઈ, હવે માફી માગું છું, તોય પેલો વધારે ચગે તો શું કરવું ?

**દાદાશ્રી :** તો આપણે કહેવાનું બંધ કરવું. એનો સ્વભાવ વાંકો છે એમ જાણીને બંધ કરી દેવું આપણે. એને એવું કંઈક ઊંધું જ્ઞાન થઈ ગયું હોય કે 'બહુત નમે નાદાન' ત્યાં પછી છેટા રહેવું. પછી જે હિસાબ થાય તે ખરો. પણ જેટલાં સરળ હોયને ત્યાં તો ઉકેલ લાવી નાખવો. આપણે ઘરમાં કોણ કોણ સરળ છે અને કોણ કોણ વાંકું છે, એ ના સમજીએ ?

**પ્રશ્નકર્તા :** સામો સરળ ના હોય તો એની સાથે આપણે વ્યવહાર તોડી નાખવો ?

**દાદાશ્રી :** ના તોડવો. વ્યવહાર તોડવાથી તૂટતો નથી. વ્યવહાર તોડવાથી તૂટે એવો છેય નહીં. એટલે આપણે ત્યાં મૌન રહેવું કે કો'ક દહાડો ચીડાશે એટલે આપણો હિસાબ પતી જશે, આપણે મૌન રાખીએ એટલે કો'ક દહાડો એ ચીડાય ને જાતે જ બોલે કે 'તમે બોલતા નથી, કેટલા દહાડાથી મૂંગા ફરો છો !' આમ ચીડાય એટલે આપણું પતી જશે. ત્યારે શું થાય તે ? આ તો જાતજાતનું લોખંડ હોય છે, અમને બધાં ઓળખાય. કેટલાકને બહુ ગરમ કરીએ તો વળી જાય. કેટલાકને ભઠ્ઠીમાં મૂકવું પડે, પછી ઝટ બે હથોડા માર્યા કે સીધું થઈ જાય. આ તો જાતજાતનાં લોખંડ છે ! આમાં આત્મા એ આત્મા છે, પરમાત્મા છે અને લોખંડ એ લોખંડ છે, આ બધી બીજી ધાતુ છે.

## વઢે તોય વાણી લાગે જ્યાં મીઠી,
## પર્યાયો પહોંચે, જો કહી જૂઠી !

**પ્રશ્નકર્તા :** કોઈએ જાણીજોઈને આ વસ્તુ ફેંકી દીધી તો ત્યાં આગળ કયું 'એડજસ્ટમેન્ટ' લેવું ?

**દાદાશ્રી :** આ તો ફેંકી દીધું, પણ છોકરો ફેંકી દે તોય આપણે 'જોયા' કરવાનું. બાપ છોકરાને ફેંકી દે તો આપણે જોયા કરવાનું. ત્યારે શું આપણે ધણીને ફેંકી દેવાનો ? એકનું તો દવાખાનું ભેગું થયું, હવે પાછાં બે દવાખાના ઊભાં કરવાં ? અને પછી જ્યારે એને લાગ આવે ત્યારે એ આપણને પછાડે, પછી ત્રણ દવાખાના ઊભાં થયાં.

**પ્રશ્નકર્તા :** તો પછી કશું કહેવાનું જ નહીં ?

**દાદાશ્રી :** કહેવાનું, પણ સમ્યક્ કહેવું જો બોલતાં આવડે તો. નહીં તો કૂતરાની પેઠ ભસ ભસ કરવાનો અર્થ શું ? માટે સમ્યક્ કહેવું.

**પ્રશ્નકર્તા :** સમ્યક્ એટલે કેવી રીતનું ?

**દાદાશ્રી :** 'ઓહોહો ! તમે આ બાબાને કેમ ફેંક્યો ? શું કારણ એનું ?' ત્યારે એ કહેશે કે, 'જાણીજોઈને હું કંઈ ફેંકું ? એ તે મારા હાથમાંથી છટકી ગયો ને ફેંકાઈ ગયો ?

**પ્રશ્નકર્તા :** એ તો, એ ખોટું બોલ્યા ને ?

**દાદાશ્રી :** એ જૂઠું બોલે એ આપણે જોવાનું નહીં. જૂઠું બોલે કે સાચું બોલે એ એના આધીન છે, એ આપણા આધીન નથી. એ એની મરજીમાં આવે તેવું કરે. એને જૂઠું બોલવું હોય કે આપણને ખલાસ કરવા હોય એ એના તાબામાં છે. રાત્રે આપણા માટલામાં ઝેર નાખી આપે તો આપણે તો ખલાસ જ થઈ જઈએને ! માટે આપણા તાબામાં જે નથી તે આપણે જોવાનું નહીં. સમ્યક્ કહેતાં આવડે તો કામનું છે કે, 'ભઈ, આમાં શું તમને ફાયદો થયો ?' તો એની મેળે કબૂલ કરશે. સમ્યક્ કહેતા નથી અને તમે પાંચ શેરની આપો તો પેલો દશ શેરની આપે !

**પ્રશ્નકર્તા :** કહેતાં ના આવડે તો પછી શું કરવું ? ચૂપ બેસવું ?

**દાદાશ્રી :** મૌન રહેવું અને જોયા કરવું કે 'ક્યા હોતા હૈ ?' સિનેમામાં છોકરાં પછાડે છે ત્યારે શું કરીએ છીએ આપણે ? કહેવાનો અધિકાર ખરો બધાનો, પણ કકળાટ વધે નહીં એવી રીતે કહેવાનો અધિકાર, બાકી જે કહેવાથી કકળાટ વધે એ તો મૂર્ખાનું કામ છે.

**પ્રશ્નકર્તા :** એટલે કેટલાક ઘરે એવા હોય છે કે જ્યાં વાણીથી બોલાચાલી થયા કરે. ઘણી વખત વાણીથી પુષ્કળ બોલાચાલી થાય પણ મન અને હૃદય સાફ હોય.

**દાદાશ્રી :** હવે વાણીથી ક્લેશ થતો હોય પણ તે સામાને, હૃદય ઉપર અસર ના થાય, એવું જો ઉપલક રહેતું હોય તો તો વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** મન ને હૃદય ચોખ્ખાં હોય. એક-બે મિનિટ પછી જુઓને તો તમને એમ લાગે નહીં, કોઈનાં મન પર અસર ના લાગે. આમની ઉપરેય ના લાગે ને તે પેલાના ઉપર પણ ના લાગે.

**દાદાશ્રી :** એવું છેને બેન, કે બોલનાર તો હૃદય અને મનથી ચોખ્ખું હોય, એ બોલી શકે. પણ સાંભળનારને તો પથરો વાગે એવું લાગે, એટલે ક્લેશ થાય જ, જ્યાં બોલ કંઈ ખરાબ છેને, વિચિત્ર બોલ છે ત્યાં ક્લેશ થાય. ના થાય ? એ તો દેખાવ કરે એટલું જ. અંદર અસર બધું કરે. આ મન તો બહુ સૂક્ષ્મમાં સૂક્ષ્મ વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** મન ને હૃદય સાફ હોય તો પછી એ કર્કશ નીકળે જ નહીં ને ?

**દાદાશ્રી :** શબ્દ વખતે ખરાબ નીકળ્યો, પણ એ કર્કશ અસર થયા વગર રહે નહીં. શબ્દ હંમેશાં દિલ ઉપર ઘા કરે.

**પ્રશ્નકર્તા :** વાણીથી કશોય ક્લેશ ના હોય, પણ મનમાં ક્લેશ ઉત્પન્ન થયો હોય, વાણીથી કર્યું ના હોય પણ મનમાં હોય બહુ તો એ ક્લેશ વગરનું ઘર કહેવું ?

**દાદાશ્રી :** એ વધારે ક્લેશ કહેવાય. મન બેચેની અનુભવે તે ઘડીએ ક્લેશ હોય જ. અને પછી આપણને કહે, 'મને ચેન પડતું નથી.' તે ક્લેશની નિશાની. હલકા પ્રકારનું હોય કે ભારે પ્રકારનું હોય. ભારે પ્રકારના ક્લેશ તો એવા હોય છે કે હાર્ટ હઉ ફેઈલ થઈ જાય. કેટલાક તો એવા બોલ બોલે છે ને હાર્ટ તરત ખાલી થઈ જાય. પેલા (અહંકાર)ને ઘર ખાલી જ કરવું પડે, ઘરધણી ને જતા રહેવું પડે (આત્મા) પછી !

એટલે આ જાતજાતના બોલ બોલે. આ શબ્દથી જ જગત ઊભું રહ્યું છે. શબ્દ જો ના હોયને, તો કામ થઈ જાય. શબ્દ બહુ વસમો છે. એ શબ્દ ધીમે ધીમે મીઠો થવો, મધુરતા આવવી, એ ધીમે ધીમે મધુરતા આવે ત્યારે પછી શબ્દ બીજાને વહાલા લાગે. વઢે તોય વહાલા લાગે. કેવું ? હા. બાકી મીઠી વાણી થયા પછી, મધુર વાણી થયા પછી, તમે ઊલટા વઢોને, તો પેલો હસે, ઊલટો.

**પ્રશ્નકર્તા :** હા, એ મહત્ત્વનું.

**દાદાશ્રી :** કષાય ના હોય તો કશું વઢવામાં વાંધો નથી, કષાયનો વાંધો છે.

**પ્રશ્નકર્તા :** પણ વાણી મધુર થવી જોઈએ.

**દાદાશ્રી :** મધુર થવી જોઈએ. વેરવી ના થાય, મધુર કરેલી તો પછી જીવ્હાગ્રે રહે. એવી મધુર કરેલી કામની નહીં. ક્લેશભાવ ઓછો થતો જાય, પ્રેમ વધતો જાય તેમ વાણી મીઠી થતી જાય. વાણી મીઠી ક્યારે થાય ? જ્યારે ભેદભાવ ઓછો થતો જાય ત્યારે, પ્રેમ વધે ત્યારે, પોતાનાં ઘરનાં માણસો પર પ્રેમ તો સહુ કોઈને હોય. પણ જ્યારે પોતાનાં ઘરનાં માણસ જેવો બીજા ઉપરેય પ્રેમ વધતો જાય ત્યારે છે તે વાણી મધુર થતી જાય. અને ત્યારે બે ધોલો મારો તોય એને પ્રેમ જ લાગે.

બાકી એક માણસને તમે કહો કે તમે જૂઠા છો ? હવે જૂઠા કહેતાંની સાથે તો એટલું બધું વિજ્ઞાન ફરી વળે છે મહી, એના પર્યાયો એટલા બધા ઊભા થાય છે ને તમને બે કલાક સુધી તો એની પર પ્રેમ જ ઉત્પન્ન ના

થાય. એટલા બધા પર્યાય ! માટે શબ્દ બોલતાં પહેલાં, બોલાય નહીં તો ઉત્તમ છે અને બોલાય તો પ્રતિક્રમણ કરો. બોલાય નહીં એવું તો આપણે કહી શકાય નહીં. કારણ કે વ્યવસ્થિત છેને ! પણ બોલાય તો પ્રતિક્રમણ કરો એ આપણી પાસે સાધન છે. તમને કેમ લાગે છે ? પ્રતિક્રમણ કરેક્ટ સાધન છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** ધણી-ધણીયાણીઓમાં જે ઝઘડા થાય છે, એ ઉપરવાળા કરાવે છે કે બુદ્ધિથી થાય છે ?

**દાદાશ્રી :** ઉપરવાળો તો આવું કરાવે જ નહીંને ! આ તો તમારી અણસમજણથી થાય છે. સમજણવાળો ના કરે અને સમજણ વગરનો કરે.

**પ્રશ્નકર્તા :** પણ બુદ્ધિ તો ભગવાન આપે છે ને ?

**દાદાશ્રી :** ભગવાન શું કરવા બુદ્ધિ આપે, એ કંઈ ગાંડો છે ભગવાન ! એનું મગજ ખસી ગયું છે ? આ બુદ્ધિ એ તમારા કર્મનું ફળ છે. એટલે સારાં કર્મ કરો તો બુદ્ધિ સારી ઉત્પન્ન થાય. ખરાબ કર્મ કરો તો બુદ્ધિ ખરાબ થાય. એટલે ભગવાન આમાં હાથ ઘાલતા નથી. ભગવાન તો ભગવાન તરીકે જ રહે છે, ભગવાન બદલાતા નથી કોઈ દહાડોય. બધું તમારું જ પ્રોજેક્શન છે. તમારી જવાબદારી પર તમારે જ કરવાનું છે બધું. જવાબદારી એય તમારી છે, જે કરો તેની. એટલે આ અણસમજણ કરે છે. જેમ આ છોકરાઓ લડતા હોય તો તમે સમજી જાવને કે આ અણસમજુ છે.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** અને સમજદાર ના લડે ને ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એવી રીતે આ અણસમજણથી લડે છે. અને સમજણ હોય તો ના લડે. એટલે હું એવી સમજણ પાડું એટલે તમારી નીકળી જાય અણસમજણ. પછી લડવાડ નહીં થાય. અમે ગયા પછી નહીં થાય. જ્યાં લડવાડ છે એ 'અંડરડેવલપ્ડ' પ્રજા છે. સરવૈયું કાઢતાં આવડતું નથી એટલે

લડવાડ થાય છે.

હવે બેઉ જણ ઝઘડે તો તો પડોશી જોવા આવે કે ના આવે ? પછી તમાશો થાય કે ના થાય ? અને પાછું ભેગું ના થવાનું હોય તો લડો, ખૂબ લડો. અરે, વહેંચી જ નાખો ! ત્યારે કહે, 'ના, ક્યાં જવાનું ?' જો ફરી ભેગું થવાનું છે તો પછી શું કરવા લડે છે ! આપણે એવું ચેતવું ના જોઈએ ? બીબી જોડે તો સારો રહે ! જેની જોડે રાત-દહાડો રહેવાનું, એની જોડે ડખલ થતી હશે ? આપણે સમાધાન કરી નાખવું એક જણે કે ભઈ, મારે તારી જોડે, તારે મારી જોડે શા માટે આપણે આ બધું હોવું જોઈએ ? દુનિયા કહે કે આ ધણી ને ધણીયાણી છે, પણ આપણે તો ફ્રેન્ડ, પછી કંઈ વાંધો ખરો ?

**પ્રશ્નકર્તા :** નહીં.

**દાદાશ્રી :** તમે ફ્રેન્ડશીપ કરશો કે નહીં ? ટૈડકાવો છો ને વળી પાછા રોફ મારો છો ? ઘેર તો બીબીને ટૈડકાવો છો ખરા ?

**પ્રશ્નકર્તા :** કહેવું પડે !

**દાદાશ્રી :** હા, કહેવું પડે અને તમને કોઈ કહેનાર નહીં. ભગવાન થઈ બેઠા ! મર્યાદાપૂર્વક જીવો, જીવન જીવવાની કળા શીખો. તે એ જ શીખવાડું છું ને ! અમેરિકામાં બધાને એ જ શીખવાડું છું ને ઇન્ડિયામાં શીખવાડું. શું કરું તે ? ફરી પસ્તાવો ના કરવો પડે, આવું કંઈ જીવન જીવો ! કહેવું પડે ! આ મોટા કહેનારા આવ્યા અને ઑફિસમાં બોસ ટૈડકાવેને તો, ના સાહેબ, યુ આર રાઈટ, યુ આર રાઈટ, યુ આર રાઈટ ! આ અહીંયાં એ કહેવાનું, યુ આર રાઈટ, કહીએ. કઢી ખારી થઈ તો બોલવાનું-કરવાનું નહીં, ચૂપ રહેવાનું. કો'ક દાડો ભૂલ ના થાય, કોઈ જાણીજોઈને ભૂલ કરે ? આ તો લાગ જોઈને બેસી રહ્યો હોય, ક્યારે કંઈક થાય ! અલ્યા, કઈ જાતનો છે ? પોતાને એક રૂમમાં સૂઈ જવાનું ત્યાં આગળ ઝઘડા ? બહારથી ઝઘડો કરીને આવો ને ઘેર રોફ મારો બેઉ જણ ચા પીને ! બીબી-છોકરાં એ તો આપણા આશ્રયે આવેલાં છે. જે આપણા આશ્રયે આવેલું હોય, તેને દુઃખ કેમ કરીને દેવાય ? સામાનો વાંક હોય તો પણ આશ્રિતને આપણાથી

દુઃખ ના દેવાય.

## વાત વાતમાં ઘેર ઝઘડા,
## પત્નીની પક્ષે હોય તગડા !

**દાદાશ્રી :** ઘરમાં ઝઘડા થાય છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** 'માઈલ્ડ' થાય છે કે ખરેખરા થાય છે ?

**પ્રશ્નકર્તા :** ખરેખરા પણ થાય, પણ બીજે દિવસે ભૂલી જઈએ.

**દાદાશ્રી :** ભૂલી ના જાવ તો કરો શું ? બધું ભૂલી જાય તો જ ફરી ઝઘડો કરે ને ? એક ઝઘડો ભૂલ્યા ના હોય તો ફરી કોણ કરે ?

**પ્રશ્નકર્તા :** એમ કહેવાય છે ને કે એકધાર્યું જીવન જાય તો એ જીવન ના કહેવાય.

**દાદાશ્રી :** તો મરેલો કહેવાય ?

**પ્રશ્નકર્તા :** મજા ના આવે.

**દાદાશ્રી :** શાસ્ત્રકારોએ કહ્યું કે ભસ ભસ કરે તો માણસ કેમ કહેવાય ? જાનવર જ કહેવાય ને ! બહાર જેટલો વિવેક રાખે છેને લોકોની જોડે, એવો વિવેક ઘરમાં રાખવો જોઈએ. બહાર પ્લીઝ પ્લીઝ કર્યા કરે ! ત્યારે એવું ઘરમાં પણ એવું પ્લીઝ પ્લીઝ કરવાનું. બેન, જીવન તો સારું જોઈએને, કેમ ચાલે આવા જીવન ?

**પ્રશ્નકર્તા :** ઝઘડામાં આનંદ આવતો હશે ?

**દાદાશ્રી :** આ દુષમકાળ છે એટલે શાંતિ રહેતી નથી. તે બળેલો બીજાને બાળી મેલે ત્યારે એને શાંતિ થાય. કોઈ આનંદમાં હોય તે એને ગમે નહીં એટલે પલીતો ચાંપી જાય ત્યારે એને શાંતિ થાય. આવો જગતનો સ્વભાવ છે. બાકી, જાનવરોય વિવેકવાળાં હોય છે, એ ઝઘડતાં નથી. કૂતરાંય છે પોતાના લત્તાવાળાં હોય તેમની સાથે અંદરોઅંદર ના લડે,

બહારના લત્તાવાળા આવે ત્યારે બધા ભેગાં મળીને લડે છે ! આ લોકો વિવેકશૂન્ય થઈ ગયા છે !

મહિનામાં કેટલી વખત ઝઘડા થાય છે ?

**પ્રશ્નકર્તા :** એ તો હાલતાં ને ચાલતાં, સ્વભાવ ગરમ હોય તો કોઈ શું કરે ?

**દાદાશ્રી :** એ ઝઘડા કરીએ એટલે એકદમ ઠંડો થઈ જાય ?

**પ્રશ્નકર્તા :** એ બોલે રાખે ને આપણે સાંભળે રાખવાનું.

**દાદાશ્રી :** સાંભળવામાં વાંધો નથી પણ બીજું તમે બોલો નહીંને ?

**પ્રશ્નકર્તા :** ના, પાછા આપણે બોલીએ તો લાંબું થાય ને !

**દાદાશ્રી :** આ તો કોઈ એકનો ઝઘડો થાય જ નહીં, એક પાર્ટી ઝઘડો કરી શકે નહીં કોઈ દહાડોય. બે પાર્ટી ચાલુ થાય તો જ ઝઘડો થાય. એ તમારા પક્ષની પાર્ટી કંઈક તો કરે, ટોણો મારે, કંઈનું કંઈ કરે ખરું ?

**પ્રશ્નકર્તા :** મોઢું ચઢી જાય એવું કંઈક તો થાય.

**દાદાશ્રી :** હા ! એટલે એક પાર્ટી કોઈ દહાડો ઝઘડો ના હોય, વન પાર્ટી થઈ ગઈ, આપણે કશું જ ના બોલીએ ને આપણે મનમાં ના રાખીએ તો કશું ના થાય.

**પ્રશ્નકર્તા :** મોઢું ચઢી જાય, આપણે ખસીને જતા રહીએ. પેલું મોઢા પર અસર થઈ જાય પણ બીજા કામમાં વળગી જઈએ.

**દાદાશ્રી :** મોઢાં પર અસર શેની થાય માર્યા વગર ? માર્યા હોય તો અસર થાય, વગર માર્યાને શું ? જો ધર્મેય રહ્યો હોતને તો ઘરમાં ઝઘડા ના થાત. થાય તો તે મહિનામાં એકાદ વાર થાય. અમાસ મહિનામાં એક દા'ડો જ આવે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આ તો ત્રીસેય દહાડા અમાસ. ઝઘડામાં શું મળતું હશે ?

**પ્રશ્નકર્તા :** નુકસાન મળે.

**દાદાશ્રી :** ખોટનો વેપાર તો કોઈ કરે જ નહીં ને ? કોઈ કહેતું નથી કે ખોટનો વેપાર કરે ! કંઈક નફો કમાતા તો હશે ને ? સંસાર એ ઝઘડાનું સંગ્રહસ્થાન છે, કોઈને ત્યાં બે આની, કોઈને ત્યાં ચાર આની ને કોઈને ત્યાં સવા રૂપિયા સુધી પહોંચી જાય છે ! મોટા મોટા બંગલામાં રહે ને પાંચ જણ હોય, છતાં ઝઘડા કરે છે ! કુદરત ખાવાપીવાનું આપે છે ત્યારે લોક ઝઘડા કરે છે ! આ લોકો ઝઘડા, ક્લેશ-કંકાશ કરવામાં જ શૂરા છે.

## ક્લેશિત ઘેર, થા ઝઘડાપ્રૂફ, 'સમભાવે કર નિકાલ' ને છૂટ !

**પ્રશ્નકર્તા :** આપણે ઝઘડો ના કરવો હોય, આપણે કોઈ દહાડો ઝઘડો જ ના કરતાં હોઈએ છતાં ઘરમાં બધાં ઝઘડા સામેથી રોજ કર્યા કરે તો ત્યાં શું કરવું ?

**દાદાશ્રી :** આપણે 'ઝઘડાપ્રૂફ' થઈ જવું. 'ઝઘડાપ્રૂફ' થઈએ તો જ આ સંસારમાં રહેવાશે. અમે તમને 'ઝઘડાપ્રૂફ' કરી આપીશું. ઝઘડો કરનારોય કંટાળી જાય એવું આપણું સ્વરૂપ હોવું જોઈએ. કોઈ 'વર્લ્ડ'માંય આપણને 'ડિપ્રેસ' ના કરી શકે એવું હોવું જોઈએ. આપણે 'ઝઘડાપ્રૂફ' થઈ ગયા પછી ભાંજગડ જ નહીંને ? લોકોને ઝઘડા કરવા હોય, ગાળો આપવી હોય તોય વાંધો નહીં અને છતાંય નફ્ફટ કહેવાય નહીં, ઊલટી જાગૃતિ ખૂબ વધશે.

પૂર્વે જે ઝઘડા કરેલા તેનાં વેર બંધાય છે અને તે આજે ઝઘડા રૂપે ચૂકવાય છે. ઝઘડો થાય તે જ ઘડીએ વેરનું બીજ પડી જાય, તે આવતે ભવે ઊગશે.

**પ્રશ્નકર્તા :** તો એ બીજ કેવી રીતે દૂર થાય ?

**દાદાશ્રી :** ધીમે ધીમે 'સમભાવે નિકાલ' કર્યા કરો તો દૂર થાય. બહુ ભારે બીજ પડ્યું હોય તો વાર લાગે, શાંતિ રાખવી પડે. પ્રતિક્રમણ

ખૂબ કરવાં પડે. આપણું કશું કોઈ લેતું નથી. ખાવાનું બે ટાઈમ મળે, કપડાં મળે, પછી શું જોઈએ ? ઓરડીને તાળું મારીને જાય, પણ આપણને બે ટાઈમ ખાવાનું મળે છે કે નથી મળતું એટલું જ જોવું. આપણને પૂરીને જાય તોય કંઈ નહીં, આપણે સૂઈ જઈએ. પૂર્વભવનાં વેર એવાં બંધાયેલાં હોય કે આપણને તાળામાં બંધ કરીને જાય ! વેર અને પાછું અણસમજણથી બંધાયેલું ! સમજણવાળું હોય તો આપણે સમજી જઈએ કે આ સમજણવાળું છે, તોય ઉકેલ આવી જાય. હવે અણસમજણનું હોય ત્યાં શી રીતે ઉકેલ આવે ? એટલે ત્યાં વાતને છોડી દેવી.

હવે વેર બધાં છોડી નાખવાનાં માટે કો'ક ફેરો અમારી પાસેથી 'સ્વરૂપ જ્ઞાન' મેળવી લેજો એટલે બધાં વેર છૂટી જાય. આ ભવમાં ને આ ભવમાં જ બધાં વેર છોડી દેવાનાં, અમે તમને રસ્તો દેખાડીશું.

માકણ કૈડે છે, એ તો બિચારા બહુ સારા છે પણ હેં.... આ ધણી બૈરીને કૈડે છે. બૈરી ધણીને કૈડે છે એ બહુ વસમું હોય છે. કૈડે કે ના કૈડે ?

**પ્રશ્નકર્તા :** કૈડે.

**દાદાશ્રી :** તો એ કૈડવાનું બંધ કરવાનું છે. માકણ કૈડે છે એ તો કૈડીને જતા રહે. બિચારા એ મહીં ધરાઈ ગયો એટલે જતો રહે. પણ બૈરી તો કાયમ કૈડતી જ હોય. એક જણ તો મને કહે છે, મારી વાઈફ મને સાપણની પેઠ કૈડે છે ! ત્યારે મૂઆ પૈણ્યો તો શું કરવા તે સાપણની જોડે ? તે એ સાપ નહીં હોય, મૂઆ ? એમ ને એમ સાપણ આવતી હશે ? સાપ હોય ત્યારે સાપણ આવે ને ?

**પ્રશ્નકર્તા :** એના કર્મમાં લખ્યું હશે એટલે એને ભોગવવું જ રહ્યું, એટલે એ કરડે છે, એમાં વાઈફનો વાંક નથી.

**દાદાશ્રી :** બસ. એટલે આ કર્મના ભોગવટા છે બધા. તેથી એવી વાઈફ મળી આવે, એવો ધણી મળી આવે. સાસુ એવા મળી આવે નહીં તો આ દુનિયામાં કેવી કેવી સાસુઓ હોય છે ! ને આપણને જ આવા

કેમ ભેગા થયા ? આ તો બૈરી જોડે લડવાડ કર્યા કરે. અલ્યા, તારા કર્મનો દોષ. એટલે આપણા લોકો નિમિત્તને બચકાં ભરે, બૈરી તો નિમિત્ત છે, નિમિત્તને શું કરવા બચકાં ભરે છે, નિમિત્તને બચકાં ભરે તેમાં ભલીવાર આવે કોઈ દહાડો ? અવળી ગતિઓ થાય. બધી આ તો લોકોને શું ગતિ થવાની છે, એ કહેતાં નથી. એટલે ભડકતાં નથી. જો કહી દે ને કે ચાર પગ ને પૂંછડું વધારાનું, તો હમણે ડાહ્યા થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એમાં કોનું કર્મ ખરાબ સમજવું ? બન્ને ધણી-ધણીયાણી લડતાં હોય તેમાં ?

**દાદાશ્રી :** બેમાંથી જે કંટાળે એનું.

**પ્રશ્નકર્તા :** એ લડવામાં તો કોઈ કંટાળે જ નહીં, એ તો લડ્યા જ કરે ?

**દાદાશ્રી :** તો બન્નેનું ભેગું. અણસમજણથી બધું થાય છે.

## ઝઘડ્યા પછી થવું પડે એક, રે' શરૂથી એક, ક્યાં ગયો ટેક ?

અમે તો એટલું જાણીએ કે આ ઝઘડ્યા પછી 'વાઈફ'ની જોડે વહેવાર જ ના માંડવાનો હોય તો જુદી વાત છે. પણ ફરી બોલવાનું છે તો પછી વચ્ચેની બધી જ ભાષા ખોટી છે. અમારે આ લક્ષમાં જ હોય કે બે કલાક પછી ફરી બોલવાનું છે, એટલે એની કચકચ ના કરીએ. આ તો તમારે અભિપ્રાય ફરી બદલવાનો ના હોય તો જુદી વાત છે. અભિપ્રાય આપણો બદલાય નહીં તો આપણું કરેલું ખરું છે. ફરી જો 'વાઈફ' જોડે બેસવાના જ ના હો તો ઝઘડ્યા એ ખરું છે. પણ આ તો આવતી કાલે ફરી જોડે બેસીને જમવાના છે. તો પછી કાલે નાટક કર્યું તેનું શું ? એ વિચાર કરવો પડે ને ? આ લોકો તલ શેકી શેકીને વાવે છે તેથી બધી મહેનત નકામી જાય છે. ઝઘડા થતા હોય ત્યારે લક્ષમાં હોવું જોઈએ કે આ કર્મો નાચ નચાવે છે. પછી એ નાચનો જ્ઞાનપૂર્વક ઉકેલ લાવવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** ઝઘડા કરનાર બન્ને જણાએ આ સમજવું જોઈએ ને ?

**દાદાશ્રી :** ના, આ તો 'સબ સબકી સમાલો'. આપણે સુધરીએ તો સામેવાળો સુધરે. આ તો વિચારણા છે, કે ઘડી પછી જોડે બેસવાનું છે તો પછી કકળાટ શાને ? શાદી કરી છે તો કકળાટ શાને ? તમારે ગઈ કાલનું ભૂલાઈ ગયું હોય ને અમને તો બધી જ વસ્તુ 'જ્ઞાન'માં હાજર હોય. જો કે આ તો સદ્‌વિચારણા છે તે 'જ્ઞાન' ના હોય તેને પણ કામ આવે. આ તો અજ્ઞાનથી માને છે કે એ ચઢી વાગશે. કોઈ અમને પૂછે તો અમે કહીએ કે, 'તુંય ભમરડો ને એય ભમરડો. તે શી રીતે ચઢી વાગશે ? એ કંઈ એના તાબામાં છે ?' તે એ 'વ્યવસ્થિત' (સંજોગો)ના તાબામાં છે. અને વાઈફ ચઢીને ક્યાં ઉપર બેસવાની છે ? તમે જરા નમતું આપો એટલે એ બિચારીના મનમાંય ઓરિયો (ઓરતો) પૂરો થાય કે હવે ધણી મારા કાબૂમાં છે ! એટલે સંતોષ થાય એને.

મુસલમાનમાં, એ લોકોમાં 'લાકડાની ભારી તારે લાવવી પડશે અને પાણીની મટકી તારે લાવવી પડશે. હું તો બુરખામાં રહીશ.' શાદી થાય ત્યારે બીબી આ બે કબુલ કરાવી લે ! 'લકડે કી ભારી કબૂલ ?' ત્યારે કહે, કબૂલ. 'પાણી કી મટકી કબૂલ ?' ત્યારે ધણી કહે, કબૂલ. જો અત્યારે કંઈ લકડે કી ભારી નથી લાવવાની. પાણીની મટકી નથી લાવવાની, કશો ત્રાસ નથી, ત્યારે લોક પ્રમાદમાં પડ્યા છે.

પહેલાનાં કાળના લોકો તો ખાવાનું-પીવાનું ન હોય, લૂગડાં-લત્તાં ન હોય તોય ચલાવી લેતા. અને અત્યારે કશાની તાણ નહીં તોય આટલો બધો કકળાટ, કકળાટ, કકળાટ ! તેમાંય ધણીને 'ઈન્કમટેક્સ'-'સેલ્સટેક્સ'ના લફરાં હોય, એટલે ત્યાંના સાહેબથી એ ભડકતા હોય. અને ઘેર બઈસાહેબને પૂછીએ કે તમે શેના ભડકો છો ? ત્યારે એ કહે કે, 'મારા ધણી વસમા છે.' આવા સંસારમાં ગમે છે તમને આ બધું ?

**પ્રશ્નકર્તા :** અત્યારે તો આ સંસાર સારો લાગે છે.

**દાદાશ્રી :** કડવો નથી લાગતો ?

**પ્રશ્નકર્તા :** ઊંડાણમાં જઈએ તો કડવો લાગે.

**દાદાશ્રી :** આટલી બધી કડવાશ લાગે છે તોય કેવો આ જીવનો સ્વભાવ છે ? તે પાછો કેરી કાપીને ખાઈને સૂઈ જાય ! અલ્યા, હમણે તો બીબી જોડે લડ્યો હતો ને પાછો શું જોઈને કેરી ખાય છે ? લડવાડ થાય એ બીબી કેરી કાપીને આપે તે શા કામની ? પણ તમે ચલાવી લો છો કે નથી ચલાવી લેતા ? પછી તમે લડો તો એય ચલાવી લે. પછી શું કરે તે ? બેઉ 'મેજિસ્ટ્રેટ' !

અરે, રસોઈયો ગાળો ભાંડતો હોય ને ખવડાવતો હોય તો આપણે છાનામાના ખઈ લેવું તે ચૂલો તો ના ફૂંકવો પડે, બળ્યો.

સહુથી પહેલાં ધણીએ માફી માગવી. ધણી મોટા મનનો હોય. બઈ પહેલી ના માંગે.

**પ્રશ્નકર્તા :** ધણી મોટા મનનો કહ્યું એટલે એ ખુશ થઈ ગયા.

**દાદાશ્રી :** ના, એ મોટા મનનો જ હોય. એનું વિશાળ મન હોય અને સ્ત્રીઓ સાહજિક હોય. સાહજિક હોય એટલે મહીંથી ઉદય આવ્યો તો માફી માંગે, નાય માંગે. પણ જો તમે માંગો, તો તરત માંગી લેશે. અને તમે ઉદય કર્મના આધીન નહીં રહેવાના. તમે જાગૃતિના આધીન રહેવાના. અને આ ઉદયકર્મના આધીન રહે. એ સહજ કહેવાય ને ! સ્ત્રી સહજ કહેવાય. તમારામાં સહજતા ના આવે. સહજ થાય તો બહુ સુખી હોય.

નરસિંહ મહેતા એ ભક્ત હતા પણ ભક્તાણી જોડે ફાવતું ન હતું. ફાવે જ નહીંને, આ તો આ કળિયુગમાં કોઈને ફાવવા દે કે ? અને આજુબાજુના લોકો, કુટુંબીઓય બધા મશ્કરીઓ કરતા હતા.

**પ્રશ્નકર્તા :** મોટા રાજાની રાણીઓય રીસાઈ જતી હતી.

**દાદાશ્રી :** હા, પણ રીસાઈ જ જાયને, બહુ કડકાઈ કરે એટલે પછી ! ઘરમાં ક્લેશ ના થવો જોઈએ બસ. કંઈ પણ થાય, ઊંધું ચત્તું થાય, પણ ક્લેશ ન થવો જોઈએ. ઘરમાં ઝઘડા ના થવા જોઈએ એ ધર્મ હોવો જોઈએ બસ.

## દુઃખ આપે તે બધો ગાંડો અહં, ખોટો છે જાણ્યે છૂટે કરમ !

જેટલું દુઃખ આપે એ બધો અહમ્ ગાંડો કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ આ ગાંડો અહમ્ છે એ કેવી રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** મને કોઈ કહે, 'દાદાજી, તમે અક્કલ વગરના છો ! એટલે હું સમજું કે આ હવે મારો ગાંડો અહંકાર ઊભો ના થાય એટલે મને દુઃખ આપે જ નહીંને. એનો અહંકાર એને ગમે તે દુઃખ આપે. તે મને શું દુઃખ આપવાનો છે ?

અને ક્લેશો વધારવા તેના કરતાં અહંકારીને કહી દેવું કે મને તમારા વગર ગમતું નથી. તો ડાહ્યું થઈ જાય બધું. બૈરીને બેઉ જણ બાઝ્યા હોયને, તે નાનાં છોકરાં એને 'જય સચ્ચિદાનંદ' કહે એટલે ચૂપ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** આ અહમ્ ખોટો છે, એવું આપણે કહેવામાં આવે છે અને બધું સાંભળીએ છે ને સંત પુરુષો કહે છે, છતાં એ અહમ્ જતો કેમ નથી ?

**દાદાશ્રી :** અહમ્ જાય ક્યારે, એને ખોટો છે એવું આપણે એક્સેપ્ટ કરીએ ત્યારે જાય. વાઈફની જોડે કકળાટ થતો હોય, તો આપણે સમજી જવું કે આ આપણો અહમ્ ખોટો છે. એટલે આપણે રોજ એ અહમ્થી જ પછી એની માફી માંગ માંગ કરવી અંદર, એટલે એ અહમ્ જતો રહે. કંઈ ઉપાય તો કરવો જોઈએને ? કંઈ આમ ધોતિયું મેલું થયું હોય તો સાબુ ઘસીયે તોય મેલ જતો રહે છે, એવું આનો કંઈ સાબુ તો જાણવો જોઈએ કે ના જાણવો જોઈએ ? સાબુ ના જાણીએ ને એમ ને એમ ધો ધો કરીએ તો શું, ક્યારે પત્તો પડે ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** સાચી વાત છે.

**દાદાશ્રી :** એટલે તમે જેટલી પણ વાર એમ કહો કે આ અહમ્ ખરાબ છે, તો એ ઓછો થાય. જે બાજુ અહમ્ બગડેલો હોય તે મને કહો, તો હું તમને બધાય ઉપાય બતાવું. એ અહમ્ સાફ થઈ જાય એવું છે અને

તદ્દન અહંકાર જ કાઢવો હોય તોય પણ એ કહો તો હું તમને અહંકારેય કાઢી આપું આખો. તમારી જે ઈચ્છા હોય તે કહોને.

અમે આ સરળ ને સીધો રસ્તો બતાડી દઈએ છીએ અને આ અથડામણ કંઈ રોજ રોજ થાય છે ? એ તો જ્યારે આપણાં કર્મના ઉદય હોય ત્યારે થાય, તેટલા પૂરતું આપણે 'એડજસ્ટ' થવાનું. ઘરમાં વાઈફ જોડે ઝઘડો થયો હોય તો ઝઘડો થયા પછી વાઈફને હૉટલમાં લઈ જઈને, જમાડીને ખુશ કરીએ. હવે તાંતો ના રહેવો જોઈએ.

સંસારમાં લોક કંટાળીને મોત શાથી ખોળે છે ? આ ઉપાધિઓ ગમે નહીં તેથી. વાત તો સમજવી પડશેને ? ક્યાં સુધી મુશ્કેલીમાં પડી રહેશો ? આ તો જીવડાં જેવું જીવન થઈ ગયું છે ! નર્યો તરફડાટ તરફડાટ ને તરફડાટ ! મનુષ્યમાં આવ્યા પછી તરફડાટ કેમ હોય ? જે બ્રહ્માંડનો માલિક કહેવાય તેની આ દશા ! આખું જગત તરફડાટમાં છેને ! તરફડાટ ના હોય તો મૂર્છામાં હોય. આ બે સિવાય બહાર જગત નથી. આ જગતથી છૂટકારો મેળવવા જેવું છે. એટલે 'આ' જ્ઞાન હોય તો પછી એ ભાંજગડ ના રહે. જ્ઞાન હોય તો તો આપણે સવારના પહોરમાં દર્શન જ કરીએ ને ? વાઈફની મહીંય ભગવાનનાં દર્શન કરવાં જ પડે ને ? વહુમાંય દાદા દેખાય તો કલ્યાણ થઈ ગયું. વહુને જોઉં તો આ 'દાદા' દેખાયને, એની મહીં શુદ્ધાત્મા દેખાયને, એટલે કલ્યાણ થઈ ગયું !

## મરવા જાય તોય ન દે મરવા,
## કાયદા નહીં, સમાધાન કરવા !

જેનો રસ્તો નથી એને શું કહેવાય ? જેનો રસ્તો ના હોય તેની કાણ-મોકાણ ના કરાય. આ ફરજિયાત જગત છે ! ઘરમાં વહુનો ક્લેશવાળો સ્વભાવ ના ગમતો હોય, મોટા ભાઈનો સ્વભાવ ના ગમતો હોય, આ બાજુ બાપુજીનો સ્વભાવ ના ગમતો હોય, તેવા ટોળામાં માણસ ફસાઈ જાય તોય રહેવું પડે. ક્યાં જાય તે ? આ ફસામણનો કંટાળો આવે, પણ જવું ક્યાં ? ચોગરદમથી વાડો છે. સમાજની વાડો હોય. 'સમાજ મને શું કહેશે ?' સરકારનીય વાડો હોય. જો કંટાળીને જળસમાધિ લેવા જુહુના કિનારે જાય

તો પોલીસવાળા પકડે. 'અલ્યા ભઈ, મને આપઘાત કરવા દેને, મરવા દેને નિરાંતે !' ત્યારે એ કહે, 'ના, મરવાય ના દેવાય. અહીં આગળ તે આપઘાત કરવાના પ્રયાસનો ગુનો કર્યો માટે તને જેલમાં ઘાલીએ છીએ !' મરવાયે નથી દેતા ને જીવવાયે નથી દેતા, આનું નામ સંસાર ! માટે રહોને નિરાંતે ! આવું છે ફરજિયાત જગત !

માટે જેમ તેમ કરીને 'એડજસ્ટ' થઈને ટાઈમ પસાર કરી નાખવો એટલે દેવું વળી જાય. કોઈનું પચ્ચીસ વર્ષનું, કોઈનું પંદર વર્ષનું, કોઈનું ત્રીસ વર્ષનું, ના છૂટકેય આપણે દેવું પૂરું કરવું પડે. ના ગમે તોય એની એ જ ઓરડીમાં જોડે રહેવું પડે. અહીં પથારી બાઈસાહેબની ને અહીં પથારી ભાઈસાહેબની ! મોઢાં વાંકાં ફેરવીને સૂઈ જાય તોય વિચારમાં તો બાઈસાહેબને ભાઈસાહેબ જ આવેને ! છૂટકો નથી. આ જગત જ આવું છે. એમાંય આપણને એ એકલાં નથી ગમતાં એવું નથી. એમનેય પાછા આપણે ના ગમતા હોઈએ ! એટલે આમાં મઝા કાઢવા જેવું નથી.

'ડૉન્ટ સી લૉઝ, પ્લીઝ સેટલ.' (કાયદા ના જોશો, સમાધાન કરો.) સામાને 'સેટલમેન્ટ' લેવા કહેવાનું. 'તમે આમ કરો, તેમ કરો' એવું કહેવા માટે ટાઈમ જ ક્યાં હોય ? સામાની સો ભૂલ હોય તોય આપણે તો પોતાની જ ભૂલ કહીને આગળ નીકળી જવાનું. આ કાળમાં 'લૉ' (કાયદાઓ) તો જોવાતા હશે ? આ તો છેલ્લે પાટલે આવી ગયેલું છે ! જ્યાં જુઓ ત્યાં દોડાદોડ ને ભાગાભાગ ! લોક ગૂંચાઈ ગયેલાં છે !! ઘેર જાય તો વાઈફ બૂમો પાડે, છોકરાં બૂમો પાડે, નોકરીએ જાય તો શેઠ બૂમો પાડે, ગાડીમાં જાય તો ભીડમાં ધક્કા ખાય ! ક્યાંય નિરાંત નહીં. નિરાંત તો જોઈએને ? કોઈ લડી પડે તો આપણે તેની દયા ખાવી કે ઓહોહો ! આને કેટલો બધો અકળાટ હશે તે લડી પડે છે ! અકળાય તે બધા નબળા છે.

નાના છોકરાનેય મહીં બળતરા બંધ થઈ જાયને, તો ગમેને ? એટલે મોટો થયો એટલે 'હું કંઈક છું' કહે છે. અલ્યા, 'કંઈક છું' કહીને વાઈફ જોડે ઝઘડો થયો તે નિકાલ કરતાં નથી આવડતું ને કહે છે 'હું કંઈક છું'. વાઈફની જોડે ઝઘડો કરે ને તેય કેસ પેન્ડિંગ છે લોકોના !

## જાગ્યો ત્યાંથી ડખો કરે ઘેર,
## 'વિનંતી કરું' ટાળ વાણી ઝેર !

મનુષ્ય થઈને પ્રાપ્ત સંસારમાં ડખો ના કરે, તો સંસાર એવો સરળ ને સીધો ચાલ્યા કરે. પણ આ પ્રાપ્ત સંસારમાં ડખલ જ કર્યા કરે છે. જાગ્યો ત્યારથી જ ડખલ. પ્રાપ્ત સંયોગોમાં સહેજ પણ ડખલ ના હોય, તો ભગવાનની સત્તા રહે. તેને બદલે ડખો કરે અને પોતાની સત્તા ઊભી કરે છે. 'હં પછી આ આમ કેમ કર્યું આ આમ...' અલ્યા મૂઆ, પાંસરો મરને. ચા પીને છાનોમાનો મોઢું ધોઈને.

અને બીબીયે જાગ્યા ત્યારથી ડખલ કર્યા કરે, કે 'જરા આ બાબાને હીંચકો નાખતા પણ નથી, જો આ ક્યારનો રડ્યા કરે છે !' ત્યારે પાછો ધણી કહેશે, 'તારા પેટમાં હતો ત્યાં સુધી હું કંઈ હીંચકો નાખવા આવ્યો હતો ! તારા પેટમાંથી બહાર નીકળ્યો તો તારે રાખવાનો.' આ પાંસરી ના હોય ત્યારે શું કરે તે ?

**પ્રશ્નકર્તા :** તમે ડખો નહીં કરો કહ્યુંને, એ બધું જેમ છે તેમ પડી રહેવા દેવું જોઈએ. ઘરમાં બહુ માણસો હોય ?

**દાદાશ્રી :** પડી રાખવું ના જોઈએ અને ડખોય ના કરવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** એવું કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** વળી ડખો હોતો હશે ? ડખો તો અહંકારનું ગાંડપણ કહેવાય !

**પ્રશ્નકર્તા :** કંઈક કાર્ય હોય તો કહેવાય ખરું ઘરમાં, કે આટલું કરજો એમ ?

**દાદાશ્રી :** પણ કહેવા કહેવામાં ફેર હોય.

**પ્રશ્નકર્તા :** ઈમોશન વગર કહેવાનું. ઈમોશનલ નહીં થઈ જવાનું ને કહેવાનું એમ ?

**દાદાશ્રી :** આમ વાણી, કેવી મીઠી બોલે છે કે કહેતાં પહેલાં જ એ

સમજી જાય !

**પ્રશ્નકર્તા :** આ કડક વાણી, કર્કશ વાણી હોય એને શું કરીએ ?

**દાદાશ્રી :** કર્કશ વાણી, ત્યારે એ જ ડખો હોયને ! કર્કશ વાણી એમાં શબ્દ ઉમેરવો પડે, કે 'હું વિનંતી કરું છું આટલું કરજો.' 'હું વિનંતી...' એટલો શબ્દ ઉમેરીને કરે.

**પ્રશ્નકર્તા :** હવે આપણે મોટેથી એમ કહીએ કે, 'એય થાળી ઉંચક અહીંથી' અને આપણે ધીમે કહીએ, 'તું થાળી ઉંચક અહીંથી' એટલે એ જે બોલવાનું જે પ્રેસર છે.....

**દાદાશ્રી :** એ ડખો ના કહેવાય. હવે પેલા ઉપર રોફ મારો તો ડખો કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે ધીમેથી બોલવાનું ?

**દાદાશ્રી :** ના, એ તો ધીમેથી બોલો તો ચાલે. અને એ તો ધીમેથી બોલે તોય ડખો કરી નાખે. એટલે તમારે કહેવાનું 'હું વિનંતી કરુ છું. તે આટલું કરજોને' મહીં શબ્દ ઉમેરવો પડે.

આમને ટેમ્પરરી શાંતિ નથી જોઈતી. આ બધાં પરમેનન્ટ શાંતિ માટે ભેગાં થયાં છે. તમારે શાંતિ ટેમ્પરરી જોઈએ છે કે પરમેનન્ટ ?

**પ્રશ્નકર્તા :** પરમેનન્ટ.

**દાદાશ્રી :** તમારે હઉ પરમેનન્ટ શાંતિ જોઈએ છે ? શું કરવી છે ? વહુ છે, છોકરા ત્રણ છે, પછી....

**પ્રશ્નકર્તા :** વહુ તો બધાયને હશે જ ને ! વઢવાડ ના થતી હોય એવું તો મને પોસીબલ (શક્ય) જ નથી લાગતું. અને કોઈ કહેતું હોય તો એ ખોટું છે.

**દાદાશ્રી :** એમ ?

**પ્રશ્નકર્તા :** માણસ પોતાનાં ઘરનાં જોડે જ વઢવાડ કરેને ! પોતાનાં

માણસ જોડે.

**દાદાશ્રી :** બહારનાં જોડે કરેને, તો મારી મારીને છોડાં કાઢી નાખે ! બહારનાં જોડે કરે શી રીતે ? આ ઘરનાં છે તે સાંભળી લે બધા. અને બહાર હોય તો સાંધા તોડી નાખેને એના. એટલે ઘરનાંને જ બધા મારામાર કરે અને પુરુષેય જરા એવું, ઠોકે બધું. બહાર વઢી જો જોઈએ ? તમે બહાર વઢો છો ? ટ્રાયલ કરી જુઓ છો ?

**પ્રશ્નકર્તા :** કર્યો જ નથીને કોઈની જોડે.

**દાદાશ્રી :** હજુ કર્યો નથી ? કરી જુઓને એકુય....

## વણમાંગી સલાહ ન અપાય, અંતર યુદ્ધે સો ભવ બંધાય !

**પ્રશ્નકર્તા :** ઘણીવાર મોટી લડવાડ ઘરમાં થઈ જાય છે તો શું કરવું ?

**દાદાશ્રી :** ડાહ્યો માણસ હોયને તો લાખ રૂપિયા આપે તોય વઢવાડ ના કરે ! ને આ તો વગર પૈસે લડવાડ કરે, તો એ અનાડી નહીં તો શું ? ભગવાન મહાવીરને કર્મો ખપાવવા સાઠ માઈલ ચાલીને અનાડી ક્ષેત્રમાં જવું પડેલું ને આજના લોક પુણ્યશાળી તે ઘેર બેઠાં અનાડીક્ષેત્ર છે ! કેવાં ધન્ય ભાગ્ય ! આ તો અત્યંત લાભદાયી છે. કર્મો ખપાવવા માટે, જો પાંસરો રહે તો.

ઘરમાં સામો પૂછે, સલાહ માગે તો જ જવાબ આપવો. વગર પૂછ્યે સલાહ આપવા બેસી જાય એને ભગવાને અહંકાર કહ્યો છે. ધણી પૂછે કે, 'આ પ્યાલા ક્યાં મૂકવાના છે ?' તો બઈ જવાબ આપે કે, 'ફલાણી જગ્યાએ મૂકો.' તે આપણે ત્યાં મૂકી દેવા. તેને બદલે એ કહે કે, 'તને અક્કલ નથી, અહીં પાછું ક્યાં મૂકવાનું તું કહે છે ?' એટલે બઈ કહે કે, 'અક્કલ નથી ત્યારે તો મેં તમને આવું કહ્યું, હવે તમારી અક્કલથી મૂકો.' આનો ક્યારે પાર આવે ? આ સંયોગોની અથડામણ છે ખાલી ! તે ભમરડા ખાતી વખતે, ઊઠતી વખતે અથડાયા જ કરે. પછી ભમરડા ટીચાય છે ને છોલાય છે ને લોહી નીકળે છે. આ તો માનસિક લોહી નીકળવાનું ને ! પેલું લોહી

નીકળતું હોય તો સારું. પટ્ટી મારીએ એટલે બેસી જાય. આ માનસિક ઘા પર તો પટ્ટીયે ના લાગે કોઈ !

## તરછોડ-તિરસ્કાર વાણીના ઘા, વેર ભવોભવ પડે ભોગવવા !

ઘરનાં બધાંને પત્નીને, નાની બેબીને, કોઈ પણ જીવને તરછોડ મારીને મોક્ષે ના જવાય. સહેજ પણ તરછોડ વાગે એ મોક્ષનો માર્ગ ન હોય.

**પ્રશ્નકર્તા :** તિરસ્કાર અને તરછોડ એ બેમાં શું ફેર ?

**દાદાશ્રી :** તરછોડ અને તિરસ્કારમાં, તિરસ્કાર તો વખતે ખબર નાયે પડે. તરછોડ આગળ તિરસ્કાર એ બિલકુલ માઈલ્ડ વસ્તુ છે, જ્યારે તરછોડનું તો બહુ જ ઉગ્ર સ્વરૂપ છે, તરછોડથી તો તરત જ લોહી નીકળે એવું છે. આ દેહનું લોહી ના નીકળે, પણ મનનું લોહી નીકળે એવી તરછોડો ભારે વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** તિરસ્કારનું અને તરછોડનું, બેઉનાં ફળ કેવાં કેવાં પ્રકારનાં હોય ?

**દાદાશ્રી :** તિરસ્કારનું ફળ એટલું બધું બહુ મોટું ના આવે. જ્યારે તરછોડનું ફળ તો બહુ મોટું આવે. તિરસ્કાર તો મનુષ્યોને સ્વભાવિક રીતે રહે જ. જેને રાગ હોય એને દ્વેષ હોય જ. અને દ્વેષ એટલે તિરસ્કાર. એ બટાકા ના ખાતો હોય, એટલે એને બટાકા ઉપર તિરસ્કાર રહ્યા જ કરે. દેખે ત્યાંથી એને તિરસ્કાર થાય. જ્યાં ત્યાગ કર્યો હોય ત્યાં તિરસ્કાર વર્તે. જ્યારે તરછોડ તો બહુ મોટી ખરાબ વસ્તુ છે. આ તલવારથી તો દેહને લોહી નીકળે પણ તરછોડથી તો મનને લોહી નીકળે ! તરછોડ સામાના બધાય દરવાજા બંધ કરી દે. જેને આપણે તરછોડ મારી હોયને, એ એનો દરવાજો કાયમ ઉઘાડે નહીં. એ શું કહેશે કે બધાને જવા દઉં પણ તને નહીં જવા દઉ. આપણી તરછોડની એની પાસે ક્ષમા માગી લેને તો એ બધું ઊડી જાય.

આપણા મધર હોય એને આપણે કહીએ કે તું અક્કલ વગરની છે, આમ છે, તેમ છે, તને કશું ખાવાનું કરતાં આવડતું નથી. એ બધો તિરસ્કાર કહેવાય. પણ એને એમ કહીએ કે તું મારા બાપની વહુ થઉં તો ? તો પછી એને તરછોડ વાગે. આ તરછોડ તો એવી વાગે કે એના મનને મહીં લોહી નીકળ્યા કરે. હવે એમાં આપણે શું ખોટું કહ્યું છે ? એ બાપની વહુ ન હોય ? વાત તદ્દન સાચી છે પણ વ્યવહારિક વસ્તુ નથી એ. સત્ય છે પણ નગ્ન સત્ય છે, એવું ના ચાલે. ત્યાં વ્યવહારિક સત્ય જોઈએ. વ્યવહારિક સત્ય કેવું હોય ? કે સત્યની જોડે સામાને પ્રિય લાગે તેવું હોય, સામાને હિતકારી હોય. સામાને અહિતકારી સત્ય એ સત્ય નથી. અને મિત હોય, થોડા શબ્દોમાં હોય. રેડિયાની પેઠ ગા ગા ના કર્યા કરે. એટલે જે સત્ય-હિત-પ્રિય-મિત હોય એનું નામ સત્ય, બાકી બીજું બધું અસત્ય છે. એટલે કેટલાક 'મારા બાપની વહુ' જેવું બોલે ને બધો દુકાળ પાડી દે. પછી મધર શું કહેશે ? રડ્યા, મોઢું ના દેખાડીશ. તું જા અહીંથી, તે પછી પાણી પણ ના પાય.

પણ આ બધી અણસમજણની તરછોડ કહેવાય. જ્યારે પેલી તો સમજણવાળી તરછોડ, એનાથી તો આખું મન કપાઈ જાય. સમજણપૂર્વક તરછોડ મારે ને તો મનના બે ટુકડા થઈ જાય. અણસમજણની તરછોડથી તો લોહી નીકળે પણ પાછું મટી જાય, રુઝાઈ જાય, જ્યારે સમજણપૂર્વકની તરછોડથી તો પેલાનાં મનના બે ટુકડા જ થઈ જાય. એવી જાત જાતની તરછોડ મારે છે અને પછી જગતમાં સુખી થવાની ઈચ્છા રાખે છે. પણ કેવી રીતે સુખી થાય ?

એ તરછોડો કોને મારે છે ? પેલા સામા માણસને નથી મારતો, ભગવાનને મારે છે. એટલે તમે અહીં જે જે કરો, જે જે ગાળો દેશો, તો એ ભગવાનને જ પહોંચે છે. એ માણસને પહોંચતી નથી. અહીંના બધા જ, સંસારનાં બધાં જ પરિણામ એ ભગવાન સ્વીકારે છે. માટે એ પરિણામ એવાં કરજો કે ભગવાન સ્વીકારે તો ત્યાં આપણું ખરાબ ના દેખાય.

**પ્રશ્નકર્તા :** કેટલાક લોકો પોતાની બૈરીને છોડી દે છે, તો એને

તરછોડ ના કહેવાય ?

**દાદાશ્રી :** જગત એને તરછોડ કહે, બાકી ભગવાન એને તરછોડ ના કહે, એટલે એને તરછોડની કલમ ના લાગે. જો બૈરી જોડે મીઠી મીઠી વાણી વાપરતો હોય, બૈરી કહે કે 'હું હવે શું કરું ? હું તો દુઃખી થઈ જઈશ.' તો તે પેલો મીઠું મીઠું બોલતો હોય કે, 'મારા તો નસીબ જ ફૂટલાં છે. મારે ભાગ તો આવું હશે' એ આમ તેમ કરીને છૂટી જતો હોય તો બૈરીને છોડતાંય બૈરીને તરછોડ ના વાગે.

**પ્રશ્નકર્તા :** પણ કોઈ બૈરીને કાઢી જ મૂકે તો તરછોડ ગણાય કે નહીં ?

**દાદાશ્રી :** એ બૈરીને કાઢી મૂકે તોય તરછોડ ના વાગે. જેને વાણી મીઠી, સારી બોલતાં આવડે છે, તેની કોઈ જગ્યાએ કોઈનેય તરછોડ ના વાગે.

અરે, વાણીના ઘા તો એક અવતાર નહીં, સો-સો અવતાર સુધી પણ રૂઝાતા નથી. તેથી અમે કહીએ છીએને, આ તરછોડ વાગે એવું બોલીશ તો ભવોભવનું વેર બાંધીને શું થશે તારું ? એક જ જીવ એવો નીકળેને તે નક્કી કરે કે મારું જે થવાનું હશે તે થશે પણ આને તો મોક્ષે ના જ જવા દઉં. પોતાને હોડમાં મૂકી દે આખો જ, તો મોક્ષે જવા ના દે. કારણ કે વેરનો સ્વભાવ એવો છે, હોડ મૂકે, સત્તામાં જ ઘાલી દે અને મોક્ષે જવા ના દે. અને પોતે જાય નહીં. જીવન જીવતાં જ ના આવડે ત્યારે શું થાય ? જીવન જીવવું એ તો બહુ મોટી કળા છે. તે આપણે એકલા જ શીખવાડીએ છીએ. બીજે કોઈ જગ્યાએ જીવન જીવવાની કળા નથી હોતી.

જુઓને, આ જીવન છે ને લડે-કરે...... સામસામી લડે જ. આમ દેખીતી વઢવાડ ના કરે, એ મહીં વઢવાડ કરનારા, બહાર વઢવાડ નહીં. એ મહીંલી વઢવાડ કરનારા. બહારની વઢવાડ તો એકાવતારી હોય. એક અવતારમાં એ શૂન્યતાને પામે અને અંદરની વઢવાડ તો સો-સો અવતાર સુધી ચાલ્યા કરે !

## કર્મ ઉદયે પતિ-પત્ની થયાં,
## શાને કટુતા મેણાં ટોણાં નર્યાં ?

એક બેન છે તે મને કહે છે, તમે મારા ફાધર હોય એવું લાગે છે ગયા અવતારના. બેન બહુ સરસ, બહુ સંસ્કારી. પછી બેનને કહ્યું કે આ ધણી જોડે શી રીતે મેળ પડે છે ? ત્યારે કહે, એ કોઈ દહાડો બોલે નહીં. કશું બોલે નહીં. ત્યારે મેં કહ્યું, કોઈક દહાડો કશુંક તો થતું હશેને ? ત્યારે કહે, ના, કોઈક દહાડો ટોણો મારે. હા, એટલે સમજી ગયો. ત્યારે મેં પૂછ્યું કે એ ટોણો મારે ત્યારે તમે શું કરો ? તમે તે ઘડીએ લાકડી લઈ આવો કે નહીં ? ત્યારે એ કહે કે 'ના, હું એમને કહું કે કર્મના ઉદયે તમે અને હું ભેગાં થયા છીએ. હું જુદી, તમે જુદા. હવે આમ શું કરવા કરો છો ? શેના માટે ટોણા મારવાના અને આ બધું શું છે ? આમાં કોઈનોય દોષ નથી. એ બધું કર્મના ઉદયનો દોષ છે. માટે ટોણા મારો એના કરતાં કર્મને આપણે ચૂકતે કરી નાખોને ! એ વઢવાડ સારી કહેવાયને ! અત્યાર સુધી તો બધી બહુ બઈઓ જોઈ, પણ આવી ઊંચી સમજવાળી તો આ બઈ એકલી જ જોઈ. હવે આવી વાત કરે કે કર્મના હિસાબે આપણે ભેગાં થયાં છીએ, ત્યારથી ના સમજીએ, કેટલા ઊંચા સંસ્કાર ! એ સંસ્કાર બોલવાના આવડે ક્યાંથી ? અને આ તો સંસ્કારની વાત છેને ! બહુ ઊંચા સંસ્કાર ને ! અને બીજી બઈ હોય તો કહેશે, તમે આવા છો ને તેવા છો ને.... કેટલા વિશેષણ આપે ? ડિક્સનરીમાં ના હોય એટલા હં કે... ડિક્સનરીમાં ખોળવા જઈએ પછી આપણે, કે આ વિશેષણ છે કે નહીં, ડિક્સનરીમાં તો ના હોય એ.

અત્યારે તો ઘરમાં બધાએ ભેગાં બેસવું, ખાવું, પીવું અને પાછું લડવું. એ જ ધંધો માંડ્યો છેને ! તેમાં આપણા લોકો તો લાકડી લઈને મારતા નથી, પણ મોઢાના શબ્દો મારે ! શબ્દો બહુ મોટા બૉમ્બ જેવા મારે !

## ડાઘિયો ભસ્યા કરે જવાનીમાં,
## બંદા 'અપક્ષ' ને મા-બચ્ચાં કોંગ્રેસમાં !

કોઈ દહાડો ઘરમાં બોક્સિંગ-બોક્સિંગ થાય છે કે ? બોક્સિંગ

નહીં ? કે નાનપણમાં થતું હતું ?

**પ્રશ્નકર્તા :** બોક્સિંગ તો નથી કરી.

**દાદાશ્રી :** બોક્સિંગ નહીં ? કસરત કરવાની ટેવ નહીં ? હાથ ઉપડી જાયને ? પછી એ તો ! એકનો હાથ ઉપડે ત્યારે બીજો કંઈ છોડે કે ?

અમારા એક ઓળખાણવાળા ભઈબંધ હતા. જરા મિજાજના તર, તે આખો દહાડો બૈરીની ખોડો કાઢ કાઢ કર્યા કરે. અમથી અમથી નજીવી બાબતોમાં ખોડો કાઢ કાઢ કર્યા કરે. એને સાત તો છોકરાંઓ હતાં, ચાર છોકરા ને ત્રણ છોડીઓ. તે બધાંય બાપાને આમ તીરછી નજરે જુએ કે આ મારાં બાને વઢ વઢ જ કર્યા કરે છે. હવે છોકરાં નાનાં, તે ઘડીએ અધિકાર વગર શું કરે ? પણ મનમાં શું રાખે કે આ બાપા મારી માને વઢ વઢ કરે છે. તે પછી ભઈબંધને મેં કહ્યું કે, આ છોકરાં મોટાં થશે ત્યારે આ કુરકુરિયાં દેખાય છેને એ બધાં કુરકુરિયાં અને પેલી કૂતરી, બધાં સામા થશે, ત્યારે ડાઘિયાનું તેલ કાઢી નાખશે. કૂતરી અને બધાં કુરકુરિયાં ભેગા થઈને ભસવા લાગે તો ડાઘિયાની શી દશા થાય ? મેં એને કહ્યું, આ બઈને કહેવાનું છોડી દે છાનોમાનો, નહીં તો ઘર આખું બઈની તરફ થઈ જશેને તું એક તરફ રહી જઈશ ! અહીં બચકાં ભરે, અહીં બચકાં ભરે, પેલા કુરકુરિયાં તો માના પક્ષમાં જ બેસે. બાપના પક્ષમાં કોઈ ના બેસે. પછી એ લોકો તારું તેલ કાઢી નાખશે. માટે ચેતીને ચાલજે. તે પછી એ બિચારા સમજી ગયા. નહીં તો આખી જિંદગી માર ખાત ! એટલે સ્ત્રીની જોડે આડું તેડું ના કરશો ! એવું ના કરાય !!

**પ્રશ્નકર્તા :** જો આપણે બૈરીને કશું કહીએ નહીં તો એને અવળું પ્રોત્સાહન મળેને ?

**દાદાશ્રી :** કહેવાનું બધુંય, પણ એને દુઃખ નહીં આપવાનું. ત્રાસ નહીં આપવાનો !

એક બૅન્કના મેનેજર આવેલા. એ મને કહે કે દાદાજી, કોઈ દહાડો ઘરમાં હું બૈરીને કશું કહેતો જ નથી, છોકરાંને કશું કહેતો જ નથી. છોકરાં ગમે તેટલું બગાડ કરે તોય કશું બોલતો જ નથી. ત્યારે મેં કહ્યું કે પેલો

બૈરીને મારે છે એ સારો, તું તો એના કરતાંય વધારે નાલાયક કહેવાય. ત્યારે કહે કે કેમ ? કેમ ? એવું કહો છો ? મેં કહ્યું કે બાબો અહીં તોફાન કરતો હોય તો આપણે કહેવું પડે કે આવી રીતે અહીં તોફાન ના કરશો. એને સમજણ પાડીને કહેવું પડે. તું તો કશું બોલતો જ નથી. તેના કરતાં તો આ કબાટ સારું. તું તો કબાટ જેવો થઈ ગયો. લોક જાણે કે આ બાપ થયો. બાકી તો તું એક કબાટ જેવો છું. કઈ જાતનો માણસ છું તે ?

એટલે મારવાનું નહીં, દુઃખ દેવાનું નહીં. તેમ કબાટ જેવા થવાનુંય નહીં. કેવી રીતે રહેવાનું સમજણ પડીને ? એ બઈ ને છોકરાંને સમજાવી પટાવીને વાતચીત કરવી. નહીં તો પછી આપણે કબાટ થઈ ગયા. કોઈ બોલે, ગાળો ભાંડે તો કબાટ કશું બોલે ?

સામો અણસમજણથી દુઃખી થાય તેના આપણે ગુનેગાર નથી. આપણે તો ન્યાયથી સમજાવવું જોઈએ કે આ ભૂલ અહીં આગળ છે, માટે આને દુઃખ થાય છે. ઘરના માણસને તો સહેજેય દુઃખ દેવાય જ નહીં. જેનામાં સમજ ના હોય તે ઘરનાંને દુઃખ દે. અને ધણીએ નક્કી કરવું જોઈએ કે મારી વાઈફને સહેજ પણ દુઃખ ન થવું જોઈએ. એવું નક્કી ના કરવું પડે ? ભલે સુખ ના અપાય, પણ એને દુઃખ ના પડવા દઈએ. એ આપણને દુઃખી કરે તો વાંધો નહીં, ચલાવી લેવાનું. કોઈને દુઃખ દઈને આપણે મોક્ષે જઈએ એ બને ખરું ? અને કળિયુગનાં મનુષ્યો તો એટલાં બધાં અક્કલવાળાં ને તે ઘરનાં માણસોને દુઃખ આપે. આ બહાદુર કહેવાય ? આ શૂરવીર કહેવાય ? બૈરી ઉપર ધણી થાય એ શૂરવીર કહેવાતા હશે ? શું શૂરવીરના લડકા ?

મારો સ્વભાવ મૂળ ક્ષત્રિય સ્વભાવ, તે ક્ષત્રિય બ્લડ અમારું, તે ઉપરીને ટૈડકાવાની ટેવ, અન્ડરહેન્ડને સાચવવાની ટેવ. આ ક્ષત્રિયપણું મૂળ ગુણ, તે અન્ડરહેન્ડને રક્ષણ કરવાની ટેવ. એટલે વાઈફ ને એ બધાં તો અન્ડરહેન્ડ એટલે એમનું રક્ષણ કરવાની ટેવ. એ અવળું-સવળું કરે તોય પણ રક્ષણ કરવાની ટેવ. નોકરો હોયને તે બધાનું રક્ષણ કરવાનું. એની ભૂલ થઈ હોયને, તોય એને બિચારાને નહીં કહું અને ઉપરી હોય તો માથા તોડી નાખું. અને જગત આખું અંડરહેન્ડની જોડે કચકચ કરે, અલ્યા મૂઆ,

બૈરી જેવો છે તું. બૈરી આવું કરે, અંડરહેન્ડને, આ તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે, સાચી વાત છે.

**દાદાશ્રી :** કંઈ ન્યાય ના હોવો જોઈએ ? અને સ્ત્રીઓની જોડે તો આવું ના થાય. ઘરની અંદર સેફસાઈડ (સલામતી) રાખવી સારી કે નહીં સારી ? ધોલ મારીને આવવી હોય તો આવે, છૂટ છે પણ ઘરમાં નહીં. સ્ત્રીની જોડે નહીં. ઘરમાં પોતાની સ્ત્રી, વિશ્વાસ રાખવાનું સાધન. ત્યાં વિશ્વાસ સામસામી તૂટી જાય એટલે જીવનયુઝલેસ (નકામું) થઈ જાય.

## પત્નીને મારે તે પતિ કસાઈ,
## ખીલે બાંધેલી આ ગાય ક્યાં જાય ?

**પ્રશ્નકર્તા :** આપણે પણ એમની જરૂરિયાત પોષીએ જ છીએને ?

**દાદાશ્રી :** વળી એટલો બધો રોફ મારવાની શી જરૂર છે તે ? ત્યાં ઑફિસમાં લડોને ? અહીં શું કરવા બાઈની જોડે લડો છો ?

**પ્રશ્નકર્તા :** પણ દાદાજી બહાર મારવા જઈએ તો તો એ તો સામે મારેય ખાવો પડે.

**દાદાશ્રી :** તે આ હમણે માર નહીં ખાવો પડે, હમણે તરત નહીં આપે, એ તો ગાતર ઢીલાં થાય પછી આપશે !

**પ્રશ્નકર્તા :** ધણી બૈરીને મારે તો બૈરીએ શું કરવા આમ ટકીને રહેવું જોઈએ માર ખાઈને ?

**દાદાશ્રી :** પણ એ તો છૂટકો જ નહીંને ટકીને રહે.... સમાજ એવો છેને કે બૈરીને કહીએ તું જતી રહે તોય ના જતી રહે. કારણ કે મને મારા માબાપ શું કહેશે, મારા માબાપનું શું થશે, ફલાણાનું શું થશે, સમાજનું એવું દબાણ છે જબરજસ્ત કે સમાજમાં રહેલી તે ક્યાં નાસી જાય ? આપણે ઘરમાં પૈણી લાવ્યા અને બૈરીને વઢવઢ કર્યા કરીએ, તે શેના જેવું છે ? કે ગાયને ખીલે બાંધીને પછી માર માર કરીએ. ખીલે બાંધીએ ને માર માર કરીએ તો ? આમથી મારીએ તો પેલી બાજુ જાય બિચારી ! આ એક ખીલે

બાંધેલી ક્યાં જવાની છે ? આ સમાજનો ખીલો એવો જબરો છે કે ભાગીય ના શકે. ખીલે બાંધેલીને મારીએ તો બહુ પાપ લાગે. ખીલે ના બાંધી હોય તો હાથમાં જ ના આવેને ? આ તો સમાજને લઈને દબાયેલી રહી છે. નહીં તો ક્યારનીય ભાગીને જતી રહેત. ડિવોર્સ લીધા પછી માર જોઈએ ? તો શું થાય ? આ તો ખીલે બાંધેલી, તેવી આ સ્ત્રી પૈણેલી છે, ક્યાં જાય બિચારી ?

**પ્રશ્નકર્તા :** એટલા માટે ટકી રહ્યું છે !

**દાદાશ્રી :** નહીં તો શું થાય ? આપણા લોકો તો બંધનવાળા. ટકી કેમનું રહે ? જાય ક્યાં તે ? આ ફોરેનરો જેવું નહોય આ, કે જતું રહે. મનમાં વિચાર કરે કે મારું દુનિયામાં શું દેખાશે, ખોટું દેખાશે ! આમ કરીને રહે, ટકે, ના નાસી જાય. અહીં એ બઈ બિચારી સહન કરશે બાકી એને કુદરત આ સહન નહીં કરે. આ લોકોને તો ભાન જ નથી કે આનું મને શું દુઃખ પડશે ? મારી જવાબદારી શું છે ?

ઘરના માણસો ખીલે બાંધેલાં જેવા છે, તેને મારીએ તો આપણે નંગોડ કહેવાઈએ. એને છોડી દે ને પછી માર, તો તે તને મારશે અથવા તો નાસી જશે. બાંધેલાને મારવું એ શૂરવીરનું કામ કેમ કહેવાય ? એ તો બાયલાનાં કામ કહેવાય. એટલે વાત એમ છે કે ધણીએ ન મારવું જોઈએ. છતાં મારે છે એ જ ગુનો છે. તે નબળાઈઓ કાઢવાની આપણે કહીએ છીએ. મરાય કેમ સ્ત્રીને ? એમ સ્ત્રીથી પુરુષનેય કેમ હાથ અડાડાય ? હિન્દુસ્તાનમાં બધા પુરુષનેય હઉ હાથ અડાડે છે.

આ તો બૈરાં, છોકરાં, છોડીઓ બધું બાંધેલા છે બિચારાં. ફેમિલીને ના મરાય. એને કશું કહેવાય નહીં. એ આપણને કહી જાય, પણ આપણાથી ના કહેવાય. તમે હેડ ઑફ ધ ફેમિલી કહેવાઓ.

ફોરેનવાળી ખીલે બાંધેલી કેમ નથી અને આ કેમ ખીલે બાંધેલી એ તું મને કહે ?

**પ્રશ્નકર્તા :** કેમ ખીલે બાંધેલી નથી, કહો છો ?

**દાદાશ્રી :** બૈરી ચર્ચમાં જઈને પૈણેલી હોય, તો પૈણેલી તો કહેવાય

ને આ છે તે ચોરીમાં પૈણેલી હોય, પૈણેલી તો બેઉ છે. પણ પેલી ખીલે બાંધેલી ના કહેવાય. ખૂબ ટૈડકાવોને તો જતી રહે 'યુ ડેમ' કરીને અને આ ના જતી રહે. એનું શું કારણ ? ખીલે બાંધેલી એટલે સમાજનો ડર, સમાજમાં મને શું કહેશે એ ડર.

અમે અમેરિકા ગયા ત્યારે એક જણ કહે છે, દાદાજી, આ દેશમાં ત્રણ W (ડબલ્યુ), કયા કહેતા હતા કે ?

**પ્રશ્નકર્તા :** વર્ક (કામ), વુમન (સ્ત્રી) અને વેધર (હવામાન).

**દાદાશ્રી :** એનું ઠેકાણું નહીં કહે છે. વર્ક (કામ) ક્યારે જતું રહે કહેવાય નહીં, સ્ત્રી ક્યારે ભાગી જાય કહેવાય નહીં અને હવા ક્યારે બદલાય એ કહેવાય નહીં, કહે છે. પણ મેં કહ્યું, આપણા ઈન્ડિયનોને એવું છે ? ત્યારે કહે, ના, ઈન્ડિયનોને માટે નહીં, ફોરેનવાળા માટે. આપણા લોકોને તો સમાજનું બંધન છે. આપણા સંસ્કાર ના જાય !

**પ્રશ્નકર્તા :** હવે આપણુંય એવું થતું જાય છે.

**દાદાશ્રી :** એમ ? એટલે તે પહેલાં આપણે વિચારવંત, ડાહ્યા થઈ જવું જોઈએ. ફોરેનવાળા ડાહ્યા થઈ શકે એમ નથી અને આપણે ડાહ્યા થઈ શકીએ એમ છે હજુ.

**પ્રશ્નકર્તા :** આ તો અમેરિકામાં હવે એવું થઈ ગયું છે, મારે છે ત્યાંય !

**દાદાશ્રી :** સંસ્કાર આપનારા રહ્યા નહીં એટલે પછી કુસંસ્કારી થયા લોકો. સારી વાત શીખવાડનાર કોઈ રહે નહીં તો પછી માણસ આમ ઊંધે જ રસ્તે ચાલે ને !

## નબળો ધણી બૈરી પર શૂરો,
## મૌનથી પત્ની પર તાપ પૂરો !

**પ્રશ્નકર્તા :** એ તો ઈન્ડિયાનો ધર્મ કહેવાય. પુરુષો બૈરાંઓને ગમે તેમ બોલે ને !

**દાદાશ્રી :** એ વાત કેવી છે, 'નબળો ધણી બાયડી ઉપર શૂરો', આપણે ત્યાં એક કહેવત છે. તે ખોટી હશે કે સાચી હશે ?

**પ્રશ્નકર્તા :** સાચી.

**દાદાશ્રી :** હં. કેટલાંક લોકોનો કાયદો કેવો ? બહારથી મારીને આવે. ઘરમાં બૈરીને હીંચકા હઉ નાખે. અને કેટલાકનો કાયદો કેવો ? બહાર માર ખઈને મીઆઉં થઈને આવે અને અંદર ઘરમાં લડવાડ કરે. એટલે પછી આપણા લોકોએ કહેવત કાઢી, 'નબળો ધણી, બૈરી પર શૂરો'.

કેટલાક માણસો ઘરમાં શૂરા હોય છે તે બાઈડીને આવડા આવડા શબ્દ બોલે, આ કંઈ જાતનો માણસ છું તે ? બીબી ગાળો ના દેતી હોય તોય એ બીબીને દે દે કર્યા કરે ! બાયડી પર શૂરો એનો અર્થ શું ? કે બઈ ઉપર, છોકરાં ઉપર, છોડીઓને આખો દહાડો ટૈડકાવ ટૈડકાવ કરે. એટલે ઘરમાં આવું ના હોવું જોઈએ. આ વાક્ય સાંભળ્યું જ્યારથી નાની ઉંમરમાં કે નબળો ધણી બાયડી ઉપર શૂરો, મેં કહ્યું, ભલા હું નબળો ! આ આમની જોડે શૂરવીરતા કરી મેં ! પોતાની જાતને તપાસી જોવું જોઈએ કે નહીં ? પોતે નબળો નહીં. પહેલાં નબળાઈ થઈ ગયેલી. અમથો અમથો મતભેદ પડી જાય વાતવાતમાં, પણ પચાસ વર્ષથી તો નહીં જ. કોઈ દહાડો વઢવાનું નહીં. હીરાબાથી ઊંધું છતું થાય તોય વઢવાનું નહીં, વઢું તો હું નાલાયક કહેવાઉં. સ્ત્રીઓને વઢાય નહીં, એ ગુનો છે.

**પ્રશ્નકર્તા :** હીરાબાથી રસોઈ બરાબર ના થઈ હોય તોય ના લડો ?

**દાદાશ્રી :** રસોઈ બરાબર ના થઈ એમ નહીં, એ આમ દેવતા લઈને જતા હોય ને મારી પર પડે તોય ના લડું.

**પ્રશ્નકર્તા :** તો પછી આપનાથી ગભરાય કેમ ?

**દાદાશ્રી :** એ જ, હું ના લડું એટલે જ ગભરામણ બેસે. લડવાથી માણસનું વજન તૂટી જાય. એક ફેરો કૂતરો ભસ્યો, એટલે પેલાં સમજી જાય કે આનામાં બરકત નથી, બરકત વગરનો છે. એ નહીં બોલવાથી જ વજન પડે અને 'ભાભો ભારમાં, તો વહુ લાજમાં', એ સમજાય એવી વાત છે.

**પ્રશ્નકર્તા :** બરાબર સમજાયું.

**દાદાશ્રી :** એટલે હીરાબાને નિરંતર ફફડાટ, કશું બોલું નહીં, વઢીએ નહીં તોય !

## પ્રેમથી જ વહુ વશ વરતે,
## મિત્ર જેમ જીવવાની શરતે !

અત્યારે કોઈ બૈરી ધણીને દુઃખ દેતી હોય તો પૂર્વભવનું વેર હોય તો વાળે. આ બધું વેરથી બધું બંધાયેલું છે, પ્રેમથી નથી. પ્રેમ તો મતભેદ જ ના પડવા દે ! એનું નામ લાઈફ (જીવન) કહેવાય ! માટે એને પ્રેમ દેખાડ. અવળી હવળી હોયને તોય તું પ્રેમ દેખાડ. તો એક દહાડો એ પ્રેમને વશ થાય એવી વસ્તુ છે. સ્ત્રી જાતિ પ્રેમને વશ થાય એવી છે. બાકી બીજી રીતે વશ નથી થાય એવી. એને કશું જ જોઈતું નથી બિચારીને, ફક્ત પ્રેમ માંગે છે. ત્યારે ના માંગે એ પ્રેમ ? મા-બાપ છોડીને અહીંયાં આવે તો પ્રેમ ના માગે ? એટલે ફ્રેન્ડ તરીકે રહેવું જોઈએ. જેમ ફ્રેન્ડ હોયને એવી રીતે જીવન જીવવું જોઈએ. પ્રેમથી ! ધણી તો ના થઈ જવું જોઈએને ?

'મિનિટે'ય ભાંજગડ ના પડે એનું નામ ધણી. મિત્ર જોડે જેમ બગડવા નથી દેતા તેમ સાચવવું. મિત્ર જોડે ના સાચવે તો મિત્રતા તૂટી જાય. મિત્રાચારી એટલે મિત્રાચારી. એમને શર્ત કહી દેવાની 'તું મિત્રાચારીમાં, જો આઉટ ઑફ મિત્રાચારી થઈ જાઉં તો ગુનો લાગી જશે. સંપીને મિત્રાચારી રાખ !'

પૈણ્યા, તે સમાજના ડર માટે પૈણ્યા કે આપણને ડર રહે કે નાસી નહીં જવાય હવે. આજ વઢવાડ થઈને, નાસી જાય તો લોકો શું કહે ? એટલા હારુ પૈણવાનું. પછી મિત્રાચારી કરવી. મિત્રાચારીમાં કેવો સારો સંબંધ રાખે ? ફ્રેન્ડ જોડે સિન્સિયર રહે છે, એમ કે ફ્રેન્ડ ત્યાં રહ્યો રહ્યો કહે કે મારો ફ્રેન્ડ આવો. મારા માટે ખરાબ વિચાર કરે જ નહીં. તેમ આના માટે ખરાબ વિચાર ના થાય. ફ્રેન્ડ કરતાં વધારે ના કહેવાય ?

**પ્રશ્નકર્તા :** કહેવાય, ખરી વાત છે.

**દાદાશ્રી :** આપણે તો હવે 'સમભાવે નિકાલ' કરવાનો. ઘરમાં 'વાઈફ' જોડે 'ફ્રેન્ડ' તરીકે રહેવાનું. એ તમારા 'ફ્રેન્ડ' ને તમે એમના 'ફ્રેન્ડ' ! બે મિત્રો બધા સાચવી સાચવીને રહે છે, તો આ મિત્રો કરતાંય વધારે કહેવાય, આ તો ધણી, બે મિત્રો કાયદેસર રહે છે, સાચવી સાચવીને મિત્રાચારી નભાવે છે અને મિત્રોમાં જો એવો કકળાટ થાય તો મિત્રો છૂટી જાય. પણ આ તો સ્ત્રી છૂટે નહીં, એ તો છૂટે શી રીતે ? સામાજિક બંધન છે, ક્યાં જાય ? એટલે માર ખાય પછી, ગાળો ખાય, સાંભળે અને સ્ત્રીઓય પછી સામી થાય.

☙ ☙ ☙

## (૧૮)

# વાઈફ વાળે તોલ સાથે !

### રાત્રે ભાંજગડ, સવારે તાંતો,
### ચૂંટી લે બાબાને, કરાવે વાતો !

હવે રાતે છે તે બેન જોડે ભાંજગડ થઈ હોય તમારે, તો એ તાંતો એને રહે, તે સવારમાં ચા મૂકે તો ટચકારો મારે આમ. હેય.... એ તમે સમજી જાવ કે હં... તાંતો હજુ તો છે, ટાઢા પડ્યા નથી. સમજ પડીને ?

**પ્રશ્નકર્તા :** હા, હા.

**દાદાશ્રી :** આમ ટચકારો મારે, એનું નામ તાંતો. એટલે એક જણને ત્યાં ગયો હતો હું, તે બઈએ જરા ખખડાવ્યું મહીં. એટલે હું સમજી ગયો કે બઈની જોડે આ ભાંજગડ થયેલી હશે. એટલે મેં કહ્યું, બેન, જો હું બે દા'ડા રહેવાનો છું, તું ભૂલી જજે હં. તું જાણે તારા ધણીને છેતરું, પણ મને નહીં છેતરી શકું. તેં મારી હાજરીમાં તણછો માર્યો, કહ્યું. એટલે પછી એના ધણીને રૂબરૂમાં મેં કહ્યું, 'આ એ શું કરે છે, શાથી આ કરે છે ? એ તમને દબાવા ફરે છે. અને તું ગુસ્સે થઈ જઉં એટલે એ જાણે કે હા, ચાલો હેંડો નરમ થઈ ગયો. પણ ગુસ્સે ના થઉં, તો એ વધારે કરે પછી....' આવું કકળાટ છતાં ગુસ્સે ના થાય પેલો, તો પછી અંદર જઈ અને બે-ચાર વાસણોને આમ કરીને પાડે. એ ખણણણ.... અવાજ થાય એટલે પાછો પેલો ચિડાય. જો તોય ના ચિડાયો તો બાબાને ચૂંટી ખણી લે એટલે રડાવે. પછી પેલો ચિડાય, પપ્પો. 'તું બાબાની પાછળ પડી છું. બાબાને શું કરવા વચ્ચે લાવે છે ?' આમ તેમ, એટલે પેલી

જાણે કે હં, આ ટાઢો પડી ગયો.

**પ્રશ્નકર્તા :** હવે માથું ગરમ થયું.

**દાદાશ્રી :** હવે માથું ગરમ થયું. તે ગરમ કરવા ફરે. એટલે ઢીલો થાય. આ લોખંડનો સ્વભાવ કેવો છે, કે આટલો જાડો સળિયો હોય તો ઠંડો વળે નહીં. એટલે ગરમ કરીને પછી એક મારે ફટકો, તો એ વળે. તે આપણે પણ ગરમ થઈએ કે બૈરી વાળે પછી, જોઈએ તેવું મોલ્ડ કરી લે. એને જોઈતો હોય એવો મોલ્ડ બનાવી લે. તમને આ બધી વાત ગમી ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** અને મઝાય એમાં જ આવે છે ને ? હેય, રાત્રે લડ્યા હોય તે, અને પેલા ભાઈ રોફમાં બેઠા હોય બહાર, ચા પીવા ના આવતા હોય, સવારમાં રિસાયેલા હોય તેથી ! તે આ બેનેય શું કરે ? ચા તૈયાર થઈને, એટલે પેલો બાબો હોયને નાનો, એને કહેશે, 'જા તારા પપ્પાજીને કહે, પપ્પાજી, ચા પીવા ચાલો.' એટલે બાબો અહીંથી જાય, 'પપ્પાજી, મમ્મી ચા પીવા બોલાવે છે.' ત્યારે કહે, અલ્યા, તારા મમ્મી કે મારા મમ્મી ? એટલે પપ્પાજી તો ખુશ થઈ જાય કે ઓહોહો ! શાથી ખુશ થઈ જાય છે ? મીઠાશ લાગે છે એને, 'પપ્પાજી' બોલે કે તરત આ પાછું ભૂલી જાય. રીસ બધી ભૂલી જઈને ત્યાં પાછો ચા પીવા બેસી જાય. આ 'પપ્પાજી' એ મંત્ર છે. એ પીપૂડી વગાડેને કે પપ્પો ખુશ ! પપ્પો ખુશ થઈ જાય એટલે આવી રીતે ઘરમેળે કરે. 'પપ્પાજી, મમ્મી ચા પીવા બોલાવે છે.' સાંભળ્યું એટલે ગાંડો થઈ જાય ! 'પપ્પાજી' કીધું કે ગાંડો ! એને પપ્પો થવું બહુ ગમે છે અને પેલી પણ ચાવી સમજે ! બાકી પપ્પાજીને એવું ના આવડે. વાઈફ ગરમ થાય તો આ 'પપ્પાજી' શું કરે ? બહુ ત્યારે ડફળાવે. બીજું શું કરે ? ડફળાવેલું જીવન ક્યારેય શાંતિપૂર્ણ ના રહે. બુદ્ધિથી નિવેડો લાવે. પણ નિવેડો લાવતાં આવડે નહીંને ! પોતાને બુદ્ધિનો કોથળો માને. ભાંજગડ કરે નહીં, વાઈફ જોડે અથડામણ ના કરે એને બુદ્ધિ કહેવાય. બુદ્ધિથી ગમે તેવી અથડામણ ટળી જાય.

## સિનેમા સજોડે ને બાબો ખભે, રસ્તામાં યુદ્ધ, લગ્ન કેમ નભે ?

એક ભાઈ હતા તે બહાર ફરવા નીકળ્યા, સિનેમા જોવા ગયા. તે બઈ છોકરા માટે કહે છે કે લ્યો, હવે તમે બાબાને ખભે મેલો ! તે બઈ થાકે ને બિચારી ! છોકરાને ભાઈએ નાખ્યો આમ લોચો પાછો ! આમ ખભે નાખીને હેંડવું તો પડેને છોકરાને ! બાપ થયેલો આમ ખભે નાખવું ના પડે ? પછી રસ્તામાં કચકચ કરે તે ચાલે કે હું નથી અડવાનો ?

**પ્રશ્નકર્તા :** ના ચાલે.

**દાદાશ્રી :** પછી ગયા સિનેમા જોવા. અને કેટલાક ધણી એવા હોય છે ખભે મેલે નહીં એ કહે કે તારે લેવો હોય તો લે નહીં તો નાખી દઉં છું, એવું કહે. એટલે પેલી લઈ લે પાછી. નાખી દે એવાય હોય ને ?

## શબ્દોના ઘા સ્ત્રી લખે કાળજે, પચ્ચીસ વર્ષેય તાજો, જાણે મળ્યો આજે !

આ તો પાછો વાઈફને દબડાવે, 'જો તું આમ નહીં કરું તો નહીં ચાલે'. ઓહોહો ! મોટો ધણી આવ્યો ! એટલે પછી પેલી નોંધ કરે, કે જરા ટાઈટ છે, તે આપણને ફફડાવે છે. જરાં નરમ થશે એટલે પછી હું ફફડાવીશ. એટલે તેલમાં તળે પછી. હંમેશાં કર્યું હોય તો ફળ આપે ને ? આપણે ઊંધું કરીએ તો ફળ આપે ને ? કરીએ જ નહીંને ઊંધું તો ! પુરુષો પ્રસંગો ભૂલી જાય અને સ્ત્રીઓની નોંધ આખી જિંદગી રહે. પુરુષો ભોળા હોય, મોટા મનના હોય, ભદ્રિક હોય, તે ભૂલી જાય બિચારા. સ્ત્રીઓ તો બોલી જાય હઉ, કે 'તે દહાડે તમે આવું બોલ્યા હતા તે મારે કાળજે વાગેલું છે.' અલ્યા, વીસ વર્ષ થયાં તોય નોંધ તાજી ! બાબો વીસ વરસનો મોટો થયો, પૈણવા જેવો થયો તોય હજી પેલી વાત રાખી મેલી ? બધી ચીજ સડી જાય, પણ આમની ચીજ ના સડે ! સ્ત્રીને આપણે આપ્યું હોય તો તે અસલ જગ્યાએ રાખી મેલે કાળજાની મહીં, માટે આપશો-કરશો નહીં. નથી આપવા જેવી ચીજ આ, ચેતતા રહેવા જેવું છે.

**પ્રશ્નકર્તા :** પણ મનની ઈચ્છા ના હોય, છતાંય હાથ ઉપડી જાય એવો પ્રતિભાવ આવે.

**દાદાશ્રી :** આવે, આવેને. એ એમાં બને એવું, ના બને એવું નહીં. કેટલાક તો સ્ત્રીને સાણસી ફટકારે. સાણસી લઈને આમ ફટકારીને વ્યવહાર કરે ! આબરૂદાર લોકને, ખાનદાન, છ ગામના પટેલ !! આ તો ખાનદાની વેચાઈ ગઈ. આબરૂનું લીલામ થઈ ગયું. સ્ત્રીને સાણસી મારી, તેનું આબરૂનું લીલામ ના થયું કહેવાય ?

એટલે સ્ત્રી જાતિ કાળજે લખી રાખે. માટે કશું કોઈ દહાડોય બોલશો નહીં. એ ભૂલ કરે તોય ત્યાં આગળ આબરૂ રાખજો. બાકી દરેક સ્ત્રીઓ એવી હોય છે એવું નહીં, આ તો સામાન્ય ભાવે કહું છું. તમે રોફ કરો એટલે એ કાળજે લખ્યા વગર રહે નહીંને ! અમારે એક ભઈબંધ હતો. તેને હું રોજ કહેતો હતો કે અલ્યા, બૈરી આગળ શાનો રોફ મારે છે ? બઈની કંઈ અમથી ભૂલ થાય તો એકાદ તમાચો આપી દે. અલ્યા, શેના તમાચા માર માર કરે છે ? તું મૂરખ છું ! આમ હાથ આપીને તેડી લાવ્યા. હાથ આપ્યો એટલે પ્રોમિસ કર્યું કહેવાય. આઈ પ્રોમિસ ટુ પે, એવું નથી બોલતા ? હવે પ્રોમિસ કર્યું તે એને ધોલ મરાય ? હવે અહીં પેલો ધોલ મારે છે તે શું થાય ? ઘૈડપણમાં એની એ જ બઈના હાથનો માર ખાવો પડશે ! માણસ છે, તે રીસ તો આવેને. રીસ તો હંમેશાંય કોઈ પણ માણસને આવ્યા વગર રહે નહીં. કારણ કે જુદઈ છેને બધી !

કેટલીક સ્ત્રીઓને હું પૂછું કે હસબંડ કેવા છે ? ત્યારે મને કહે, 'નથી પાંસરા'. ત્યારે મેં કહ્યું, 'આ જ્ઞાન લીધા પછી સુધર્યા નથી ?' ત્યારે કહે, 'થોડાક સુધર્યા હશે પણ એમણે પહેલાં જે મને ઘા મારેલા છેને, વચનના, વાણીના ઘા, એ મારે કાળજે લખેલા છે હજુ !' ઓત્તારી, કાળજે લખેલા છે ! અરે, હવે કાઢી નાખને, સુધર્યા છીએ. એ વાણીના ઘા તો કાળજે લખેલા હોય. કાળજું તોડી નાખે એવા હોય. પેલા ઘા રુઝાય દવાથી, રુઝાય કે ના રુઝાય ? રુઝાય, પણ આ ઘા ના રુઝાય ! કારણ કે પથરો મારેલો તો અડે, શબ્દો કંઈ અડતા નથી. એ તો આપણી ઈચ્છા હોય તો મહીં એવા હૃદયમાં વાગે, આપણી ઈચ્છા હોયને, તો કાળજે ઘા વાગે. તે પચાસ-

પચાસ વર્ષ સુધી મહીં પડી રહે. ઘણાં બૈરાંને પૂછું, 'હજુય મારો ઘા જતો નથી, પચાસ વર્ષ પહેલાં બોલ્યાં, તે હજુ નથી ગયો,' કહેશે. કાળજે ઘા વાગેલો તે હવે, શબ્દના ઘા પડે. એટલે શબ્દોના ઘા કરવા નહીં અને કોઈ કરે, તો શબ્દ કંઈ ઓછું લોહી કાઢે છે ? લોહી કાઢે ખરું ? કેમ બોલતા નથી ? અને શબ્દ એ છે તે, પાછો એ નથી બોલતો બિચારો, રેકર્ડ બોલી રહી છે. હવે રેકર્ડ એમ બોલે કે ચંદુભાઈમાં અક્કલ ઓછી છે, ચંદુભાઈમાં અક્કલ ઓછી છે, તો આપણને રીસ ના ચઢે. કારણ કે આપણે જાણીએ કે રેકર્ડ બોલે છે. અને અહીં આપણે એમ જાણીએ કે આ ભાઈ જ બોલે છે, એટલે રીસ ચઢે પછી. એ પોતે બોલતો નથી, આ બધાં માણસો બોલે છેને, ભેંસ બોલે છે એ બધી રેકોર્ડ બોલે છે. આ વાત સમજવી પડશેને ? વાત સમજ્યા વગર તો ઉકેલ નહીં આવે.

## મારેલા ઘા જે યુવાનીમાં જોરે,
## ગાત્ર ઢીલાં થતાં જોખીને લો રે !

પછી, પેલી શું કરે જાણો છો ? એ સાંભળી લે છેને ? તમારા તાપને લઈને નથી સામું બોલતી પછી વખત આવેને ત્યારે પછી પાછું આપે. આપણે કહીએ કે આ શું આપવા માંડ્યું ? ત્યારે કહેશે કે મારે કાળજે લખ્યું હતું તે આપું છું. અને પુરુષો કાળજે ના લખે. હંમેશાં સ્ત્રીને જેટલું તમે કહો, એની જવાબદારી આવે. કારણ કે એ આપણે જ્યાં સુધી શરીર સારું મજબૂત હોયને, ત્યાં સુધી જ સહન કર્યા કરે અને મનમાં શું કહે ? એ ગાતર (સાંધા) ઢીલાં પડશે એટલે રાગે પાડી દઈશ. આ બધાંનાં ગાતર ઢીલા પડ્યાંને તેને બધાને રાગે પાડી દીધેલાં, મેં જોયેલાંય ખરા. એટલે હું લોકોને સલાહ આપું, ના કરીશ મૂઆ, બૈરી જોડે તો વઢવાડ ના કરીશ. બૈરી જોડે વેર ના બાંધીશ, નહીં તો મૂઆ વેષ થઈ પડશે. માટે બીજે બહાર વેર બાંધી આવજે. આને હીંચકો નાખીને રાજી રાખજે. અહીં વેર બાંધવા કરતાં બહાર જઈને બૂમો પાડ. પણ આ આપણી આ હિન્દુ ક્વૉલિટી, ત્યાં જ વેર રાખે. એક ભૂલ કાઢોને એની એટલે એ હંમેશાં, સ્ત્રી જાતિનો સ્વભાવ, આ બેનો બેઠી છેને કહું છું કે એ નોંધમાં લે અને આ ભોળા કશું નોંધમાં ના લે ભૂલી જાય, બિચારા.

**પ્રશ્નકર્તા :** હા, હવે ખ્યાલ આવ્યો.

**દાદાશ્રી :** એ નોંધમાં લે. નોંધમાં લે કે તે દા'ડે મીઠું ઓછું પડ્યું હતુંને, તે દા'ડે છે તે રોફ મારી ગયા છે પણ જ્યારે વખત આવશે ત્યારે કહીશ, કહે છે. પછી ચંપલ આપણા કો'ક લઈ જાય મંદિરમાં અને પછી ઘેર જઈએ. આજ તો મારા ચંપલ જતાં રહ્યાં. ત્યારે કહે છે, તમે તે દા'ડે મીઠાનું કહેતા હતા ને પણ તમારામાં ક્યાં બરકત છે એ તે દા'ડાની વાત અત્યારે આવી. આનું રિઍક્શન હમણે આવ્યું ! આપણા રિઍક્શન તો તરત જ હોય, એમનું રિઍક્શન તો ! વીસ વર્ષ પછી પણ રિઍક્શનો આવે. એના એ જ શબ્દો, મેં જોયેલું છે, અનુભવેલું છે. આપણે કોઈ શબ્દ આપ્યો હોયને તે વીસ વર્ષ પછી રિઍક્શન આપે એ. ત્યારે ક્યાં રાખી મેલ્યું હતું, કઈ ગુફામાં રાખી મેલ્યું. શબ્દ એનો એ જ શબ્દ ! અને આ ભોળા બિચારા, પાટલી ઉપર બેઠા હોયને, આ રેલવેની પાટલી પર તો ચાર જણા આમ હાથ ઝાલીને બેસે. અને એ ત્રણ જ જણી આમ બેસે કે ચોથું ના માય, સમાય જ નહીંને !

સ્ત્રી જુએ કે ગાતર ઢીલાં પડ્યાં છે, ગાતર ઢીલાં સમજ્યા તમે ?

**પ્રશ્નકર્તા :** ઘરડા થાય ત્યારે.

**દાદાશ્રી :** જ્યારે માંદા થાયને મહીં ઢીલા થઈ ગયાને, પછી આપણે કહીએ, જરા હેં... આ શરદી થઈ છે, જરા સૂંઠ ઘસી આપને. 'અક્કલ વગરના બરકત જ નહીં તમારામાં તો.' સાંભળવું પડે પછી. અને પહેલેથી સારું રાખ્યું હોય તો અત્યારે સાંભળવું ના પડે. ગાતર તો ઢીલાં થવાનાં કે નહીં થવાનાં ?

## નોંધ કરવાનો સ્ત્રીનો સ્વભાવ,
## પુરુષો નોબલ ધીર પ્રભાવ !

એટલે વહુ ટૈડકાવે તેની તો બહુ મનમાં નોંધ નહીં કરવી જોઈએ. કંઈક હોય તો મનમાં એ આપણે ગુપ્ત ભાવે રાખી સમાવી લેવું.

**પ્રશ્નકર્તા :** પણ વહુને આપણે ટૈડકાવીએ તો વહુ ધ્યાનમાં રાખે

છેને, એનું શું ? વહુને આપણે ટૈડકાવીએને તો વહુ બધું નોંધ રાખે.

**દાદાશ્રી :** કારણ કે આપણી નબળાઈ છેને ! અમે ટૈડકાવેલું નાનપણમાં, તેનું ફળ જરા ચાખવું પડેલું. પછી મેં કહ્યું, આપણે આ બંધ કરી દો, આપણું કામ નહીં. પછી એ કરે તો કરવા દેતો હતો. કારણ કે એમને પોતાને કાઢતાં ના આવડે, તેમાં હું શું કરું ? પણ હું તો પછી સપડાઉં નહીં. મતભેદેય પાડવા ના દઉં.

આપણે શા હારુ એની જોડે દુઃખ થાય એવું કરીએ ? અને એ આપણને દુઃખ કરે તો આપણે જમે કરી લેવું, પણ આપણે એને દુઃખ ના આપવું. નોબિલિટી ગુણ આપણામાં હોવો જોઈએને ? એની જોડે સરખામણી કરીએ તો સ્ત્રીમાં ને આપણામાં ફેર શો રહ્યો ? એને મને આમ કર્યું એટલે મેં એને આમ કર્યું. મૂઆ, તું સ્ત્રી છે ? એ તો સ્ત્રી છે.

**પ્રશ્નકર્તા :** એ સ્ત્રી કહી શકે ?

**દાદાશ્રી :** નબળી ચીજ તો કહી શકે, જબરો કેમ કહી શકે ?

**પ્રશ્નકર્તા :** તે શું સ્ત્રી નબળી છે ?

**દાદાશ્રી :** નબળી, દસ ગણી નબળી.

**પ્રશ્નકર્તા :** પણ એને નબળી કેમ કહેવાય ?

**દાદાશ્રી :** નબળી એટલા માટે જ કહેવાય કે એને ડિસ્કરેજ કરીને આપણે સુખી થઈએ નહીં. કારણ કે એ છે તે નોંધ રાખે છે. તે નોંધ રાખે છે કે આ અમુક ટાઈમે મારું અપમાન કર્યું હતું, અમુક ટાઈમે મને ગાળ ભાંડી હતી, અમુક ટાઈમે મને પૈસા નહતા આપ્યા. ખરે ટાઈમે મને આમ કર્યું હતું, તે બધું એની પાસે નોંધ વિગતવાર હોય છે.

**પ્રશ્નકર્તા :** બધી નોંધ કરી છે એ લોકોએ.

**દાદાશ્રી :** હા, અને તમારી પાસે એકુય નોંધ ના હોય. સ્ત્રી એ જાણે કે આ બરકત વગરના છે.

**પ્રશ્નકર્તા :** આ નોંધ બધી રાખે એ તો સબળી કહેવાય, એ નબળી

કેમ કહેવાય ?

**દાદાશ્રી :** નબળીની દૃષ્ટિ, બીજી વાત છે. નબળી છે એટલે શું કે બેભાનપણાને લઈને એ સ્ત્રી તરીકે રહી છે, નહીં તો રહે જ નહીં.

## સામસામી નોંધ કરી બાંધે વેર, પાર્શ્વ સામે કમઠે ઓક્યું ઝેર !

અને પછી છે તે સામસામી, વારે ઘડીએ ગોદા મારમાર થાય એટલે મનમાં નક્કી કરે કે હુંય મારીશ એને, વખત આવે ત્યારે ગોદો. ઝઘડા વધી જાય. વેર વસ્તુ જ ના રાખવી. એ મારી જાય બે-ચાર વખત, તો આપણે હાર્યા. હાર્યા પછીય જીતવાનો વખત છે, પણ જીતીને ફાયદો નથી. આમ ઘરમાં કોની જોડે જીતવાનું ? બહાર જીતીને આવો. ઘરમાં પોતાનાં માણસો, રોજ ભેગું થવાનું પાછું. ભેગું થવાનું કે નહીં થવાનું ?

અને સ્ત્રીઓ માનભંગ થાય તે આખી જિંદગી ના ભૂલે. ઠેઠ નનામી કાઢતાં સુધી એ રીસ સાબૂત હોય ! એ રીસ જો ભૂલાતી હોય તો જગત બધું ક્યારનુંય પૂરું થઈ ગયું હોત ! નથી ભૂલાય એવું માટે ચેતતા રહેજો. બધું ચેતીને કામ કરવા જેવું છે ! આમાં મજા જ શું છે ! મજા ખોળી કાઢો કે કઈ રીતે આપણને સુખ, શાંતિ રહે અને મોક્ષે જવાય. નહીં તો આટલું જ જરા વેર બંધાયેલું હશે, તો કહેશે, તમે મોક્ષે શું જાવ, હું જોઈ લઉં છું ! તમને તો ગોળીબાર કરે જ. પાર્શ્વનાથ ભગવાનની પાછળ કમઠ પડ્યા હતા, દસ અવતાર સુધી. દમ કાઢી નાખ્યો. પણ ભગવાન હતા, પાર્શ્વનાથ હતા એટલે ફાવ્યા....

## રમા રમાડવી સહેલ છે, વિફરી મહા મુશ્કેલ છે !

આપણી સ્ત્રી જાતિ મૂળ સંસ્કારમાં આવેને, તો એ તો દેવી છે. પણ આ તો બહારના સંસ્કાર અડ્યા છેને, એટલે વિફરી છે હવે. વિફરે !! તેથી શાસ્ત્રકારોએ કહ્યું, સ્ત્રી છે સરસ પણ રમા રમાડવી સહેલ છે, વિફરી તો મહા મુશ્કેલ થઈ જાય અને વિફરે એવું કરે છે આપણા લોકો. સળી કરીને

વિફરાવડાવે. અને વિફરે તો પછી વાઘણ જેવી કહેવાય. ત્યાં સુધી ન જવું જોઈએ આપણે. મર્યાદા જોવી જોઈએ. અને ત્યાં આપણે સ્ત્રીને છેડ છેડ કરીએ તો ક્યાં જાય એ બિચારી ? એટલે પછી વકરે ! પહેલાં વકરે અને પછી વિફરે અને વિફરી કે પછી થઈ રહ્યું ! માટે એને છંછેડશો નહીં. લેટ ગો કરવું. વિફરેલાને ઓળખાય કે ના ઓળખાય વિફર્યું ? 'રમા રમાડવી સહેલ છે, વિફરી મહા મુશ્કેલ છે.'

**પ્રશ્નકર્તા :** એ બરાબર બેસી ગયું, દાદા.

**દાદાશ્રી :** ઈન્ડિયામાં બધા મહાત્માઓને કહી દઉ, હં. મેં કહ્યું, વિફરે ત્યારે મને કહી દેજો. સમી કરી આપીશ. મહાત્મા બિચારો કચડાઈ જાય ને, વિફરે ત્યારે ? પેલી ખલાસ કરી નાખે. પણ પછી રાગે પાડી આપું. ફરી માફી માંગીને રાગે પાડી દઉ. એનો રોફ રાખીને, ધણીપણું કરાવડાવીને રોફ રાખીને. પણ વિફરે ત્યાં સુધી કોઈને ના છંછેડવા. છોકરો પણ વિફરે એવું ના કરવું જોઈએ. માટે વિફરે નહીં, એવો પ્રયત્ન રાખજો. વિફરે એટલે વાઘણ જેવી થાય ! આટલી જીભ બહાર કાઢે ને પછી ત્રિશૂળ લઈને ફરી વળે. તે વિફર્યા પછી તો ધણી ને 'હતો ન હતો' કરી નાખે. એને એ વિચાર ના આવે, એ પરિણામવાદી ના હોય સ્ત્રી અને પુરુષ તો પરિણામવાદી હોય. એટલે સમજીને કરજો બધું, ચોકઠાં રમો તે ઘડીએ. ચોકઠાં રમવા સહેલાં નથી આ.

**પ્રશ્નકર્તા :** લોઢાના ચણા ચાવવા જેવું છે.

**દાદાશ્રી :** હા, અમે શી રીતે કાઢ્યા હશે તે અમે જાણીએને ! રોફ રાખીને અમે કોઈ દહાડો વિફરવા નહોતાં દીધાં.

**પ્રશ્નકર્તા :** વિફરે તો શું કરવું એ જરા બતાવો.

**દાદાશ્રી :** વિફરે તો ધણી ત્રણ દહાડામાં હતો ન હતો થઈ જાય. ત્યાં સુધી સ્ત્રી પહોંચે. માટે ચેતતા રહેજો. આજની સ્ત્રીઓને તો વિફરતાં આવડ્યુંય નથી.

**પ્રશ્નકર્તા :** આ લોકોને શીખવતા નહીં વિફરવાનું. નહીં તો ધણીનું

આવી બનશે.

**દાદાશ્રી :** ના, શીખવું નહીં, એ દોરી અવળી વીંટશે, એ તો વિફરતી હોય તો એને બંધ કરાવી દેવડાવું. એમાં સુખ નથી. ઊંધો રસ્તો છે, માર ખાવાનો રસ્તો. આ તો આગળના અનુભવીઓએ શોધખોળ કરેલી કે રમા રમાડવી સહેલ છે, વિફરી મહામુશ્કેલ છે ! લાવોને, લાખ રમાઓ હોય તો જુઓ મારી જોડે જરાય છે એમને કશુંય ! એટલે બહુ ઊંચી જાતિ, સરસમાં સરસ જાતિ છે. પણ તમને આવડે નહીં, તેમાં શું કરે ? આ વિફરે તો અમે રાગે પાડી દઈએ, જે વિફરેલી હોયને, એને અમે રાગે પાડી દઈએ. પછી એનેય સુખ પડે ને ઘરવાળાઓનેય સુખ પડે. વિફરેલી હોય કે ના હોય ? વિફરે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા, વિફરેને !

**દાદાશ્રી :** પુરુષ તો ભોળા બિચારા !

**પ્રશ્નકર્તા :** સ્ત્રીઓ વિફરે એનું કારણ એ કે હવે એ કમાઈ લે છે, પૈસા લાવે છે, એટલે એ વિફરે છે ? આ એનું કારણ છે ?

**દાદાશ્રી :** હા, તેથી વિફરી છે ને ! પૈસા, ડૉલર લાવે. અને ભઈને છે તે 'જોબ' જતી રહેલી હોય, પછી વિફરે જ ને ?

**પ્રશ્નકર્તા :** આ સ્ત્રીઓને આજની હવા લાગી એટલે વિફરી, એવું પુરુષોનેય હવા તો લાગી હશેને ? એમનુંય કંઈક થયું હશેને ?

**દાદાશ્રી :** બહુ લાગી છે, આ કંઈ ઓછા નથી ! એ કંઈ જેવા તેવા નથી. કોઈ પણ માણસ વિફરે નહીં ત્યાં સુધી ચલાવીએ. પણ જો વિફરે તો હું અધિકાર લઈ લઉં. વિફરે નહીં ત્યાં સુધી અધિકાર એનો. વિફરે ત્યારે અધિકાર લઈ લઉં એ તો સત્તા મારી પાસે રહેલી હોય. એ કહે કે ના હમણે ને હમણે ઊઠો તમે ? વિફરે કે હડહડાટ લઈ લઉં સત્તા એક મિનિટમાં ! વિફરવું નહીં જોઈએ. મોટામાં મોટો ગુનો હોય તો વિફરવું. બીજા બધા ગુના એક્સેપ્ટ કરીએ. વિફરેલું એ ગુનો નહીં ચલાવીએ.

વિફરે શબ્દ સમજ્યાને તમે ? તે વિફરી શબ્દમાં હું બહુ ઝીણવટથી

ઊંડો ઉતરેલો. કોને વિફરી કહેવા માગે છે આ લોક ? મહામુશ્કેલી કોને કહે છે ? ત્યારે કહે, વિફરી શબ્દનો જ એવો અર્થ છેને ! વિફરી મહામુશ્કેલ ! એટલે ઘણા મિત્રોને કહી દીધેલું કે આ વાઈફ વિફરે નહીં એટલું જો જો, હં. નહીં તો આબરૂ લઈ લે !

**પ્રશ્નકર્તા :** અચ્છા, એમાં એવુંને વિફરે એટલે શુંનું શું કરી નાખે ?

**દાદાશ્રી :** વિફરે એટલે શું કરે ? તમે અહીંથી પાણી પીવા જાવ, એમાં ઝેર હઉ ઘાલી દે. તેથી અમે કહીએ છીએને, વિફરે એટલે અમે કંટ્રોલ બધો લઈ લઈએ. તે ગમે તે જવાબદારીનું કામ હોય પણ તેનો કંટ્રોલ બધો અમારા હાથમાં જ લઈ લઈએ. લગામ અમે હાથમાં લઈ લઈએ. વિફરવાનું ના હોય અહીં આગળ. હું તમારા તાબામાં છું, પણ વિનય ! પરમ વિનય એ આપણો ધર્મ છે. અમે તો તમારાયે તાબામાં. તમે કહો કે દાદા અહીં બેસી રહો તો કહીએ નહીં. ચાલો કાલે જઈશું. અમારે એવું નથી કે અમારો તાબો જોઈએ છે. પણ પરમ વિનયનો ઘાત કર્યો, એ વિફર્યો કહેવાય. એનો ઘાત તો ન જ થવો જોઈએ. પરમ વિનયનો ઘાત કરવો અને આત્માનો ઘાત કરવો એ બે સરખું છે. એ આત્મઘાત ઉપાય છે. જુઓને કેવું બોલેલા ! 'રમા રમાડવી સહેલ છે.' તે અત્યારના લોકોને આવડતી નથી તે મેર મૂઆ રમા રમાડતાં શીખ. રમા રમાડતાં આવડતું નથી !

**પ્રશ્નકર્તા :** ના, પણ એ જે વિફરી શબ્દ છે, એનું જો પિક્ચર બરાબર ક્લિયર થઈ જાય....

**દાદાશ્રી :** એ હું બહુ ઊંડો ઉતર્યો કે આ શબ્દ આટલો બધો ભારે કે વિફરી મહા મુશ્કેલ !! મહા મુશ્કેલ એટલે મુશ્કેલ શબ્દનો અર્થ જ મુશ્કેલ ! મહા મુશ્કેલ એટલે તો આખું જગત નાશ કરી નાખે એવું ! તે આ વિફરી શબ્દ મને બહુ ગમેલો. ભલે આપણે લેખક નથી પણ આ સમજીએ ખરા કે આ શું છે ? લેખકનેય આવી સમજણ ના હોય કંઈ. વાક્ય રચના ના ફાવે.

**પ્રશ્નકર્તા :** સામાન્ય રીતે એવું ત્યાં સૌરાષ્ટ્રમાં જે વાઘ ને સિંહને

હોયને, એની સાથે જે વાઘણ હોય તે વાઘણ વિફરે. વિફરે એટલે સામાને મારી જ નાખે.

**દાદાશ્રી :** મારી જ નાખે ! હા, વિફરે એટલે ખલાસ કરી નાખે. નહીં ? વિફરે એટલે તો બહુ ખરાબ, વિફરવા ના દેવાય. અને એક બાજુ સરસેય લખ્યું છે, કે 'રમા રમાડવી સહેલ છે.' પણ સમજતાં જ ના આવડે તેને શું કરે બિચારો ? મને કેટલાક કહે છે, આ તો જરા હું ફફડાવું નહીંને, તો પછી મારી ઉપર ચડી બેસે ! મેં કહ્યું, અલ્યા, આનો પુરાવો શું ચઢી બેસવાનો ? 'એક દહાડો સામું બોલી ગઈ.' એ તો છો ને બોલી ગઈ. આપણે નિરાંતે સૂઈ જઈએ. સવારમાં ચા પીને પછી વાત કાઢીએ એની પાસે !

એટલે શક્તિ, દેવી જેવી છે, રમાડવી સહેલી છે. રમાડવીમાં રમણતા પણ આવે છે અને બધું આવે. ઘણો ભાગ આવી જાય છે રમાડવામાં, અને જો વિફરી મહા મુશ્કેલ !

## એક આંખે પ્રેમ, બીજી કડક,
## તો જ ઘરમાં શાંતિની ઝલક !

અને સ્ત્રી તો વિફરશે, તે તારી બુદ્ધિ નહીં ચાલે, તારી બુદ્ધિ એને બાંધી શકશે નહીં. માટે વિફરે નહીં એવી રીતે તું વાતો કરજે. આંખમાં પ્રેમ જબરજસ્ત રાખજે. વખતે એ અવળુંહવળું બોલેને તો એ તો સ્ત્રી જાતિ છે, માટે લેટ ગો કરજે. એટલે એક આંખમાં સંપૂર્ણ પ્રેમ રાખવાનો, બીજી આંખમાં જરાક કડકાઈ રાખવાની, એવી રીતે રહેવું જોઈએ. જે વખતે જે જરૂર હોય તેવું, બિલકુલ કડકાઈ રોજ કરાય નહીં. એ તો એક આંખમાં કડકાઈ અને એક આંખમાં દેવી તરીકે માનવું, દેવી તરીકે સમજ પડીને ?

**પ્રશ્નકર્તા :** એક આંખમાં કડકાઈ અને એક આંખમાં દેવી, એ બે એટ એ ટાઈમ કઈ રીતના રહે ?

**દાદાશ્રી :** એ તો માણસને, પુરુષને બધું આવડે ! અમે ઘેર આવતા હતા, હું ત્રીસ-પાંત્રીસ વર્ષનો હતોને, તો ઘેર આવુંને, તે હીરાબા એકલા

નહીં, બધી સ્ત્રીઓ મને દેખે તે આંખમાં કડકઈ દેખે અને એક આંખમાં પૂજ્યતા દેખે, તો બધી સ્ત્રીઓ માથે ઓઢીને બેસે અને આમ તેમ ટાઈટ થઈ જાય બધી. અને હીરાબા તો મહીં, ઘરમાં પેસતાં પહેલાં ભડકે. બૂટ ખખડ્યો કે ભડકાટ પેસી જાય. એક આંખમાં કડક, એકમાં નરમ. એના વગર સ્ત્રી રહે જ નહીં. તેથી હિરાબા કહેને, હેય, દાદા કેવા છે ?

**પ્રશ્નકર્તા :** તીખા ભમરા જેવા.

**દાદાશ્રી :** તીખા ભમરા જેવા છે, એવું કાયમ રાખીએ. એમ, સહેજે થથરાવાનું નહીં. ઘરમાં પેસીએ.... કે ચૂપ, બધું ઠંડુંગાર જેવું થઈ જાય, બૂટ ખખડે કે તરત !

## જ્યારે ધર્મ પર આવ્યો આંતરો, ત્રાગાથી કાઢ્યો હીરાબાનો કચરો !

કડકાઈ શાથી કે એ ઠોકર ના ખઈ જાય એટલા માટે કડકાઈ રાખજે. એટલા માટે એક આંખમાં કડકાઈ અને એક આંખમાં પ્રેમ રાખવો.

**પ્રશ્નકર્તા :** એ નાટકની ખબર પડી જાયને એને ?

**દાદાશ્રી :** એટલી જો સમજણ હોત તો બૈરી જ ના થાત. એટલી સમજણ ના હોય. એ તો એમ જ જાણે કે સ્વભાવ આકરો છે. અમે જ એક દહાડો ત્રાગું કર્યું હતુંને ? એ વાસણો બધા, ખાંડના, ચાના ડબ્બા, ઘાસતેલના ડબ્બા ને તેલના ડબ્બા બધું ફેંકાફેંક કરેલું. બધો રગડો કરેલો, ઓરડામાં રગડો રગડો થઈ ગયો બધો.

**પ્રશ્નકર્તા :** ધાર્યું કરાવવા ?

**દાદાશ્રી :** હા. આખી જિંદગીમાં એટલું જ ત્રાગું કરેલું, એને ત્રાગું કહેવાય. દબાવી મારવા, તેય પારકા હારુ, ધર્મને માટે કરવું પડેલું. મારા પોતાના માટે કશું કરેલું નહીં. કારણ કે હીરાબાને અમે કહ્યું કે આવું તમારાથી વર્તન ના કરાય.

વાત એવી હતી, અમને જ્ઞાન થયા પછી મામાની પોળમાં બિચારી

છોડીઓ વિધિઓ કરવા આવે. તે હીરાબાને તો બિચારાંને કશો રોગ નહીં, બિચારાં સરસ માણસ. પણ સામા બારણે બેસે ને, તે પેલાં બૈરા બધાંએ એમને ચઢાવેલાં કે 'હાય હાય બાપ, આ બધી નાની નાની છોડીઓ દાદાને આમ પગે પડીને 'ટચ' કરે છે. બહાર બધું ખોટું દેખાય. આ તો સારું દેખાય ? દાદાજી સારા માણસ છે, પણ આ ખોટું દેખાય છે. આમાં દાદાની શી આબરૂ ?' લોક જાત જાતના આરોપ કરે અને તે આવું ઘાલી દીધું ! તે આ હીરાબા ગભરાઈ ગયેલાં કે આ તો આપણી આબરૂ જાય છે. આમ પોતે સારાં માણસ તે લોકોએ નાખ્યું મહીં મીઠું ! દૂધમાં મીઠું નાખે તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** ફાટી જાય.

**દાદાશ્રી :** તે હું જાણતો હતો કે આ લોકોએ મીઠું નાખવા માંડ્યું છે, તે ફાટશે જ્યારે ત્યારે ! પણ મેં રાહ જોયેલી. પણ એક દહાડો એક બેન વિધિ કરતી હતી. તે હીરાબાએ પૂંજો વાળતાં વાળતાં બારણું આમ ખખડાવ્યું. કોઈ દહાડો એવું કરે નહીં. અમારે ત્યાં ઘરમાં રિવાજ જ નહીં આવો. પેલી છોડી ભડકીને જતી રહે એટલા હારુ જ કરેલું, મને ભડકાવવા માટે નહીં. છોડીઓ જાણે કે હમણાં હીરાબા વઢશે. તે છોડી આમ વિધિ કરતી કરતી ધ્રૂજી ગઈ. હું સમજી ગયો કે આની પાછળ ચાળા છે. આ ચાળા ના સમજણ પડે, બળ્યા ? અત્યારના જેવો ભોળો હોઈશ તે દહાડે ? પછી મેં કહ્યું, 'હવે તમારે ને આપણે, બેને જુદું કરી નાખીએ. આ તો ના પોષાય. એટલે હવે તમે ભાદરણ રહો. અને ત્યાં તમારે રૂપિયા પાંચસો-સાતસો જેટલા જોઈતા હોય એટલા મહિને મોકલી આપશે. હવે આપણે બેને ભેગું રહેવાનું નહીં. ત્યાં ચંદ્રકાન્તભાઈ, ભાણાભાઈ એમ પાંચ-છ જણ બેઠા હતા. તેમનેય શીખવાનું મળેને, કો'ક દહાડો ઉપદેશ મળેને !'

હીરાબા ફરી પાછાં ચા મૂકવા માંડ્યા. તે સ્ટવ ખખડાવ્યો હડહડાટ, તે 'સ્ટવ' રડી ઊઠે એવો ! મેં કહ્યું, આજ ખખડામણ ચાલી છે, આપણે 'સ્ક્રુ' ફેરવો. નહીં તો ઊંધુ ચાલ્યું ગાડું. તે મેં તો મહીં જઈ ચાના, ખાંડના, તેલના, ઘાસતેલના ડબ્બા બધા ઉપરથી નીચે ફેંક્યા. બધું ફેંકાફેંક કર્યું, બધું હડહડાટ. જાણે ૪૦૦ વૉલ્ટ પાવરનું અડ્યું ! બધાનો રગડો કર્યો. સામેથી

પેલા ચઢાવવાળાં બેન આવ્યાં. આજુબાજુથીય બધા આવ્યા. તેમને મેં કહ્યું, ‘આ હીરાબા આવાં દેવી જેવાં બઈ, એમનામાં ‘પોઈઝન’ કોણે નાખ્યું ?’ પડોશવાળા કહે, ‘ભઈ, તમારાથી આવો ક્રોધ ના થાય. જ્ઞાની પુરુષ છો તમે. મેં કહ્યું, ‘જ્ઞાની પુરુષનો ક્રોધ જોવા જેવો છે, જુઓ તો ખરાં.’ પછી મેં કહ્યું, ‘આ મહીં નાખ્યું ત્યારે જ આ દશા થઈને ! શું કરવા આવું નાખ્યું ? શું બગાડ્યું છે તમારું ?’ ત્યારે એ કહે, ‘ભઈ, અમે કશું નાખ્યું નથી. અમે વાત કરી હતી એટલી જ.’ ‘આ શા હારુ ? એમની જિંદગી ખરાબ કરી છે તમે લોકોએ ?’ ત્યારે કહે, ‘શું જિંદગી ખરાબ કરી ?’ મેં કહ્યું, ‘હવે છૂટું રહેવાનું થયું એમને. હવે ભાદરણ આપણું નવું મકાન બાંધ્યું છે, તેની મહીં હીરાબાએ રહેવાનું. મહિને ખર્ચ બધો આપીશું.’ ત્યારે એ કહે, ‘ભાઈ એવું ના થાય, ના થાય એવું. ઘૈડે ઘૈડપણ થતું હશે ?’ મેં કહ્યું, ‘જે માટલાને તિરાડ પડી એ માટલું કામમાં શું લાગે ? એ તો પાણી ઝમે. પાણી ગમે એટલું ભરીએ તોય બહાર નીકળી જાય. માટલાને તિરાડ પડી હોય તેને રખાય ?’ આમ કહ્યું એટલે પડોશીઓ ગભરાઈ ગયા. ‘આવું બોલો છો ? માટલાને તિરાડ પડી ગઈ ?’ લોક સમજી ગયાં કે હવે હીરાબાને જુદું થવાનું. હા, ધર્મ ઉપર આફત ના આવવી જોઈએ.

તે દહાડે ખાંડ-બાંડ, ચા-બધું ભેગું કરી દીધું, પણ વીતરાગ ભાવમાં ! સહેજે પેટમાં પાણી હાલ્યા વગર ! ચંદ્રકાંતભાઈ, ભાણાભાઈ બધા બેઠા હતા. બધાને કહ્યું, ‘શીખજો ઘેર.’ પછી બીજે દહાડે એનું ફળ શું આવ્યું ? પેલા પાડોશીઓ હીરાબાને ઊલટા સમજણ પાડ પાડ કરે કે ‘ભઈને ઉપાધિ થાય એવું ના કરશો. કોઈ આવે તો છો આવે. આપણે માથાકૂટમાં ના પડવું.’ ઊલટા હવે સવળું શિખવાડવા માંડ્યા. કારણ કે એમના મનમાં ભડક પેસી ગઈ કે હવે જે કંઈ થશે તે આપણા માથે જ આવવાનું છે, માટે આપણે હવે ચેતતા રહેવું. મેં કર્યું હતું જ એવું કે ફરી આ લોકો કરતા હોય તો ખો ભૂલી જાય. પછી ફરી એવું કરવું પડ્યું નથી. પછી કોઈ દહાડો નહીં. એટલી દવા કરેલી. હજુ યાદ હશે એમને. એ તો એમનેય ચગ્યુંય હતું. કોઈ દહાડો ચગે નહીં. આ પેલા લોકોએ શિખવાડી રાખેલું બધું કે જરાક વધારે કરશો તો છોડીઓ જતી રહેશે, પછી પેસશે નહીં. કો’ક વખત આ જ્ઞાનીનો અવતાર હોય ને બિચારી છોડીઓ દર્શન કરવા આવેને ?

એને અશાંતિ રહે છે તેથી આવી છે ને ! જંપીને દર્શન તો કરવા દો લોકોને. તે એટલે સુધી શિખવાડેલું કે દાદા પૈણશે આ છોડીઓ જોડે ! એવુંય શિખવાડ્યું હતું કે આ દાદાને લઈ જશે ! અરે, એવું હોતું હશે ? કેટલા વર્ષનો હું ડોસો થયેલો માણસ, તે કઈ જાતનું આવું શિખવાડેલું ! પણ એમનો શો દોષ બિચારાંનો ? હીરાબાને એમ પણ સમજાય કે આ મારી ભૂલ છે. આ છોકરીઓ સત્સંગમાં આવતી હતીને, પણ એમને પોતાને સો ટકા ખાતરી હતી કે આ તો મોરલ ને સિન્સિયર છે. પણ આ તો લોકોમાં ખોટું દેખાય, એટલા માટે 'તમે છોડી દો આ' કહેલું ત્યારે કંઈ છોડ્યું છૂટે એવું છે ? આ તો 'વ્યવસ્થિત' અને એ તો અણસમજણમાં બોલે. એ તો કંઈ દહાડો વળતો હશે ? અને આ રેલવેલાઈન ઊખેડી નખાય ? ત્યારે આપણે રસ્તો તો કરવો પડે. એટલે પછી પેલા બૂચથી ના ચાલે. એ તો આંટાવાળો બૂચ મારવો પડે. આંટાવાળો બૂચ મારીએ એટલે પછી ઊખડી ના જાયને !

**પ્રશ્નકર્તા :** પેલું જે નાટક કર્યું હતું એ કપટ નહીં ?

**દાદાશ્રી :** ના, આમાં કપટ નહીં. એ તો દૂધ ઊભરાતું હોય ને લાકડાં કાઢી લઈએ એ કંઈ કપટ ના કહેવાય. દૂધપાક ઊભરાતો હોય તો લાકડાં કાઢી લઈએ, એ કપટ કહેવાય ?

**પ્રશ્નકર્તા :** પણ આશય તો કંઈ સારું કરવાનો ખરોને ?

**દાદાશ્રી :** એમને ચોખ્ખા કરવાનો. તે ઘડીએ બધા બેઠા હતા. તે સજ્જડ થઈ ગયેલા ! બધા બેઠા હોય ત્યારે જ આબરૂ લઉં, નહીં તો એમ ને એમ આબરૂ લઉંયે નહીં. નહીં તો એ ગળી જાય. કહેશે, 'ઓહોહો ! કોઈ હતું જ નહીંને !' તે ગળી જાય ને આપણી મહેનત નકામી જાય. હીરાબાને અનુભવ, તે અમને જાણે કે સિન્સિયર ને મોરલ છે જ. એ તો પેલા એકલા કેસમાં જ છે તે એમના મનમાં જરા પેસી ગયું. તે પેલું કાઢવું મુશ્કેલ પડ્યું અને તે સ્યાદ્‌વાદ રીતે ના નીકળ્યું. એટલે આ બીજી રીતે કાઢવું પડ્યું, પણ દવા એવી કરી કે ફરી હીરાબા કશું કરવા જાય ત્યારે કહે, 'એ ના કરશો આપણે ભાઈનામાં પડવું જ નહીં. ભાઈનો સ્વભાવ

બહુ કડક છે. આવો કડક સ્વભાવ, તે મહાદેવજી જોઈ લો ને !' એટલી બધી છાપ પાડી દીધી ને હીરાબા જાણે, તે હજીયે તીખા ભમરા જેવા કહે છે.

એ તો 'જ્ઞાની' થઈને બેસવું સહેલું નથી. કોઈને આવા ફણગા ફૂટે તો બધા મૂળમાંથી કાઢી નાખે. નહીં તો એ ફણગા તો મોટા ઝાડ થઈ જાય. જુઓને, પછી એ 'કશું બોલવું નહીં.' તમારે કશું બોલવું નહીં, એમ હીરાબાને કહેતાં. મેં કહ્યું, 'હું કશું કરવાનો નથી. દાદાને કોણ કશું કરવાનું છે ? આ તો છોડીઓ તો શું કરવાની હતી ?' પછી એ લોકો કહે છે, 'આપણે નકામો ઝઘડો વહોરી લીધો. હવે આપણે માથે આવશે.' મેં તો એમને મોઢે જ ઠાલવ્યું કે તમે જ બધાએ બગાડ્યું. માટલાને તિરાડ પડી, હવે શું કરવાનું ? આ આટલો વખત માટલાને લાખ કરીશું. બાકી ફરી વાર કે લાખેય કરવાના નથી. પછી મૂકી આવીશું. તિરાડને લાખ કરી દીધી કે એક વખત સાંધો આપણે !

**પ્રશ્નકર્તા :** એમણે પેલું બારણું પછાડ્યું, સ્ટવ પછાડ્યો એટલે એ પણ આડાઈ કહેવાયને ?

**દાદાશ્રી :** ત્યારે આડાઈ નહીં તો બીજું શું ? પણ એ ત્રાગું કહેવાય. એ નાના પ્રકારનું ત્રાગું કરેલું, મેં મોટા પ્રકારનું ત્રાગું કર્યું !

**પ્રશ્નકર્તા :** એટલે એ નાના પ્રકારના ત્રાગાંને કાઢી નાખવા માટે સામે એવો ફોર્સ મૂકવો પડે ?

**દાદાશ્રી :** હા, મેં જાણી જોઈને ત્રાગું કરેલું. ને એમણે એમના કર્મના નિયમથી ત્રાગું કરેલું. આ તો જાણી બૂઝીને કરે ને હું તો મારા જ્ઞાનમાં રહીને બધું કરુંને ? બધા મહાત્માઓ પાંચ-સાત-દસ જણ બેઠેલા. તે એક કહે, 'આવું કરાતું હશે ?' ત્યારે મેં કહ્યું, 'શીખ તને શીખવાડું છું. ચૂપ બેસ. આ શીખવાડું તને. ઘેર બીબી હેરાન કરશે ત્યારે શી રીતે રીપેર કરીશ તું ?'

**પ્રશ્નકર્તા :** આપે કહ્યુંને કે હું જ્ઞાનમાં રહીને કરું, કઈ રીતે જ્ઞાનમાં ? એ તમે કહો.

**દાદાશ્રી :** જ્ઞાન જ 'આ' કર્યા કરે. 'અંબાલાલભાઈ' કર્યા કરે. જ્ઞાન કંઈ ઓછું હીરાબાને પૈણેલું છે ? જુઓને, વગર મતભેદે વર્ષો કાઢ્યાં ને !' અત્યારેય મતભેદ પડતાં પહેલાં ઉડાડી દઈએ છીએ. ફરી 'જ્ઞાન' હઉ લીધું હીરાબાએ ! પછી એમને દાદા સ્વપ્નામાં આવ્યા.

**પ્રશ્નકર્તા :** બા તો બહુ ભોળાં છે, ભદ્રિક છે.

**દાદાશ્રી :** આ ભદ્રિક, પણ લોકો શીખવાડે એ પાછા શીખી જાયને. એ તો કહે, હું તો કોઈનું શીખું એવી નથી. એ મનમાં પાવર રાખે છે, પણ લોક નાખી જાયને. બાકી પોતે શીખે એવાં નથી. પણ બહુ દહાડા નાખ નાખ કરેને, તે પેસી જાય પછી. આમ શીખે એવાં માણસ નથી, સારાં માણસ છે.

એક ભાઈએ હીરાબાને પૂછ્યું, 'દાદાનો સ્વભાવ બહુ સારો ! પહેલેથી આવો ?' ત્યારે એમણે કહ્યું કે, 'પહેલાં તો તીખા ભમરા જેવા હતા. હમણે આવા થયા.' એ એમણે જોયેલું જાય નહીંને ! અમે ફિલમ બદલ્યા કરીએ ને પાછલી ફિલમ કાઢીએ નહીં. એ તો પાછલી ફિલમ હઉ દેખાડે. અમે તો આ ચાલુ ફિલમ હોય એ દેખાડીએ.

છતાં એમને દુઃખ થાય એવું નહીં કરવાનું. કારણ કે સહેજ એ થાય તોય દુઃખ થઈ જાય છે એમને, કારણ કે પ્યોરિટીને બધી. સહજ ભાવે જે આવે એ બોલવાનું ને ! ડખોડખલ નહીં કે કોઈની શરમ-બરમ રાખે નહીં.

પેલો ડૉક્ટર બિચારો હીરાબાનું ઓનરરી કામ કરતો હતો. તોય એને કહેશે કે, 'આ તો તીખો લહાય જેવો છે.' મેં કહ્યું, 'આવું ના બોલાય આપણાથી.' સહજ ભાવે બોલ્યા'તા, એટલે પેલો હસે, આમ સહજતાથી બોલે. એટલે ખોટું ના લાગે. મહીં કશું પાપ નહીં, પ્યોરિટી બધી.

હીરાબા ચોખ્ખું બોલે. મારે ને તારે નહીં ફાવે એવુંય કહી દે. સ્વાર્થની ભાંજગડ નહીં કે આ મારી સેવા કરે છે, એવું તેવું કશું નહીં. મારી જોડેય ચોખ્ખું બોલે.

અમને શું કહે ? તીખા ભમરા જેવા છો. હવે એ એમ કોઈ દહાડો

ના જાણે કે આ તીખાપણું નથી આમનામાં (દાદામાં).

**પ્રશ્નકર્તા :** બહુ કરપ રાખેલો ?

**દાદાશ્રી :** કરપ તો રાખેલોને. કરપ રાખ્યા વગર તો એવું છેને, આ તો સ્ત્રીજાતિ કહેવાય. કરપ તો રાખવો પડેને ને લાગણીઓય રાખવી પડે, બેઉ સાથે રાખવું પડે. છતાં અમને તો એ, બહુ વહમા, તીખા ભમરા જેવા છો, કહેશે. એ એમ ને એમ જ બનાવટ રાખેલી. દાબેદાબ પોટલી ઊઘાડીને દેખાડીએ ત્યારેને. થોડું વજન જોઈએ. બાકી હું બહુ કડક. પેલો તાપ લાગ્યા કરે. ગરમ ના થઉં. એમ ને એમ તાપ લાગ્યા કરે. તે કડક ના હોય તો ચાલે શી રીતે ? કારણ કે અમારે પ્રતાપ અને સૌમ્યતા બન્ને હોય.

બાકી કોઈની જોડે ઊંચા શ્વાસે અમે ચાળીસ વર્ષથી નહીં રહેલા. કોઈની જોડે ઊંચો અવાજ નહીં કરેલો. એ તો લોકો બધાય જાણે. કહેય ખરાં કે એ તો ભગવાન જેવા છે. એટલે એક આંખમાં ધમક રાખવાની અને એક આંખમાં ફ્રેન્ડશીપ રાખવાની.

**પ્રશ્નકર્તા :** દાદા, બેઉ આંખમાં ધમક રાખે એનું શું થાય ?

**દાદાશ્રી :** એ ખોટું કહેવાય. એક આંખમાં ધમક અને એક આંખમાં પ્રેમ. પ્રેમ તો જોઈએ જ ને, પ્રેમ વગર તો માણસ જીવે શા આધારે ? બહુ કંટાળે ત્યારે આપઘાતના વિચાર આવે પછી. અને પછી આપણે રડીએ. ત્યારે મૂઆ ચેતવું હતુંને પહેલેથી !

## નારી પૂજાયે જ્યાં દેવી તરીકે,
## આરતી કર, ન અર્થ એવો જરીકે !

સ્ત્રીને તો એક આંખે દેવી તરીકે જુઓ ને બીજી આંખે એનું સ્ત્રી-ચારિત્ર જુઓ. એક આંખમાં પ્રેમ ને બીજી આંખમાં કડકાઈ રાખો તો જ 'બેલેન્સ' જળવાશે.

**પ્રશ્નકર્તા :** સતીની વ્યાખ્યા એક કવિએ આપી છે 'ભોજયેષુ માતા,

શયનેષુ રંભા, કરણેષુ દાસી, કાર્યેષુ મંત્રી' એમ ચાર મૂક્યા છે.

**દાદાશ્રી :** બહુ સુંદર આપ્યું છે.

**પ્રશ્નકર્તા :** એટલે એનું નામ સતી.

**દાદાશ્રી :** એ આવું હોવું જોઈએ. હું આવું કહેવા જાઉં છું, સ્ત્રી આવી હોવી જોઈએ. કેવી સુંદર વાત કરી છે !

**પ્રશ્નકર્તા :** એટલે સંસ્કૃતમાં મૂક્યું, યત્ર નાર્યસ્તુ પૂજ્યંતે રમંતે તત્ર દેવતાઃ !

**દાદાશ્રી :** હા, બસ ! એટલે હું જ્યારે આવું બોલું છુંને, ત્યારે બધા મને લોકો કહે છે કે દાદા, તમે સ્ત્રીઓના તરફી છો, પક્ષપાતી છો ?

હવે હું શું કહું કે, સ્ત્રીઓને પૂજો, એનો અર્થ એવો નહીં કે સવારમાં જઈને આરતી ઉતારજો, એવું કરીશ તો એ તારું તેલ કાઢી નાખશે. એનાં અર્થમાં શું છે ? એક આંખમાં પ્રેમ અને એક આંખમાં કડકાઈ રાખજે. પહેલાં સ્ત્રીને તો શું ગણતા હતા ? પૂજા કરવા જેવી છે. પણ તેનો અર્થ આપણે કહીએ, ત્યારે આપણા લોકો પૂજામાં આરતી ઉતારે. અલ્યા મૂઆ, ના ઉતારીશ, નહીં તો ચઢી બેસશે. કારણ કે ક્વૉલિટી ઊંચી, પણ આ ચઢી બેસતા વાર ના લાગે. એટલે પૂજા ના કરીશ. એવી લાયકાત નથી. એટલે મનથી પૂજા કરજે.

**પ્રશ્નકર્તા :** નારી તું નારાયણી !

**દાદાશ્રી :** હા, નારાયણી ! અને છંછેડવી ના જોઈએ. આ તો સ્ત્રીઓ બધી તમને હેલ્પ કરે છે. પણ એ હેલ્પ બહુ ના કરતી હોય, તોય પણ એ સ્ત્રી નીતિ છે, એ શક્તિ છે, દેવી છે. તમે જાણીજોઈને બગાડો તો પછી બગડી જ જાયને !

સહજ પ્રકૃતિ છે. તેથી તો આપણા લોકોએ કહ્યું, 'યત્ર નાર્યસ્તુ પૂજ્યંતે, રમંતે તત્ર દેવતાઃ' એટલે સ્ત્રીઓ જ્યાં પૂજ્ય છે, ત્યાં દેવલોકો હાજર રહે છે. એટલે પછી બધા આપણા મહાત્માઓના વિચારોમાં તો બધો

ફેરફાર થઈ જાય છે. સ્ત્રીને પછી આડછેડ નથી કરતા અને સરખા ભાવે રાખે છે. જે એના માટે ખરાબ વિચારો છે તે ખસેડી નાખીને આ વિચાર મૂકી દે એટલે પ્લસ-માઈનસ થઈ જાય. એટલે આપણે એની જોડે સારી રીતે જીવી શકીએ. સમાધાનથી જીવાય એવું રાખવું જોઈએ. ફ્રેન્ડલી હોવું જોઈએ, ફ્રેન્ડ !

## સ્ત્રી એ છે પ્રાકૃતિક શક્તિ, તરછોડી તો 'હાર્ટફેલ' તકતી !

આપણે એક દા'ડો તો કહીને જુઓ, 'હે દેવી, આજ તો તમે બહુ સરસ રસોઈ જમાડો,' એટલું જ જો બોલી તો જુઓ.

**પ્રશ્નકર્તા :** ખુશ, ખુશ !

**દાદાશ્રી :** ખુશ ખુશ થઈ જાય, પણ આ તો બોલતાય નથી, વાણીમાંય. જાણે કે વાણી મફતની વેચાતી લાવવી પડતી હોયને ! વાણી વેચાતી લાવવી પડે છે ?

**પ્રશ્નકર્તા :** ના, ધણીપણું ત્યાં જતું રહેને !

**દાદાશ્રી :** ધણીપણું જતું રહે છે, ધણીપણું !! ઓહોહો ! મોટો ધણી થઈ બેઠો !! અને અન્‌સર્ટિફાઈડ ધણી પાછો. જો સર્ટિફિકેટ લઈને આવ્યો હોત તો ઠીક છે ! સ્ત્રી એ તો મોટી શક્તિ છે, એ દૈવી શક્તિ છે. આ જેટલી દેવીઓ છે, એ બધી સ્ત્રીશક્તિ છે અને એ પ્રાકૃતિક શક્તિ છે. અને પુરુષ એ પુરુષ શક્તિ છે. હવે બંને શક્તિ હોય તો સંસાર ચાલે, નહીં તો ચાલે નહીં. અને પ્રકૃતિને જો સળી કરવા જશો તો મહાન દુઃખો આવશે. એટલે આપણા હિન્દુ શાસ્ત્રોએ સ્ત્રીને દેવી તરીકે માન્ય કરી છે.

આ આત્મા એ ચેતન છે, એ પુરુષ છે અને આ પ્રકૃતિ એ સ્ત્રી છે. આ પ્રકૃતિ એ આદ્યશક્તિ છે. એટલે જો આદ્યશક્તિનું પૂજન હોય તો પ્રકૃતિ સારી રહે. આવા હાર્ટફેલ-બાર્ટફેલ ના થાય. પણ આદ્યશક્તિને તરછોડે છે એટલે હાર્ટફેલ થાય જ. હવે આદ્યશક્તિનો અર્થ શું ? એક બાજુ માતાજીના પૂજન કરે અંબાજીના, કાળિકામાને, સરસ્વતીના એ બધાંના

પૂજન કરે, બીજી બાજુ બૈરી જોડે લડે, તે આદ્યશક્તિ ના કહેવાય. બૈરી જ આદ્યશક્તિ છે પોતે. એટલે ત્યાં તો લડવું તો ના જોઈએ. એને દુ:ખ, ત્રાસ ના થવાં જોઈએ. એટલે માણસે માતાજીની ભક્તિ તો કરવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** પ્રકૃતિને માટે, મોક્ષને માટે નહીં. પ્રકૃતિ સારી હોય તો જ કામ થાય.

## એક આંખે પ્રેમ, બીજીમાં કરપ,
## શીખી લે ચાવી પેસતાં મંડપ !

**પ્રશ્નકર્તા :** આપે વાત કરી કે પુરુષોએ સ્ત્રીઓને કંટ્રોલમાં રાખવી તેના અંગે થોડી ચર્ચા થઈ એમ. હવે મારો સવાલ એ છે કે પુરુષ જો સ્ત્રીઓને કંટ્રોલમાં રાખે એનો અર્થ એવો થાય કે પુરુષો પોતાનું ધાર્યું સ્ત્રીઓ પાસે કરાવવા માંગે છે. તો એ તંત નથી થતો ?

**દાદાશ્રી :** તો પછી દેવી માનતા નથી. એક આંખમાં દેવી માનવામાં શું છે ? પ્લસ-માઈનસ કરી નાખે છે. દેવી માનીને તમે કંટ્રોલ રાખો.

**પ્રશ્નકર્તા :** અને જો આપણે 'સમભાવે ફાઈલનો નિકાલ' આજ્ઞાનો અમલ કરીએ તો એમાં કંટ્રોલ રાખવાનો સવાલ જ કેવી રીતે ઊભો થાય ? હવે મને સમજાવો કે તો કંટ્રોલનો સવાલ કેવી રીતે ઊભો થાય, સમભાવે નિકાલ થાય તો ?

**દાદાશ્રી :** એ બધું તો 'આ' જ્ઞાન મળ્યા પછીની વાત છે. જ્ઞાન મળ્યા પહેલાંની વાત હું કરું છું. જ્ઞાન મળ્યા પછી કહીએ છીએ, સમભાવે નિકાલ કરી નાખો. આ તો સ્ત્રીની આ જે વાત છેને, એ સંસાર વ્યવહારના લોકોને માટે અને આપણે તો સમભાવે નિકાલ કરવા જેવું હોય, એ ઉકેલ લાવી નાખવાનો.

**પ્રશ્નકર્તા :** જો આપણે એવી રીતે કહીએ કે પુરુષે એક આંખમાં દેવી ને એક આંખમાં કડકાઈ રાખે તો પછી એ જ વસ્તુ સ્ત્રીઓ માટે

ખરી કે નહીં ? આ સ્ત્રીએ પણ આવું જ રાખવું જોઈએને ?

**દાદાશ્રી :** એ સ્ત્રીએ પ્રેમથી રાખવું જોઈએ. એણે ધણી સામે કડકાઈથી ના જોવું અને પુરુષે એક આંખમાં દેવી તરીકે અને એક આંખમાં કડકાશ રાખવી એ કુદરતી નિયમ છે. નહીં તો સ્ત્રીઓમાં જોખમ ઊભું થવાનું.

**પ્રશ્નકર્તા :** એટલે કંટ્રોલનું સાધન રાખ્યું છે.

**દાદાશ્રી :** હા, અને એ એનો દુરુપયોગ ન થાય એટલે દેવી શક્તિ તરીકે પણ જુઓ !

**પ્રશ્નકર્તા :** સ્ત્રીઓને જો જોખમનો સવાલ છે, તો પુરુષોને બીજી જાતનાં પણ જોખમનો સવાલ તો છે જ ને ?

**દાદાશ્રી :** ખરો, કળિયુગના પુરુષ એટલે શું ના થાય ? કળિયુગમાં તો એવું જ હોયને ! અને એવું છેને લગ્ન થયું એટલે જોખમી અવસ્થા ! લગ્ન થવું ત્યારથી જોખમી હોતાં નથી. જોખમ પછી, અથડાઅથડીથી જોખમી થઈ જાય છે. નથી જોખમી હોતા તોય જોખમી થઈ જાય છે. જોખમી કદાચ ન હોય એનો ધણી તોય પણ અથડાઅથડીથી જોખમદાર થઈ જાય છે. કારણ કે અહંકાર છેને ! ત્યાં સુધી સહેજ વેર રાખી મેલે. આ બધું જ્ઞાન ના લીધું હોય તેને માટે વાત છે. બાકી આ એમણે તો જ્ઞાન લીધું છે. આ તો ખાલી પૂછે છે એનો જવાબ આપું છું.

**પ્રશ્નકર્તા :** અને હું આ વ્યવહારની જ વાત કરું છું કે દુનિયામાં જેમ એવું બને છે કે સ્ત્રીને કંટ્રોલની જરૂર છે એવી રીતે જેણે જ્ઞાન નથી લીધું એવાં કુટુંબોમાં સ્ત્રીને પણ પુરુષ ઉપર કંટ્રોલની જરૂર તો ઊભી થાય જ ને, અમુક સંજોગોમાં ? હવે તે વખતે જો એને એમ આપણે ના કહીએ કે તારે કંટ્રોલ નહીં રાખવાનો, તો પછી એ સ્ત્રી જાય ક્યાં પછી ? આ જનરલ સત્ય છે.

**દાદાશ્રી :** આ કળિયુગમાં એ વાત સચવાતી નથી. એટલે અમે રસ્તો પછી સીધો ખોળી કાઢેલો કે હીરાબાનું જ ચલણ છે એવું કહી દઈએ.

આપણે પ્રેસિડન્ટ અને પેલાં પ્રાઈમ મિનિસ્ટર !

**પ્રશ્નકર્તા :** દાદા, એટલા માટે કીધું છે કે 'કિંગ કેન ડુ નો રોંગ' એટલે કે રાજા પોતે કંઈ ખોટું કરતો જ નથી.

**દાદાશ્રી :** ના, એ રોંગ કરે તો પૂછનાર કોણ ? એને પૂછાય નહીં એટલે પછી આવું લખે ! 'કેન ડુ નો રોંગ' એટલે શું અર્થ છે, એટલે એ રોંગને કાઢનાર, ભૂલ કાઢનાર કોણ ? એવું આ બધી કહેવત છે, પણ આ હું જે કહેવા માગું છું, પ્રેસિડન્ટે સહી કરવાની, એટલે શું કે ના-ચલણી ! એટલે ચલણ અમારું નહીં. આ તો રૂટિન રૂપે સહી અમારી, કારણ અમે મૂછોવાળા એટલે સહી અમારી જોઈએ રૂટિનની. એમને મૂછો નહીં, તે સહી કોણ કરે ?(!!) તો પછી ડખો થાય નહીં. હીરાબાને પૂછીએને તો એ એટલું કહે બહુ ત્યારે કો'ક દહાડો, દાદા બહુ કડક સ્વભાવના છે, તીખા ભમરા છે. કારણ કે કંઈક બધું વધારે પડતું બગાડેને એટલે જરા કડક થવાનું. તે થયેલો કડક, કડક થઈ ગયેલા. નહીં થયેલા કડક ? એ એમને સ્થિર પકડે. એમની ડિરેલમેન્ટ ના થાય પછી. ડિરેલમેન્ટ જોવું તો પડેને ? એટલે એમના મનમાં આટલો અભિપ્રાય રહી જવાનો, કે તીખા ભમરા જેવા છે, એમનું નામ દેવાય નહીં આપણે. અને અમે ચાલવાયે દઈએ. એટલે આ કામ કર્યા કરે.

તેથી આપણા લોકોએ પહેલાં કહેલું, કડકાઈ જરા રાખજો. તો છકી ના જાય. તમે દેવી કહો તો છકી જશે, વાર નહીં લાગે. અને કળિયુગનું પાણી મળ્યું પછી શું જોઈએ ? કળિયુગનું પાણી એટલે એક આંખમાં જરાક સહેજ કડકાઈ રાખવાની, એક આંખમાં દેવી જેવી. પણ એ પછી ના આવડ્યું લોકોને.

એટલે એક માણસ મને કહે છે કે મારી વાઈફ મને બિલકુલ ગાંઠતી જ નથી. ત્યારે મેં કહ્યું, 'તારા છોકરાનું ગાંઠે છે કે નહીં ગાંઠતી ?' ત્યારે કહે, 'એનું તો ગાંઠે છે, એના જ છોકરાને.' ત્યારે તારે એનો છોકરો થવું હતું, શું ખોટું ? 'મને ગાંઠતી નથી.' મૂઆ, શરમ નથી આવતી. આવું ના બોલીશ. મને કહું છું, તે બીજા કોઈને કહીશ નહીં. આ તે કહેવાતું હશે

આવું ? ત્યારે કહે, 'ના દાદા, તમને જ કહું, બીજા કોઈને ના કહું.' ત્યાર પછી મેં એને સમજણ પાડી કે લખી લે તારી ચોપડીમાં, રમા રમાડવી સહેલ છે, વિફરી મહામુશ્કેલ. હવે વિફરે એવું કરીશ નહીં, મૂઆ. વિફરવાનું થાય કે ત્યાંથી બંધ. એને કંઈક આ સોગઠાબાજીનેય રમાડતાં આવડવાં જોઈએ. ના આવડવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** આવડવું જોઈએ.

**દાદાશ્રી :** આ કંઈ જેવા તેવા પાક્યા છે ? આ નિશાળે સારું ભણેલા. એમાં બહુ સરસ એક્કા હોય. આય સૂઝ છે ને બધાની !

## સ્ત્રીને વઢે એ પુરુષ કહેવાય ? પછી બૈરીનો માર, નખોરાં ખાય !

સ્ત્રીને વઢવું પડતું હશે ? ખરો ધણી તે એનું નામ કહેવાય કે સ્ત્રીને વઢવું જ ના પડે ને સ્ત્રી આ આંખથી જ કાબૂમાં રહે. વઢવું પડે, એ ધણી કહેવાતો હશે ? ગરબા ગાય એવા ધણી !

પુરુષ તો કેવો હોય ? એવા તેજસ્વી પુરુષો હોય કે જેનાથી હજારો સ્ત્રીઓ થથરે ! આમ જોતાંની સાથે જ ધ્રૂજી જાય !! આજ તો ધણી એવા થઈ ગયા છે કે સલિયો પોતાની બૈરીનો હાથ ઝાલે તો તેને વિનંતી કરે, 'અરે સલિયા છોડી દે, મેરી બીબી હૈ, મેરી બીબી હૈ.' મેર ચક્કર, આમાં સલિયાને તું વિનંતી કરે છે ? કઈ જાતનો ચક્કર પાક્યો છે તું ? એ તો એને માર, એનું ગળચું પકડ ને બચકું ભર. આમ એના પગે લાગ્યો એ કંઈ છોડી દે એવી જાત નથી. ત્યારે એ 'પોલીસ પોલીસ, બચાવો બચાવો' કરે. અલ્યા, તું ધણી થઈને 'પોલીસ પોલીસ' શું કરે છે ? પોલીસને શું તોપને બારે ચઢાવવો છે ? તું જીવતો છે કે મરેલો છે ? પોલીસની મદદ લેવાની હોય તો તું ધણી ના થઈશ.

તે પછી કેટલાક માણસો તો આવીને કહે છે, કે જુઓ આ. અલ્યા, શું થયું ? ત્યારે કહે, 'નહોરાં ભરી લીધા બૈરીએ અને બે ધોલ મારી હતી આજ' મને આવીને કહે છે એટલા સારા છે, ડાહ્યા છે !

**પ્રશ્નકર્તા :** એ તો સારું કહેવાય, તમને તો કહેવું જ જોઈએ.

**દાદાશ્રી :** તે કેટલાક મહીં માર ખાય છે પાછા. મને કહી જાય બિચારા અને બૈરીને મારે છે તે મને કહેતા નથી, મૂઆ. આપણા 'મહાત્માઓ'માંથી કોઈક જ મહાત્મા ખુલ્લું કરી દે કે, 'દાદા, આજે તો બૈરીએ મને માર્યો !' આટલી બધી સરળતા શેને લીધે આવી ? આપણા જ્ઞાનને લીધે આવી. 'દાદા'ને તો બધી જ વાત કહેવાય. આવી સરળતા આવી ત્યારથી જ મોક્ષે જવાની નિશાની થઈ. આવી સરળતા હોય નહીંને ! મોક્ષે જવા માટે સરળ જ થવાનું છે.

આ બહાર તો ધણી છિટ છિટ કર્યા કરે. બૈરીનો માર પોતે ખાતો હોય તોય બહાર કહે કે, 'ના ના, એ તો મારી દીકરીને મારતી હતી.' અલ્યા, મેં જાતે તને માર ખાતાં જોયું હતુંને ? આનો શો અર્થ ? મિનિંગલેસ. એના કરતાં સાચે સાચું કહી દેને ! આત્માને ક્યાં મારવાનું છે ? આપણે આત્મા છીએ, મારશે તો દેહને મારશે. આપણા આત્માનું તો કોઈ અપમાનેય કરી ના શકે. કારણ કે 'આપણને' એ દેખે તો અપમાન કરેને ? દેખ્યા વગર શી રીતે અપમાન કરે ? દેહને તો આ ભેંસ નથી મારી જતી ? ત્યાં નથી કહેતા કે આ ભેંસે મને મારી ? આ ભેંસ કરતાં ઘરનાં બઈ મોટાં નહીં ? એમાં શું ? શેની આબરૂ જવાની છે ? આબરૂ છે જ ક્યાં તે ?

## જોયા મેં વહુનો માર ખાનારા,
## સમ્યક્ જ્ઞાને કર્મોના પોબારા !

લોકો અહીં આવ્યા પછી ઘરમાં ત્રાસ-બાસ આપતા નથી. મહીં કેટલાકને તો વહુ મારે છેને, તે આવીને મને કહે, જુઓ, આ નખોરિયા બધા. હું સમજું કે આને ડીલિંગ કરતાં નથી આવડતું. એમાં વહુનો શો દોષ બિચારીનો. હું સમજું, એટલે મેં એને કહેલું તું મને આવીને કહી જજે કે શું હતું ? તે એને કશું કર્યું નથી ને ?! ના, નથી કર્યું. ત્યારે મેં કહ્યું, બસ, ત્યાં સુધી આપણું નોંધશે, નહીં તો તૂટી જશે આ. નહીં તો ડીવૉર્સ થતાં વાર નહીં લાગે. આપણે જે તે રસ્તે નભાવીને કામ કાઢી લેવાનું. કંઈ

બીજી લાવીએ, તે કંઈ સારી આવવાની છે ? એવો ને એવો જ માલને ! આ માલ મનુષ્યપણાનો ને. એટલે એનાથી જ કામ કાઢી લેવું. પછી મેં એને કહ્યું, 'પછી સાંજે એણે તને જમવાનું આપ્યું કે', એણે કહ્યું, 'જમવાનું સારું આપે છે, એમાં કશી મુશ્કેલી નથી.' ત્યારે મેં કહ્યું, 'જમી લેને છાનોમાનો, આ મેલને પૂળો અહીંથી, જાતે કરવું પડશે તો વેશ થશે.' જાતે ખાવાનું કરવું તો વેશ ના થાય, બળ્યો ?

**પ્રશ્નકર્તા :** થાય, થાય, પૂરેપૂરો વેશ થાય !

**દાદાશ્રી :** પછી મેં કહ્યું, કેમ તારો શું ગુનો ? ત્યારે કહે, કશોય ગુનો નહીં, બળ્યો. હું પહેલાં મારતો હતો એને. તે એણે આ વેર વાળ્યું, કહે છે. ત્યારે મેં કહ્યું, હવે બંધ કરી દઈશને ! ત્યારે કહે, હા. હવે આ જ્ઞાન મળ્યુંને ત્યારથી હવે શાંત. ત્યારે મેં કહ્યું, સમભાવે નિકાલ કરી નાખને. તે અનંત અવતારથી લડતો લડતો જ આવ્યો છું. હવે સમભાવે નિકાલ કરું છું. 'હા, તમે કહ્યું એ પ્રમાણે કરું છું' કહે છે. 'તો સારું કર્યું તેં. આ ઉદય જતા રહેશે', ને પછી વહુ એના કહ્યામાં જ રહે. આ ઉદયકર્મ છે, મૂઆ. તું સીધી કરવા જઉં, ક્યાં જશે આ ઉદયકર્મ તે ? ઉદય તો ભોગવ્યે જ છૂટકો, તે અત્યારે વહુ રોફ મારે છે ! આ તો સમભાવે નિકાલ કરીને અત્યારે સરસ દહાડા કાઢે છે. એ ને આ બેઉનું સરસ ચાલે છે ! નહીં તો છોકરાં-છોડીઓ બધું બગડી જાત. હવે એ ત્યાં એ વહુએ જે એને માર્યો, તે આ જ્ઞાન એને સમતામાં રાખે છે. જો જ્ઞાન ના આપ્યું હોત તો ઊંધે રસ્તે જાત. એની ઊંધી દૃષ્ટિ હતીને, તે છતી કરી આપી મારી-ઠોકીને. હવે જૈન ડેવલપમેન્ટ હતું તોય પણ જોને ઊંધી હતીને દૃષ્ટિ ! કોઈ વહુને મારે એવા ખરા કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હોય, હોય. માણસ શું ના કરે ? અહંકાર શું ના કરે ?

**દાદાશ્રી :** અહંકાર શું ના કરે અને જૈન દૃષ્ટિવાળા ! બીજા-ત્રીજાની જાણે જાડી દૃષ્ટિ હોય તો કરે, પણ ડેવલપ્ડ માણસોને ત્યાં આવું મારવાનું હોય નહીં. સારા જે ડેવલપ્ડ હોયને, ઊંચી કોમમાં તો મારવાનું શું, શબ્દેય અવળા ના બોલે. આ તો હલકા લોકો મહીં અહીં આગળ જે આ પેસી

ગયેલા હોયને, ત્યાં મારવાનું હોય. આ કંઈ હલકી કોમ છે ? શબ્દેય હલકા ના બોલાય. પછી હલકી નાતના લોકો ને આમાં ફેર શો રહ્યો ?

**પ્રશ્નકર્તા :** જે જ્ઞાન એને ભેગું થયું, એ જ્ઞાન જ એને દોરી જાય છે એવું થયુંને ?

**દાદાશ્રી :** હા, બસ એ જ, બીજું શું તે ? જ્ઞાન જેવું હોય એવું એને દોરી જાય. એ જ્ઞાન એવું જો જાણી લાવ્યો કે માંસાહારથી શરીરને મજબૂતી મળશે, તો તેવું ચાલ્યું જાય. જો જ્ઞાન એવું જાણી લાવ્યો કે માંસાહારીથી મારું અહિત થઈ રહ્યું છે તો એવું.

એટલે વહુને કહેજો કે, 'તારે જેટલું લડવું હોય એટલું લડજે. મને તો દાદાએ લડવાની ના પાડી છે, દાદાએ મને આજ્ઞા કરી છે. હું આ બેઠો છું, તારે જે કંઈ બોલવું હોય તે બોલ હવે' એવું એને કહી દેવું.

**પ્રશ્નકર્તા :** પણ એ બોલે જ નહીં ને પછી.

**દાદાશ્રી :** દાદાનું નામ આવે કે ચૂપ જ થઈ જાય. બીજાં કોઈ હથિયાર ના વાપરીશ. આ જ હથિયાર વાપરજે.

## પતિ કહેવડાવે, ભઈસા'બ !<br>પછી પત્ની વસૂલે હિસાબ !

એક બહેને તો મને કહ્યું હતું, 'પૈણી ત્યારે એ બહુ લોંઠ (જબરા) હતા.' મેં કહ્યું, 'હવે ?' ત્યારે કહે, 'દાદા, તમે બધું સ્ત્રી-ચારિત્ર બધું સમજો છો, મારી પાસે શું કહેવડાવો છો ?' મારી પાસે કોઈ સુખ જોઈતું હોય એમને, ત્યારે હું એને કહું, ભઈસા'બ કહો, એટલે ભઈસા'બ કહેવડાવું ત્યારે ! એમાં મારો શું વાંક ? પહેલાં એ મને ભઈસા'બ કહેવડાવતા હતા અને હવે હું ભઈસા'બ કહેવડાવું છું. સમજાય છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ મુંબઈનાં લોકોને પૂછ્યું, ઘેર આવી ભાંજગડ નથીને ? ના દાદા, એવું નથી. હોય તો મને કહેજે, હં. પાંસરી કરી નાખીએ. એક

મહિનામાં તો પાંસરી કરી નાખું.

કેટલીક સ્ત્રી તો પતિને મારે હઉ. પતિવ્રતા સ્ત્રીને તો આવું સાંભળતાં જ પાપ લાગે કે આવું બૈરી ધણીને મારે ?

**પ્રશ્નકર્તા :** જો પુરુષ માર ખાય તો તે બાયલો કહેવાયને ?

**દાદાશ્રી :** એવું છે, માર ખાવો એ કંઈ પુરુષની નબળાઈ નથી. પણ એના આ ઋણાનુબંધ એવા હોય છે, બૈરી દુઃખ દેવા માટે જ આવેલી હોય છે, તે હિસાબ ચૂકવે જ.

**પ્રશ્નકર્તા :** પછી ધારો કે પત્ની ધોલ મારે તો શું કરવું તે સમયે ?

**દાદાશ્રી :** આપણે ધીમે રહીને દવા-બવા ચોપડીએ આમ.

**પ્રશ્નકર્તા :** બીજી વાર મારે તો ?

**દાદાશ્રી :** પત્ની કોઈ દહાડો મારે નહીં અને મારે તો ક્યારે મારે, કે ઘણા દહાડાના આપણા ગુના ભેગા થયા હોયને ત્યારે એક ફેરો સામી થાય. એટલે આપણે નિરાંતે દવા-બવા ચોપડી દેવી.

**પ્રશ્નકર્તા :** આપણે મારવી નહીં જોઈએ ?

**દાદાશ્રી :** શરૂઆત જ નહીં કરવી.

**પ્રશ્નકર્તા :** ધારો કે પત્ની શરૂઆત કરે તો ?

**દાદાશ્રી :** શરૂઆત કરે પછી પત્નીને કહી દેવું કે આ ધંધો ચાલુ રાખવો છે કે બંધ કરવો છે ? ચાલુ રાખવો હોય તો કાયમનો ચાલુ રાખીએ, તો છોકરાને બીજી રૂમમાં મૂકી આવ્યા પછી ચાલુ કરજે આ. છોકરાને ના બગાડીશ. કહીએ અને બંધ કરવું હોય તો બંધ કરીએ, પણ કરાર કરી નાખ, હવે કરાર, એગ્રીમેન્ટ (કરાર) કરી નાખ.

**પ્રશ્નકર્તા :** એ ચાલુ જ રાખતી હોય તો આપણે એને છૂટી જ કરી દઈએ પરમેનન્ટ(કાયમ)ની તો શું ?

**દાદાશ્રી :** કોને ?

**પ્રશ્નકર્તા :** પત્નીને. તો એ પાપ નહીં કહેવાય ?

**દાદાશ્રી :** શાનું પાપ હોય છે ? દગો કરીએ એ પાપ. પણ પત્ની જ કહેતી હોય કે, મારે છૂટું થવું છે, તમારી જોડે રહેવું નથી, તો પછી શું થાય ? પત્ની કંટાળેને ? ધોલ મારવાની બહુ ચળ આવેને તો ભીંત જોડે મારવી, પત્નીને કહીએ, લે, લે, કરીને ભીંતને મારવું અને એને કહેવું નહીં. અને કો'ક બહારવાળા જાણે કે પત્નીને મારે છે આ.

**પ્રશ્નકર્તા :** ત્યારે આપણને વાગેને, આપણે ભીંતને મારીએ તો ?

**દાદાશ્રી :** એ ત્યારે જ ખબર પડેને, એ ભીંતને મારે ત્યારે ખબર પડે કે મારવું એ શું છે ?

## બેની વઢવાડમાંથી ભવાડો,
## 'લે લેતી જા' વાણિયાનો પીછોડો !

આપણા લોકો મહીં લડે ખરા કો'ક દહાડો ? બારણું વાસીને કે ઉઘાડું રાખીને ? આપણા લોકો તો પટેલ લોકો, ભોળા માણસ, કો'ક બહારનું પેસે તોય કશું નહીં અને એક વાણિયો મારી ઉંમરનો હતોને, તેને મેં પૂછ્યું, 'અલ્યા, તમારે ત્યાં લડવાડ થાય કે ?' ત્યારે કહે, 'દાદાજી, લડવાડ તો રોજે થાય, બધેય થાય.' મેં કહ્યું, 'તમે શું ઉપાય કરો, થાય છે ત્યારે ?' ત્યારે એ કહે, 'પહેલાં બારણું વાસી આવું. તે બહારથી આવતા બંધ થઈ જાય.' ત્યારે મેં કહ્યું, 'સિનેમાવાળા તો ખુલ્લું રાખે છે.' ત્યારે કહે, 'એમને તો ઘરાકી જોઈતી હોય, અમારે ઘરાકી નથી જોઈતી.' હા, લોક પેસી જાય તે ઊલટી વઢવાડ વધારે. પાછા મહીં સંકોરનારા આવે. સંકોરે પાછું. મહીં સળગતું હોય તેને સંકોરી આપે. એ ભવાડો થઈ જાય એવું સમજી જાય. એ તો બારણું પહેલાં વાસી આવે. 'બારણું વાસી આવું ને પછી ઘરમાં લડીએ પછી એની મેળે ટાઢું પડે.' આની બુદ્ધિ સાચી છે. મને ગમ્યું આ. આટલીય અક્કલવાળી વાત હોય તો તેને આપણે એકસેપ્ટ કરવી જોઈએ. અને અમારે તો રાજશ્રી લોકો, બારણું વાસેલું હોય તો ઉઘાડી નાખે. દેખો હમારા ખેલ, હમારા ખેલ

દેખો, કહેશે.

**પ્રશ્નકર્તા :** ક્ષત્રિયમાં તો એમ કહી દે કે ચાલતી થા, આ બારણા ઉઘાડા છે, બારણા વાસવા ના બેસે.

**દાદાશ્રી :** હા, એવું કહે એ ! કહે ઉપરથી એ લોકોને ભય નહીં એવું. પણ આ ભવાડો તો થાયને, બળ્યો !

**પ્રશ્નકર્તા :** હા, થાય.

**દાદાશ્રી :** એટલે આ વાણિયા ડાહ્યા માણસ. બહાર ભવાડો થશે, નામ બગડશે, એના કરતાં લડવું હોય તો મહીં લડોને, લડ્યા વગર ચાલે એવું નથી. ફરજિયાત છે ને મરજિયાત હોય તો કોઈ લડેય નહીં !

અમે એક ગામમાં ગયેલા, ત્યાં આગળ બધા લોકો એક ઘર આગળ ભેગા થયા હતા રાત્રે અગિયાર સાડા અગિયાર વાગે. ત્યારે મેં કહ્યું, શું છે ભઈ, અહીં આગળ. ત્યારે કહે, નાટક જોવું હોય તો આવો, જોવા જેવું છે. આ શેઠ મહીં બઈને મારે છે, મને કહે છે, આવો જુઓ, સાંભળો. તે શેઠ શું બોલે, લે લેતી જા. ત્યાં ઘર આગળ બે-ચાર જણા ઊભા રહીને આમ સાંભળ્યા કરતા હતા. ઘરને બારણું વાસેલું હતું. એટલે આ બહારવાળા સમજે કે આ શેઠ પેલી બઈ (શેઠાણી)ને મારે છે, લે લેતી જા. હવે તેમાંથી એક માણસ ખાનગી હશેને, પાડોશમાં રહેનારો, તે કહે છે, ખરી રીતે બઈ શેઠને મારે છે રોજ. બઈ ચઢી બેસે તે બઈ આને મારે છે. પણ વાણિયો પાકો એટલે પછી મનમાં એમ કહે, આબરૂ જાય બહાર, એટલે એવું કંઈ તાયફો કરું કે બહાર આબરૂ ના જાય. મેં કહ્યું, આ અક્કલનો કોથળો ખરો, ભઈ આ તો ! અમને આવડે નહીં આવું તેવું... પેલી મારેને, વાગે કે તરત, લે લેતી જા, બોલે ફક્ત. એનો ઉકેલ ખોળી કાઢેલો આ. એટલે મેં કહ્યું, આ ખરી અક્કલ, આપણે જોયેલી નહીં ને આવી તેવી બધી ! એ તો બહાર જેમ ફરીએ તેમ ખબર પડે. આ બ્રેઈન તુંડે તુંડે મતિર્ભિન્ના, જુદી જુદી મતિ. મેં કહ્યું, આ ખરો શબ્દ ખોળી કાઢ્યો. હવે બહાર લોક કહે, ના, ના, વાણિયો પેલીને મારે છે. જુઓને, આ બોલ્યોને ! લે લેતી જા, બોલે છેને ! તે પાડોશી હતો, તે મને કહેવા માંડ્યો, આવું છે કહીએ, આ તો

આવો સંસાર છે.

**પ્રશ્નકર્તા :** અને અસલ પટેલ હોયને તો તગેડી મેલીશ તારે બાપને ઘેર, એમ કહે.

**દાદાશ્રી :** બધું બોલે, ભઈ. આ તો અમારે તો ક્ષત્રિય લોકો ફાવે એવું બોલી નાખે. ભોળા બધા, મહીં કપટ-બપટ ના આવડે. બનાવટ કરતાં આવડે નહીં. અને આ 'લે લેતી જા' કેવડી મોટી બનાવટ કરી ? ભગવાનને છેતરે એવી બનાવટ. ભગવાન જો બહાર સાંભળવા આવે તેય સમજી જાય કે મૂઆ આ 'લે લેતી જા' બોલે છે, એટલે એને મારતો હશે !

અને એક વણિકભાઈ તો એવા શૂરવીર હતા તે પોળને નાકે ચોરીઓ થતી હતી ને ત્યાં બૂમાબૂમ થઈ રહી હતી. એમને ખબર પડી કે ચોરો પોળમાં આવ્યા છે. એટલે એમણે તો પોતાની બૈરીને કહ્યું કે 'તું મને ગોદડાં ઓઢાડી દે !' આવા શૂરવીર લોકો છે (!)

એક વણિકભાઈ મારી જોડે રોજ બેસનારા. એમને મેં પૂછ્યું, 'કેમ તમારે કેમનું ચાલે છે વહુ જોડે ? જો વહુ મરી જાય તો શું થાય તમારું ?' ત્યારે એમણે કહ્યું, 'મેં તો મારી બૈરીને કહી દીધું છે કે હું રાંડીશ પણ તને રાંડવા નહીં દઉં.' ઓત્તારીની ! આ વણિક તો બહુ પાકા. આનાથી તો બૈરીને સારું લાગે ને ભાઈ વધારે જીવે ! સ્ત્રીને કહે કે, તું સૌભાગ્યવંતી થઈને જજે પણ હું તો રાંડીશ ! આ તો પુરુષોએ કાઢેલા કાયદા અને તેથી પક્ષપાતવાળા કાયદા હોય. સ્ત્રીઓનો અને પુરુષોનો જે નેચરલ ભેદ છે એ જ ભેદ. બાકી તો એય 'શુદ્ધાત્મા' જ છેને !

હિન્દુસ્તાનમાં પ્રકૃતિ મપાય નહીં, અહીં તો ભગવાન પણ ગોથાં ખાઈ જાય ! 'ફોરેન'માં તો એક દહાડો એની 'વાઈફ' જોડે સાચો રહ્યો તો આખી જિંદગી સાચો નીકળે. અને અહીં તો આખો દહાડો પ્રકૃતિને જો જો કરે છતાંય પ્રકૃતિ મપાય નહીં. આ તો કર્મના ઉદય ખોટ ખવડાવે છે, નહીં તો આ લોકો ખોટ ખાય ? અરે, મરે તોય ખોટ ના ખાય, આત્માને બાજુએ થોડીવાર બેસાડીને પછી મરે.

## સિંહ જેવા ધણીને બીવડાવે, પણ ઊંદરડી એને ફફડાવે !

આ અમલદારોય ઑફિસેથી અકળાઈને ઘેર આવેને, ત્યારે બઈ સાહેબ શું કહેશે કે 'દોઢ કલાક લેટ થયા ? ક્યાં ગયા હતા ?' લે !! એની બઈ છે તે એક ફેરો એમને ડફળાવતી'તી, ત્યારે આવો સિંહ જેવો માણસ જેનાથી આખું ગુજરાત ભડકે, એનેય ભડકાવે છે, જુઓને ! આખું ગુજરાતમાં કોઈ નામ ના દે, પણ એની બઈ ગાંઠતી જ નથી અને એને હઉ ટૈડકાવી નાખતી હતી. પછી મેં એને એક દહાડો કહ્યું 'બેન, આ ધણી છે તે તને એકલી મૂકીને દસ-બાર-પંદર દહાડા બહારગામ જાય તો ?' ત્યારે કહે, 'મને તો બીક લાગે.' હવે શેની બીક લાગે ? ત્યારે કહે છે, મહીં બીજા રૂમમાં પ્યાલો ખખડેને તોય મારા મનમાં એમ લાગે કે ભૂત આવ્યું હશે ! એક ઊંદરડી પ્યાલો ખખડાવે તોય બીક લાગે. અને આ ધણી આટલો ! ધણીને લીધે તને બીક નહીં લાગતી. એ ધણીને પાછો તું ટૈડકાવ ટૈડકાવ કરું છું, વાઘ જેવા ધણીનું તેલ કાઢી નાખે !

**પ્રશ્નકર્તા :** એવી ટેવ પડી ગઈ હોય, માણસને.

**દાદાશ્રી :** ના, ના, પણ ઊંદરડીથી ભડકે એ ધણીથી ભડકતી નથી, એ અજાયબી જ છેને ? મર્યાદા રાખવી જોઈએ બધી. અને ધણીનેય કહેવું જોઈએ કે મર્યાદામાં તમે રહો અને હું રહું. આપણે બેઉ સંધિ કરો મર્યાદાની. તમારે સ્ત્રીઓએ ધણીને પી ના જવા જોઈએ. કેટલીક સ્ત્રીઓ તો ધણીને વાટી કરીને ફાકો કરી નાખે. એવું ના હોવું જોઈએ. ધણી સારો હોય તો બિચારો દબાઈ જાય અને તેથી દુરુપયોગ ન કરવો જોઈએ. ધણી એટલે ધણી. પણ આપણે સાચવીને હેંડીએ તો ડાહ્યા થઈ જાય એવો છે. નહીં તોય એની જોડે આખી જિંદગી કાઢવી જ પડશેને ?

## પાણીદાર ઘોડી પણ પાડે ધણી, સવારી ન ફાવી, નથી મારકણી !

એક માણસ ત્રણ હજાર રૂપિયાની ઘોડી લાવ્યો હતો. રોજ તો આમ ઘોડી ઉપર બાપ બેસતો હતો. એને છોકરો ચોવીસ વર્ષનો હતો. એક દહાડો

છોકરો ઘોડી ઉપર બેઠો અને તળાવ ઉપર લઈ ગયો. પેલી ઘોડીને જરાક સળી કરી ! હવે ઘોડી ત્રણ હજાર રૂપિયાની, એને સળી કરવા લાયક હોય ? એને સળી કરાય નહીં, એની ચાલમાં જ ચાલવા દેવી પડે. તે પેલાએ તો સળી કરી, તે ઘોડી હડહડાટ ઊભી થઈ ગઈ. ઘોડી ઊભી થઈ કે પેલો પડી ગયો ! પોટલું નીચે પડ્યું ! એ પોટલું ઘેર આવીને શું બોલવા માંડ્યું કે 'આ ઘોડી વેચી દો, ઘોડી ખરાબ છે.' એને બેસતાં નથી આવડતું ને ઘોડીનું નામ દે છે ? એનું નામ ધણી ! આ બધા ધણી !! પછી મેં કહ્યું, 'હોવે, એ ઘોડી ખરાબ હતી (ત્રણ) હજારની ઘોડી ! અલ્યા, તને બેસતા નથી આવડતું, એમાં ઘોડીને શું કરવા વગોવે છે ?' બેસતા ના આવડવું જોઈએ ? ઘોડીને વગોવે છે ?

મનેય એક ફેરો અમારી ઘોડીએ પાડી નાખેલો. પછી મેં ઘેર આવીને અમારા મોટા ભાઈને કહ્યું, 'આ ઘોડીએ મને પાડી નાખ્યો. મને વાગ્યું છે.' ત્યારે એ કહે, 'ઘોડી આટલી બધી કિંમતી તે પાડી નાખતી હશે ? તને બેસતા આવડ્યું નહીં હોય.' હું સમજી ગયો. મેં કાનપટ્ટી પકડી. આપણને બેસતાં ના આવડ્યું, બા. અક્કરમી પડી જાય ! પાછો લોકોને કહે શું કે, 'ઘોડીએ મને પાડી નાખ્યો.' અને આ ઘોડી એનો ન્યાય કોને કહેવા જાય ? ઘોડી પર બેસતાં તને નથી આવડતું એમાં તારો વાંક કે ઘોડીનો ? અને ઘોડીય બેસતાંની સાથે જ સમજી જાય કે આ તો જંગલી જનાવર બેઠું, આને બેસતાં આવડતું નથી ! તેમ આ હિન્દુસ્તાનની સ્ત્રીઓ એટલે આર્યનારી, તેની જોડે કામ લેતાં ના આવડે તો પછી એ પડે જ ને !

એક ફેર ધણી જો સ્ત્રીની સામે થાય તો તેનો વક્કર જ ના રહે. આપણું ઘર સારી રીતે ચાલતું હોય, છોકરાં ભણતાં હોય સારી રીતે, કશી ભાંજગડ ના હોય અને આપણને તેમાં અવળું દેખાયું અને વગર કામના સામા થઈએ એટલે આપણી અક્કલનો કીમિયો સ્ત્રી સમજી જાય કે આનામાં બરકત નથી.

જો આપણામાં વક્કર ના હોય તો ઘોડીને પંપાળ પંપાળ કરીએ તોયે એનો પ્રેમ આપણને મળે. પહેલો વક્કર પડવો જોઈએ. 'વાઈફ'ની કેટલીક ભૂલો આપણે સહન કરીએ તો તેના પર પ્રભાવ પડે. આ તો વગર ભૂલે

ભૂલ કાઢીએ તો શું થાય ? કેટલાક પુરુષો સ્ત્રીના સંબંધમાં બૂમાબૂમ કરે છે, તે બધી ખોટી બૂમો હોય છે. આવું કંઈ સ્ત્રી પુરુષ પૈણ્યા કર્યા પછી આવું ? પણ એને આવડે નહીં ત્યાં સુધી ધણી થયો એ જ મુશ્કેલી છે. ઘોડીનો દોષ હોતો જ નથી, બેસનારનો દોષ હોય છે. તારે બેસવાની આવડત નથી અને પછી કહેશે, ઘોડીએ પાડી નાખ્યો. આવું બોલાય ?

**પ્રશ્નકર્તા :** ના બોલાય.

**દાદાશ્રી :** તારામાં અક્કલ નથી એટલે પછી શું થાય ? અને બહારવાળા કહેય ખરા, ઘોડીએ મને પાડી નાખ્યો. એટલે હું પછી વાત કહું, ઘોડી પાડે નહીં, આ વાત તમે ક્યાંથી લાવ્યા ? ઘોડી પાડનારી હોત તો ઘોડી કહેવાય નહીં. પાંચ હજારમાં ના આવે ઘેર, એ લડકણી ઘોડી હોય છે, તે સસ્તી મળી જાય. કેટલાક સાહેબ એવા હોય છે કે 'ઑફિસ'માં કારકૂન જોડે ડખાડખ કર્યા કરે. બધા કારકૂન પણ સમજે કે સાહેબનામાં બરકત નથી. પણ કરે શું, પુણ્યૈએ એને બોસ તરીકે બેસાડ્યો ત્યાં ? ઘેર તો બીબી જોડે પંદર-પંદર દિવસથી કેસ 'પેન્ડિંગ' પડેલો હોય ! સાહેબને પૂછીએ, કેમ ? તો કહે કે, 'એનામાં અક્કલ નથી.' ને એ અક્કલનો કોથળો ! વેચે તો ચાર આનાય ના આવે !!! સાહેબની 'વાઈફ'ને પૂછીએ તો એ કહેશે કે, 'જવા દોને એમની વાત, કશી બરકત જ નથી એમનામાં !'

તમને સ્ત્રીઓ જોડે 'ડીલિંગ' કરતાં નથી આવડતું. તમને વેપારીઓને ઘરાક જોડે ડીલિંગ કરતાં ના આવડે તો એ તમારી પાસે ના આવે. એટલે આપણા લોક નથી કહેતા કે 'સેલ્સમેન' સારો રાખો. સારો, દેખાવડો, હોશિયાર 'સેલ્સમેન' હોય તો લોક થોડો ભાવ પણ વધારે આપી દે. એવી રીતે આપણને સ્ત્રી જોડે 'ડીલિંગ' કરતાં આવડવું જોઈએ.

## વહુ છે તો ઘર નંદનવન,
## વહુ વિણ ઘર વેરણ-છેરણ !

આ તો સ્ત્રી જાતિ છે તો બધું જગતનું નૂર છે, નહીં તો ઘરમાં બાવા કરતાંય ભૂંડાં રહો. સવારમાં પૂંજો જ ના વાળ્યો હોય ! ચાનું ઠેકાણું ના

પડતું હોય !! એ તો વાઈફ છે તો કહેશે, એટલે તરત વહેલો વહેલો નાહી લે. એને લીધે શોભા છે બધી. અને એમની શોભા આમને લીધે છે.

આ સ્ત્રીઓ ના હોયને તો આ એકલા પુરુષો જો સંસાર માંડેને, આ ફ્લેટમાં રહે, તો એ ફ્લેટમાં ગધેડાનેય પેસવાનું ના ગમે, ચા ક્યાં પીધેલી હોય, પ્યાલો રકાબી ક્યાં પડી રહ્યાં હોય, ગોદડું ક્યાં રહેલું હોય, નર્યો એંઠવાડો, ગંદવાડો ને બધું કચરો જ પડ્યો હોય. ખમીશ કાઢીને અહીં નાખ્યું હોય. No (નો) વ્યવસ્થા, વ્યવસ્થા કશું જ ના હોય. ખુરશી ક્યાંય પડી હોય, બધું વેરણછેરણ હોય. વ્યવસ્થિત જીવતા ના હોય. અને પુરુષ કપડાંયે પાંસરા ના પહેરે. ઈસ્ત્રી વગરનું ખમીસ પહેરીને ફર્યા કરતો હોય ! એટલે આ સ્ત્રીને લીધે ધણીનો સંસાર દીપે છે. સંસારમાં પુરુષોને સ્ત્રી હેલ્પ કરે છે.

એ તો આ સ્ત્રીના થકી ગૃહસ્થ, નહીં તો ગૃહસ્થ શાનો ?! ભરવાડ જેવો લાગે પછી. સ્ત્રીનામાં વ્યવહાર શક્તિ છે, ઓર્ગેનાઈઝિંગ પાવર છે એનામાં. અને સ્ત્રી આવે ત્યારે કહેશે, 'બળ્યું, તમારામાં વેતા નહીંને, આ બધું આવું જ કર્યુંને !' 'વેતા નહીં' હઉ કહે. હવે 'વેતા' શબ્દ શું હશે ? એ તો હું જાણું અને એ જાણતી હશે ! એ સ્ત્રી છે તો તમારે સંસાર દીપ્યો, નહીં તો તમારો સંસાર ખરાબ થઈ જાય. આ તો તમારું મકાન એમને લીધે શોભે છે.

**પ્રશ્નકર્તા :** એ એવું જ કહે છે.

**દાદાશ્રી :** વાત સાચી છે પણ, એનો ઉપકાર માનવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ આપણે એકલા હોઈએ તો આપણને જોઈએ એવી ચા બને.

**દાદાશ્રી :** હા.... એ ખરું. એકલા હોઈએ તો જોઈએ એવી ચા બને, કહો છો, એ તમારે ટ્રાય કરવી હોય તો છ મહિના એકલા રહી જુઓ.

**પ્રશ્નકર્તા :** એવું સદ્ભાગ્ય મને ક્યાંથી મળે ?

**દાદાશ્રી :** ના, એકલા રહી જુઓ. તમારા ત્રણ દહાડાનાં કપ-રકાબી

પડ્યાં હશે, આ ધોતિયું અહીં પડ્યું હશે, તે આમ પુરુષ જીવી શકે નહીં. પુરુષને જ જીવતા નથી આવડતું. આ સ્ત્રીઓ થકી આ રોફ છે તમારો બધો. એમનું મેનેજમેન્ટ છે. એ તો સ્ત્રીને લીધે ઘર દીપે છે. સ્ત્રીને લીધે દીપેને ? નહીં તો તમારે તો વ્યવસ્થિત ના હોય કશું. કશું આવડે જ નહીં પુરુષોને તો ! બહારનું બધું આવડે પણ આ ના આવડે.

## સ્ત્રી પ્રકૃતિ વરને ધરાવે ધીર, નહીં તો ખોટમાં ચોધાર નીર !

સ્ત્રીમાં બહુ શક્તિ હોય ગમ ખાવાની ! જબરજસ્ત દુઃખ હોયને, તોય ધણીને કહેશે, 'ગભરાશો નહીં, સૂઈ જાવ, શું કરવા દુઃખી થાવ છો ?' એને શાંતિ આપે.

સ્ત્રી એટલે સહજ પ્રકૃતિ. એટલે ધણીને પાંચ કરોડની ખોટ ગયેલી હોયને, તો ધણી આખો દહાડો ચિંતા કર્યા કરતો હોય, દુકાન ખોટમાં જતી હોય તો ઘેર ખાતા-પીતા ના હોય પણ સ્ત્રી તો ઘેર આવીને કહેશે, લ્યો, ઊઠો. હવે બહુ હાય-હાય ના કરશો, તમે ચા પીઓ ને ખાવ નિરાંતે. તો અડધી પાર્ટનરશીપ હોય પણ એને કેમ ચિંતા નથી ? ત્યારે કહે, સાહજિક છે. એટલે આ સહજની જોડે રહીએ તો જીવાય, નહીં તો જીવાય નહીં. અને બેઉ છે તે પુરુષો રહેતા હોય તો મરી જાય સામાસામી. એટલે સ્ત્રી તો સહજ છે, તેથી તો આ ઘરમાં આનંદ રહે છે થોડો ઘણો.

**પ્રશ્નકર્તા :** એટલે એ પ્રકૃતિ અનિવાર્ય છે, જરૂરી છે ?

**દાદાશ્રી :** જરૂરી છે, ખાસ જરૂરી છે. તેથી તો આ જીવે છે લોકો. તોય ત્યાં ઘેર જઈને વઢંવઢા કરે છે. મૂઆ, સમજતો નથી ! હવે તેની જોડે ક્યાં નકામી ડખલો કરું છું ? પણ એને ડખલ કર કર કર્યા કરે આખો દહાડો. ભસ, ભસ, ભસ, ભસ કરે. આવું ના કરાય. એટલે સ્ત્રીઓની જોડે બહુ મૃદુતાથી વર્તવું જોઈએ. ત્યાં અકડાઈથી વર્તે છે લોકો. જેમ ફૂલ જોડે રહીએ છીએ એવી રીત રહેવું જોઈએ. એને તો અકળાઈ આમ કચરી નાખે છે. કેટલું દુઃખમાં આવ્યો હોયને તોય એની બૈરીને જુએ ને બૈરી જોડે શાંતિ થઈ જાય પાછી એને. બહારથી અકળાયેલો માણસ આવે, તો એરકંડિશન

રૂમમાં પેસે તો કેવું એને સારું લાગે છે નહીં, ઘડીવાર ? એવું આ એરકંડિશન રૂમ છે આ તો. દુકાન નાદારીમાં જતી હોયને, તોય એ હીંચકા ઉપર બેઠી બેઠી.... હીંડોળા નાખ્યા કરે.

સ્ત્રી તો દૈવી શક્તિ છે પણ જો પુરુષને સમજણ પડતી હોય તો કામ નીકળી જાય. સ્ત્રીનો દોષ નથી, આપણી ઊંધી સમજણનો દોષ છે. સ્ત્રીઓ તો દેવીઓ છે પણ દેવીથી નીચે નહીં ઉતારવાની. દેવી છે, કહીએ. અને ઉત્તર પ્રદેશમાં કેટલીક જગ્યાએ તો 'આવો દેવી' કહે છે. હજીય કહે છે, 'શારદાદેવી આયા, ફલાણા, મણીદેવી આયા !' અમુક અમુક દેશોમાં નથી કહેતા ?

**પ્રશ્નકર્તા :** કહે છે ને !

**દાદાશ્રી :** દેવી છે એ તો. સ્ત્રીઓના આધારે તો આપણે મોક્ષે જઈ શકીએ. આપણે એમના આધારે ને આપણા આધારે એ જાય !

**પ્રશ્નકર્તા :** એ હોય એટલે પછી મોક્ષની વાત ખ્યાલમાં આવે ને !

**દાદાશ્રી :** એટલે સામસામી બધું જરૂરિયાત છે આ બધી, આય કાઢી ના નખાય. કાઢી નખાતું હશે ? આ આમને લીધે એ અને એમને લીધે આ, પરસ્પર છે !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, સંસાર જ ન મંડાય, પછી ક્યાં વાત રહી ? સ્ત્રી વગર સંસાર જ શેનો હતો ?

**દાદાશ્રી :** માટે એ રૂડા પ્રતાપ કે આ સંસાર દીપ્યો ! સામસામી બેઉની મદદથી, આપણે એકલું નહીં. એમણે એમ ના માનવું જોઈએ કે મારા લીધે જ ચાલે છે. બેઉની મદદથી આ ચાલે છે. અને પુરુષ તો પુરુષ કહેવાય. સ્ત્રીઓએ ખરી રીતે પુરુષને વિશેષ ગણવો જોઈએ અને પુરુષોએ એને પોતાને નિર્વિશેષ રાખવું જોઈએ. એટલે બે જોડે હોય તો આ ઘર સારું ચાલે, નહીં તો ચાલે નહીં.

અને પુરુષો ચાર જણ રહેતા હોયને સામાસામી. એક જણ ખાવાનું કરે, એક જણ.... એ ઘરમાં ભલીવાર ના હોય. એક પુરુષ ને એક સ્ત્રી

રહેતી હોયને તો ઘર સુંદર દેખાય. સ્ત્રી સજાવટ બહુ સરસ કરે.

## લોકો માને દાદા સ્ત્રી પક્ષમાં, પક્ષે પુરુષના અંદર લક્ષમાં !

**પ્રશ્નકર્તા :** તમે સ્ત્રીઓનું જ એકલીનું ના ખેંચ ખેંચ કરશો.

**દાદાશ્રી :** સ્ત્રીઓનું ખેંચતો નથી. આ પુરુષોનું ખેંચું છું, પણ આમ સ્ત્રીઓને એમ લાગે કે અમારું ખેંચે છે પણ ખેંચું છું પુરુષનું. કારણ કે ફેમિલીના માલિક તમે છો. શી ઈઝ નોટ ધ ઓનર ઓફ ફેમિલી. યુ આર ઓનર. લોકો મુંબઈમાં કહેને, કેમ તમે પુરુષોનો પક્ષ નહીં લેતા ને સ્ત્રીઓનો પક્ષ લો છો ? મેં કહ્યું, એમને પેટે મહાવીર પાક્યા છે, તમારા પેટે કોણ પાકે છે ? વગર કામના તમે લઈ બેઠા છો ?

**પ્રશ્નકર્તા :** છતાં તમે સ્ત્રીઓનું બહુ ખેંચો છો, એવું અમારું માનવું છે.

**દાદાશ્રી :** હા, એ જરાક મારી પર આક્ષેપ છે, બધેય થઈ જાય છે. એ આક્ષેપ મને લોકોએ બેસાડેલો છે, પણ જોડે જોડે પુરુષોને એટલું બધું આપું છું કે સ્ત્રીઓ માન આપે છે પછી. એવું ગોઠવી આપું છું. આમ દેખાવ દેખાવમાં છે તે સ્ત્રીઓનું ખેચું છું, પણ અંદરખાને પુરુષોનું હોય છે. એટલે આ બધું, આ કેમ ગોઠવણી કરવી એના રસ્તા હોવા જોઈએ. બન્નેને સંતોષ થવો જોઈએ.

મારે તો સ્ત્રીઓ જોડેય બહુ ફાવે, પુરુષો જોડેય બહુ ફાવે. બાકી અમે તો સ્ત્રીઓનાય પક્ષમાં ના હોઈએ ને પુરુષોના પક્ષમાં ના હોઈએ. બેઉ સરખું ચલાવો ગાડું. પહેલાંના લોકોએ સ્ત્રીઓને હેઠે પાડી દીધી. સ્ત્રીઓ તો હેલ્પિંગ છે. એ ના હોય ને તારું ઘર કેવું ચાલે ?

# (૧૯)

# પત્નીની ફરિયાદો

## આશ્રિતની ના કરાય ફરિયાદ, ને કરી તો પડશે સામો સાદ !

બેનો, તમારે કશું પૂછવાનું નથી ? કંઈ વાતચીત કરવાની હોય તો કરો. એમની (ધણીની) ફરિયાદ હોય તો કરો. પણ આ ડિફિકલ્ટી કાઢી નાખો. ઘરમાં, ફેમિલીમાં ડિફિકલ્ટી કાઢી નાખો.

**પ્રશ્નકર્તા :** જેવી રીતે ભઈઓ બહેનોની કમ્પ્લેન કરે, તેવી રીતે બહેનો ભાઈઓની કમ્પ્લેન કરે ખરા ?

**દાદાશ્રી :** હા, એ તો બેઉની હોયને, કમ્પ્લેઈન તો એક બાજુની ના હોય, એક તરફી ના હોય, બન્ને હોય. પણ કમ્પ્લેઈન ના થાય એવા માણસની જરૂર છે મારે, એવા માણસ થાવ, એવું કહું છું હું ! આપણા આશ્રિત માણસ જોડે કમ્પ્લેઈન હોતી હશે ?

**પ્રશ્નકર્તા :** હું સાચી વાત કરું છું ત્યારે ઘરમાં મને કોઈ સમજી નથી શકતું અને કોઈ નથી સમજી શકતું તેથી પછી એ લોકો ઊંધી રીતે સમજે પાછા.

**દાદાશ્રી :** તે વખતે આપણે વાતથી વેગળું રહેવું પડે ને મૌન રાખવું પડે. એમાંય પાછો દોષ તો કોઈનો હોતો જ નથી. દોષ તો આપણો જ હોય છે. એવા એવા માણસો છે કે જે પાડોશમાં આપણી જોડે કુટુંબ તરીકે હોયને, તો તે આપણા બોલતાં પહેલાં આપણી વાત બધા સમજી જાય. પણ એવા આપણને કેમ ભેગા ના થયા અને આ લોકો જ કેમ ભેગા

થયાં ? આમાં સિલેક્શન કોનું ? એટલે બધી જ ચીજ છે આ જગતમાં, પણ આપણને ભેગી નથી થતી એમાં ભૂલ કોની ? એટલે ઘરનાં ના સમજે તો આપણે ત્યાં મૌન રહેવું, બીજો ઉપાય નથી.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, મારી ફરિયાદ કોણ સાંભળે ?

**દાદાશ્રી :** તું ફરિયાદ કરીશ તો તું ફરિયાદી થઈ જઈશ. હું તો જે ફરિયાદ કરવા આવે તેને જ ગુનેગાર ગણું. તારે ફરિયાદ કરવાનો વખત જ કેમ આવ્યો ? ફરિયાદી ઘણાખરા ગુનેગાર જ હોય છે. પોતે ગુનેગાર હોય તો ફરિયાદ કરવા આવે. તું ફરિયાદ કરીશ તો તું ફરિયાદી થઈ જઈશ અને સામો આરોપી થશે. એટલે એની દૃષ્ટિમાં આરોપી તું ઠરીશ, માટે કોઈની વિરુદ્ધ ફરિયાદ ના કરવી.

**પ્રશ્નકર્તા :** તો મારે શું કરવું ?

**દાદાશ્રી :** 'એ' અવળા દેખાય તો કહેવું કે, 'એ તો સારામાં સારા માણસ છે, તું જ ખોટી છે.' એમ ગુણાકાર થઈ ગયો હોય તો ભાગાકાર કરી નાખવો ને ભાગાકાર થઈ ગયો હોય તો ગુણાકાર કરી નાખવો. આ ગુણાકાર-ભાગાકાર શાથી શીખવે છે ? સંસારમાં નિવેડો લાવવા માટે.

પેલો ભાગાકાર કરતો હોય તો આપણે ગુણાકાર કરવા એટલે રકમ ઊડી જાય. સામા માણસ માટે વિચાર કરવો કે એણે મને આમ કહ્યું, તેમ કહ્યું, એ જ ગુનો છે. આ રસ્તામાં જતી વખતે ભીંત અથડાય તો તેને કેમ વઢતા નથી ? ઝાડને જડ કેમ કહેવાય ? જે વાગે એ બધાં લીલાં ઝાડ જ છે ? ગાયનો પગ આપણા ઉપર પડે તો આપણે કંઈ કહીએ છીએ ? એવું આ બધા લોકોનું છે, 'જ્ઞાની પુરુષ' બધાને શી રીતે માફી આપે ? એ સમજે આ બિચારાં સમજતાં નથી, ઝાડ જેવા છે ને સમજણવાળાને તો કહેવું જ ના પડે, એ તો મહીં તરત પ્રતિક્રમણ કરી નાખે.

**પ્રશ્નકર્તા :** દાદા હવે આ બધી ફરિયાદો પછી ક્યાં જઈને કરવી ?

**દાદાશ્રી :** ફરિયાદ હોય નહીંને ! ફરિયાદ કરવાની જ ના હોય. કોઈને ફરિયાદ કરવા ગયોને, એ તો પછી વકીલ હઉ ઘરમાં પેસી જાય.

પાછાં જજનાં લફરાં પેસી જાય બધું, પોલીસ... બધું પેસી જાય. અલ્યા મૂઆ, રહેવા દેને અહીંથી, મૂકને ઊંચો અહીંથી કેસ ! અત્યારે જેમ-તેમ કરીને કેસ ઊંચો મૂકવાનો. ઊંચું મૂકે એ ડાહ્યો. તમને ઊંચું મૂકવાનું ગમે ?

**પ્રશ્નકર્તા :** ફાઈલો ઘણી હોય તો ક્યારે ઊંચી મૂકી કહેવાય ?

**દાદાશ્રી :** ઊંચું તો આપણે એનો શુદ્ધાત્મા જોઈએને એટલે એની મેળે જ ઊંચું મૂકાઈ જાય. નહીં તો આ તો મારા દિયરનો બાબો અને મારી દેરાણીનો બાબો ને એમ કરવા જઈએ તો પાછું ઊલટું ચોંટે બધું. છાતીએ વળગે બધા. સાચવી સાચવીને, એનું સારું થાવ, કહીએ. પણ છાતીએ કંઈ વળગાડવા જેવું છે આ જગતમાં ? પોતાના છોકરાં છાતીએ ના વળગાડાય. એને એક જણે આમ બહુ દબાવ્યું ને તો બચકું ભરી લીધું. એ એને ભાન ના હોય કે મેં દબાવી દીધું.

ધણી જોડે કોઈવાર, ભાંજગડ પડી જાય છે ?

**પ્રશ્નકર્તા :** જિંદગીમાં લોજિક છે માટે તર્ક તો થશે જ ને ? આજે મને વસ્તુ ગમતી ન હોય ને બીજાને ગમતી હોય ને !

**દાદાશ્રી :** એવું છેને, તર્ક તો દરેકને આવે, એ કેટલા 'યુઝફૂલ' (કામના) ને કેટલા 'યુઝફૂલ' નહીં એ આપણે જાણવું જોઈએને ? એક ફેરો મહીં તર્ક ચાલ્યો ધણી માટે, કે નાલાયક છે. એટલે એવું કહેવાય જ નહીંને આપણાથી. પછી એને ફેરવીને બોલવું જોઈએને. તમે સારા છો પણ આવું ના કરવું જોઈએ. પણ નાલાયક બોલી જવાય. એટલે આપણે બંદુક ફોડીએ તો એ બૉમ્બગોળો ફોડે. એ લડાઈ પાછી રશિયા અને અમેરિકા જેવું થઈ જાય પછી. ખેદાન ને મેદાન ! રીતસર તર્ક કરવા જોઈએ.

## ધણી અપમાન કરે ત્યારે, દિલથી આશીર્વાદ પ્રેમ સહારે !

ધણી અપમાન કરે તો શું કરો છો પછી ? દાવો માંડો ?

**પ્રશ્નકર્તા :** એવું કંઈ કરાય ? એ તો થતું હશે ?

**દાદાશ્રી :** ત્યારે શું કરો ? મારા આશીર્વાદ છે, કરીને સૂઈ જવાનું ! તું બેન સૂઈ રહેવાનીને ? કે મનમાં ગાળો ભાંડ ભાંડ કરો ? મનમાં જ ભાંડ ભાંડ કરે. આ બધું તે ઘડીએ શું કરવું એવું જાણે તો આમાંથી નિવેડો આપે. નહીં તો નિવેડોય ના આવે. આ બધી ભૂલો થાય છે. મનમાં ને મનમાં બોલે હઉ 'યુઝલેસ ફેલો' (નકામા માણસ) છે. અને રીસ ચઢે, ત્યારે શું ના બોલે ? રીસ ચઢતી નથી કોઈ દહાડોય ?

**પ્રશ્નકર્તા :** ચઢે, પણ એનો અર્થ એવો તો નહીં જ કે આપણે એવું બોલવું કે વિચારવું જોઈએ.

**દાદાશ્રી :** આ તો કહેશે, 'આણે મારું અપમાન કર્યું'. મેલને છાલ, અપમાન તો ગળી જવા જેવું છે. ધણી અપમાન કરે, ત્યારે યાદ આવવું જોઈએ કે આ તો મારા કર્મના ઉદય ફરે, ત્યારે ધણી 'આવો, આવો' કરે છે. માટે આપણે મનમાં સમતા રાખીને ઉકેલ લાવી નાખવો. જો મનમાં થાય કે મારો દોષ નથી છતાં મને આમ કેમ કહ્યું, એટલે પછી રાતે ત્રણ કલાક જાગે ને પછી થાકીને સૂઈ જાય.

## ન મળે સાડી ત્યાં સુધી રિસાય,
## રે ! આ સ્ત્રી મોહથી ક્યારે છૂટાય ?

જો ધણીનો ગુનો હોય પણ જો સાડી સારી લઈ આપે તો ખુશ થઈ જાય. પછી એમને માફ કરતાંય કેટલી વાર ?

કાનમાં લવિંગિયાં ઘાલે છે તે પોતાને દેખાય ખરાં ? આ તો લોક હીરા દેખે એટલા માટે પહેરે છે. આવી જંજાળમાં ફસાયા છે તો હીરા દેખાડવા ફરે છે ! અલ્યા, જંજાળમાં ફસાયેલા માણસને શોખ હોય ? ઝટપટ ઉકેલ લાવો ને ! ધણી કહે તો ધણીને સારું દેખાડવા માટે પહેરીએ. શેઠ બે હજારના હીરાના કાપ લાવ્યા હોય તે પાંત્રીસ હજારનું બિલ લાવે તો શેઠાણી ખુશ ! કાપ પોતાને તો દેખાય નહીં. શેઠાણીને મેં પૂછ્યું કે રાત્રે ઊંઘી જાઓ છો ત્યારે કાનના લવિંગિયાં ઊંઘમાંય દેખાય છે કે નહીં ? આ તો માનેલું સુખ છે, 'રોંગ' માન્યતાઓ છે, તેથી અંતરશાંતિ થાય નહીં. ભારતીય નારી કોને કહેવાય ? ઘરમાં બે હજારની સાડી આવીને પડેલી

હોય તે પહેરે. આ તો ધણી-ધણિયાણી બજારમાં ફરવા ગયાં હોય ને દુકાને હજારની સાડી લટકાવેલી હોય. તે સાડી સ્ત્રીને ખેંચે ને ઘેર આવે તોય મોં ચઢેલું હોય ને કકળાટ માંડે. તેને ભારતીય નારી કેમ કહેવાય ?

આ તો પાછી સાડી લટકાવેલી હોય વેપારીઓએ, તે શા હારુ બહાર લટકાવતા હશે ? એ શો કરવા હારુ ? શા હારુ લટકાવે ? આ ખુદા ભરમાય. આ ખુદા મહીં ચોંટી પડે, એટલા હારુ લટકાવે. ખુદા ફસાઈ જાય કે ના ફસાય ?

**પ્રશ્નકર્તા :** ફસાઈ જાય.

**દાદાશ્રી :** અને પછી ત્રણ હજારની સાડી જોઈ તે ઘેર આવીને મોઢું બગડી જાય. એ દેખાય તો આપણે કહીએ, કેમ આમ થઈ ગયું ? એ સાડીમાં ખોવાઈ ગયા હોય. જો લાવી આપે ત્યારે છોડે. નહીં તો ત્યાં સુધી કકળાટ ના છોડે. આવું ના હોવું જોઈએ. અરે, કેટલીક બેનો તો પછી ધણીને મારી-વઢીને સાડી મંગાવે છે, પૈસા ના હોય તોય.

આ તો જાણે પૈસા છે ને પહેરે છે પણ ના હોય તેય આની મહીં પાછું પહેરવા જાય અને ધણીનું તેલ કાઢી નાંખે બિચારાનું ! તને ખબર છે એવું ?

**પ્રશ્નકર્તા :** એ મેં નથી કાઢ્યું, મને શું ખબર પડે.

**દાદાશ્રી :** હા, પણ બીજી તો તેલ કાઢી નાખે એવી હોય. કારણ કે મોહ એવી ચીજ છેને, તે સ્ત્રી પૈસા હોય, ના હોય તોય બૂમ પાડ્યા વગર રહે નહીં ! જોયું એટલે હં.... ખોવાઈ જાય. ખોવાઈ જાય એટલે પેલા ધણીને લાવવી પડે, બળી. બે ચિત્ત થઈ જાયને, એટલે પછી લાવવી પડે.

સાડી પહેરવામાં વાંધો નથી, પણ આ તો ચારિત્ર મોહ જ છેને ! પણ જો અંદરનું સુધરે, તો કશું કપડું પહેરવા જેવુંય નહીં ! સાદું હોય તો ચાલે. મોહ હવે ઉતરે એ વાત જુદી છે, પણ અત્યારે તો મોહ ટોચ ઉપર જઈને બેઠો છે. તે શી દશા થાય માણસોની ! મોહ વધારે વ્યાપ્યો છે. અને

જેમ જેમ મોહ વધારે વ્યાપ્યો છે, તેમ તેમ ખાડામાં ઊંડો ઉતરતો જ ગયો. આ તો સમાજના બંધારણના પ્રતાપે મોહ જરા ઓછો વ્યાપ્યો છે, નહીં તો મોહ પૂરેપૂરો વ્યાપી જાય, ચોગરદમથી પેસી જાય ! આ તો એવું છેને, કે કંઈક બંધારણમાં આવ્યા અને જેને બંધારણ ના હોય તે ? એને શું થાય ?

વહુ કહેશે કે, 'આ આપણા સોફાની ડિઝાઈન સારી નથી. આ તમારા ભાઈબંધને ત્યાં ગયા હતાને ત્યાં કેવી સરસ ડિઝાઈન હતી ?' અલ્યા, આ સોફા છે તેમાં તને સુખ પડતું નથી ? ત્યારે કહે કે, 'ના, મેં પેલું જોયું તેમાં સુખ પડે છે.' તે ધણીને પાછા પેલા જેવો સોફો લાવવો પડે ! હવે પેલો નવો લાવે ત્યારે કો'ક ફેર છોકરો બ્લેડ મૂકે ને કંઈ કાપી નાખે કે પાછો મહીં જાણે આત્મા કપાઈ જાય ! છોકરાં સોફાને કાપે ખરાં કે નહીં ? અને એની ઉપર કૂદે ખરાં કે ? અને કૂદે તે ઘડીયે જાણે એની છાતી ઉપર કૂદતો હોય એવું લાગે ! એટલે આ મોહ છે. તે મોહ જ તમને કૈડી કૈડીને તેલ કાઢી નાખશે !

જીવન કેવું આમ સામસામી સુખ આપે તેવું હોવું જોઈએ. સાડીઓ પહેરો, પણ તે આવું કકળાટ કરાય નહીં. એટલે દુઃખ તો ધણીને ન જ દેવાય.

વિચારવું પડે કે ના વિચારવું પડે ? કે એકલા ડૉલર જ કમાવ કમાવ કરવાના છે ? આ મહિનો થયોને, તે ત્રણ-ચાર હજાર લાવીને મૂક્યા મહીં. પેલી બઈ સ્ટોરમાં જમા કરે અને તમે કમાણી લાવ્યા કરો.

**પ્રશ્નકર્તા :** અહીં આ વાતાવરણ જ એવું છે એટલે શું કરે ?

**દાદાશ્રી :** ના, પણ તેનો વાંધો નથી. આ નહીં કરવું જોઈએ ? જોડે જોડે ડૉલર એકલું કમાયા તો આ ના કરવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** જરૂર કરવું જોઈએ.

**દાદાશ્રી :** આ અમથો ભવ બગડી જાય આમાં તો અને બીજું બેનોને કહું છું કે, શોપિંગ કરશો નહીં. શોપિંગ બંધ કરી દો, આ તો ડૉલર આવ્યા એટલે.... અલ્યા, ના લેવાનું હોય તો શું કરવા લઉં છું, યુઝલેસ. કોઈ સારે

માર્ગે પૈસો જવો જોઈએ કે ના જવો જોઈએ ? કોઈની ફેમિલીમાં અડચણ હોય અને એ બિચારાને ના હોય તો, પચાસ-સો ડૉલર આપીએ તો કેવું સરસ લાગશે ! અને શોપિંગમાં ખોટા નાખી આવો છો અને ઘેર ધમાલ-ધમાલ પડેલું રહે છે બધું ભેગું. એક બેન તો શોપિંગમાં બાર મહિને દસ હજાર ડૉલર નાખતી. આપણી ઈન્ડિયાની છે. પછી મને કહે છે, 'દાદાજી, શોપીંગમાં મારા પૈસા જાય છે અને તે હું લોકોને કંઈક વસ્તુઓ લાવીને આપવા માટે જ લાવું છું.' મેં કહ્યું, 'બેન, બંધ કરી દે બા. લોકોને નથી જોઈતી આવી વાત. તું એક વાર દસ હજાર ડૉલર ખર્ચ કરવાના બંધ કરી દે !' તે બંધ થઈ ગયું એનું. વગર કામનું શોપિંગ. ખોટો મોહ એક જાતનો. જરૂરિયાત, નેસેસિટી છે કે અન્નેસેસરી છે, એટલું જોઈ લેવું. નેસેસરી હોય ને લો. પણ અન્નેસેસરી લો છો ? તમારે ત્યાંય શોપિંગ કરે છે લોકો ? એમ ! અને તમે હઉ જાઓ જોડે ! શોપિંગમાંય જોડે તૈયાર અને વઢવામાંય તૈયાર. આમ ન શોભે.

ત્યારે લોકો શું કરવા સ્ટોર ખોલે છે ? મહીં પેઠો હોય તો મૂંઝાવા ? કેવું સરસ ટેબલ હતું ! અલ્યા, કેવું સરસ, તે મૂઆ શું તને સરસ નહીં લાગતું આમાંથી ? તે ડૉલર છે એટલે ? હમણે ડૉલર હોય તો બધું સારું લાગે. ખરીદી કરી અને પછી હવે વિચાર કરે. હવે આ શામાં લઈ જઈશું ? આ ગાડીમાં શી રીતે મૂકીશું ? અલ્યા, ત્યારે લીધું શું કરવા, તે આ ? બધી બેગો હાથમાં ઝાલે ! પછી બૈરી કહેશે, હું તમને ના જ કહેતી હતી. તમે વગર કામના લે લે કર્યું. એટલે પેલો બિચારો ભોળો હોયને, તે માથે લઈ લે. પછી કહેશે, તેં કહ્યું ત્યારે તો મેં લઈ લીધું. એ પાછી વઢંવઢા.

**પ્રશ્નકર્તા :** ચાલ્યું તોફાન !

**દાદાશ્રી :** પૈણ એવું કે ફરી વઢવાના ના હોય તો પૈણ. આ વઢવા સારું પૈણવાનું છે ? જો તારે પૈણવું હોય તો વઢીશ નહીં. અને વઢવું હોય તો પૈણીશ નહીં. એવું કંઈ કાયદો જોઈએ કે ના જોઈએ, બળ્યો ?

**પ્રશ્નકર્તા :** દાદા, અમે બધા પૈણ્યા તે પહેલાં તમારે મળવાની જરૂર હતી અમને.

**દાદાશ્રી :** હા, પણ તમે બાધા રાખી નહોતી ને ! બાધા રાખી હોત તો હું આવત વહેલો.

હવે કંઈક ફેરફાર કરવા માંગો છો ? તમે કહો તેમ આપણે ફેરફાર કરીએ એનો કંઈક, તમે કહો એમ. પણ વધારે નહીં, વધારે હાઈ-લેવલમાં ન જવાય તો વાંધો નથી, પણ એક ફેમિલીમાં એ ના હોય તો બસ થઈ ગયું.

રાત-દહાડો કકળાટ, કકળાટ. ઘરમાં જ કકળાટ કરે છે, મૂઆ. સામાની સહેજ ભૂલ થઈ હોય તો બૂમાબૂમ કરી મેલે. જાણે એની પોતાની ભૂલ કોઈ દહાડો ના થતી હોય, એવી રીતે !

## પુરુષ પોતાને સુપ્રીમ માને, સ્ત્રી પછી ત્રાગાં, ટૈડકાવી જાણે !

**પ્રશ્નકર્તા :** પુરુષ પોતાને સુપ્રીમ સમજે છે ત્યાં સુધી વઢવાડ કેવી રીતે બંધ થાય ?

**દાદાશ્રી :** તો આર્ય શી રીતે કહેવાય ?

**પ્રશ્નકર્તા :** હા, પેલી બૈરીય ઘણી વખત ટૈડકાવેને ? બન્ને ટૈડકાવે. આ તો પુરુષ એ તો ટૈડકાવે, બરોબર છે પણ આજકાલ તો બૈરી વધારે ટૈડકાવે છે.

**દાદાશ્રી :** ના. એટલે આ પુરુષો ટૈડકાવે છે તેથી. એવું છેને, કે એને ગોદા મારીને, મોઢામાં ઘાલીને બોલાવડાવે છે લોકો. મોઢામાં આંગળા નાખીને બોલાવે. હુંય સ્ત્રીચારિત્ર સમજુ. એટલે સ્ત્રીઓ જોડે મારે મેળ પડી જાય, સારું ! મને છેતરે નહીં. બધાને છેતરે, મને ના છેતરે.

**પ્રશ્નકર્તા :** પણ એ લોકોને ખબર હોયને કે અહીંયાં ચાલશે નહીં ?

**દાદાશ્રી :** નહીં ચાલે, મારા વખતના પુરુષો, જે સ્ત્રીઓ ઉપર જે કરપ રાખતાં'તા, એ હિસાબે હું આ વાત કરું છું. અત્યારના છોકરાંઓ બિચારાને કરપ જ નથી, સ્ત્રીઓ કરપ રાખે છે.

**પ્રશ્નકર્તા :** પહેલાં તો શું હતું કે આમ આંખની નજર આવેને અને પેલી ધ્રુજે.

**દાદાશ્રી :** અને ભણતર ઓછું ને ? અત્યારે તો ભણતર વધી ગયુંને છોડીઓનું, તે છોડીઓ તો પગાર લાવે ને પેલાને બબૂચકને પગારેય લાવતાં ના આવડ્યો, બળ્યો. પછી બબૂચક મૂંઝાયા કરે ને બિચારો !

**પ્રશ્નકર્તા :** આજે થોડા પૈસાથી ચાલતું નથી. એટલે બન્નેને નોકરી કરવા જવું પડે છે.

**દાદાશ્રી :** એટલે બન્નેય મોહ, મોહનો જબરજસ્ત જથ્થો થયો હોય એટલે પછી પૈસા જોઈએ જ ને આ લોકોને ! આ મોક્ષમાર્ગથી વિરૂદ્ધ ચાલ્યું. મોક્ષમાર્ગ એટલે ઓછામાં ઓછા પરિગ્રહથી ચાલે અને સંસ્કાર પૂરા સચવાઈ રહે. સંસ્કારમાં કમી ના થાય. અત્યારે સંસ્કાર પૂરા છે નહીં ને પરિગ્રહો ઢગલેબંધ છે.

**પ્રશ્નકર્તા :** પછી ત્રાગાં કરે. સ્ત્રીઓ ત્રાગાં કરે !

**દાદાશ્રી :** ત્રાગાં તો સ્ત્રીઓ નહીં, પુરુષો મૂઆ કરે છે.

અત્યારે તો ત્રાગાં બહુ નથી કરતાં. ત્રાગાં એટલે શું ? પોતાને કશું ભોગવી લેવું હોય તો સામાને દબડાવીને ભોગવી લે. ધાર્યું કરાવે !

**પ્રશ્નકર્તા :** આમ હોશિયાર હોયને બહુ પાવરવાળો, એને કંટ્રોલ કરે એવો ધણી લાવવો સારો કે વાઈફ ધણીને કંટ્રોલમાં રાખે એવો લાવવો સારો ?

**દાદાશ્રી :** એ તો હોશિયાર હોય, એટલું આપણું તેલ કાઢી નાખે. એ તો અણસમજણવાળો હોય એ આપણી આજ્ઞામાં રહે.

**પ્રશ્નકર્તા :** સાચું દાદા, એવું ખરું ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** સમજણવાળો ધણી હોય તો આપણને વધારે સમજે ને

આપણી જોડે વધારે એડજસ્ટ થાય એવું નહીં ?

**દાદાશ્રી :** એવું ખરું ! હવે સમજણવાળો છે. પણ એ પોતાના ધ્યેયથી ચાલતો નથી. એને કર્મ નચાવે છે, એ રીતે નાચે છે. એટલે સમજણવાળો હોય તો જરા સંયોગો વાંકા થાય ત્યારે ઊંધું જ બોલ્યા કરે. પોતાના હાથમાં સત્તા નહીં ને ! અને ઓછી સમજણવાળો હોય નબળો, એ આપણા કહ્યામાં જ રહ્યા કરે એટલે નબળો લીધેલો સારો પડે !

તને એમની જોડે સારું ફાવે છે ?

**પ્રશ્નકર્તા :** મને તો એ ગોદા બહુ મારે છે.

**દાદાશ્રી :** તને મોક્ષમાં ધકેલવા છે.

એક આટલું સાંસારિક સુખ ભોગવવા હારુ કેટલા લોકોની (દરેક અવતારમાં) વહુ થાય છે ! આટલા સુખ હારુ કેટલાં દુઃખ ભોગવે ! જુઓને, વહુ થઈ છે. ધણી થવું સારું કે વહુ થવું સારું ?

## સ્ત્રીના જ વાંક સમાજે દેખાડ્યા, પોતાના પક્ષે પુરુષે લૉ ઘડ્યા !

**પ્રશ્નકર્તા :** બધે કેમ બૈરાંઓનો જ વાંક આવે છે અને પુરુષોને નહીં આવતો ?

**દાદાશ્રી :** સ્ત્રીઓને તો એવું છેને, પુરુષના હાથમાં કાયદો હતો એટલે સ્ત્રીઓને જ નુકસાન કર્યું છે.

આ તો પુસ્તકો ધણીઓએ લખેલાંને એટલે ધણીને જ એમાં તે આગળ ઘાલ્યો છે. સ્ત્રીઓને ઊડાડી મેલી છે. તેમાં તે એની વેલ્યુ ઊડાડી દીધી છે એ લોકોએ. હવે મારેય એવો ખાધો છે. નર્કેય આ જ જાય છે. અહીંથી જ જાય છે નર્કે. સ્ત્રીઓને એવું ના હોય. ભલે સ્ત્રીની, એની પ્રકૃતિ જુદી છે, ભલે પણ એની પ્રકૃતિ પ્રમાણે એય ફળ આપે છે અને આય ફળ આપે છે. એની અજાગૃત પ્રકૃતિ છે. અજાગૃત એટલે સહજ પ્રકૃતિ.

**પ્રશ્નકર્તા :** કેટલા વખત આમ આપણે સહન કરવું જોઈએ ?

**દાદાશ્રી :** સહન કરવાથી તો શક્તિ બહુ વધે.

**પ્રશ્નકર્તા :** એટલે સહન જ કર્યા કરવું એમ ?

**દાદાશ્રી :** સહન કરવા કરતાં એની ઉપર વિચારવું સારું છે. વિચારથી એનું સોલ્યુશન લાવો. બાકી સહન કરવું એ ગુનો છે. બહુ સહનશીલતા થાયને તે સ્પ્રીંગની પેઠ ઊછળે પછી તે આખું ઘર બધું ખેદાન-મેદાન કરી નાખે. સહનશીલતા તો સ્પ્રીંગ છે. સ્પ્રીંગ ઉપર લોડ નહીં મૂકવો કોઈ દહાડોય. એ તો ઠીક છે થોડા પૂરતું હવે રસ્તામાં કો'કની જોડે જતાં-આવતાં એ થયું હોય, ત્યાં જરાક એ સ્પ્રીંગ વાપરવાની છે. અહીં ઘરના માણસો ઉપર લોડ મૂકાય નહીં. ઘરના માણસોનું સહન કરું તો શું થાય ? સ્પ્રીંગ કૂદે એ તો.

**પ્રશ્નકર્તા :** સહનશીલતાની લિમિટ કેટલી રાખવાની ?

**દાદાશ્રી :** એને અમુક હદ સુધી સહન કરવું. પછી વિચારીને એણે તપાસ કરવી કે શું છે આ હકીકતમાં. વિચારશો એટલે ખબર પડશે કે આની પાછળ શું રહેલું છે ! એકલું સહન કર કર કરશો તો સ્પ્રીંગ કૂદશે. વિચારવાની જરૂર છે. અવિચારે કરીને સહન કરવું પડે છે. વિચારો તો સમજાશે કે આમાં ભૂલ ક્યાં થાય છે. એ બધું એનું સમાધાન કરી આપશે. મહીં અંદર અનંતશક્તિ છે, અનંતશક્તિ. તમે માંગો એ શક્તિ મળે એવી છે. આ તો અંદર શક્તિ ખોળતો નથી ને બહાર શક્તિ ખોળે છે. બહાર શું શક્તિ છે ?

ઘેર-ઘેર ભડકા સહન કરવાથી જ થાય છે. હું કેટલું સહન કરું, મનમાં એમ જ માને છે. બાકી વિચારીને રસ્તો કાઢવો જોઈએ. જે સંજોગો બાઝયા છે, જો સંજોગો કુદરતનું નિર્માણ છે અને તું હવે શી રીતે છટકી નાસીશ ? નવા વેર બંધાય નહીં અને જૂનાં વેર છોડી દેવાં હોય તો, એનો રસ્તો કાઢવો જોઈએ. આ અવતાર વેર છોડવા માટે છે. અને વેર છોડવા માટેનો રસ્તો છે, દરેક જોડે સમભાવે નિકાલ ! પછી તમારા છોકરાઓ કેવાં સારા સંસ્કારી થાય ! એટલે હું શું કહું છું, સહન ન કરતાં, સમજો. સમજો તો બધું ઉકેલ આવી જાય. આ પઝલ સોલ્વ થાય એવું છે. આ

હું સોલ્વ કરીને બેઠો તો તમને સોલ્વ કરવાનું બધું દેખાડી દઈશ.

## પતિ જ્યારે થાય બહુ ગરમ, વહુ ઘાટ ઘડે થ્યે લોહ નરમ !

**પ્રશ્નકર્તા :** મારી બેનપણીએ પ્રશ્ન પૂછાવ્યો છે ! તેના પતિ હંમેશાં તેના ઉપર ગુસ્સે થાય છે તો એનું શું કારણ હશે ?

**દાદાશ્રી :** તે સારું, લોકો ગુસ્સે થાય, તેના કરતાં પતિ થાય એ સારું. ઘરનાં માણસ છે ને ?

એવું છે, આ લુહાર લોકો જાડું લોખંડ હોય અને એને વાળવું હોય તો ગરમ કરે. શું કામ કરે ? આમ ઠંડું ના વળે એવું હોય, તો લોખંડને ગરમ કરીને પછી વાળે. તે પછી બે હથોડીઓ મારે એટલામાં વળી જાય. આપણે જેવું બનાવવું હોય ને એવું બની જાય. દરેક વસ્તુ ગરમ થાય એટલે વળે જ હંમેશાં. જેટલી ગરમી એટલો નબળો અને નબળો એટલે એક-બે હથોડી મારી કે આપણે એ ધણીની જેવી ડિઝાઈન આપણે જોઈતી હોય, એવી ડિઝાઈન કરી નાખવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ સામે એવી આ પણ ગુસ્સે થઈ જાય તો ડિઝાઈન ના થાય ને !

**દાદાશ્રી :** આપણે ગુસ્સે થવાની શી જરૂર છે ? નહીં તો ડિઝાઈન આપણી કરી નાખે, એના કરતાં આપણે......

**પ્રશ્નકર્તા :** કેવી ડિઝાઈન કરવી જોઈએ, દાદા ? હાથમાં આવ્યા પછી શું ?

**દાદાશ્રી :** આપણે જેવી બનાવી હોય એવી બને ડિઝાઈન. એના ધણીને પોપટ જેવો બનાવી દે. 'આયારામ' બઈ કહેશે ત્યારે એય કહેશે, 'આયારામ'. 'ગયારામ', ત્યારે કહે, 'ગયારામ.' એવો પોપટ જેવો બની જશે, પણ લોકો હથોડી મારવાનું જાણતાં નથી ને ! એ બધું નબળાઈ છે. ગુસ્સો થઈ જવો એ બધી નબળાઈઓ છે.

**પ્રશ્નકર્તા :** હવે રસ્તો ખુલ્લો કરી નાખ્યો.

**દાદાશ્રી :** હવે રસ્તો સરસ બતાડી દીધો. હા, આ તો પછી એ જાણીજોઈને ગરમ થતો હોય તો વગર કામનાં ત્યાં શું કરવાં આપણે કકળાટ કરવો ? પેલા લુહારને ગરમ કર્યા વગર સળિયો ગરમ થતો હોય, તો લુહારનું સારું થયું. ગરમ કર્યા વગર પછી ઠોકે બે હથોડી એટલે આમ વાંકો તે વળી ગયો, ડિઝાઈનમાં થાય ! પાછું કહેવુંય ખરું આપણે કે આવું આ દાદાજી કાયદો કહેતા હતા. માટે ગરમ થશે તો તમારે વળવું પડશે. એના કરતાં પાંસરા રહોને, કહીએ.

**પ્રશ્નકર્તા :** જો એવું કહીએને તો એમ કહે કે, 'હું તારો ગુલામ છું ?' એવું સાંભળવાનું આવે.

**દાદાશ્રી :** નહીં, ગુલામ નહીં, તમે મારા બોસ છો કહીએ. પણ હું ડિઝાઈન તમારી કરી નાખીશ, કહીએ.

લોઢાને ગરમ કરે તો પછી એકાદ હથોડી મારે. તે મારે બસ. બીજું શું જોઈએ તે ? ગરમ થયેલું વળે, મને વાળી ના શકે. જે ગરમ થાય ને એ નરમ થાય અને નરમ થાય એટલે વળે.

**પ્રશ્નકર્તા :** એ એમ કહે છે કે મારું કોઈ નજીકનું હોય તેના પર હું ગુસ્સે થઈ જાઉં. એ કદાચ એની દૃષ્ટિએ સાચો પણ હોય પણ હું મારી દૃષ્ટિએ ગુસ્સે થાઉં, તો શા કારણે ગુસ્સે થઈ જાઉં છું ?

**દાદાશ્રી :** તમે આવતા હોય અને આ મકાન ઉપરથી એક પથ્થર પડ્યો માથા પર, ને તે લોહી નીકળ્યું, તો તે ઘડીએ ગુસ્સો બહુ કરો ?

**પ્રશ્નકર્તા :** નહીં એ તો 'હેપન' (બની ગયું) છે.

**દાદાશ્રી :** ના, પણ ગુસ્સો કેમ કરતા નથી ત્યાં આગળ ? એટલે પોતે કોઈને દેખો નહીં, એટલે ગુસ્સો કેવી રીતે થાય ?

**પ્રશ્નકર્તા :** કોઈએ જાણીજોઈને માર્યો નથી.

**દાદાશ્રી :** એટલે આપણી પાસે કંટ્રોલ છે ક્રોધનો. તો આપણે એમ

જાણીએ છીએ કે જાણીજોઈને કોઈએ માર્યો નથી, એટલે ત્યાં કંટ્રોલ રાખી શકીએ છીએ. કંટ્રોલ તો છે જ. પછી કહે છે, 'મને ગુસ્સો આવી જાય છે.' મૂઆ, નથી આવી જતો ત્યાં કેમ નથી આવતો ? પોલીસવાળા જોડે, પોલીસવાળા ટૈડકાવે તે ઘડીએ કેમ ગુસ્સો નથી આવતો ? એને વહુ જોડે ગુસ્સો આવે, છોકરાં પર ગુસ્સો આવે, પડોશી પર, 'અન્ડરહેન્ડ' (હાથ નીચેના) જોડે ગુસ્સો આવે ને 'બોસ' (સાહેબ) જોડે કેમ નથી આવતો ? ગુસ્સો માણસને આવી શકતો નથી. આ તો એ એનું ધાર્યું કરવું છે.

**પ્રશ્નકર્તા :** કેવી રીતે કંટ્રોલ કરવો ?

**દાદાશ્રી :** કંટ્રોલ જ છે એની મેળે. આ જે તમારી સામે આવે છે એ તમારું નિમિત્ત છે અને તમારું જ ફળ આપે છે. એ નિમિત્ત બની ગયો છે, કોઈ ખોટે રસ્તે આવતો હોય તો ના વઢેને ? ગુસ્સો ના કરે ને ? કેમ ?

**પ્રશ્નકર્તા :** પોતાની ભૂલ છે એમ ખબર પડે છે ને ?

**દાદાશ્રી :** આપણે અથાડીને તોડી પાડો એને ? તો ત્યાં કેમ નથી કરતો ? ત્યાં ડાહ્યો થઈ જાય છે કે હું મરી જઈશ. ત્યારે મૂઆ, તેનાં કરતાં વધારે મરી જઉં છું આમાં તો, પણ આનું ચિત્રપટ દેખાતું નથી, ને પેલું દેખાય છે ઊઘાડું, એટલું જ ! એના કરતાં અહીં વધારે મરી જઉં છું. ત્યાં રોડ ઉપર સામું ના કરે ? ગુસ્સો ના કરે, સામાની ભૂલ હોય તોય ?

**પ્રશ્નકર્તા :** નહીં.

**દાદાશ્રી :** પેલો 'રોંગ' (ખોટે) રસ્તે આવ્યો તોય ? શું વાત કરો છો ? સામો 'રોંગ' (ખોટે) રસ્તે આવ્યો તો ગાડી અથાડી મારે ?

**પ્રશ્નકર્તા :** કોઈક વાર.

**દાદાશ્રી :** ના, પણ એ રોંગ રસ્તે આવ્યો, તો તું જાણીજોઈને અથાડું ? ના. તે ઘડીએ ગુસ્સો કેમ નથી આવતો ? ત્યાં તો પાંસરો થઈ જાય છે. એને જ્ઞાન છે કે, 'હું મરી જઈશ આમાંથી તો ?' ત્યારે પેલું આનું શું પરિણામ આવે છે, એનું ભાન નથી. તેથી આ કરે છે. મેં કેવો એને

ટૈડકાવીને સીધો કરી નાખ્યો ! મોટો સીધો કરી નાખનારો આવ્યો ? ગાડી સીધી કરી નાખ સામાની ! સામાની ગાડી સીધી ના કરવી જોઈએ ? ભૂલ કરે છે ને ? ફરી ભૂલ જ ના કરે એવું કરવું જોઈએને ? આ તો વહુ છે એટલે ગુસ્સો કરીએ. પોલીસવાળા જોડે કેમ નથી કરતો ? ત્યાર પછી ત્યાંથી ના સમજીએ કે આપણે બાયલા મૂઆ છીએ !! આપણામાં કહેવત છે, 'નબળો ધણી બાયડી પર શૂરો હોય.' કોની પર શૂરો હોય ? પોલીસવાળા પર શૂરો થઈ જાને ! એક જ દહાડો થઈ જા, હેંડ. આ તો બધું જ કંટ્રોલમાં છે, આ બધાં ખોટું બોલે છે. મારો સ્વભાવ ગુસ્સે થઈ જાય એવો છે, આમ તેમ ! બધું તારામાં સ્વભાવનો કંટ્રોલ છે ! બધું કંટ્રોલ છે, ભગવાનનું નામ છે ને ત્યારે કહે, મારું મન ઠેકાણે નથી રહેતું. મેં કહ્યું, હમણે બેન્કમાં ડૉલર ગણવા આપીએ. તે ઘડીએ મન ઠેકાણે કેમ રહે છે તે મૂઆ ? તારું મન તો સારું છે. લપટું નથી પડ્યું. તું લપટો પડી ગયો છે મૂઆ, કે તને આ ડૉલર ગમે છે, ભગવાન ગમતા નથી. તમને નથી લાગતું એવું ?

**પ્રશ્નકર્તા :** ખરું, દાદા.

**દાદાશ્રી :** મને ડૉલર ગણવા દે, તે મારું ચિત્ત ઠેકાણે જ ના રહે. કારણ કે મને વેલ્યુ (કિંમત) નથી એની. સમજવા જેવી વાત છે કે નહીં ?

## ધાર્યા મુજબ કરાવવા જાય, તેથી ક્રોધ ! માટે કંઈ ન ધરાય !

**પ્રશ્નકર્તા :** ઘરમાં કે બહાર ફ્રેન્ડસ્‌માં બધે દરેકના મત જુદા જુદા હોય અને એમાં આપણા ધાર્યા પ્રમાણે ના થાય, તો પછી આપણને ગુસ્સો કેમ આવે ? ત્યારે શું કરવું ?

**દાદાશ્રી :** બધા માણસ પોતાના ધાર્યા પ્રમાણે કરવા જાય, તો શું થાય ? આવો વિચાર જ કેમ આવે તે ? તરત જ વિચાર આવવો જોઈએ કે બધાય જો એના ધાર્યા પ્રમાણે કરવા જશે તો અહીં આગળ વાસણો તોડી નાખશે સામસામી અને ખાવાનું નહીં રહે. માટે ધાર્યા પ્રમાણે કોઈ દા'ડો કરવું નહીં. ધારવું જ નહીં, એટલે ખોટું પડે જ નહીં. જેને ગરજ હોય તે ધારશે, એવું રાખવું.

**પ્રશ્નકર્તા :** આપણે ગમે એટલા શાંત રહીએ, પણ પુરુષો ગુસ્સે થઈ જાય તો આપણે શું કરવું ?

**દાદાશ્રી :** એ ગુસ્સે થઈ જાય ને વઢંવઢા કરવી હોય તો આપણેય ગુસ્સો કરવો, નહીં તો બંધ કરવું. ફિલ્મ બંધ કરવી હોય તો ઠંડું પડી જવું. ફિલ્મ બંધ ના કરવી હોય તો આખી રાત ચાલવા દેવી, કોણ ના પાડે છે? ફિલ્મ ગમે છે ખરી ?

**પ્રશ્નકર્તા :** ના, ફિલ્મ નથી ગમતી.

**દાદાશ્રી :** ગુસ્સે થઈને શું કરવાનું ? એ માણસ પોતે ગુસ્સે થતો નથી, આ તો મિકેનિકલ એડજસ્ટમેન્ટ ગુસ્સે થાય છે. પોતે ગુસ્સે થતા નથી. પોતાને પછી મનમાં પસ્તાવો થાય કે આ ગુસ્સો ના થયો હોત તો સારો.

**પ્રશ્નકર્તા :** એને ઠંડા પાડવાનો ઉપાય શું ?

**દાદાશ્રી :** એ વળી મશીન ગરમ થયું હોય એને ઠંડું પાડવું હોય તો એની મેળે થોડી વાર રહેવા દે, એટલે મશીન ટાઢું પડી જાય અને હાથ અડાડીએ અને ગોદા મારીએ તો દઝાઈ મરીએ આપણે.

**પ્રશ્નકર્તા :** મને ને મારા હસબંડને, ગુસ્સો ને ચડસાચડસી થઈ જાય છે. જીભાજોડી ને એ બધું, તો મારે શું કરવું ?

**દાદાશ્રી :** તે ગુસ્સો તું કરું છું કે એ ? ગુસ્સો કોણ કરે છે ?

**પ્રશ્નકર્તા :** એ પછી મારાથી પણ થઈ જાય છે.

**દાદાશ્રી :** તો આપણે મહીં જ પોતાને ઠપકો આપવાનો, 'કેમ તું આવું કરું છું ?' કરેલા તે ભોગવવા જ પડે ને ! પણ આ પ્રતિક્રમણ (પસ્તાવો) કરે તો બધાં દોષ ખલાસ થાય. નહીં તો આપણા જ ગોદા મારેલા તે આપણે પાછા ભોગવવા પડે. પણ પ્રતિક્રમણ કરવાથી જરા ટાઢું પડી જાય.

આ તો આખો દહાડો ક્રોધ કરે. ગાયો-ભેંસો સારી, ક્રોધ નથી કરતી.

કંઈ શાંતિમાં જીવન તો હોવુ જોઈએ ને ! નબળાઈવાળું ના હોવું જોઈએ. આ ગુસ્સે વારેઘડીએ થઈ જઈએ ! તમે ગાડીમાં આવ્યા ને ? તે ગાડી આખે રસ્તે ગુસ્સે થાય તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** તો અવાય જ નહીં અહીયાં.

**દાદાશ્રી :** ત્યારે આ તમે ગુસ્સે થાવ તો શી રીતે એની ગાડી ચાલતી હશે ? તું ગુસ્સે તો નહીં થતી ?

**પ્રશ્નકર્તા :** કો'ક વાર થઉં.

**દાદાશ્રી :** અને જો બેઉનું થાય તો પછી રહ્યું જ શું ?

**પ્રશ્નકર્તા :** પણ પતિ-પત્ની વચ્ચે થોડું ગુસ્સે તો થવું જ જોઈએ ને ?

**દાદાશ્રી :** ના, એવો કંઈ કાયદો નથી. પતિ-પત્નીમાં તો બહુ શાંતિ રહેવી જોઈએ. આ દુઃખ થાય એ પતિ-પત્ની જ ન હોય. સાચી ફ્રેન્ડશીપમાં થતું નથી, તો આ તો મોટામાં મોટી ફ્રેન્ડશીપ કહેવાય ! અહીં ના થાય, આ તો લોકોએ ઠોકી બેસાડેલું. પોતાને થાય એટલે ઠોકી બેસાડેલું, કાયદો આવો જ છે, કહેશે ! પતિ-પત્નીમાં તો બિલકુલ ના થવું જોઈએ, બીજે બધે થાય.

## પતિની કુટેવો કેમ સુધરે ?<br>અણગમો, ન ઉપરાણું લે રે !

**પ્રશ્નકર્તા :** પતિદેવની ખરાબ આદત સુધારવાનો રસ્તો બતાવશો.

**દાદાશ્રી :** પતિદેવની ખરાબ આદત સુધારવા માટે, તો પહેલું આપણે સુધરવું પડે. હું સુધરીને બેઠો છું. એ પછી અહીં આવે છે એ બધાને ખરાબ આદતો ધીમે ધીમે ઓછી થતી જાય છે. એટલે તમે સુધરીને બેસશો, તે ઘડીએ છોકરાની કે પતિદેવની, બધાની આદતો ઓછી થતી જશે.

**પ્રશ્નકર્તા :** અમે સુધરેલા જ હોઈએ તો ? અમે તો સુધરેલા જ છીએ, એટલે તો અમને એની ખરાબ આદત ખરાબ લાગે છે.

**દાદાશ્રી :** હા, પણ તમારી અમુક ખરાબ આદત તો એમનેય લાગતી હશે ને !

**પ્રશ્નકર્તા :** પતિદેવ સિગરેટ પીવે એ ગમતું નથી. એ ખરાબ આદત માટે પૂછું છું.

**દાદાશ્રી :** હા, પણ પછી એમને પોતાને સિગરેટ પીવી પસંદ છે ખરી ?

**પ્રશ્નકર્તા :** આદત ચાલુ છે, એટલે પસંદ તો હશે જ ને ! પીધે રાખે છે એટલે ગમતું જ હશેને !

**દાદાશ્રી :** નહીં, પીધે રાખે છે એટલે એવું નહીં, પસંદ ના પણ હોય ને પીવી પડતી હોય.

**પ્રશ્નકર્તા :** એવું કંઈ દુઃખ મને નથી દેખાતું.

**દાદાશ્રી :** ના, એ તો પૂછો ત્યારે ખબર પડે કે તમને પસંદ છે ને પીવો છો કે પસંદ નથી ને પીવો છો ? એવું પૂછો, તો એનું આયુષ્ય માલૂમ પડે. પસંદ હોય ને પીયા કરે એનું (સીગરેટનું) આયુષ્ય ઓછું થાય જ નહીં. જો પોતાને પસંદ ના હોય અને પીયા કરે એનું આયુષ્ય ઓછું થાય.

**પ્રશ્નકર્તા :** પસંદ નથી તોય પીએ છે.

**દાદાશ્રી :** તો એનું આયુષ્ય ઓછું થઈ જાય. હા, એનું આયુષ્ય ખલાસ થઈ જવાનું હવે થોડા વખત પછી.

**પ્રશ્નકર્તા :** દાદા, તમે આ ચા પીતા હતા, તે તમારી કઈ રીતે ગઈ એ બધાને કહો એટલે ખ્યાલ આવે.

**દાદાશ્રી :** હા, મને આ જ્ઞાન થયું તોય હું ચી પીઉ ને એવી દશા હતી. જ્ઞાન થયેલું તોય હવે એને અહંકારે કરીને છોડવું હોય તો છોડી શકાય, પણ અહંકાર રહેલો નહીં. છોડવાનોય અહંકાર જે જોઈએ, તે અહંકાર જ ના હોય તો પછી કાર્ય શી રીતે કરવું ? એટલે પછી અમારે

શું કરવું પડે, જ્ઞાન થયા પછી વસ્તુ એમ ને એમ રહેવા દેવી પડે. એ પછી એની મેળે ખરી પડે. કારણ કે અમારા જ્ઞાનમાં એ હોય કે આ વસ્તુ કામની નથી છતાં આપણને વળગણ છે. એટલે જ્ઞાનમાં તો આવું વર્તતું જ હોય. હવે તેને લોકો આયુષ્ય વધારે પાછા કે આમાં શું ખોટું છે ? ઉપરાણું લે તો એનું આયુષ્ય વધે. આ બધું જે જે કરે છેને, તે પોતાનું જ પ્રોજેક્શન છે. આ હસબન્ડ લાવી તે તારા જ પ્રોજેક્ટ કરેલા છે. એ કંઈ નવી ઉપાધિ નથી.

**પ્રશ્નકર્તા :** મારા જ વિચારોવાળા ?

**દાદાશ્રી :** બધું તેં જ ભાવના કરેલી કે હસબન્ડ આવા જોઈએ, તેવા જોઈએ. શરીરે સાધારણ ફેટી (જાડા) પણ જોઈએ. એ બધું હિસાબ તેં કરેલું તે જ આ છે.

**પ્રશ્નકર્તા :** એણે એ બીડીની હઉ ડિઝાઈન કરેલી ? સિગરેટ પીવે એ પણ ડિઝાઈન કરેલી ?

**દાદાશ્રી :** હા, ડિઝાઈન એ તો ચલાવી લઈશ હું, કહેશે. અને હવે કહે છે કે, નહીં ચલાવી લઉં એવું !

**પ્રશ્નકર્તા :** એ હું નથી ચલાવી લેતી.

**દાદાશ્રી :** હા, પણ હવે ચલાવતી નથી ને, પૈણ્યા પછી ! પૈણતાં પહેલાં ચલાવી લઈશું, એવી ડિઝાઈન હતી.

**પ્રશ્નકર્તા :** પરણતાં પહેલાં કહ્યું નહોતું, છાનું રાખ્યું હતું.

**દાદાશ્રી :** ત્યારે છાનું ના રાખે તો તું પૈણી જ ના શકે અને તને બીજો મળ્યો હોય તો મજાયે ના આવત !

**પ્રશ્નકર્તા :** એવું હું તો ના કહી શકું.

**દાદાશ્રી :** ના, તું કડક હોય ને એ કડક હોય, તો અકળામણ થઈ જાય ને ! એ નરમ ને આપણે ગરમ થઈએ તો ચાલે. કેટલા સારા માણસ છે. આ તું આટલું બધું બોલી પણ એ અક્ષર બોલ્યા ?

**પ્રશ્નકર્તા :** બે કાન ખુલ્લા જ રાખવાના. એકમાંથી સાંભળીને બીજી બાજુથી બહાર.

**દાદાશ્રી :** એમ ! ના. પણ વાઈફની થોડીક વાત તો સાંભળવા જેવી. પાછું બધુંય ના કાઢી નખાય. કામનીય હોય છે થોડીક વાત. એટલે તમારે એક કાન તો એકદમ તો બંધ ના કરવો, પણ મહીં કામની ના હોય તો તરત છોડી દેવાનું, પણ કામની હોય તો રહેવા દેવી પડે. કેટલુંક કામનું હોય છે.

**પ્રશ્નકર્તા :** પેલી એમને બીડીની વાત કામની નથી લાગતી.

**દાદાશ્રી :** એ તો મહીં એમની ઈચ્છા ના હોય ને ! અત્યારે તમારી ઈચ્છાથી પીવો છો કે ગમતું નથી છતાંય પીવો છો ?

**પ્રશ્નકર્તા :** ગમે છે.

**દાદાશ્રી :** નહીં, પીતી વખતે ગમે, પણ પાછળથી મનમાં એમ થાય કે આ ન હોય તો સારું એવું ?

**પ્રશ્નકર્તા :** એવું થાય.

**દાદાશ્રી :** હં. એટલે એ ન હોય તે સારું એ આપણને જ્ઞાન હાજર રહેવું જોઈએ. પીતી વખતે ટેસ્ટ આવે પણ પછી તો એમ લાગે કે મને આનંદ આવે છે તે ખોટું છે. આ ના હોવું જોઈએ. પણ આ ન ગમતું થયું. આપણો અભિપ્રાય ફર્યો, એટલે એનું આયુષ્યનો અંત આવી રહ્યાની તૈયારી થઈ. અભિપ્રાયથી આ જીવતું રહ્યું છે. તું કશું પાન-બાન ખાતી નથી મહીં ? તમાકુ નાખીને !

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તું ક્યાં સુધી ભણેલી ?

**પ્રશ્નકર્તા :** માસ્ટર્સ કરેલું છે. 'એમ.એસસી.' થયેલી.

**દાદાશ્રી :** જો 'એમ.એસસી.' ના ભણેલી હોત તો શી રીતે પાસ કરત, એ કરત ?

**પ્રશ્નકર્તા :** ના કરત.

**દાદાશ્રી :** ના કરત. પણ બીજું કશું એમના તરફથી દુઃખ નથી ને ? કોઈને પણ નથી, નહીં ? તો આટલા હારું ફજેત શું કરવા કરે છે ?

**પ્રશ્નકર્તા :** એના સ્વાસ્થ્ય માટે જ સારું છે ને ! મારી લાગણી-નાલાગણીનું નથી કાંઈ !

**દાદાશ્રી :** સ્વાસ્થ્ય માટે સારું છે, એમ ?

**પ્રશ્નકર્તા :** હં.

**દાદાશ્રી :** સ્વાસ્થ્ય માટે સારું છે, એવું તું કહી શકું નહીં.

**પ્રશ્નકર્તા :** સાયન્સ કહે છે.

**દાદાશ્રી :** ના, એવું તું કહી શકું નહીં. સ્વાસ્થ્યને અનુકૂળેય આવતું હોય. એવું આપણે કહી શકીએ નહીં, પણ તને ફક્ત એમનું મોઢું સોડે એ ના ગમે એટલે તું કહું છું. તું ડુંગળી ખાતી નહીં હોય કોઈ દહાડો ? તો તારુંય મોઢું સોડે પણ એ બોલતા નથી, સારા માણસ છે તે !

**પ્રશ્નકર્તા :** તમે એનો કેમ પક્ષ લઈ રહ્યા છો ?

**દાદાશ્રી :** હું તો સ્ત્રીઓનો જ પક્ષ લઉં છું કાયમને માટે. પણ આજે આમના પક્ષમાં પડ્યો. તમારે લીધે આજ પુરુષોનો પક્ષ લેવો પડ્યો. આ આટલું બધું તું રોફ મારું છું પુરુષો ઉપર ?

**પ્રશ્નકર્તા :** ના. રોફનો સવાલ નથી, જ્ઞાનનો સવાલ છે આ તો.

**દાદાશ્રી :** એ પુરુષો રોફ મારે ત્યારે એમને ઉડાડી દઉં છું. રોફ નહીં મારવો જોઈએ. આપણે સામસામી છીએ. પોતાનો સંસાર ચલાવો, નભાવો, નભાવવામાં હરકત ના કરો, હરકત ઓછી થાય એવું કરો. કારણ કે 'ધીસ ઈઝ ધ પાર્ટનરશીપ' (ભાગીદારી). બેઉ પાર્ટનર (ભાગીદાર) આવી રીતે વર્તે તો દુકાન છૂટી જાય અને છોકરાં જોયા કરે કે આ મમ્મી પપ્પાને પજવે છે. આવડાં આવડાં નાનાં હોયને તોય મનમાં ન્યાયાધીશ હોય. નહીં તો મનમાં એમ સમજે, આ પપ્પો બહુ ખરાબ છે. હું મોટો થઈશને એટલે

મારીશ, કહેશે. એવું નિયાણું હઉ કરે. માટે આ ડિઝાઈન ન દેખાય તો સારું. પપ્પાની ડિઝાઈન બિલકુલ કરેક્ટ રાખવી જોઈએ અને લડવું હોય તો બાબો-બેબી બહાર ગયા પછી, કૉલેજમાં ગયા પછી લડી લેવું કલાક, બે કલાક. ના, મસ્તીની ટેવ પડી હોય તો મસ્તી કરવી.

**પ્રશ્નકર્તા :** વાઈફે કીધું ચાલો ઘેર જવું છે, એટલે પતિદેવ ઊભા થયા....

**દાદાશ્રી :** થોડીવાર બેસવા દે ને ! સારા માણસ છે. નરમ હશે, જો બહુ કડક હોયને તો વાંધો નથી, ટાઈટ કરવું આપણે. પણ સારા છે ને એમને એ કહીએ તો આપણને દોષ બેસે. તને ન્યાય થોડો નહીં લાગતો કે આ સારા માણસ છે ?

**પ્રશ્નકર્તા :** ચોક્કસ.

**દાદાશ્રી :** હં, પછી જરા ટાઈટ ઓછું રાખજે. ના, બેનેય સારી છે, ચોખ્ખા સ્વભાવની છે. પણ હવે આ બંધ કરી દે આ 'ડિફેક્ટ' (ખામી).

**પ્રશ્નકર્તા :** એ તમે 'ડિફેક્ટ' કહો છો ?

**દાદાશ્રી :** હા, તારે એને એમ કહેવું કે આ ખોટું છે એવું નિરંતર જ્ઞાનમાં રાખજો. તમે આનું ઉપરાણું ના લેશો કહીએ. તમે જે કરી રહ્યા છો એ ખોટું છે એ જ્ઞાન તમને રહેવું જોઈએ. બાકી આખો દહાડો કચકચ કર્યા કરીએ. તે એમાં એમણે શું કહ્યું પછી ? આ કાનમાં હોલ પાડી દઈને ઠેઠ આરપાર પાડી દીધી, કે આ ટેપરેકર્ડ બંધ થતી નથી. અને આ ઘાંટા પાડ પાડ કરે છે. તે પછી કંઈ ફેરફાર થવો જોઈએ તારામાં.

એટલે આજથી આ ડિઝાઈન ફેરવી નાખ, બેન ડિઝાઈન ફેરવી નાખ, એટલે આજથી શરૂઆત થાય. કારણ કે, એક્સેસીવને (વધુ પડતું) લઈને આ બધું નુકસાન છે બધું. 'ફીટનેસ' (બંધબેસતું) હોવી જોઈએ.

ફિટનેસમાં એક્સેસીવ અનફીટ કરાવે, માટે તું છે બહુ સારી પણ તે આ પારો જરાક નીચે ઊતારી નાખને ! લાઈટ ઓછું હોય તેને વધારે કરવું મુશ્કેલ છે, પણ બહુ લાઈટ હોય તો કપડું બાંધીએ તો ઓછું થઈ

જાય કે નહીં ? ડીમલાઈટ થઈ જાય કે નહીં ? તેવું ડીમલાઈટ કરી નાખ ને ! કરવું જોઈએ કે નહીં કરવું જોઈએ. તમે શું કહો છો ?

**પ્રશ્નકર્તા :** કઈ બાબતમાં લાઈટ ઓછું કરવાનું ?

**દાદાશ્રી :** આ જે સ્વભાવ છે ખોડ કાઢવાનો, તે ઓછું કરવું ના જોઈએ ?

**પ્રશ્નકર્તા :** એ તમારી સામે વાત કીધી. બીજા સામે તો હું નથી કહેતીને ?

**દાદાશ્રી :** બીજાને કહેવાનું નથી. પણ એમને પણ ના કહેવાય. કારણ કે એટલો વખત એમનો અહંકાર ભગ્ન થાય. બહુ મોટી ખોડ હોય તો ઠીક છે. આ એવડી મોટી ખોડ નથી.

**પ્રશ્નકર્તા :** તમારા કહેવા પ્રમાણે સાચી વસ્તુને સાચી નહીં કહેવાની ?

**દાદાશ્રી :** ના કહેવાય. એકાદ-બે વખત કહેવાય, રોજ કચકચ કરાતું હશે ?

**પ્રશ્નકર્તા :** ના, પણ એનો અર્થ કે એ પછી વધી જાય તો એની ગેરંટી શું ? ના કહીએ તો તમાકુ વધારે ખાય.

**દાદાશ્રી :** ના. એવી રીતે આપણે ટકોર કરવી કે 'મારે લીધે જરા ઓછી કરો' એવું કહેવું. બીજું બ્રાન્ડી-બાંડી નહીં ને ? કે ખરું થોડું થોડું ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો પછી પુણ્યશાળી છું તું. બીજા તો આટલી બ્રાન્ડી ઠોકીને આવે છે.

## જગવ્યવહાર માગે નોર્માલિટી, બીલો-એબોવ ન થાય તો બ્યુટી !

**પ્રશ્નકર્તા :** મારે મોહ-માયા ઓછા એટલે લોકો મને એમ કહે છે

કે, આ તું તો લાગણી વગરની છે. એટલે પછી મને દિલમાં દુઃખ થાય.

**દાદાશ્રી :** દુઃખ થાય છે તે એ જ મોહ ને !

**પ્રશ્નકર્તા :** એટલે આ લોકો આપણને આવું કેમ કહેતા હશે એવું આપણને થાય.

**દાદાશ્રી :** લોક તો બધુંય કહે, લોક તો જેવું દેખે એવું કહે. જો કોઈને છોકરો મરી ગયો હોય ને એ બહુ રડતો હોય, ત્યારે લોક શું કહે, 'કેમ કોઈના મરી જતા નહીં હોય, તે તમે આવું રડ્યા કરો છો ? અને ના રડતો હોય ત્યારે લોક કહે, 'તમારું હૃદય પથરા જેવું છે, કઈ જાતના માણસો છો તે ?' એટલે કઈ બાજુનું ના હાંકે ? લોક તો એનું નામ કે આ બાજુથીય મારે ને બધીય બાજુએથી મારે !

એટલે 'કમ ટુ ધી નોર્મલ'. એટલે લોકો તમને શું કહે કે, નોર્માલિટી ઉપર આવી જાવ. એબોવ નોર્મલ, બીલો નોર્મલ રહેશો નહીં.

આ જગતનો નિયમ જ નોર્માલિટી છે. નોર્માલિટીથી જ મોક્ષ થાય છે. હવે નોર્માલિટીમાં આવવું કેવી રીતે ? 'એબોવ નોર્મલ' થયો કે 'એબોવ નોર્મલ' થયા જ કરે. અને 'બીલો નોર્મલ થયો કે 'બીલો નોર્મલ' થયા જ કરે. એના હાથમાં કોઈ જાતની સત્તા જ નહીં ને ! પ્રકૃતિ જેમ નચાવે તેમ નાચે. એટલે તો અમે કહ્યુંને કે, 'ટોપ્સ' (ભમરડો) છે ને ! અને પોતે જાણે કે 'ના, હું કંઈક છું' ! એને 'ઈગોઈઝમ' (અહંકાર) કહેવાય.

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં 'નોર્માલિટી'ની ઓળખાણ શું ?

**દાદાશ્રી :** બધા કહેતા હોય કે 'તું મોડી ઊઠે છે.' 'મોડી ઊઠે છે' તો આપણે ના સમજી જઈએ કે આ નોર્માલિટી ખોવાઈ ગઈ છે ? રાત્રે અઢી વાગે ઊઠીને તું ફર ફર કરે તો બધા ના કહે કે, આટલા બધા વહેલા શું ઊઠો છો ? આપણે 'નોર્માલિટી' ખોઈ નાખી કહેવાય. 'નોર્માલિટી' તો બધાને 'એડજસ્ટ' થઈ જાય એવી છે. ખાવામાં પણ 'નોર્માલિટી' જોઈએ. જો પેટમાં વધારે નાખ્યું હોય તો ઊંઘ આવ્યા કરે. અમારી ખાવા-પીવાની બધી જ 'નોર્માલિટી' જોજો. સૂવાની-ઊઠવાની બધી જ અમારી 'નોર્માલિટી'

હોય. જમવા બેસીએ ને થાળીમાં પાછળથી મીઠાઈ મૂકી જાય તો હું હવે આમાંથી થોડુંક લઉં, હું પ્રમાણફેર થવા ના દઉં. હું જાણું કે આ બીજું આવ્યું માટે શાક કાઢી નાખો. તમારે આટલું બધું કરવાની જરૂર નહીં. તમારે તો મોડું ઊઠાતું હોય તો બોલબોલ કરવું કે, 'આ 'નોર્માલિટી'માં નથી રહેવાતું. એટલે આપણે તો મહીં પોતાને જ ટકોર મારવી કે 'વહેલું ઊઠવું જોઈએ'. તે ટકોર ફાયદો કરશે. આને જ પુરુષાર્થ કહ્યો છે. રાત્રે ગોખ ગોખ કરે કે, 'વહેલું ઊઠવું છે, વહેલું ઊઠવું છે' મારી-મચકોડીને વહેલા ઊઠવાનો પ્રયત્ન કરે, એનાથી તો મગજ બગડશે.

## આત્મા માટે જૂઠ તે જ સત્ય;
## સંસાર માટે એ જ અસત્ય !

**પ્રશ્નકર્તા :** ઘરની પ્રતિકૂળતા સત્સંગમાં આવવા માટે હોય તો શું જૂઠું કરવું ?

**દાદાશ્રી :** ઘરમાંથી કહે કે, સિનેમા જોવા જવાનું નહીં, તોય તું જાય છે. ત્યારે તું શું કહે છે ? 'હું કૉલેજ જઉં છું' એમ કહે છેને ? શાથી એવું કહેતાં હશે ? તે ત્યાં આપણને કપટ કરતાં આવડે છે ને આમાં ના આવડે ? બધુંય આવડે.

આ બધું જૂઠું જ છે. આ જગત જ જૂઠું છે. ફક્ત આત્મા માટે જૂઠું બોલવું પડે. એમાં આપણે આત્મહેતુ છે. એટલે આત્મહેતુ માટે કો'ક દહાડો કંઈ જૂઠું બોલવું પડે, તો એ સારું. કારણ કે એની જોડે પ્રત્યક્ષ ઝઘડો કરવો, તેના કરતાં આ જૂઠું બોલવું સારું. ઝઘડો કરીએ તો તો એનું મન તૂટી જાય. પછી દસ-પંદર દહાડા ગયા પછી આપણે કહેવું કે હું તો આવું જૂઠું બોલીને સત્સંગમાં જતી હતી. આમ પાછું ધોઈ નાખવું. નહીં તો તને જે ના કહેતું હોય તેને મારી પાસે તેડી લાવ એક દા'ડો. પછી હું એને રાગે પાડી આપું.

**પ્રશ્નકર્તા :** એ નિમિત્ત જ કઠણ હોય, તે તમારી પાસે આવે કેવી રીતે ?

**દાદાશ્રી :** એ તો તું પટાવીને તેડી લાવે ત્યારેને ? એમને કંઈ મુશ્કેલી હોય તો આપણે કહીએ કે તમારી મુશ્કેલી હોય તો લાવો, તેને

તોડી નાખીએ, નહીં તો કહીએ કે એક દહાડો તો હેંડોને આમ પટાવીને, લલચાવીને તેડી લાવો તો હું દવા કરી નાખું.

**પ્રશ્નકર્તા :** આત્મા માટે બીજાને ખરાબ લાગે તો વાંધો ખરો ?

**દાદાશ્રી :** કશો વાંધો નહીં. આત્માનું કામ કરીએ ને સામાને ખરાબ લાગતું હોય તો પછી એક દહાડો સારી રસોઈ કરી આપોને. અને પછી કહેવું કે, તે દહાડાની મારી ભૂલો માફ કરી નાખજો. તો એ માફ કરી નાખે. આ પુરુષો તો ઓલિયા લોક છે ! સારી બિરયાની કરીને આપીએ એટલે ખુશ ! હિન્દુ બિરયાની હોય છે કે ?

**પ્રશ્નકર્તા :** હોય છેને, આપણે બીરંજ કહીએ છીએ.

**દાદાશ્રી :** હા. એ તો સ્ત્રીઓને બહુ સરસ આવડે. એ પછી ખુશ થઈ જાય. આપણે તો જેમ તેમ કરીને, અટાવી-પટાવીને કામ કાઢી લેવું.

## દરેકનું પર્સનલ મેટર,
## બીજાનું કેમ ખેડે ખેતર ?

**પ્રશ્નકર્તા :** હું મારી આજુબાજુ એવી ભીંત બાંધીને બેઠો છું કે, મારા મનમાં શું વિચારો ચાલે છે એ એમને 'વાઈફ'ને ખબર જ ના પડે. એટલે એમને છે તો પ્રોબ્લેમ થાય.

**દાદાશ્રી :** હા. પણ ધણી તારી શી ભૂલ કાઢે છે એ કહેને ?

**પ્રશ્નકર્તા :** એટલે એમના (ધણીનાં) મનમાં શું હોય ઘણીવાર કહે જ નહીં એટલે ખબર જ ના પડે કે એ શું વિચારે છે !

**દાદાશ્રી :** હા, એ પણ તારી ભૂલ શું કાઢે છે ? આ જમતી વખતે કોઈ દહાડો ભૂલ તારી કાઢેલી ?

**પ્રશ્નકર્તા :** ના, ના.

**દાદાશ્રી :** કોઈ દહાડો નહીં ?

**પ્રશ્નકર્તા :** ના, કોઈ દિવસ નહીં.

**દાદાશ્રી :** અચ્છા તો બીજું કંઈ ફૂટી જાય છે કે ખોવાઈ જાય છે ત્યારે ભૂલો કાઢે છે ?

**પ્રશ્નકર્તા :** બીજું બધું તો ખાસ એવું કંઈ નથી હોતું. એ એમને બહુ નથી લાગતું પણ વધારે એમને એમના મનમાં જે કંઈ હોય એ કોઈ દિવસ ખુલાસાપૂર્વક બોલે નહીં કે મને આમ લાગે છે, ખરાબ લાગે છે કે આવું છે એવી વાત ના કરે. એટલે મને એમ લાગે કે એમને ગૂંચવાડો થાય છે.

**દાદાશ્રી :** તે પણ તારે પૂછીને શું કામ છે તે એમને ? એમનું ખાનગી એમની પાસે રહેવા દે. તારું ખાનગી તારી પાસે રહેવા દેવાનું. ખાનગી ઊઘાડું કરીને શું કામ છે તે ? એવું પ્રાઈવસી (ખાનગી) ઊઘાડી કરવાની હોતી હશે ? એ તારે ગભરાવાનું નહીં, બીજી પૈણીને નહીં લાવવાના હવે એ ચોક્કસ. પ્રાઈવસી એ રહેવા દેવાની. એની હાય હાય નહીં કરવાની. બીજું વઢે, તારી ભૂલ કાઢે છે જાણીજોઈને ?

**પ્રશ્નકર્તા :** ના, એવું કશું નથી.

**દાદાશ્રી :** ત્યારે સ્ટોરમાં કેમ ગઈ હતી ? હવે સો ડૉલરનું કેમ લાવીને એવું તેવું ?

**પ્રશ્નકર્તા :** ના, દાદા.

**દાદાશ્રી :** તો પછી આપણે એમનામાં ડખલ નહીં કરવાની.

**પ્રશ્નકર્તા :** આ પતિ-પત્નીએ એકબીજાનાં 'ડિપાર્ટમેન્ટ'માં હાથ ના ઘાલવો. તો જો પતિ ચોરી કરીને પૈસા લાવતો હોય, તો પત્નીએ ડખલ ના કરવી ?

**દાદાશ્રી :** છૂટું થઈ જવું હોય તો ડખલ કરવી.

**પ્રશ્નકર્તા :** એમનું કહેવું એમ છે કે, પતિ જો ચોરી કરીને પૈસા લાવતો હોય અને પત્ની છે તો એને કહેતી હોય, કે તમે આ રીતે ના લાવશો, તો એ કમ્પ્લસરી (ફરજિયાત) ડખલ થઈ ગઈ ને ?

**દાદાશ્રી :** હા, પણ એ કહેવાથી જો સુધરતા હોય, તો કહેવું અને ના સુધરતા હોય તો કહેવાનો અર્થ જ શું છે ? રોજ રોજ કહે એનો શું અર્થ છે ? પંદર દહાડો મહિનો કહી જુએ, પછી એમાં ફેરફાર ના થાય, તો આપણે જાણીએ, કે આપણું બોલવાનું નકામું જાય છે ઊલટું. મૂર્ખઈ છે, 'ફૂલીશનેશ' છે. એટલે પછી બોલવાનું જ નહીં આપણે.

**પ્રશ્નકર્તા :** જો આપણા કહેવાથી પણ જો એ ના સુધરતો હોય તો આપણે એવું ના સમજવું કે આપણામાં જ કંઈ ઊણપ છે, જેથી કરીને એ નથી સુધરતો ?

**દાદાશ્રી :** હા, આપણા જ ગુનાથી નહીં સુધરતો. ગુનો આપણો જ હોય, પણ એ જડે નહીં. આપણો પોતાનો ગુનો કોઈ દિવસ જડેને તો ભગવાન થાય. પોતાનો ગુનો જેને જડે, મોટો ગુનો, એ ભગવાન થાય.

**પ્રશ્નકર્તા :** તો એના માટે શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** એને પણ એ જડે જ નહીંને ? એ ગુનો તો શી રીતે જડે ? એ તો જ્ઞાની પાસે બધા પાપ ધોઈ નખાવડાવે. ત્યારે એ ગુનો દેખાય ! નહીં તો પારકાના દોષ બધા દેખાય ઝપાટાબંધ !

## પતિ-પત્ની વચ્ચે પડ્યું પંક્ચર,
## દાદા કાઢે મોહ, વગર લેક્ચર !

**પ્રશ્નકર્તા :** આ પૈસાની કિંમત નથી પણ હું કંઈ દાગીના માગું, તો મારા પતિનું એવું કહેવું છે કે આ આપણા કુટુંબમાં, ફેમિલીના વડીલો આપે ત્યારે એ તારાથી લેવાય. હું સીધું આપું એ છે તો આપણા વડીલોનો જે રિવાજ છે એ તોડ્યો કહેવાય ને એ બરાબર ના કહેવાય. પણ હું એમ કહું છું કે બીજી બધી વહુઓ એ બધું છાનું-માનું કરે છે. મને એકલીને જ નહીં, એ કેમ ઉકેલ લાવવો ?

**દાદાશ્રી :** આ ફાઈલ ઊભી રહે ત્યાં સુધી તમારે (પતિને) એક-બે અવતાર વધારે થાય. એના કરતાં સમાધાન કરીને ફાઈલનો નિકાલ કરવો. આ તો ફાઈલ નં. ૨ (પત્ની) છે પણ ફાઈલ નં. ૧૦૦ હોય તોય

એનું સમાધાન કરશો તો જ, નહીં તો નિકાલ કર્યા વગર એ ફાઈલ આપણને મોક્ષે ના જવા દે. હિસાબ ચૂકવો એવી આ દુનિયા છે. ના માંગતી હોય તોય આપીને છૂટ્ટો કરવો. ફરી નહીં તો પછી ક્લેઈમ માંડે પાછું. માંગે છે એનું કારણ છે કે એની પાછળ કૉઝિઝ (કારણો) છે. હવે વગર કૉઝિઝે કોઈ પણ વસ્તુ બને નહીં. માટે કૉઝ છે. માટે એનું સેફ કરી લો. અને કૉઝ વગર તો કોઈ નામ જ ના લે. આ વર્લ્ડમાં કોઈ પણ નામ ન લે. આજુબાજુ વાઘ રહેતા હોય અને વચ્ચે સૂઈ જઈએ તોય કોઈ નામ ન લે. કૉઝ ના હોય તો અને કૉઝ છે તો આ બધું ઊભું થાય છે વાત. એટલે એનો સમભાવે નિકાલ કરી નાખો, હવે.

**પ્રશ્નકર્તા :** આ બરાબર છે, નિકાલ કરવાનો. હવે હું પૂછું કે પત્નીની માંગણીનો કેવી રીતે નિકાલ કરું ?

**દાદાશ્રી :** એ તો આ રકમ તમને જ્યાં ઠીક લાગે એમ ઉપયોગ કરજો, હું હાથ નહીં ઘાલું, કહીએ. એમને પત્નીને સંતોષ થઈ ગયો એ સમાધાન. હવે બીજી કોઈ બાબતમાં કંઈ ક્લેઈમ છે ? કેટલી બાબતમાં છે ?

**પ્રશ્નકર્તા :** દાદા, કંઈ દાગીના પૂરતું જ છે, બીજું કશું નથી.

**દાદાશ્રી :** તો પછી એ તો ઉકેલ લાવી દેવાનો. જ્યારે ત્યારે સમભાવે નિકાલ વગર છૂટકો જ નથી, તો હવે આ નિકાલ કરી નાખો. જો છૂટકો નથી તો પહેલેથી કેમ ના કરવો ?

**પ્રશ્નકર્તા :** હું એમ પૂછું છું કે એ (પતિ) જાણે છે કે આ માંગે છે. એ આપી શકો એમ હોય પણ છતાંય ના આપો. એ શું એનો અહંકાર છે ? અથવા એમને મારી માટે પ્રેમ નથી ?

**દાદાશ્રી :** ના, એ અહંકાર નહીં. માંગ્યું માટે ના આપવું તે બધુંય અંતરાય છે, ભોગવનારના અંતરાય છે અને આ ખોટા દેખાય છે. આ આમને ખોટા દેખાવાનું અને અંતરાય એના. એમને ખોટા દેખાવાનું એટલે શું ? સામાની ડિગ્રીમાં તો ખોટા જ લાગે ને ?

વાત સો ટકા સાચી છે, પણ તે સંસારમાં રહેવું હોય તેને માટે સારી છે. મોક્ષે જવું હોય તેને તો ઉકેલ લાવવો જ પડે. રસ્તામાં અમથો અમથો ઊભા રહીને આપણને કહે, 'એય ખડા રહો. સો ડૉલર આપીને જાવ, તો એ આપણને ના જવા દે. તો એ સો ડૉલર એને આપીને જવાનું. મોક્ષે જવું છે તેને ! અને કાં તો લડવું હોય તો લડો, કહે છે.

હવે એના કુટુંબની જે માન્યતા ચાલી આવી છે એમાં પ્રેમ ડખલ કરી શકે નહીં. પ્રેમ પ્રેમની જગ્યાએ, માન્યતા માન્યતાની જગ્યાએ. તેથી કરીને પ્રેમ નથી એવું કહેવાય નહીં. એ માન્યતા છે એની. પણ એમને મોક્ષે જવું હોય તો આ નિકાલ કરી નાખવો જોઈએ. મોક્ષે ના જવું હોય તો અહીં આગળ બેઉ જણ લઠ્ઠબાજી ઊડાડો.

**પ્રશ્નકર્તા :** એને મારા માટે એટલો પ્રેમ હોવો જોઈએ કે એ માન્યતા બદલે તો પ્રેમ પ્રેમ કહેવાય.

**દાદાશ્રી :** આ તો લોકો માને છે, પ્રેમ છે. આ કળિયુગમાં પ્રેમ છે નહીં. હમણે દસ-પંદર ગાળ ભાંડે, તો પ્રેમ ખબર પડી જાય. અને મારી નાખે તોય ના ખસે એ પ્રેમ કહેવાય. ગાળો દસ-પંદર નહીં, સો-બસો ગાળો દે અને માર મારે, ધોલો મારે તોય પણ પ્રેમ એટલે કશો વાંધો ના આવે. પણ આ તો બીજે દહાડે છૂટું. એટલે આમાં પ્રેમ નથી, આ તો આસક્તિ છે બધી.

**પ્રશ્નકર્તા :** પ્રેમ તો એવી વસ્તુ છે, જેમાં કોઈ રિલેટિવ વસ્તુની જરૂર જ ના હોય.

**દાદાશ્રી :** ના, છે જ નહીં, રિલેટિવમાં પ્રેમ જેવી વસ્તુ જ નથી, આસક્તિ છે. આસક્તિને લોકો પ્રેમ કહે છે. પ્રેમ તો અમારો કહેવાય કે તમે અમને વઢી જાવ તોય અમારો પ્રેમ ઘટે નહીં. આ તમે અવળું-સવળું કરો તો વધી ના જાય. અમે તો બોલીએ ખરા, આ માણસ બહુ સારા છે, આમ છે, તેમ છે પણ કશું પ્રેમ વધઘટ ના થાય. શબ્દ જ રિલેટિવમાં અને પ્રેમ તો વાસ્તવિક ભગવાનનો પ્રેમ.

**પ્રશ્નકર્તા :** મારે મોક્ષે જવું છે. મને આવું બધું માંગવાનું મન ના

થાય એવું કરી આપો.

**દાદાશ્રી :** ના, છોને થાય. તને થાય તો આજે નિકાલ થઈ ગયો ને, હવે બીજું શું રહ્યું ? હજુ કંઈ એમની જોડે ભાંજગડ બાકી છે ? નથી રહીને ? સારો માણસ છે, તુંય સારી છું અને એય સારા છે. કેટલુંક ખાનગીમાં નિકાલ કરી નાખવું આપણે. અને આય ખાનગી કહેવાય. આપણા મહાત્માને જે બધું કહીએને, તે ચાલે, આપણા જ કહેવાય. અહીં વાંધો નહીં. મહાત્માઓ પાસે બધું થાય.

પણ આ તો 'ના' કહ્યું એટલે ? તે આ જગતને તેથી મેં કહેલું કે જો મોક્ષે જવું હોય તો બધું જ્યાં ને ત્યાં 'હા' કહીને ચાલ્યા જાવ. ના કહીશું તો ઊભા રહો, કહેશે. છેડો ઝાલશે આમ. એ 'યસ, યસ મેન' થઈ જાવ હવે. એ કહેશે, 'બાસુંદી કરો, પૂરી કરો, ફલાણું કરો, ફલાણાનાં ભજિયાં કરો.' એ બધાને 'હા' પાડીએને, તો બીજે દહાડે પાછા ભૂલી જાય. પછી કશું નહીં ! અને ના પાડીએ, તેને યાદ રહ્યા કરે, પંચિંગ થયા કરે.

**પ્રશ્નકર્તા :** હા, બસ, એવું જ છે, દાદા.

**દાદાશ્રી :** એવું જ, નહીં તો એના મનમાં એવું હોય નહીં ને !

**પ્રશ્નકર્તા :** પણ એનું કાઢી આપોને દાદા, એટલે પતી ગયું. સોલ્વ જ થઈ જાય ને ! પછી કોઈને હલાવાની જરૂર નહીં.

**દાદાશ્રી :** એ તો હવે ઉકેલ લાવી નાખશે એ.

**પ્રશ્નકર્તા :** ના, પણ એને લેવાનું મન જ ના થાય. ધણી આપે કંઈ એવું મન જ ના થાય તો પછી શું ?

**દાદાશ્રી :** હા, આપણે હવે તો મોક્ષથી જ કામ છે ને કંઈ દાગીના ઓછી ચિંતા બંધ કરાવતા હતા ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** દાગીના બધું જોઈએ એટલે ચિંતા તો હોય જ ને !

**પ્રશ્નકર્તા :** દાગીના તો બહુ જ છે.

**દાદાશ્રી :** દાગીના હશે, પુષ્કળ હશે.

**પ્રશ્નકર્તા :** એ તો અત્યારેય, આજેય વ્યવહારિક જીવનમાં જે છે, તો બાના ઘરથી જે વસ્તુ મળી હોય એ આગવી જ કહેવાય. પિયરથી લાવ્યા હોય એ આગવી જ કહેવાય.

**દાદાશ્રી :** અત્યારે તો આગવી ગણે છે, પિયરથી લાવ્યા હોય તેને આગવી જ ગણે.

**પ્રશ્નકર્તા :** એમાં એ પચ્ચીસ વાર સંભળાવે. તે આપણું જે હોય તે સહિયારું કહેવાય. પુરુષનું હોય તે સહિયારું કહેવાય.

**દાદાશ્રી :** તે સહિયારું કહેવાય અને પેલું આગવું ગણે, એવું ગણે છેને ?

**પ્રશ્નકર્તા :** એ તો હવે સત્ય હકીકત બની ગઈ. બધા જ એવું કહે છે કે પિયરનું આગવું અને તારું-મારું સહિયારું.

**દાદાશ્રી :** હા, પણ જ્યારે વઢવાડ થાય છે ને તું તારી પેટી લઈને જતી રહે અહીંથી. એટલે તું તારી મિલકત છે, જે તું પોતાની ગણું છું એ લઈ જા અહીંથી, એ મેં સાંભળેલું બધી જગ્યાએ. જ્યારે લડે છે ત્યારે એવું કહે ખરાં ?

**પ્રશ્નકર્તા :** હા, કહે. મેંય કહેલું ને એક વખત.

**દાદાશ્રી :** પેટી લઈને જતી રહે અહીંથી. જો પાછો ભાગ પાડે તો એના એ જ છે ને ! આ તારી ને આ મારી મિલકત.

આપણે સો આપીએ તેનો હિસાબ નહીં એમને, પણ પંદર રૂપિયાની વસ્તુ એના પિયરથી લાવેલાને, તે આ મારી. એ કાયમ આ. એ નેરો માઈન્ડ (ટૂંકું મન) છે એમનું. એટલે આપણે લેટગો કરવું જોઈએ કે આ સારું છે ઊલટું !

## 'પતિ પરમેશ્વર', વદે શાસ્ત્ર, 'રામ' બને, તો બન 'સીતા'નું પાત્ર !

**પ્રશ્નકર્તા :** આપણાં શાસ્ત્રોમાં લખ્યું છે, કે સ્ત્રીએ પતિને જ પરમેશ્વર તરીકે માનવું અને એની આજ્ઞામાં રહીને ચાલવું. તો અત્યારે આ કાળમાં કેવી રીતના એ પાળવું જોઈએ ?

**દાદાશ્રી :** એ તો પતિ જો રામ જેવા હોય તો આપણે સીતા થવું જોઈએ. પતિ વાંકો થયો તો આપણે વાંકા ના થઈએ તો શી રીતે ચાલે ? સીધું રહેવાય તો ઉત્તમ, પણ સીધું રહેવાય નહીં ને ! માણસ શી રીતે સીધો રહી શકે, ગોદા માર-માર કરે પછી ! પછી પત્ની તે શું કરે બિચારી ? એ તો પતિએ પતિધર્મ પાળવો જોઈએ અને પત્નીએ પત્નીધર્મ પાળવો જોઈએ. અગર પતિની થોડી ભૂલો હોય તો નભાવી લે એ સ્ત્રી કહેવાય. પણ આટલું બધું આવીને ગાળો ભાંડવા માંડે, તો આ પત્ની શું કરે બિચારી ?

**પ્રશ્નકર્તા :** પતિ એ જ પરમાત્મા છે, એ શું ખોટું છે ?

**દાદાશ્રી :** આજના પતિઓને પરમાત્મા માને તો એ ગાંડા થઈને ફરે એવા છે !

એક ધણી એની બૈરીને કહે, તારા માથા ઉપર દેવતા મૂક ને તેના પર રોટલી શેક ! મૂળ તો બંદર છાપ ને ઉપરથી દારૂ પીવડાવે તો એની શી દશા થાય ?

એક બેન આવ્યાં હતાં. તે કહે છે, ધણીને પરમેશ્વર તરીકે પૂજવો જોઈએ કે ના જોઈએ ? મેં કહ્યું, એ ક્યાં પાછા ગાંડા કાઢું છું, તારો ધણી તો મૂઓ ગાંડો છે અને પાછો પરમેશ્વર તરીકે પૂજીશ તો...!! આવા પરમેશ્વર તે હોતા હશે ? તારે તો ફ્રેન્ડની જેમ રહેવું. પરમેશ્વરનો જમાનો ગયો બધો. એ તો સતયુગમાં હતું બધું.

**પ્રશ્નકર્તા :** એ ખરી પતિવ્રતા કહેવાયને, દાદા ?

**દાદાશ્રી :** હા, ખરી પતિવ્રતા. અત્યારે તો આ બધું ના રહ્યું. જેમ તેમ કરીને શાંતિથી રહેવું. ક્લેશ ના થાયને એટલું બસ !

**પ્રશ્નકર્તા :** આ પતિ પરમેશ્વર કહેવાય ? એના રોજ દર્શન કરાય ? એનું ચરણામૃત પીવાય ?

**દાદાશ્રી :** એ એમને પરમેશ્વર કહે, પણ એ મરી ના જાય તો તો પરમેશ્વર. મરી જવાના તે શેના પરમેશ્વર ? પતિ શેના પરમેશ્વર તે ? અત્યારના પતિ પરમેશ્વર હોતા હશે ?

**પ્રશ્નકર્તા :** હું તો પતિને રોજ પગે લાગું છું.

**દાદાશ્રી :** એ તો છેતરતી હશે એમ કરીને. પતિને છેતરે આમ કરીને, પગે લાગીને. પતિ એટલે પતિ અને પરમેશ્વર એટલે પરમેશ્વર. એ પતિ જ ક્યાં કહે છે, હું પરમેશ્વર, હું તો ધણી છું એવું જ કહે છે ને ?

**પ્રશ્નકર્તા :** હા, ધણી છું.

**દાદાશ્રી :** હં. એ તો ગાયનોય ધણી હોય, બધાના ધણી હોય. આત્મા એકલો જ પરમેશ્વર છે, શુદ્ધાત્મા.

**પ્રશ્નકર્તા :** ચરણામૃત પીવાય ?

**દાદાશ્રી :** આજના ગંધાતા માણસોના ચરણ કેમ પીવાય તે ! આ માણસ ગંધાય, આમ બેઠો હોય તોય ગંધાય. એ તો પેલા સુગંધીવાળા માણસ હતા ત્યારની વાત જુદી હતી. આજ તો બધા માણસ ગંધાય છે. આપણું માથું હઉ ચઢી જાય. જેમ તેમ કરીને દેખાવ કરવાનો કે અમે પતિ-પત્ની છીએ.

**પ્રશ્નકર્તા :** દરેકનામાં પરમેશ્વર બેઠેલા હોય ને એમનામાંય છે માટે તો પતિ પરમેશ્વર ને ?

**દાદાશ્રી :** ઓહોહો ! બૂટ પહેરતાં આવડતાં નથી ને પોતે પરમેશ્વર થઈ બેઠો છે ! પતિઓ ખરા લઈને બેઠેલા ? એ તો પહેલાં ચોપડીઓમાં લખી નાખેલુંને, તે સ્ત્રીઓ બિચારી અભણ, કે લખ્યા પછી છેક્યું નહીં. પહેલાંથી જ સ્ત્રીઓએ જ છેકી નાખ્યું હોત તો ?

**પ્રશ્નકર્તા :** હવે બધાએ છેકી નાખ્યું છે, દાદા. હવે બધી ભણીને

એટલે બધાએ ચોકડી મૂકી દીધી.

**દાદાશ્રી :** પતિ પરમેશ્વર થઈ બેઠા. જુઓને, એમના હાથમાં ચોપડી લખવાની એટલે કોણ કહેવાનું, એક તરફ કરી નાખ્યું ને ? આવું ના હોવું જોઈએ.

તું પૂજતી હોય તોય ના કહું ઊલટાનું કે ના પૂજીશ. એને શું પૂજવા જેવું ? હા, એમનું અપમાન નહીં કરવાનું. પતિદેવ થાય.

**પ્રશ્નકર્તા :** આજકાલના બૈરાં પોતાના ધણીને પહેલાંનાં બૈરાં જેવું માન નથી આપતા.

**દાદાશ્રી :** હા, પહેલાંના ધણી રામ હતા અને અત્યારે મરા છે.

**પ્રશ્નકર્તા :** આ કહે છે જમરા.

**દાદાશ્રી :** કંઈક તો સમજવું પડેને ? આમ ને આમ કંઈ ખાલી મૂછો પર તાલ દેવાનો શું ફાયદો ? અને બેનોને સમજવું જોઈએ કે ધણીને બહુ સારી રીતે રાખવો જોઈએ. ત્યારે ધણીઓ શું કહેશે ? સીતા જેવી થતી નથી. મેં કહ્યું, તું પહેલાં રામ થાઉં તો એ સીતા થાય. એટલે બેનો જીવન કંઈ સુધારો. કંઈ આવું ના હોય આપણને શોભે નહીં.

## પત્ની પતિને સદા સિન્સિયર,
## ઉઘાડી કેમ કરાય ગટર ?

**પ્રશ્નકર્તા :** પતિની પ્રત્યે સ્ત્રીની ફરજ શું એ સમજાવો.

**દાદાશ્રી :** સ્ત્રીએ હંમેશાં પતિને સિન્સિયર રહેવું જોઈએ. પતિએ પત્નીને કહેવું જોઈએ કે, 'તમે સિન્સિયર નહીં રહો તો મારું મગજ બગડી જશે.' એને તો ચેતવણી આપવી જોઈએ. 'બીવેર' (ચેતવવાના) કરવાના, પણ દબાણ ના કરાય કે તમે સિન્સિયર રહો. પણ 'બીવેર' કહેવાય. સિન્સિયર રહેવું જોઈએ આખી જિંદગી. રાત-દિવસ સિન્સિયર, એમની જ ચિંતા હોવી જોઈએ. તારે એની ચિંતા રાખવી જોઈએ. તો જ સંસાર સારો ચાલે.

**પ્રશ્નકર્તા :** પતિદેવ સિન્સિયર ના રહે, પછી પત્નીનું મગજ બગડે.

તો પાપ ના લાગે ને ?

**દાદાશ્રી :** મગજ બગડે તો સ્વાદ ચાખે ને ! પાછો ધણીએ ચાખે ને પછી ! 'એઝ ફાર એઝ પોસિબલ' (બનતાં સુધી) એવું ના કરવું જોઈએ. અને પતિની ઈચ્છા ના હોય ને ભૂલચૂક થઈ જતી હોય તો એની પતિએ માફી માંગી લેવી જોઈએ કે હું માફી માગું છું. ફરી નહીં થાય આવું. માણસે સિન્સિયર તો રહેવું જોઈએને ? સિન્સિયર ના રહે એ કેમનું ચાલે ?

**પ્રશ્નકર્તા :** પતિ માફી માંગી લે, વાતવાતમાં માફી માંગી લે, પણ પાછા એવું જ કરતા હોય તો ?

**દાદાશ્રી :** ધણી માફી માંગે તો ના સમજીએ, કે કેટલો બિચારો લાચારી ભોગવે છે ! એટલે લેટ ગો કરવાનું. એ કંઈ એને 'હેબીટ' (ટેવ) નહીં પડેલી. 'હેબિચ્યુટેડ' (ટેવાઈ) નહીં થઈ ગયેલો. એનેય ના ગમે પણ શું કરે ? પરાણે આવું થઈ જાય. ભૂલચૂક ત્યારે થાય ને !

**પ્રશ્નકર્તા :** પતિને હેબીટ થઈ ગઈ હોય તો શું કરવું ?

**દાદાશ્રી :** શું કરવાનું ? કાઢી મેલાય કંઈ એને ? કાઢી મેલે તો ફજેતો થાય બહાર. ઊલટું ઢાંકી રાખવાનું, બીજું શું થાય તે ? ગટરને ઢાંકીએ છીએ કે ઊઘાડી કરીએ છીએ ? આ ગટરોને ઢાંકણું મૂકી દેવાનું હોય કે ઊઘાડું રાખવાનું હોય ?

**પ્રશ્નકર્તા :** બંધ રાખવાનું.

**દાદાશ્રી :** નહીં તો ઉઘાડીએ તો માથું ગંધાય, આપણું માથું ચઢી જાય. તને મારી વાત ગમી ?

**પ્રશ્નકર્તા :** બહુ ગમી.

## પતિવ્રતા એ મોટું આભૂષણ,
## કંકુ કેમ ? મનમાં એક જ જણ !

**પ્રશ્નકર્તા :** આ ચાંદલો કરવાનું શા માટે, અમેરિકાની ઘણી સ્ત્રીઓ અમને પૂછે કે તમે લોકો અહીયાં ચાંદલો કેમ કરો છો ?

**દાદાશ્રી :** હા. આપણે કહેવું, 'ચાંદલો એટલે માટે કે અમે છે તે આર્યસ્ત્રીઓ છીએ. અમે અનાર્ય નથી. આર્ય સ્ત્રીઓ ચાંદલાવાળી હોય. એટલે ધણી જોડે ગમે એટલો ઝઘડો થાય, તોય એ જતી ના રહે અને પછી ચાંદલા વગરની તો બીજે જ દહાડે જતી રહે. અને આ તો સ્ટેડી રહે, ચાંદલાવાળી. અહીંયાં (કપાળમાં) મનનું સ્થાન છે, તે એક પતિમાં મન એકાગ્ર રહે એટલે.

## સ્ત્રીની ફરજ, થા પતિને સિન્સિયર, ધણી સુધારવા કરતા જાતે સુધર.

**પ્રશ્નકર્તા :** સ્ત્રીઓએ શું કરવું જોઈએ ? પુરુષનું તો તમે કહ્યું, પણ સ્ત્રીઓએ બે આંખમાં શું રાખવાનું ?

**દાદાશ્રી :** સ્ત્રીઓએ તો, એને ગમે તેવો પતિ મળ્યો હોયને, પતિ જે મળ્યા એ આપણા હિસાબનો છે, પતિ મળવો એ કંઈ ગપ્પું નથી. માટે જે પતિ મળ્યો એના તરફ એક પતિવ્રતા થવાનો પ્રયત્ન કરજો. અને એવું જો ના થાય તો એની પાછા ક્ષમાપના લો. પણ તારી દૃષ્ટિ આવી હોવી જોઈએ. અને પતિ જોડે પાર્ટનરશીપમાં કેમ આગળ વધાય, ઊર્ધ્વગતિ થાય, કેમ મોક્ષે જવાય, એવા વિચારો કર.

મેં એક વખત કહ્યું, કેમ ઉતાવળ કરો છો ? ત્યારે કહે, મોક્ષ માટે તો ઉતાવળ હોવી જ જોઈએ. મોક્ષમાં ના જઈએ ત્યારે શું વારેઘડીએ આ ભવોભવ કંઈ ધણી જ કરવા, કહે છે. ના, કેટલાક અવતાર સુધી ધણી કર કર કરીએ ? હવે તો મોક્ષે જ જવું. ધણી-બણી કરવા નથી ? કરી બેઠા એ કરી બેઠા. ધણી નથી કરવા હવે, નહીં ? તુંય થાકી હોઈશ ને કર્યા પછી ?

**પ્રશ્નકર્તા :** સાવ, દાદા.

**દાદાશ્રી :** એમ ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એમને લઈને જ મોક્ષે જવાનું.

**દાદાશ્રી :** હા, એમને લઈને મોક્ષે જવાનું. આ તો ગમ્મત કરી થોડી વખત. એ આ ગમ્મત કરવાની હોયને ! થોડો વખત વિચારવા જેવું ખરું

કે નહીં ? થોડું ઘણું તું ફેરફાર કરી નાખીશ હવે આજથી ? એ આકરા થાય ત્યારે આપણે કશું બોલવું નહીં.

**પ્રશ્નકર્તા :** પોતે સાચા હોય અને એમની વાત બરાબર ના હોય તો બોલવું પડે ને ?

**દાદાશ્રી :** તું સાચી છે એની ખાતરી શું ? તું જ ન્યાયાધીશ અને તું જ વકીલ અને તું જ આરોપી. એટલે ન્યાય 'હું સાચી છું' કરે. પોતે જ વકીલ, પોતે આરોપી અને પોતે જ જજ. પેલો વકીલ કહે છે, બધા કરે છે તે આપણેય આમ જ કરવું પડે. વકીલ ઊંધું શીખવાડે. તું સાચી છું એવી ખાતરી શું ? અને પતિ સાચો છે એની ખાતરી શું ? આ તો પોતાનો ન્યાય એ એક્ઝેક્ટ ન્યાય હોય છે કે પોતાની સમજણ પ્રમાણે હશે ?

**પ્રશ્નકર્તા :** પોતાની સમજણ પ્રમાણે, એટલે પછી અથડામણ થાય. એટલે વાત જુઠી છે એ નક્કી માની લેવું ? દર વખતે જૂઠી ના હોયને ?

**દાદાશ્રી :** દર વખતે જૂઠું, અથડામણ કેમ થઈ ?

**પ્રશ્નકર્તા :** વિચારો જુદા પડે એટલે.

**દાદાશ્રી :** વિચારો જુદા કેમ થયા ? અણસમજણ છે, અક્કલ નથી તેથી એમને દૂધ પીવું હોય ને તું કહે, 'ના, દૂધ ના પીશો. આ દહીં લો.' આ એમની પ્રકૃતિમાં દૂધ ફાવતું હોય તો એને કહે, 'લ્યો, દૂધ આપું છું.' તને પ્રકૃતિમાં દહીં ફાવતું હોય તો દહીં ખા. પ્રકૃતિ જુદી, બધાની વાત જુદી. પણ તું કહે, 'ના, તમારે દહીં ખાવું પડશે, ફરજીયાત.' તમને કેમ લાગે છે ? 'તમે વાળ કપાવશો નહીં, મારા જેવડા લાંબા વાળ રાખો.' તો ચાલે ? એટલે કયું ખરું ? એમને આપણે એમેય ના કહેવાય કે હું કપાવું છું ને તમે કપાઓ. સૌને રીતે, ન્યાય રીતસરનો હોવો જોઈએ, સમજપૂર્વકનો હોવો જોઈએ.

ઘરમાં મતભેદ ને ભાંજગડ ના થાય, ઓછી થાય એવો રસ્તો ખોળી કાઢો.

તારી જોડે ધણી કચકચ કરે છે હજુ ?

**પ્રશ્નકર્તા :** નહીં, ખાસ નહીં.

**દાદાશ્રી :** એ તો જ્ઞાનને લીધે કચકચ નથી કરતા. તું કરું છું એમની જોડે કચકચ ? તું નથી કરતી ?

**પ્રશ્નકર્તા :** તમે માનો એવું કે હું કચકચ કરું છું ?

**દાદાશ્રી :** ના, મને નહીં લાગતું, પણ કરતી હોય તો હવે ના કરીશ. તું મને પ્રોમિસ આપ, લે પ્રોમિસ આપ, હવે નહીં કરું.

**પ્રશ્નકર્તા :** કચકચ નહીં કરું, પ્રોમિસ આપું છું. ખોટે રસ્તે જાય તો એને સારે રસ્તે દોરવુંને ! એ મારી ફરજ છેને, એ કરુંને !

**દાદાશ્રી :** એવું છેને, ક્યાં સુધી તું સારા રસ્તે દોરવીશ ? કેટલાં વર્ષ સુધી દોરવીશ ? એ ખોટે રસ્તે નહીં જાય, એ હું તને કહું છું. ખોટે રસ્તે જતા હશે તે એ નહીં જાય એ બધું તારે જોવાની જરૂર નથી. હું જોઈશ બધું. મને સોંપી દે. ખરું કે ખોટું ? એ તું કંઈ જ્ઞાની નથી, તું તો પૈણેલી એની વાઈફ છું. હું જ્ઞાની છું. એટલે મારે જોવાનું કે તારે જોવાનું ?

**પ્રશ્નકર્તા :** તમારે જોવાનું.

**દાદાશ્રી :** હં.... તે હું જોઈશ બધું હવે.

**પ્રશ્નકર્તા :** તો મને એટલું ઓછું કામ.

**દાદાશ્રી :** હા, એટલું કામ તારે ઓછું ને ! વગર કામની પીડા લઈને ફરવી ! જવાબદારી થઈને બધી. ખરું કહે છે એ, જવાબદારી છે. કોઈ કહેનાર ના હોય તો જવાબદારી વધે. હવે હું કહીશ એમને. હું મારી મેળે બોલાવીને કહી દઈશ કે આમ ના હોય. હવે બીજું કંઈ સોલ્યુશન જોઈતું હોય તો કંઈ પૂછો.

આ ઊંઘ આવ્યા પછી આગવું હોય છે કે સહિયારું હોય છે ?

**પ્રશ્નકર્તા :** આગવું જ હોય છે, દાદા.

**દાદાશ્રી :** તે જાગતાં એવી જ રીતે જ વર્તવું. હા ! ઊંઘી ગયાને

સહિયારું નથી કરતાં, આગવું રાખીએ છીએ, તોય સવારમાં બગડતું નથી કંઈ. ઊલટું, આ સહિયારું કરવાથી બગડે છે. માટે જાગતાંય આગવું રાખવું. એ ગિયરમાં નાખીએને, તો આખો દહાડો આગવું રહે. સવારથી જ ગિયરમાં નાખું પછી આખો દહાડો આગવું રહે.

**પ્રશ્નકર્તા :** ગિયર એટલે ગાડીનો ગિયર ?

**દાદાશ્રી :** ના, અંદરનું ગિયર. ગાડીનું ગિયર તો જુદું ! અંદર ગિયર નાખ્યું છે ને ? તે આગવું. 'આ મારા બાબાનો બાબો' પેલું ગિયર નથી તેથી આવું કર્યા કરે છે. તે બાબો એમ નહીં કહેતો કે મારું આ આમ કરો, સન્માન કરો.

આ તો કેવાં કેવાં લપકા કરે ! લપકા સાંભળવાના ગમે ખરા ? તેમાં કાકી સાસુય લપકા કરે, માસી સાસુય લપકા કરે. માસી સાસુને કહીએ, 'તમે શું કરવા લપકા કર કર કરો છો ? હુ મારી બાઈડીને પૈણ્યો તેમાં ? ત્યારે કહે, મારી તો ભાણી થાયને ! એટલે આ સહુ કોઈ લપકા કરે. એ કેમ પોષાય ? અહીંથી ભાગી છૂટીએ, આપણે આપણા ગામ જતાં રહીએ. હોમ ડિપાર્ટમેન્ટમાં જતા રહીએ. આ ફોરેન ડિપાર્ટમેન્ટમાં હોમ માનીને બેઠા છે. શું થયું છે ? અલ્યા, આ નહોય હોમ, આ તો ફોરેન ડિપાર્ટમેન્ટ છે. હોમ ડિપાર્ટમેન્ટ છે, ત્યાં કશું દુઃખ નથી. અત્યારે દુઃખ ઘટી ગયાં, ત્યાંથી ના સમજો કે હવે દુઃખ ઘટવા માંડ્યાં. એટલે શું ગણાય ? દુઃખની પૂર્ણાહુતિ થઈ જવાની. હા, દુઃખ જ જતાં રહ્યાં, ખલાસ થયું. દુઃખ ઘટવા માંડ્યા કે નહીં ઘટવા માંડ્યા ?

**પ્રશ્નકર્તા :** ઘટવા માંડ્યા.

**દાદાશ્રી :** ક્યારથી ઘટવા માંડ્યા ?

**પ્રશ્નકર્તા :** દાદા મળ્યા ત્યારથી ઘટવા માંડ્યા.

**દાદાશ્રી :** એક બેન કહેતી હતી, તમારું એક એક વાક્ય સોનાનો બોલ છે !

## (૨૦)

# પરિણામો, છૂટાછેડાનાં

### વિચારભેદ મત-મનભેદ,
### તનભેદે ઊડે જીવન છેદ !

મતભેદ ગમે છે ? મતભેદ થાય ત્યારે ઝઘડા થાય, ચિંતા થાય. તો મનભેદમાં શું થાય ? મનભેદ થાય તો, 'ડિવોર્સ' લે અને તનભેદ થાય ત્યારે નનામી નીકળે !

**પ્રશ્નકર્તા :** વ્યવહારિક બાબતમાં મતભેદ હોય એ વિચારભેદ કહેવાય કે મતભેદ કહેવાય ?

**દાદાશ્રી :** એ મતભેદ કહેવાય. આ જ્ઞાન લીધું હોય તેને વિચારભેદ કહેવાય. નહીં તો મતભેદ કહેવાય. મતભેદથી તો ઝાટકો વાગે !

**પ્રશ્નકર્તા :** મતભેદ ઓછો રહે તો એ સારું ને ?

**દાદાશ્રી :** માણસને મતભેદ તો હોવા જ ન જોઈએ. જો મતભેદ છે તો એ માણસાઈ જ ના કહેવાય. કારણ કે મતભેદથી તો કોઈ ફેરો મનભેદ થઈ જાય. મતભેદમાં મનભેદ થઈ જાય એટલે 'તું આમ છે ને તું તારે ઘેર જતી રહે' એમ ચાલે. આમાં પછી મજા ના રહે. જેમ તેમ નભાવી લેવું.

### મતભેદ પછી લો છૂટાછેડા,
### થા છૂટો, જો ન બાંધો ફરી છેડા !

પહેલાં સ્વયંવર કરતા હતા, સ્ત્રીઓ ઓછી હતી તેથી ! નહીં તો

પૈણવા માટે હરાજી કરવાની ! રામચંદ્રજી એકલા પૈણે ને બીજા બધા રખડી મરે ! પણ એ જમાનો સાચો એટલે ડિવોર્સ કરવા ના પડે. આ કળિયુગ એટલે ડિવોર્સ કરવા પડે. કારણ એને જીવતાં જ નથી આવડતું માણસ તરીકે.

ગાડીમાંય જોડે બેઠા હોય ને વિચિત્ર સ્વભાવનો હોય તો ઉતરતા સુધી નભાવવું પડે. તેમ બૈરી જરા વિચિત્ર સ્વભાવની હોય તો નભાવવું પડે.

**પ્રશ્નકર્તા :** રોજ મનદુઃખ થાય, ઝઘડે તેના કરતાં ડિવોર્સ લઈ લે તો ?

**દાદાશ્રી :** ડિવોર્સ લે પણ ફરી પૈણવાના ના હોય તો.

લગ્ન પોતાને અનુકૂળ થયું હોય, પણ પછી મતભેદ પડે ત્યારે મહીં શું થાય પછી ? તે ઘડીએ સુખ (!) વર્તે બહુ ? મતભેદ પડે ત્યારે બેનને શું થાય ? બે જણને મતભેદ પડે ત્યારે ? કેમ બોલતા નથી, બેન બોલને, તું બોલને તું ભણેલી છે. તને સમજણ પડે છેને ?

**પ્રશ્નકર્તા :** આજકાલના મતભેદો એટલે છૂટાછેડા.

**દાદાશ્રી :** ડિવોર્સ હઉ લઈ લે ને ? હા, મતભેદ તો રહેવાના જ. મતભેદ તો રહ્યા વગર હોય જ નહીં ને ? તમારા ઘરમાં મતભેદ નહીં જોએલા તમે ?

**પ્રશ્નકર્તા :** સામસામી બાંધછોડ પણ થયા કરતી હોય ને ?

**દાદાશ્રી :** હા, બાંધછોડ પણ થયા કરતી હોય પણ મતભેદ તો હોય છે ને ?

**પ્રશ્નકર્તા :** હોય જ.

**દાદાશ્રી :** બાંધછોડ કરવી પડે. બાંધછોડ ના કરે તો તૂટી જાય, છૂટા થવું પડે.

**પ્રશ્નકર્તા :** અત્યારે તો ઠેઠ મતભેદ સુધી પહોંચી ગયું છે.

**દાદાશ્રી :** તે જ કહું છુંને ? એ બધું સારું નહીં. બહાર શોભે નહીં. આનો કંઈ અર્થ નહીં. હજુ સુધારી શકાય છે. આપણે મનુષ્યમાં છીએને તે સુધારી શકાય. આ શા માટે આવું હોવું જોઈએ ? મૂઆ, ફજેતો કર્યા કરે છે તે ? થોડું સમજવું તો પડે ને ? તમે સમજ્યાને ? આ બધામાં સુપરફ્લુઅસ (ઉપલક) રહેવાનું છે, ત્યારે આ વહુના ધણી થઈ બેઠા, કેટલાક માણસો તો. અલ્યા મૂઆ, ધણીપણું શું કરવા બજાવે તે ? આ તો અહીં જીવ્યો ત્યાં સુધી ધણી અને એ કાલે ડાઈવોર્સ ના લે ત્યાં સુધી ધણી. કાલે ડાઈવોર્સ લે તું શાનો ધણી ?

મનુષ્ય સિવાય બીજા કોઈ ધણીપણું નથી બજાવતા. અરે, આજકાલ તો 'ડાયવોર્સ' લે છે ને ? વકીલને કહે કે, 'તને હજાર-બે હજાર રૂપિયા આપીશ. મને 'ડાયવોર્સ' અપાવી દે. તે વકીલેય કહેશે કે 'હા, અપાવી દઈશ.' અલ્યા, તું લઈ લેને 'ડાયવોર્સ', બીજાને શું અપાવવા નીકળ્યા છો ?

**પ્રશ્નકર્તા :** દાદા, એક હસબન્ડ અને વાઈફ બન્ને જણાને ચકમક થઈ જાય છે તો એમાં જે છૂટા પડી જવાય (ડાયવોર્સ) તો દોષ કોને લાગે ? એમાં કર્મનો ઉદય ગણાય, શું ગણાય ? ખરેખર કોનો દોષ કહેવાય ?

**દાદાશ્રી :** તે બધું કર્મના ઉદય. કંઈ પણ હકીકત, વાસ્તવિકતા બને એ કર્મનો ઉદય. પછી ઉદય ગમે તે હોય, ખોટા ઉદય કે ખરાબ ઉદય. પણ કર્મનો ઉદય જ કરાવે છે એટલે એમાં બીજા કોઈનું ચાલે નહીં. બીજા નિમિત્ત બને વખતે કે આણે ફાચર મારી પણ છેવટ એ કર્મનો ઉદય. ફાચર મારી એવો નિમિત્ત મળી આવે કે આમને ફાચર મારી તેથી આ બે છૂટા પડી ગયા.

**પ્રશ્નકર્તા :** દાદા, દોષ કોને લાગે ? એ છૂટા પડી જાય એમાં દોષ કોને લાગે ?

**દાદાશ્રી :** જેણે ફાચર મારી હોય તેને.

## 'જેવું મળે તેવું' લેવું નભાવી,
## 'બીજું કરે' તેની ખાત્રી કેવી ?

**પ્રશ્નકર્તા :** આજકાલ બધા ડાયવોર્સ લે છે, છૂટાછેડા લે છે. તે નાનાં

નાનાં છોકરાઓ મૂકીને છૂટાછેડા લે છે, તો એનો નિસાસો ના લાગે ?

**દાદાશ્રી :** લાગે ને બધુંય, પણ શું કરે તે ? ખરી રીતે ના લેવા જોઈએ. ખરી રીતે તો આખું નભાવી લેવું જોઈએ. છોકરાં થતાં પહેલાં લીધા હોત તો વાંધો નહોતો, પણ આ છોકરાંઓ થયા પછી લે, તો છોકરાંનો નિસાસો લાગેને !

**પ્રશ્નકર્તા :** એવું બને કે મા-બાપ સુખી ના હોય, દુ:ખી હોય, તો છોકરાઓ પણ દુ:ખી થાય ?

**દાદાશ્રી :** પણ આ છૂટાછેડા. છોકરું હોય તો ના લેવાય તો સારું. કારણ કે છોકરાને બિચારાને રખડી મરવાનુંને કે બાપ પાસે રહેવું કે મા પાસે રહેવું ?

**પ્રશ્નકર્તા :** છોકરાના બાપનું જરાય મગજ ચાલતું ના હોય, કશું કામકાજ કરતા ના હોય, મોટલ ચલાવતા ના આવડતી હોય અને ચાર દિવાલની વચ્ચે ઘરમાં બેસી રહેતો હોય, તો શું કરવાનું ?

**દાદાશ્રી :** શું કરવું પણ તે ? બીજો પાંસરો મળશે કે નહીં એની ખાતરી શું ?

**પ્રશ્નકર્તા :** એ તો નહીં જ વળી...

**દાદાશ્રી :** બીજો વળી એથી એના મોઢામાં થૂંકે એવો મળે ત્યારે શું કરવું ? ઘણાં લોકોને મળેલું એવું, પહેલો હતો, તે સારો હતો. મેરચક્કર પાછું ત્યાં પડી રહેવું હતું ને ! મહીંથી એ સમજવું પડે કે ના સમજવું પડે ?

**પ્રશ્નકર્તા :** દાદાને સોંપી દઈએ તો પછી બીજો પાંસરો મળે ને ?

**દાદાશ્રી :** સારો મળ્યો અને ત્રણ વર્ષ પછી એને એટેક આવ્યો, તો શું કરશો ? આ નર્યું ભયવાળા જગતમાં શા હારુ આ... ? 'જે બન્યું એ કરેક્ટ' કહીને ચલાવી લો તો સારું. ત્રણ વર્ષ પછી એટેક આવે. એટલે આપણને પેલો જૂનો હતો તે સાંભરે. મૂઆ, પેલો હતો તે છોડીને આ પાછા એટેકવાળાને ત્યાં આવ્યા ! એટલે આ બધું ફજેતો છે બધો, બેન !

આ તો તમારે જો આવું થયેલું હોય ભાંગફોડ તો, હું તમને સમજણ પાડી દઉં કે આવી રીતે તમે ચલાવી લેજો, એ રીતે દેખાડી દઉંને એટલે બોજારૂપ તમને ના લાગે ને એનેય ના લાગે. બેઉનું રાગે પાડી આપું.

બાકી, છોકરાનો તો નિસાસો બહુ લાગે. ના બાપનો રહ્યો કે ના માનો રહ્યો બિચારો !

હવે જો ધણી બીજો કરો, તો એથીય બુરો નીકળે તો શું કહેવાય ? ઉપરથી આમ કોટ-પાટલૂનવાળો આમ રૂપાળો બમ જેવો દેખાતો હોય અને મહીં છે તે ખાટી કેરી નીકળે તો શું ખબર પડે ? ઉપરથી કેરી ફર્સ્ટ ક્લાસ દેખાતી હતી, પણ મહીં કાપીએ ને ખાટી નીકળે ! નીકળે ખરી મહીં ખાટી ?

**પ્રશ્નકર્તા :** નીકળે.

**દાદાશ્રી :** એમ ! ખાત્રી નહીં, નહીં ? એટલે એનું કશું ઠેકાણું નહીં. માટે જે ચાખ્યો છે ને એ સારો છે, કહેવું. બહુ લાંબી આશા રાખવા જેવું નથી આ જગત. એટલે બેન, હું તમને સમજણ પાડી દઉં કે આ રીતે તમે ચલાવી લેજો. બહુ આનંદ આવશે પછી. આ તો કશું જ ઠેકાણું નથી. એક વાર તો પૈણવા જેવું જગત જ નથી. પણ પૈણ્યા વગર ચાલે એવુંય નથી પાછું. કેવી ફસામણ છે ? પૈણવા જેવું જગત નથી ને પૈણ્યા વગર ચાલે એવું નથી. આ મુશ્કેલીઓમાંથી રસ્તો કાઢવાનો છે.

**પ્રશ્નકર્તા :** શું રસ્તો કરવો ?

**દાદાશ્રી :** એ તો મને એ ખાનગીમાં બધો રસ્તો પૂછોને તો હું તમને બધું બતાડી દઉં. હાઉ ટુ ડીલ વીથ હસબન્ડ, એ બધું બતાડી દઉં. પછી બાકી નવો કરવામાં મજા નથી. નવો કરીએ ને ત્રણ વર્ષ પછી હાર્ટફેલ થઈ જાય ત્યારે શું કરીએ ? નહીં તો દારૂડિયો થઈ ગયેલો હોય ત્યારે શું કરવાનું ?

પહેલો ધણી સારો નીકળે હંમેશાં, પણ બીજો તો મૂઆ રખડેલ જ હોય. કારણ કે એય આવું ખોળતો હોય, રખડતો ખોળતો હોય અને એય

રખડેલ હોય, ત્યારે બે ભેગું થાય ને ! રખડેલ ઢોરો બે ભેગાં થઈ જાય. એના કરતાં પહેલો હોય તે સારો એક, સડી ગયેલો હોય, એ થઈ ગયેલો, પણ આપણો જાણેલો તો ખરોને ! મૂઓ, આવો તો નથી જ ! એ રાતે ગળું તો નહીં દબાવી દે, એવી તમને ખાતરી હોય ને ? અને પેલો તો ગળું હઉ દબાવી દે !

**પ્રશ્નકર્તા :** એટલે કે આપણે આપણી જાતે અંદર એવી સમજ જ ઊભી કરી દેવાની કે આ જગતમાં કોઈ પરફેક્ટ છે નહીં.

**દાદાશ્રી :** ના, એ તો હું સમજણ પાડું. એવું તમે જાતે કરો તો એ તો ટકે નહીં. અને હું તો સાચી સમજ આપું. ટકે એવી, કાયમ ટકે એવી ! તમારી સમજણે કરેલી ગોઠવણી, એ તો કાલે સવારે ઊડી જાય પછી. ગોઠવેલી ના ચાલે, એ તો હું તમને સાચી સમજ આપું. એના પ્લસ-માઈનસ કરી આપું !

બચ્ચાંઓની ખાતરેય પોતાને સમજવું જોઈએ. એક કે બે હોય, પણ એ બિચારા નોંધારા જ થઈ જાયને ! નોંધારા ના ગણાય ?

**પ્રશ્નકર્તા :** નોંધારા જ ગણાય.

**દાદાશ્રી :** મા ક્યાં ગઈ ? પપ્પા ક્યાં ગયા ? એક વાર પોતાને એક આ પગ કપાઈ ગયો હોય, તો એક અવતાર નભાવી નહીં લેતા કે આપઘાત કરવો ?

**પ્રશ્નકર્તા :** નભાવી લેવાનું.

**દાદાશ્રી :** આપઘાત કરવો કે પગ નભાવી લેવાનો ? હં... એવી રીતે આય પગ કપાઈ ગયેલા જેવું જ. અમે તો તમને સમજણ પાડીએ, બાકી આ જે તમે જાતે ઊતરશો તો વધુ ફસાશો. અમે તમને ઓછી ફસામણમાં આવે એવું કરી આપીએ રસ્તો. કારણ કે અમારે લેવાદેવા નથી અને તમારા હિતમાં હોઈએ અમે કે તમને દુઃખ ન થાય, ઓછું દુઃખ થાય. પગ ભાંગી જાય તોય નહીં આપઘાત કરું, કહેશે. આમ ને આમ જીવું છું ને નિરાંતે ! તો આ બધું નભાવે છે, તો આ એમાં ધણીમાં શું મહીં કાઢવાનો છે તે !

બહારથી આવ્યો હોયને, તો પસીનો સોડી તો જોજો ! જો સુગંધી, જો સેન્ટ ! બહારથી આવ્યો હોય, ખૂબ તાપમાંથી ફરતો ફરતો આવ્યો હોય, પછી પસીનો સોડી જુઓ તો સેન્ટ જેવું લાગે, નહીં ? આ તો માની લીધેલું છે. આ આમાં સુખ હોતું હશે ? છૂટકો નથી પૈણ્યા વગર. કારણ કે પૈણ્યા વગર જીવન છે તે દુનિયામાં પોતાનું એ જ ના રહે, વેલ્યુ જ ના રહે. લોકો શું કહે કે આ... આ ચાલી પેલી ! એટલે આપણને કંઈક જીવન તો હોવું જોઈએ ને લોકોમાંય ! ના હોવું જોઈએ ?

ધણી ખરાબ લાગતો નથી ? એ લાગશે ત્યારે શું કરીશ ? પછી ધણીનું જરા મગજ આડું-અવળું હોય, પણ આમ પૈણ્યા એટલે આપણો ધણી, એટલે આપણો સારામાં સારો બેસ્ટ, એમ કહેવું. એટલે ખરાબ એવું દુનિયામાં કશું હોતું નથી.

**પ્રશ્નકર્તા :** બેસ્ટ એવું કહીએ તો ધણી ચગી જાય.

**દાદાશ્રી :** ના, ચગે જ નહીં. એ આખો દહાડો બિચારા બહાર કામ કર્યા કરે એ શું ચગે ? ધણી તો આપણને જે મળ્યા હોયને એ જ નભાવી લેવાના, કંઈ બીજા લેવા જવાય ? વેચાતા મળે કંઈ ? અને પેલું ઊંધું-ચત્તું કરો, ડિવોર્સ કરવું પડે એ તો ખોટું દેખાય ઊલટું. પેલોય પૂછે કે ડાયવોર્સવાળી છે ? ત્યારે બીજે ક્યાં જઈએ ? એના કરતાં એક કરી પડ્યા એ નિકાલ કરી નાખવાનો ત્યાં આગળ. એટલે બધે એવું હોય અને આપણાથી ના ફાવતું હોય, પણ શું કરે ? જાય ક્યાં હવે ? માટે આ જ નિકાલ કરી નાખવાનો. આપણે ઈન્ડિયનો, કેટલા ધણી બદલીએ ? આ એક જ કર્યો તે... જે મળ્યો એ સાચો. તે કેસ ઊંચું મૂકી દેવાનો ! અને પુરુષોને સ્ત્રી જેવી મળી હોય, કકળાટ કરતી હોય તો પણ એની જોડે નિકાલ કરી નાખવો સારો. એ કંઈ પેટમાં બચકાં ભરવાની છે ? એ તો બહારથી બૂમાબૂમ કરે કે મોઢે ગાળો દે, પેટમાં પેસીને બચકાં ભરે ત્યારે આપણે શું કરીએ, એના જેવું છે આ બધું. રેડિયો જ છે. પણ આ તમને આમ ખબર ના પડે કે આ ખરેખર... તમને તો એમ જ લાગે કે આ ખરેખર એ જ કરે છે આ. પછી એનેય પસ્તાવો થાય છે, કે સાલું, મારે નહોતું કહેવા જેવું ને કહેવાઈ ગયું. તો તો એ કરે છે કે રેડિયો કરે છે ?

હમણે ડુંગર ઉપરથી આવડો પથરો પડે તો કોની જોડે ચીડાઉં ? અને આ એક કાંકરી મારે તો ?

આપણે સારું કહેવું. ઠીકેય ના બોલવું. કોઈ કહેશે, 'કેમનો છે તમારો સંસાર ?' બહુ સારું છે. બધેય ઘેર માટીના ચૂલા હોય. પછી ત્યાં આગળ મોઢું બગડી ગયું હોય. આ તો વધતું-ઓછું જરા હોય બધું. તને કેમ લાગે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે, વાત સાચી છે.

**દાદાશ્રી :** જો બીજી લાવે તો એવું ને એવું જ ને પણ.

**પ્રશ્નકર્તા :** હાસ્તો.

**દાદાશ્રી :** ધણી બીજો કરો તો એવું ને એવું જ થાય, બળ્યું. એના કરતાં હોય તેને નભાવીને કામ કાઢી લેવું. તને ગમી એ વાત ? આ શું દુઃખ ! આ ફોરેનર્સોને (પરદેશીઓ) બધું બદલાયા કરે. આપણે કંઈ ફોરેનર્સ છીએ ? આપણે તો આર્યપ્રજા કહેવાઈએ. શું કહેવાઈએ ?

**પ્રશ્નકર્તા :** આર્યપ્રજા છે ! હા, ચોક્કસ.

**દાદાશ્રી :** એક ફેરો જેવો મળ્યો અને આંધળો ધણી મળ્યો તો ચલાવી લેતી'તી, આર્યપ્રજા ! અગર પૈણ્યા પછી આંધળો થઈ જાય ત્યારે શું કરીએ ? ના ચલાવી લેવો પડે ? પણ આ ફોરેનવાળા ના ચલાવે, આપણે તો ચલાવવું પડે. આફ્ટર ઓલ હી ઈઝ એ ગુડ મેન ! (અંતે તો એ સારા માણસ છે.) હું બોલ્યો હતો તે એપ્રોપ્રિયેટ (યોગ્ય) જગ્યાએ એપ્રોપ્રિયેટ બોલાતું હતું. તે એક ભાઈએ વાત પકડી લીધી. આફ્ટર ઓલ (અંતે તો) એમને બહુ ગમ્યું.

એક જણીનો સંસાર મુંબઈમાં ફ્રેક્ચર થઈ જતો હતો. પેલાએ ખાનગી બીજો સંબંધ રાખ્યો હશે. અને આ બઈ, એ તો જાણી ગઈ એટલે ઝઘડા ઉત્પન્ન જબરજસ્ત થવા માંડ્યા. પછી મને બઈએ કહી દીધું, 'આ આવા છે, મારે શું કરવું ? મને નાસી છૂટવું છે.' મેં કહ્યું, 'એક પત્નીવ્રતનો કાયદો પાળતો હોય એવો મળે તો નાસી છૂટજે. નહીં તો બીજો કયો સારો મળશે ? આમ તો એક જ રાખી છેને ?' ત્યારે કહે, 'હા, એક જ.' ત્યારે

મેં કહ્યું, 'બહુ સારું. લેટ ગો કર (ચલાવી લે). મોટું મન કરી નાખ. તને બીજો આથી સારો ના મળે.'

એક બેન કહેતી હતી કે મને ધણી સારો મળ્યો નથી એટલે મારી જિંદગી બગડી. મેં કહ્યું, 'સારો મળ્યો હોત તો જિંદગી સુધરી જાત ?' મેં કહ્યું, 'આ તું જાણતી નહોતી કે આ કળિયુગ છે ? કળિયુગમાં તો ધણીએ સારો ના મળે. અને વહુએ સારી ના મળે. આ બધો માલ જ કચરો હોયને ! માલ પસંદ કરવા જેવો હોય જ નહીં. માટે આ પસંદ કરવાનો નથી, આ તારે તો ઉકેલ લાવવાનો છે. આ કર્મોનો હિસાબ ચૂકતે કરવાનો છે તે ઉકેલ લાવવાનો છે. ત્યારે લોક લહેરથી જાણે ધણી-ધણિયાણી થવા ફરે છે. અલ્યા મૂઆ, ઉકેલ લાવને અહીંથી. જે તે રસ્તે ક્લેશ ઓછો થાય એવી રીતે ઉકેલ લાવવાનો.

**પ્રશ્નકર્તા :** દાદા, એને એવો સંયોગ થયો હશે, તે હિસાબનો જ થયો હશે ને ?

**દાદાશ્રી :** હિસાબ વગર તો આ ભેગું જ ના થાયને !

પાંજરામાં ઢેબરું મૂકે, તે પછી જેટલાં પકડાયાં એટલાં સાચાં. તે લાલચુ ફસાય આ દુનિયામાં. લાલચ જ રાખવી નહીંને ! આપણને જે મળ્યું એની પર ઠીક છે, આપણે રોફ મારવો !

આ બધા સુખને હારુ પૈણે છે, પણ મહીં દુઃખી થાય છે બિચારા. કારણ કે સુખી થવું, દુઃખી થવું એ પોતાના હાથની વાત નથી. એ પૂર્વે કરેલાં કર્મનાં આધીન જ છે. એમાં છૂટકો નથી. એ ભોગવવાં જ પડશે.

સંસાર છે એટલે ઘા તો પડવાના જ ને ? ને બઈસાહેબ પણ કહેશે ખરાં કે હવે ઘા રૂઝાશે નહીં. પણ સંસારમાં પડે એટલે પાછા ઘા રૂઝાઈ જાય. મૂર્છિતપણું ખરું ને ? મોહને લઈને મૂર્છિતપણું છે. મોહને લઈને ઘા રૂઝાઈ જાય. જો ઘા ના રૂઝાય તો તો વૈરાગ્ય જ આવી જાય ને ! મોહ શેનું નામ કહેવાય ? બધા અનુભવ બહુ થયા હોય પણ ભૂલી જાય. 'ડિવોર્સ' લેતી વખતે નક્કી કરે કે હવે કોઈ સ્ત્રીને પરણવું નથી, તોય ફરી પાછો ઝંપલાવે !

શાદી (લગ્ન) બે રૂપે પરિણામ પામે : કોઈ વખત આબાદીમાં જાય, તો કોઈ વખત બરબાદીમાં જાય. શાદી કરી, શાદીફળ ચાખ્યાં, હવે 'વીતરાગ' રહેવાનું છે. આ તો આંબાના ફળ ચાખ્યાં કે ખાટાં છે તો પછી કાયમ નીચે બેસી રહેવું કે આવતે વર્ષે આંબો મીઠો થશે ? ના, એ તો કાયમ ખાટો જ રહેશે. એમ આ સંસાર એ ખાટો જ છે. પણ મોહને લીધે ભૂલી જાય છે. માર ખાધા પછી ફરી મોહ ચઢી જાય છે. એ જ ભુલભુલામણી છે. જો સ્વરૂપનું અજ્ઞાન ગયું ને 'સ્વરૂપજ્ઞાન' મળી જાય તો એ ભુલભુલામણી પજવે નહીં. 'જ્ઞાની પુરુષ' આત્મજ્ઞાન આપી દે એટલે ભુલભુલામણીમાંથી છૂટે ને મોક્ષનો સિક્કો વાગી જાય !

એટલે ધણીએ પાછા સારી વહુ ખોળે છે. અલ્યા મૂઆ, આ વખતમાં અત્યારે જેમ-તેમ નિકાલ લાવી નાખવાનો. અહીં ગાડીમાં બેસીએ ને, તે જોડે બેસનારોય પાંસરો સારો ના હોય. એ જરાક તમે સળી કરો ત્યારે ખબર પડે. માટે અત્યારે જેમ તેમ કરીને આ ગાડી પસાર કરવાની. અત્યારે કંઈ આ ફર્સ્ટ ક્લાસ છે ? સેકન્ડ ક્લાસ છે આ બધા ! જે ફર્સ્ટ ક્લાસ પેસેજન્ર ધણી હતા ને તે જુદા હતા. ત્યારે સ્ત્રીઓ છે તે સીતા જેવી હતી. ધણી રામના જેવા હતા ત્યારે તો, અત્યારે આ કંઈ બધા ફર્સ્ટ ક્લાસનો માલ છે ? શું કહો છો ? હં, અત્યારે તો કળિયુગનો માલ તે જેમ તેમ કરીને ક્લેશ ન વધે એવી રીતે નિકાલ કરી નાખવાનો. ક્લેશ તો થવાનો જ છે પણ ન વધે એવી રીતે નિકાલ કરી નાખવાનો.

**પ્રશ્નકર્તા :** હું એમને બોલતો હતો કે આપણા પરિણિત જીવનમાં નવ્વાણું ટકા કજોડાં છે.

**દાદાશ્રી :** હંમેશાં જેને કજોડું કહેવામાં આવે છેને, કળિયુગમાં જો કજોડું થયેલું હોય તો એ કજોડું છે તો ઊંચે લઈ જાય કે કાં તો સાવ અધોગતિમાં લઈ જાય. બેમાંથી એક કાર્યકારી હોય અને સજોડું કાર્યકારી ના હોય. કજોડું થયું એટલે ઊંચી ગતિમાં લઈ જાય. અને સજોડું આમ રઝળપાટ તો કરાવડાવે, જોડે જોડે.

**પ્રશ્નકર્તા :** આ દુષમકાળની અંદર એનો પ્રભાવ જ એવો ને કજોડું હોય તો એ ઊંચે જવાની શક્યતાઓ કેટલી ?

**દાદાશ્રી :** ઓછી. આ કાળમાં નીચે વધારે જવાના. એટલે આ તો બધું આવું જ છે. આ કાળ જ એવો છે. અમે કઈ રીતે જીત્યા છીએ એ અમે જ જાણીએ છીએ.

**પ્રશ્નકર્તા :** એ જ બધાને જણાવો ને, એ જ બધાને જાણવું છે.

**દાદાશ્રી :** અત્યારેય હીરાબા અહીં આગળ નમસ્કાર કરી, દર્શન કરેને રોજ સવારમાં, રોજ રાત્રે દર્શન કરી, માથે પગ-બગ મેલાવડાવી અને પછી છે તે વિધિ કરે છે. અમારો અત્યારેય વ્યવહાર આવો છે. અમારો વ્યવહાર બગાડેલો નહીં ને !

કજોડાને શું હોવું જોઈએ કે એ બગડે તો આપણે શાંત રહેવું જોઈએ, જો આપણે ભારે છીએ તો. પણ એ બગડે ને આપણે બગડીએ એમાં રહ્યું શું ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ જાતની સ્થિરતા ક્યાંથી લાવવી ? એવી સમજ ક્યારે આવે ?

**દાદાશ્રી :** હા, બરાબર છે, એ સ્થિરતા તો ના આવે. સમજણ ના આવે તેથી તો આ બધું અધોગતિમાં જનારો માલ છેને ! તેથી અમે જ્ઞાન આપી દઈએને ઝટપટ.

## હે ભારતીય ! ડિવોર્સ લેનાર; આર્યત્વના ક્યાં ગયા સંસ્કાર ?

**પ્રશ્નકર્તા :** ડિવોર્સ એવા કયા સંજોગોમાં થાય કે ડિવોર્સ લેવાય ?

**દાદાશ્રી :** આ ડિવોર્સ તો હમણાં નીકળ્યું, બળ્યું. પહેલાં ડિવોર્સ હતા જ ક્યાં તે ?

**પ્રશ્નકર્તા :** અત્યારના તો થાય છે ને ? એટલે કયા સંજોગોમાં એ બધું કરવું ?

**દાદાશ્રી :** કંઈ મેળ પડતો ના હોય તો છૂટું થઈ જવું સારું. એડજસ્ટેબલ જ ના હોય તો છૂટું થઈ જવું સારું. અને નહીં તો અમે તો

એક જ વસ્તુ કહીએ, 'એડજસ્ટ એવરીવ્હેર'. કારણ કે ગુણાકાર ગણવા ના જશો કે બે જણને 'આવો છે ને તેવો છે'.

**પ્રશ્નકર્તા :** આ અમેરિકામાં જે ડિવોર્સ લે છે એ ખરાબ કહેવાય ? બનતું ના હોયને એ લોકો ડિવોર્સ લે છે તે ?

**દાદાશ્રી :** ડિવોર્સ લેવાનો અર્થ જ શું છે તે ? આ કંઈ કપ-રકાબીઓ છે ? કપ-રકાબીઓ વહેંચાય નહીં, એને ડિવોર્સ ના કરાય, તો આ માણસોનો સ્ત્રીઓનો તો ડિવોર્સ કરાતો હશે ? એ લોકોને, અમેરિકનોને માટે ચાલે, પણ તમે તો ઈન્ડિયન કહેવાઓ. જ્યાં એક પત્નીવ્રત ને એક પતિવ્રતના નિયમો હતા. એક પત્ની સિવાય બીજી સ્ત્રીને જોઈશ નહીં એવું કહે, એવા વિચારો હતા, ત્યાં ડિવોર્સના વિચારો શોભે ? ડિવોર્સ (પછી બીજા જોડે પરણ્યા) એટલે આ એઠાં વાસણો બદલવાં. ખાધેલાં એઠાં વાસણ હોય તો બીજાને આપવાં પાછાં, પછી ત્રીજાને આપવાં, નર્યા એઠાં વાસણો બદલ્યા કરવાં, એનું નામ ડિવોર્સ. ગમે છે તને ડિવોર્સ ?

કૂતરાં-જાનવરો બધાંય ડિવોર્સવાળા છે અને આ પાછા માણસો એમાં પેઠા એટલે પછી ફેર શો રહ્યો ? માણસ બીસ્ટ (જાનવર) તરીકે રહ્યો. આપણા હિન્દુસ્તાનમાં તો એક લગ્ન કર્યા પછી બીજું લગ્ન નહોતા કરતા. એ જો પત્ની મરી જાય તો લગ્ન પણ ના કરે એવા માણસો હતા. કેવા પવિત્ર માણસો જન્મેલા !

**પ્રશ્નકર્તા :** અહીંયાં અમેરિકામાં બધા જરાક કંઈક થાય ને તરત છૂટાછેડા લઈ લે છે, તો એમની ગયા ભવની ભડક પેસી ગયેલી હશે એટલે લે છે એ ?

**દાદાશ્રી :** ના, બેભાનપણામાં, ભાન જ નથી ને ! અરે, છૂટાછેડા લેનારાને હું કલાકમાં સમો કરી આપું પાછો ! છૂટાછેડા લેવાના હોય ને, તેને મારી પાસે લાવે તો હું એક જ કલાકમાં સમા કરી આપું. એટલે પાછા એ બેઉ જણા ચોંટી જ રહે. ખાલી અણસમજણની ભડક. ઘણા છૂટા પડી ગયેલા આમાં રાગે પડી ગયા.

ઘણા લોક તો એમ કહે, અમે (છૂટા પડવાની) તૈયારીમાં જ હતા અને તમે ભેગા કરી આપ્યા. તે હવે બે વગર અમને ગમતું નથી, કહે છે. ખાલી સમજવામાં ભૂલ છે. સમજતાં જ નથી આવડતું, બોલતાં જ નથી આવડતું.

હિન્દુસ્તાનમાં કઈ ફેમિલીમાં ઝઘડા નથી, ઘરમાં ? તો મારે કેટલાક વખત તો બેઉને સમજણ પાડી પાડીને રાગે પાડી દેવું પડે. છૂટાછેડા લેવાની તૈયારીઓ જ ચાલતી હોય. કેટલાય માણસોને આવું ! શું થાય તે પણ ? છૂટકો જ નહીં ને ! અણસમજણથી બધું છૂટું થઈ જાય અને પોતાનું ઝાલેલું છોડે નહીં અને બધી વાત અણસમજણની હોય. એમાં પછી હું સમજણ પાડું ત્યારે કહેશે, ના. ત્યારે તો એવું નથી, એવું નથી.

**પ્રશ્નકર્તા :** આમેય ભેગા હોય પણ છૂટા જેવા જ રહેતા હોય.

**દાદાશ્રી :** એવું છૂટાછેડા જેવું જ.

**પ્રશ્નકર્તા :** તમે બધાને ભેગા કરી આપ્યા.

**દાદાશ્રી :** એક અવતાર નભે કે ના નભે ? ઉકેલ લાવોને જ્યાં ત્યાંથી. એક અવતાર માથે પડ્યા તો માથે પડેલાની જોડે ઉકેલ ના લાવવો જોઈએ ?

આપણા સંસ્કાર છે આ તો. લડતા લડતા એંસી વર્ષ થાય બેઉને, તોય પણ મરી ગયા પછી તેરમાને દા'ડે સરવણી કરે. સરવણીમાં કાકાને આ ભાવતું હતું, તે ભાવતું હતું, બધું મુંબઈથી મંગાવીને મૂકે. ત્યારે એક છોકરો હતોને, તે કાકીને કહે છે, એંસી વર્ષના કાકીને, 'માજી, આ કાકાએ તો તમને છ મહિના ઉપર પાડી નાખ્યા હતા. તો તમે તે ઘડીએ અવળું બોલતા હતા કાકાનું.' 'તોય પણ આવા ધણી ફરી નહીં મળે', એવું કહે એ ડોસીમા. આખી જિંદગીના અનુભવમાં ખોળી કાઢે કે પણ અંદરખાને બહુ સારા હતા. આ પ્રકૃતિ વાંકી હતી પણ અંદરખાને....

**પ્રશ્નકર્તા :** સારા હતા.

**દાદાશ્રી :** એટલે આવા ધણી ફરી નહીં મળે એવી શોધખોળ કરતાં

આવડે. ત્યારે કેટલી શોધખોળ બધી હશે ? ખબર ના પડે ભઈ, અંદરખાને કેવા હતા તે ! આ તો બધી પ્રકૃતિ આ. ચીડાય છે એ બધું. પણ આ આપણા હિન્દુસ્તાનના સંસ્કાર ! કે માજી શું કહે છે ? પાડી નાખ્યા એ વાત જુદી હતી, પણ મને એવા ધણી નહીં મળે ! આ હિન્દુસ્તાનનું આર્ય નારીત્વ !

અને ફોરેનમાં તો વિલિયમ મેરી જોડે પૈણીને આવ્યો અને પાંચ-સાત દહાડા પછી ટેબલ ઉપર મતભેદ પડે એટલે પેલો કહેશે, યુ, યુ, યુ (તું) પેલો આમ ઘોંઘાટે. ત્યારે પેલીનોય પછી મિજાજ જાય. યુ, યુ, યુ એ બચકાં ભરે પાછી. ત્યાર હોરો પેલો બંદુક લઈ આવે મૂઓ ! એટલે ત્યાંથી જ 'ડિવોર્સ' થઈ જાય. એ ક્યાં ને આપણે આર્યો ક્યાં ? અનાર્ય પ્રજા એ અનાડી નથી. એ અનાર્ય છે, આપણે આર્યો અને આર્યોમાં જે અત્યારે બગડી ગયેલો માલ છે એ બધા અનાડી થઈ ગયા છે. ત્યારે આપણાં લોક કહે છે, અનાડી જેવો છે. ત્યારે મેં કહ્યું, એ જ અનાડી. અનાર્ય માણસને અલંકારિક ભાષામાં ન બોલવું હોય તો અનાડી મૂઓ છે કહેવાય.

લોક આપણી નોંધ કરે એવું આપણું જીવન હોવું જોઈએ. આપણે ઈન્ડિયન છીએ, આપણે ફોરેનર્સ નથી. આપણે સ્ત્રીને નભાવીએ. સ્ત્રી આપણને નભાવે, એમ કરતાં કરતાં એંસી વર્ષ સુધી ચાલે. અને પેલી (ફોરેનર્સ) તો એક કલાક ના નભાવે અને પેલોય કલાક ના નભાવે. આપણે સંસ્કારી પુરુષો છીએ. આપણે આર્ય પ્રજા છીએ. અનાડીપણું દેખાય તે બહુ ખોટું દેખાય. એમના આચાર-વિચાર, ખોરાક-બોરાક બધામાં ફેરફાર, અનાર્ય જેવો અને આપણો ખોરાક આર્યનો. પણ એ અનાર્ય તો અનાડી થયા નથી પણ આપણા લોકો અનાડી થઈ ગયા. તે આ બધું ના શોભે આપણને. જે શોભે નહીં એ કાર્ય કરીએ તો આપણી જે ડિઝાઈન (ચિત્ર) હતી એ બદલાઈ જાય. આર્ય પ્રમાણે ડિઝાઈન હતી એ પણ બદલાઈ જાય. એટલે જીવન ફેરવવું જોઈએ કે ના ફેરવવું જોઈએ, બેન ?

**પ્રશ્નકર્તા :** ફેરવવું જોઈએ.

**દાદાશ્રી :** એ જ હું ફેરવવાવાળો છું. જીવન જીવતાં શીખો, સુખી થાવ બધાં, છોકરા સારા થાય, છોકરાઓને સંસ્કાર સારા પડે.

**પ્રશ્નકર્તા :** અમારું કંઈક તમે જોઈ કાઢ્યું લાગે છે.

**દાદાશ્રી :** અમને જ્ઞાનીઓને બધું મહીં દેખાય, અંદર દેખાય બધું, આ બધું શું ચાલી રહ્યું છે તે. એટલે પછી અમે કહી દઈએ બધું અને પછી ફેરફાર કરી આપીએ !

## કળિયુગમાં બગડે સંસાર, બગડી બાજી જ્ઞાનથી સુધાર !

સહુ સહુની પ્રકૃતિના ફટાકડા ફૂટે છે. આ ફટાકડા ક્યાંથી આવ્યા ?

**પ્રશ્નકર્તા :** સહુ સહુની પ્રકૃતિના છે.

**દાદાશ્રી :** અને આપણે જાણીએ કે 'આ જ ફૂટશે' ત્યારે સુરસુરિયું જ થઈ ગયું હોય ! સુરસુર.... સુરસુરિયું થઈ જાય. તે મૂઓ સુરસુરિયો થઈ જાય કે ?

**પ્રશ્નકર્તા :** થાય, દાદા.

**દાદાશ્રી :** હા. એટલે આને એડજસ્ટ કરી લો. જ્ઞાન ના હોય ત્યાં સુધી ના ચાલે એ પાછું, મારે સમજણ પાડ પાડ કરવી પડે રોજ, વ્યવહારિકતા, પણ હવે આપણું જ્ઞાન મળ્યા પછી વ્યવહારિક જ્ઞાન ના હોય તેને મારે બહુ માથાકૂટ કરવી પડે. આશીર્વાદ આપવા પડે, પણ તમે કંટ્રોલેબલ થઈ ગયા હવે.

એટલે હવે હું આવતી સાલ આવું તે પહેલાં તમારે કહી દેવાનું કે 'અમે બે એક જ છીએ, દાદા જોઈ લો.' આવતી સાલ આ ભવાડા ના થવા જોઈએ. બધે જ્યાં ને ત્યાં ભવાડા થાય. કેટલા દહાડા ઢાંક ઢાંક કરીએ, બધે ભવાડા ત્યાં ? હવે એ ના હોવા જોઈએ. દાદાનું વિજ્ઞાન આપણી પાસે આવ્યું. શાંતિનો ઉપાય આપ્યો, આનંદનો ઉપાય !

અને મન બૂમ પાડે કે 'કેટલું બધું બોલી ગયા, કેટલું બધું એ થઈ

ગયું.' ત્યારે 'સૂઈ જાને, એ હમણે રૂઝાઈ જશે' કહીએ. રૂઝાઈ જાય તરત... તે ખભો થાબડીએ એટલે સૂઈ જાય. તારે રૂઝાઈ ગયું ને બધું, નહીં ? ઘા પડેલા તે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** બઈએ ઘા પાડ્યા, ધણીએ ઘા પાડ્યા, બધાએ ઘા પાડ પાડ કર્યા ! તે ઘા પાડેલા બધા રૂઝાઈ ગયા, એ એવા હસે છે બધા દાંત દેખાય ! કેવા ઘા પાડતા'તા, નહીં ? અરે, ટોણા મારે !! ટોણા આ પાછા મેણા જુદા. આ અમેરિકનો ને મેણા-ટોણા ના આવડે. આ અક્કલના કોથળાઓને બહુ મેણા-ટોણા આવડે. તમે મેણાં-ટોણાં સાંભળેલા ? પોતાને શું દુઃખો પડ્યા, એ બધું પોતાની પાસે નોંધ હોયને ? એ ઘા જલદી રૂઝાય નહીંને ? અને જ્ઞાની પુરુષ પાસે તો અહીં દુઃખ હોય જ નહીંને ! દુઃખ હોય તોય જતું રહે ! ઘા બધા રૂઝાઈ જાય !

**પ્રશ્નકર્તા :** ઝઘડો થાય તો પણ ભરેલો માલ નીકળે ?

**દાદાશ્રી :** ઝઘડો થાય ત્યારે મહીં નવો માલ પેસે. પણ તે આ આપણું જ્ઞાન આપ્યા પછી ભરેલો માલ નીકળી જાય.

**પ્રશ્નકર્તા :** આમ તો માણસ ઝઘડો કરતો હોયને તો હું પ્રતિક્રમણ કરતી હોઉં તો ?

**દાદાશ્રી :** વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** તો ભરેલો માલ નીકળી જાયને બધો ?

**દાદાશ્રી :** તો તો બધો નીકળી જાય. પ્રતિક્રમણ જ્યાં હોય ત્યાં માલ નીકળી જાય. પ્રતિક્રમણ એકલો જ ઉપાય છે આ જગતમાં.

**પ્રશ્નકર્તા :** ફેરફાર થાય એટલે સમજાય, દાદા સાચા જ છે, તો જ ફેરફાર થાય.

**દાદાશ્રી :** તારામાં થયોને !

**પ્રશ્નકર્તા :** હા, એમનું તેલ કાઢી નાખતી. મેં કહ્યું, દાદા ના મળ્યા

હોત તો ડિવોર્સ કરતે કદાચ.

**દાદાશ્રી :** એમ ? દરેકના ઘરમાં શાંતિ થઈ ગઈ ! શાંતિ નહોતી તે થઈ ગઈ !

ધણી વઢે તો શું કરું તું હવે ?

**પ્રશ્નકર્તા :** સમભાવે નિકાલ કરી દેવાનો.

**દાદાશ્રી :** એમ ! જતી ના રહું હવે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એ જતા રહે ત્યારે શું કરું તું હવે ? મને તારી જોડે નહીં ફાવે તો ?

**પ્રશ્નકર્તા :** બોલાવી લાવવાના. માફી માંગીને, પગે લાગીને બોલાવી લાવવાનું.

**દાદાશ્રી :** હા, બોલાવી લાવવાના. અટાવી-પટાવીને માથે હાથ મૂકી, માથે હાથ ફેરવી.... આમ આમેય કરવું કે ચૂપ પાછું.

અક્કલથી જ કામ થતું હોય તો અક્કલ વાપરવી. પછી બીજે દહાડે આપણને કહે, 'જો મારા પગને અડી હતીને ?' તો એ વાત જુદી હતી, કહીએ. તમે કેમ ભાગી જતા'તા, ગાંડાં કાઢતા હતા, તેથી અડી. એ જાણે કે આ કાયમને માટે અડી. એ તો તત્પુરતી, ઓન ધી મોમેન્ટ (તત્ક્ષણ) હતી !!

**પ્રશ્નકર્તા :** દાદા, મારે તો પહેલી વાઈફ હતી એની જોડે દસ વર્ષ સુધી કોર્ટ ચાલી.

**દાદાશ્રી :** પછી ?

**પ્રશ્નકર્તા :** પછી સહુ સહુને ઘેર.

**દાદાશ્રી :** પછી આ વાઈફની કોર્ટ નથી થઈને ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો એટલી સારી કહેવાય ને ?

**પ્રશ્નકર્તા :** એટલા એના મા-બાપના સંસ્કાર.

**દાદાશ્રી :** નહીં, તમારું પુણ્ય સારું જોર કરે છે. પહેલી સદી નહીં, પણ બીજી સદી ને !

# (૨૧)

# સપ્તપદીનો સાર ?

## સંસારના સર્વે ખાતામાં ખોટ,
## 'જ્ઞાની' મળ્યે, ન રહે ક્યાંય ઓટ !

આ જીવનનો હેતુ શું હશે, એ સમજાય છે ? કંઈક હેતુ તો હશે ને ? નાના હતા, પછી ઘૈડા થાય છે ને પછી નનામી કાઢે છે. નનામી કાઢે છે ત્યારે આપેલું નામ લઈ લે છે. અહીં આવે કે તરત નામ આપવામાં આવે છે, વ્યવહાર ચલાવવા ! જેમ ડ્રામામાં ભર્તૃહરિ નામ આપે છે ને ? 'ડ્રામા' પૂરો એટલે નામ પૂરું. એમ આ વ્યવહાર ચલાવવા નામ આપે છે અને એ નામ ઉપર બંગલા, મોટર, પૈસો રાખે છે અને નનામી કાઢે છે ત્યારે એની જપ્તી થઈ જાય છે. લોકો જીવન ગુજારે છે ને પછી ગુજરી જાય છે ! આ શબ્દો જ 'ઈટસેલ્ફ' કહે છે કે આ બધી અવસ્થાઓ છે, ગુજારો એટલે વાટખર્ચી ! હવે આ જીવનનો હેતુ મોજશોખ હશે કે પછી પરોપકાર માટે હશે ? કે પછી શાદી કરીને ઘર ચલાવવું એ હેતુ છે ? આ શાદી તો ફરજિયાત હોય છે. કોઈને ફરજિયાત શાદી ન હોય તો શાદી ના થાય. પણ ના છૂટકે શાદી થાય છે ને ? આ બધું શું નામ કાઢવાનો હેતુ છે ? આગળ સીતા ને એવી સતીઓ થઈ ગયેલી, તે નામ કાઢી ગયેલી. પણ નામ તો અહીંનું અહીં જ રહેવાનું છે ને જોડે શું લઈ જવાનું છે ? તમારી ગૂંચો !

જીવન જીવવાની કળા આ કાળમાં ના હોય. મોક્ષનો માર્ગ તો જવા દો, પણ જીવન જીવતાં તો આવડવું જોઈએને ? વાતો જ સમજવાની છે કે આ રસ્તે આવું છે ને આ રસ્તે આવું છે. પછી નક્કી કરવાનું છે કે

કયે રસ્તે જવું ? ના સમજાય તો 'દાદા'ને પૂછવું, તો 'દાદા' તમને બતાવશે કે આ ત્રણ રસ્તા જોખમવાળા છે ને આ રસ્તો બિનજોખમી છે તે રસ્તે અમારા આશીર્વાદ લઈને ચાલવાનું છે.

પૈણેલા જાણે કે આપણે તો આ ફસાયા, ઊલટા ! ના પૈણેલા જાણે કે આ લોકો તો ફાવી ગયા ! આ બન્ને વચ્ચેનો ગાળો કોણ કાઢી આપે ? અને પૈણ્યા વગર ચાલે એવુંય નથી આ જગત ! તો શા માટે પૈણીને દુઃખી થવાનું ? ત્યારે કહે, દુઃખી નથી થતા, એક્સ્પીરીયન્સ (અનુભવ) લે છે. સંસાર સાચો છે કે ખોટો છે, સુખ છે કે નથી, એ હિસાબ કાઢવા માટે સંસાર છે. તમે થોડોક હિસાબ કાઢ્યો ?

**પ્રશ્નકર્તા :** મેં હિસાબ નથી કાઢ્યો.

**દાદાશ્રી :** એ હિસાબ કાઢવાનો. અમે આખી જિંદગી હિસાબ જ કાઢ-કાઢ કર્યો. મને સમજાઈ ગયું કે આ બધા ખાતાં ખોટનાં છે. વેપાર અવળો પકડ્યો છે આપણે ! ત્યાર પછી ઈન્ડિપેન્ડન્ટ (સ્વતંત્ર) થવાયું.

આખું જગત ઘાણી સ્વરૂપ છે. પુરુષો બળદની જગ્યાએ છે ને સ્ત્રીઓ ઘાંચીની જગ્યાએ છે. પેલામાં ઘાંચી ગાય ને અહીં સ્ત્રી ગાય ને બળદિયો આંખે દાબડા ઘાલીને તાનમાં ને તાનમાં ચાલે ! ગોળ ગોળ ફર્યા કરે. તેવું આખો દહાડો આ બહાર કામ કરે. તે જાણે કે, કાશીએ પહોંચી ગયા હોઈશું !! તે દાબડા ખોલીને જુએ તો ભાઈ ઠેરના ઠેર !! પછી એ બળદને શું કરે પેલી ઘાંચી ! પછી ખોળનું ઢેફું બળદિયાને ખવડાવે એટલે બળદિયો ખુશ થઈને ફરી ચાલુ થઈ જાય પાછો. તેમ આમાં આ બૈરી હાંડવાનું ઢેફું આપી દે એટલે ભાઈ નિરાંતે ખઈને ચાલુ !

બાકી આ દહાડા શી રીતે કાઢવા એય મુશ્કેલ થઈ પડ્યું છે. ધણી આવે ને કહેશે કે, 'મારા હાર્ટમાં દુઃખે છે.' છોકરાં આવે ને કહેશે કે, 'હું નાપાસ થયો.' ધણીને હાર્ટમાં દુઃખે છે ત્યારે એને વિચાર આવે કે 'હાર્ટ ફેઈલ' થઈ જશે તો શું થશે, બધા જ વિચારો ફરી વળે. જંપવા ના દે.

'જ્ઞાની પુરુષ' આ સંસારજાળમાંથી છૂટવાનો રસ્તો દેખાડે. મોક્ષનો માર્ગ દેખાડે અને રસ્તા ઉપર ચઢાવી દે અને આપણને લાગે કે આપણે

આ ઉપાધિમાંથી છૂટ્યા !

## પૈણ્યાની કિંમત ક્યારે હોત ?
## લાખોમાં હું એક જ પરણત !

પૈણવાની કિંમત ક્યારે હોત ? લાખો માણસોમાં એકાદ જણને પૈણવાનું મળ્યું હોય તો. આ તો બધા જ પૈણે એમાં શું ? સ્ત્રી-પુરુષનો (પરણ્યા પછીનો) વ્યવહાર કેમ કરવો, એની તો બહુ મોટી કૉલેજ છે, આ તો ભણ્યા વગર પૈણી જાય છે.

તમારે મોક્ષે જવું હોય તો જજો ને ના જવું હોય તો ના જશો, પણ અહીં તમારી ગૂંચોના બધા જ ખૂલાસા કરી જાઓ. અહીં તો દરેક જાતના ખુલાસા થાય. આ વ્યવહારિક ખુલાસા થાય છે તોય વકીલો પૈસા લે છે ! પણ આ તો અમૂલ્ય ખૂલાસો, એનું મૂલ્ય ના હોય. આ બધો ગૂંચાળો છે ! અને તે તમને એકલાને જ છે એમ નથી, આખા જગતને છે. 'ધ વર્લ્ડ ઈઝ ધ પઝલ ઈટસેલ્ફ'. આ 'વર્લ્ડ' 'ઈટસેલ્ફ પઝલ' થયેલું છે.

**પ્રશ્નકર્તા :** એક લેખકે કહ્યું છે કે આ લગ્ન એક એવો કિલ્લો છે કે જે બહાર છે એ અંદર જવા ઈચ્છે છે અને અંદર જે છે એ બહાર નીકળવા ઈચ્છે છે.

**દાદાશ્રી :** હા, પણ શું કરે એ ? એવું છેને કે... એક દાખલો આપું. અહીં એક ગોખલામાં નાનો વીંછી બેસી રહેલો. હવે અહીં આગળ એક માણસને કંઈ વૉમિટ કે એવું તેવું કશું થઈ ગયું કે જેને માટે ભમરીના દરની જરૂર પડી. કશુંક દર્દ એવું થઈ ગયું કે ભમરીનું દર જો કદી એને આમ દર ઘસીને આપેને, તો બેસી જાય એ. તે પછી પેલા ભાઈની તબિયત બગડેલી. તે એને કહ્યું કે ભઈ, અહીં ભમરીનું દર ખોળી કાઢો. પછી ગોખલામાં ભમરીનું દર દેખાયું એટલે ઊંચા પગ કરીને આમ હાથ ઘાલ્યો, તે ભમરી તો એના દરમાં હતી નહીં. પણ ત્યાં વીંછી બેસી રહેલો. તેણે ડંખ માર્યો. હવે ડંખ માર્યો એટલે પેલો પાછો આવ્યો કે બળ્યું, મારાથી ઊખડી નહીં, કહે છે. બીજો કહે છે, મૂર્ખ એટલું ના ઊખડ્યું ? લે ઊખાડી આપું, કહે છે. તે પેલાએ હાથ ઘાલ્યો અને વીંછીએ ડંખ માર્યો તો એણે

કહ્યું કે મને કેમ કહ્યું નહીં ? ત્યારે કહે, ના, એ તું તો અક્કલવાળો છુંને, આ તારી અક્કલ તને દેખાડી આપું. એવું આ જગત છે !

## વેર ચૂકવાય જ્યાં, તે સંસાર, પ્રમાણપત્ર વિનાના ભરથાર !

આ સંસાર બધો હિસાબ ચૂકવવાનું કારખાનું છે. વેર તો સાસુ થઈને, વહુ થઈને, છોકરો થઈને, છેવટે બળદ થઈને પણ ચૂકવવું પડે. બળદ લીધા પછી રૂપિયા બારસો ચૂકવ્યા પછી બીજે દિવસે એ મરી જાય ! એવું છે આ જગત !! અનંત અવતાર વેરમાં ને વેરમાં ગયા છે ! આ જગત વેરથી ખડું રહ્યું છે ! અમુક લોકો તો ઘરમાંય વેર બાંધે અને અમુક લોકો એ ઘરમાં વેર ના બાંધે, બહાર ઝઘડો કરી આવે. એ જાણે કે આપણે તો આની આ જ ઓરડીમાં આની જ જોડે રાતે પડી રહેવાનું છે, ત્યાં ઝઘડો કર્યે કેમ પાલવે ? જીવન જીવવાની કળા શું છે કે સંસારમાં વેર ના બંધાય ને છૂટી જવાય. તે નાસી તો આ બાવા-બાવલીઓ જાય છે જ ને ? બાકી, નાસી ના જવાય. આ તો જીવનસંગ્રામ છે, જન્મથી જ સંગ્રામ ચાલુ ! ત્યાં લોક મોજમઝામાં પડી ગયું છે.

## ભયંકર આંધીઓનો આવે કાળ, જ્ઞાની ચેતવે શ્રદ્ધાથી કર પાર !

કાળ વિચિત્ર આવી રહ્યો છે. આંધીઓ ઉપર આંધીઓ થવાની છે ! માટે ચેતતા રહેજો. આ જેમ પવનની આંધીઓ આવે છે ને તેવી કુદરતની આંધી આવી રહી છે. મનુષ્યોને માથે મહામુશ્કેલીઓ છે. શેના આધારે જીવી રહ્યા છે, તેની પોતાને સમજણ નથી. પોતાની જાતની શ્રદ્ધા પણ જતી રહી છે ! હવે શું થાય ?

જેને પોતાની જાત ઉપર વિશ્વાસ છે તેને આ જગતમાં બધું જ મળે એવું છે, પણ આ વિશ્વાસ જ નથી આવતો ને કેટલાકને તો એય વિશ્વાસ ઊડી ગયો હોય છે કે 'આ વાઈફ મારી જોડે રહેશે કે નહીં રહે ? પાંચ વરસ નભશે કે નહીં નભે ?' અલ્યા, આ પણ વિશ્વાસ નહીં ? વિશ્વાસ તૂટ્યો એટલે ખલાસ. વિશ્વાસમાં તો અનંત શક્તિ છે. ભલેને અજ્ઞાનતામાં

વિશ્વાસ હોય. 'મારું શું થશે' થયું કે ખલાસ ! આ કાળમાં લોક બગવાઈ ગયેલા હોય છે. દોડતો દોડતો આવતો હોય તેને પૂછીએ કે 'તારું નામ શું છે ?' તો એ બગવાઈ જાય !

આ રીતે કેમ પોષાય તે ? અનંત શક્તિનો ધણી મહીં બેઠો છે અને આ દશા આવી હોતી હશે ? પણ આવડ્યું નહીં તેનું આ થયું, વહુ થતાં ના આવડ્યું, બાપ થતાં ના આવડ્યું, છોકરો થતાં ના આવડ્યું, કશી બાબતમાં આવડ્યું નહીં. તેની જ આ ડખલ છે.

ધર્મ વસ્તુ તો પછી કરવાની છે પણ પહેલી જીવન જીવવાની કળા જાણો ને શાદી કરતાં પહેલાં બાપ થવાનું લાયકાતપત્ર મેળવો. એક 'ઈન્જિન' લાવીએ, એમાં પેટ્રોલ નાખીએ અને ચલાવ-ચલાવ કરીએ, પણ એ 'મિનિંગ-લેસ' જીવન શું કામનું ? જીવન તો હેતુસર હોવું જોઈએ. આ તો 'ઈન્જિન' ચાલ્યા કરે, ચાલ્યા જ કરે, એ નિરર્થક ના હોવું જોઈએ. એને પટ્ટો જોડી આપે તોય કંઈક દળાય. પણ આ તો આખી જિંદગી પૂરી થાય છતાં કશું દળાતું નથી અને ઉપરથી આવતા ભવના વાંક ઊભા કરે છે.

આ તો બધું બનાવટી જગત છે ! ને ઘરમાં કકળાટ કરી, રડી અને પછી મોઢું ધોઈને બહાર નીકળે !! આપણે પૂછીએ, 'કેમ નગીનદાસ ?' ત્યારે એ કહે, 'બહુ સારું છે.' અલ્યા, તારી આંખમાં તો પાણી છે. મોઢું ધોઈને આવ્યો હોય, પણ આંખ તો લાલ દેખાય ને ? એના કરતાં કહી નાખને કે મારે ત્યાં આ દુઃખ છે. આ તો બધા એમ જાણે કે બીજાને ત્યાં દુઃખ નથી, મારે ત્યાં જ છે. ના, અલ્યા બધા જ રડ્યા છે. એકેએક ઘેરથી રડીને મોઢાં ધોઈને બહાર નીકળ્યા છે. આય એક અજાયબી છે ! મોઢાં ધોઈને શું કામ નીકળો છો ? ધોયા વગર નીકળે તો લોકોને ખબર પડે કે આ સંસારમાં કેટલું સુખ છે ? હું રડતો બહાર નીકળું, તું રડતો બહાર નીકળે, બધા રડતા બહાર નીકળે એટલે ખબર પડી જાય કે આ જગત પોલું જ છે. નાની ઉંમરમાં બાપ મરી ગયા તે સ્મશાનમાં રડતા રડતા ગયા ! પાછા આવીને નહાયા એટલે કશું જ નહીં ! નહાવાનું આ લોકોએ શીખવાડેલું, નવડાવી-ધોવડાવીને ચોખ્ખો કરી આપે ! એવું આ જગત

છે !! બધા મોઢાં ધોઈને બહાર નીકળેલા, બધા પાકા ઠગ. એના કરતાં ખુલ્લું કર્યું હોય તો સારું.

## સંસાર જ્યમ શક્કરિયું ભરહાડે, ક્યાંથી સુખ એમાં ? ભ્રાંતિમાં પાડે !

આ સંસારમાં તો મહીં જ ધબડકો પડે. ઘડીવાર શાંતિ નહીં ને પાછો રહેતો બબ્બે લાખના ફ્લેટમાં. મૂઆ શી રીતે જીવે છે તેય અજાયબી છેને ? પણ કરે શું ? દરિયામાં પડે ? તે ય સરકારી ગુનો છે. ભોગવ્યે જ છૂટકો થાય ને ! શક્કરિયું ભરહાડમાં બફાય તેમ લોક ચોગરદમથી રાતદા'ડો બફાયા કરે છે. તે આ ભરહાડમાંથી ક્યાં નાસે ? 'જ્ઞાની પુરુષ' પાસે બેઠો એટલે અગ્નિ શાંત થાય ને કામ નીકળે. સંસાર તો પ્રત્યક્ષ અગ્નિ છે. કોઈને લહાય બળે તો કોઈને ઝાળ લાગે ! આમાં તે સુખ હોતું હશે ? આમાં જો સુખ હોત તો ચક્રવર્તી રાજાઓ ૧૩૦૦ રાણીઓ છોડીને નાસી ના ગયા હોત ! એનો જ તો ભારે ત્રાસ એમને ! તેથી તો છોડીને નાસી ગયા. રાજપાટ ને વૈભવ છોડીને 'જ્ઞાની'ની પાછળ દોડેલા ! ને આજે એક જ રાણી છોડતો નથી ! ને આવા કળિયુગના કાળમાં રાણી તો કેવી હોય કે સવારના પહોરમાં આવડી મોટી ચોપડે ! કહે કે 'સવારમાં શાને ચા ઢીંચો છો ?'

સંસારની વિકરાળતા જો સમજાઈ જાય તો મોક્ષની ઇચ્છા તીવ્ર થાય. સંસારની વિકરાળતા એ તો મોક્ષ માટેનું કાઉન્ટર-વેઈટ (સમકક્ષીય તોલ) છે. આજે વિકરાળતા લાગે છે, છતાંય પાછો મૂર્છાથી મૂઢ માર ખાય છે. પાછું લાગે કે હશે ભાઈ, આવતી કાલે સુધરશે. પિત્તળ સુધરીને સોનું થશે ખરું ? ના, એ તો ક્યારેય પણ સોનું ના થાય. તેથી આવા સંસારની વિકરાળતા સમજી લેવાની છે. આ તો એમ જ સમજે છે કે આમાંથી હું કંઈ સુખ લઈ આવું છું. આમ કરીશ એટલે કંઈક સુખ મળશે. પણ ત્યાંય માર ખાય છે. આ વિકલ્પી સુખો માટે ભટક ભટક કરે છે, પણ બૈરી સામી થાય ત્યારે એ સુખની ખબર પડે કે આ સંસાર ભોગવવા જેવો નથી. પણ આ તો તરત જ મૂર્છિત થઈ જાય ! મોહનો આટલો માર ખાય છે, તેનું ભાન પણ રહેતું નથી.

## અપમાન ભૂલ્યે વૈરાગ ક્યાંથી, સંસાર ફસામણ, ન કો' સાથી !

આ સંસારમાં બધાએ એવો માર ખાધેલો છે, તોય પણ વૈરાગ નથી આવતો એય એક અજાયબી છે ને ? એવો ને એવો માર, કોઈ બીજી જાતનો, ત્રીજી જાતનો, બધો સંસાર માર જ ખાય છે. માર એટલે લપકા કરે, તુંકારા કરે, મતભેદ પડે, એય માર કહેવાય. છતાંય વૈરાગ નથી આવતો.

વૈરાગ એટલે પોતે જે માર ખાધેલો તે યાદ આવે તે. યાદ આવે તો વૈરાગ થાય. યાદ જ ના આવે તો પછી વૈરાગ શી રીતે થાય ? સમજાયું તમને કે ના સમજાયું ?

**પ્રશ્નકર્તા :** 'યાદ આવે તે વૈરાગ' એ મારા મગજમાં બેસતું ન હતું.

**દાદાશ્રી :** યાદ જ ના આવે તેને પછી વૈરાગ શાનો આવે ? રોજ ગાળો ભાંડે ને સાંજે યાદ ના આવે તો વૈરાગ શાનો આવે ? મને તો જ્ઞાન થતાં પહેલાં એટલું બધું યાદ રહેતું હતું કે બધી બાબતમાં નિરંતર વૈરાગ જ રહેતો હતો.

**પ્રશ્નકર્તા :** એટલે જેટલી યાદશક્તિ એટલો વૈરાગ.

**દાદાશ્રી :** હા, બરાબર છે. આ લોકો રોજ સંડાસ જાય છે, પણ કોઈ દહાડો વૈરાગ કોઈને જોયો તમે ? યાદશક્તિ જ નહીં તેથી. બહાર નીકળે કે પછી બધું ભૂલી ગયો પાછું ! બેભાન લોકોને શું પૂછવાનું ? અને ભાનવાળો તો ભૂલે જ નહીં કે આવું સાલું એંઠવાડો ને આ જાતનું જીવન ! અને તેમાં તે પછી હાથ ઘાલે જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** પણ યાદશક્તિ એ તો રાગ-દ્વેષથી ઊભી થાય છે ને ?

**દાદાશ્રી :** એ વાત જુદી છે. આ તો આ દશાની વાત કરીએ.

મને હીરાબાએ એક ફેરો અપમાન કર્યું હોય વખતે એમ માનોને, તો આખી જિંદગી હું ચૂકું નહીં. અને 'વૈરાગે'ય લઈ લઉં, વારેય નહીં

કંઈ. અપમાન ગળવા માટે સંસાર છે ? આટલી બધી કડકાઈ જોઈએ. આમ કેમ પોલંપોલ ચાલે એ ? અપમાન કરે તે ઘડીએ કડવાટ લાગે અને પછી ભૂલી જવાનું ? કડવાટ લાગે ને ભૂલે, એ માણસ તે માણસ જ કેમ કહેવાય ? એક ફેરો કડવાટ લાગ્યો ને પછી ભૂલી કેમ જવાય ? શેના આધારે ભૂલી જાય છે ? કે પેલી બેન છે તે પાછી પોતાના બાબાને શીખવાડે કે જા, આ પપ્પાજીને કહે કે મમ્મી ચા પીવા બોલાવે છે. એટલે પેલો બાબો આવીને કહે, પપ્પાજી, એટલે આ ચગ્યો ! એટલે કડવાટવાળું કહેલું તે ભૂલી ગયો. આવું આ મેણો (ઘેન) થાય છે. અને આ ચગેય છે પાછો. એને જાગૃતિ જ નહીં ને ! ભાન જ નહીંને ! અને પપ્પાજી બોલે ત્યારે તન્મયાકાર થઈ જાય છે !! એટલે પેલો બાબો બે વચ્ચે સાંધી આપનાર, આવું જગત છે !

એક ફેરો અપમાન થાય તે હવે અપમાન સહન કરવાનો વાંધો નથી, પણ અપમાન લક્ષમાં રાખવાની જરૂર છે કે શું આ અપમાનને માટે જીવન છે ? અપમાનનો વાંધો નથી, માનનીય જરૂર નથી ને અપમાનનીય જરૂર નથી પણ આપણું જીવન શું અપમાનને માટે છે ? એવું લક્ષ તો હોવું જોઈએને ?

**પ્રશ્નકર્તા :** એ તાંતો ના કહેવાય ? આપણે લક્ષમાં રાખીએ ને ભૂલી ના જઈએ તો એ તાંતો ના કહેવાય ?

**દાદાશ્રી :** તાંતો ના હોય તો વૈરાગ રહે જ નહીંને ! તાંતો હોવો જ જોઈએ.

આ તો એવું છેને કે આપણા મોક્ષમાર્ગની વાતમાં અંદર તાંતાની જરૂર નથી, પણ આ તો સંસારને માટે વાત કરીએ છીએ, સંસારના લોકો માટે આ વાત કરીએ છીએ. આ વ્યવહારિક વસ્તુ છે છતાં આમાં આખોય વ્યવહાર ધર્મ છે. તાંતો તો વેર રાખે તે તાંતો કહેવાય. આપણે વેર રાખવાની જરૂર નથી. યાદ રાખવાની જરૂર છે, વેર નહીં. વીતરાગ ભાવે યાદ રાખવાનું છે.

આ સંસારની ઝંઝટમાં વિચારશીલને પોષાય નહીં. જે વિચારશીલ

નથી તેને તો આ ઝંઝટ છે એનીય ખબર પડતી નથી, એ જાડું ખાતું કહેવાય. જેમ કાને બહેરો માણસ હોય તેની આગળ તેની ગમે તેટલી ખાનગી વાતો કરીએ એનો શું વાંધો ? એવું અંદરેય બહેરું હોય છે બધું, એટલે એને આ જંજાળ પોષાય. બાકી આ જગતમાં મઝા ખોળવા માગે, તે આમાં તો વળી કંઈ મઝા હોતી હશે ?

પત્ની રીસાયેલી હોય ત્યાં સુધી 'હે ભગવાન ! હે ભગવાન ! કરે અને પત્ની બોલવા આવી એટલે પોતે તૈયાર ! પછી ભગવાનને બીજું બધું બાજુએ રહે ! કેટલી મૂંઝવણ ! એમ કંઈ દુઃખ મટી જવાનાં છે ? ઘડીવાર તું ભગવાન પાસે જાય તો કંઈ દુઃખ મટી જાય ? જેટલો વખત ત્યાં રહું એટલો વખત મહીં સળગતું બંધ થઈ જાય જરા, પણ પછી પાછી કાયમની સગડી સળગ્યા જ કરવાની. નિરંતર પ્રગટ અગ્નિ કહેવાય, ઘડીવાર પણ શાતા ના હોય ! જ્યાં સુધી શુદ્ધાત્મા સ્વરૂપ પ્રાપ્ત ના થાય, પોતાની દૃષ્ટિમાં 'હું શુદ્ધ સ્વરૂપ છું' એવું ભાન ના થાય ત્યાં સુધી સગડી સળગ્યા જ કરવાની. લગ્નમાં પણ દીકરી પરણાવતા હોય તોય મહીં સળગ્યા કરતું હોય ! નિરંતર બળાપો રહે ! સંસાર એટલે શું ? જંજાળ. આ દેહ વળગ્યો છે તેય જંજાળ છે ! જંજાળનો તે વળી શોખ હોતો હશે ? આનો શોખ લાગે છે એય અજાયબી છે ને ! માછલાંની જાળ જુદી ને આ જાળ જુદી ! માછલાંની જાળમાંથી કાપી કરીને નીકળાય પણ ખરું, પણ આમાંથી નીકળાય જ નહીં. ઠેઠ નનામી નીકળે ત્યારે નીકળાય !

## બુદ્ધિના આશયમાં પત્ની માગી,
## સાસુ, સસરા ને... લંગાર લાગી!

કરોળિયો જાળું વીંટીને અને પછી પોતે મહીં પૂરાય. એવી રીતે આ સંસારનું જાળું. પાછી પોતે ગયા અવતારે માગણી કરી'તી, આપણે ટેન્ડર ભર્યું'તું બુદ્ધિના આશયમાં, કે એક વાઈફ, છોકરો ને છોકરી અને બે-ત્રણ રૂમો અને જરાક નોકરી એકાદ. આટલી જ વાત બુદ્ધિના આશયમાં હતી. તેને બદલે તો વાઈફ આપી તો આપી પણ સાસુ, સસરો,

સાળો, સાળાવેલી, માસીસાસુ, કાકીસાસુ, ફોઈસાસુ, મામીસાસુ કેટલાં લફરાં ! આપણે જાણીએ આટલી બધી ફસામણ કરશે, નહીં તો આ માંગણી જ ના કરત, બળી. અને પછી સાસુ એક દા'ડો ગાળો ભાંડેને તો કડવું લાગે. ઘરનાં સગાં સામાં થાય ખરાં, કોઈ દા'ડોય ? એય સામાં થાય ખરાં ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ત્યારે એવું આ જગત છે બધું. તેથી કૃપાળુદેવે એને કાજળની કોટડી કહી, પછી એમાં કોણ રહે ? એ તો બીજી જગ્યા છે નહીં, એટલે એમાં પડી રહેવું પડે છે ! એટલે કંઈક વિચારવું પડશે, આમ ક્યાં સુધી ચાલશે આપણે ? અને આપણે ઈન્ડિયન, આ આપણા તો પગ ધોઈને પીવા જોઈએ એવા ઈન્ડિયન કહેવાય. પણ આપણે ત્યાં આ સંસ્કાર બધા ઊડી ગયા અને મૂળ જ્ઞાન ઊડી ગયું. એટલે આ ફજેતો થયો છે આપણો. અરે, આપણી ડોસીઓને જીવન જીવવાનો રસ્તો પૂછ્યો હોત તો કહેત કે, 'નિરાંતે ખાઓ-પીઓ, ઉતાવળ શું કામ કરો છો ?' માણસને શેની 'નેસેસિટી' છે, તેની પહેલાં તપાસ કરવી પડે. બીજી બધી 'અન્‌નેસેસિટી'. એ 'અન્‌નેસેસટિ'ની વસ્તુઓ માણસને ગૂંચવે, પછી ઊંઘની ગોળીઓ અને ફોરેનવાળો તો એક જણ એવું કહેતો'તો કે ઈન્ડિયનો તો આ ડૉલર છે તે, નથી સ્ત્રી ભોગવતા, નથી માંસાહાર કરતા. આ ઈન્ડિયનોને સુખ જ નહીં લેતાં આવડતું, કહે છે. અને દુઃખી પાર વગરના છે. એવું કહેતો'તો મને. પેલો માણસ માંસાહારે કરે અને ત્રણ હજાર પગાર મળતો હોયને, તે છેલ્લે દહાડે એની પાસે ખૂટતા હોય અને તમે તો બારસો રૂપિયા બચાવ્યા હોય એ સારું છે, ખોટું નથી. પણ ઘરમાં પ્રેમ વધારો. છોકરાં પણ ખુશ થઈ જાય ને બહાર જે દોડધામ કરતા હોય તે ઘેર આવતા રહે ! વાઈફ અને હસબન્ડ વાતો કરતાં હોયને તો છોકરાંઓને ગમે મહીં. આને તો કહેને, 'તે દહાડે મને આવું કહી ગયા હતાને, પણ મારા લાગમાં તો આવવા દો, 'અલ્યા મૂઆ, પૈણેલા છો, મહીં ભેગા પડ્યા છો, પાર્ટનરશીપ છે, ફેમિલી છે, છતાં આ શું કરવા માંડ્યું છે તમે લોકોએ ? પહેલાં તો અર્ધાંગના કહેતા'તા. અર્ધું અંગ છે મારું. અને આવી સેઈફ સાઈડ કરી છે ?

## અનંત ભવના જે ગૂંચવાડા,
## છૂટ, 'જ્ઞાની' કને કરી ઊઘાડા !

આ તો લાઈફ બધી 'ફ્રેક્ચર' થઈ છે. શેના હારુ જીવે છે તે ભાનેય નથી રહ્યું કે આ મનુષ્યસાર કાઢવા માટે હું જીવું છું ! મનુષ્યસાર શું છે ? તો કે જે ગતિમાં જવું હોય તે ગતિ મળે અગર તો મોક્ષે જવું હોય તો મોક્ષે જવાય ! આવા મનુષ્યસારનું કોઈને ભાન જ નથી. તેથી ભટક ભટક કર્યા કરે છે.

હવે તમારા પ્રશ્નો પૂછો, જે તમારા ગૂંચવાડા હોયને તે બધા પૂછો. હું તમને બધા ખૂલાસા આપું. હું તમામ પ્રકારના ખૂલાસા આપવા આવ્યો છું તમને. તમે તમારા દુઃખો મને આપી દેશો તો હું લઈ લેવા તૈયાર છું. સુખો તમારી પાસે રહેવા દેજો. જો દુઃખો આપી દો તો તમે યાદ ના કરો ફરી, મારી આજ્ઞા પ્રમાણે, તો તમારી પાસે દુઃખ નહીં આવે, એ વાત નક્કી છે, એની ગેરન્ટી આપું છું. કારણ કે બધાં જગતનાં દુઃખો લેવા આવ્યો છું. કારણ કે મારે એકલાને ત્યાં દુઃખ નથી. મને સત્યાવીસ વર્ષથી ટેન્શન રહ્યું નથી. એટલે તમારે જે દુઃખ હોય તે આપો, પછી તમે યાદ ના કરો તો, નહીં તો પાછું આવશે એટલી બધી ખાતરી હોવી જોઈએ તમને કે આ દાદાજીએ લીધું એટલે હવે મારે વાંધો નહીં. પછી તમારું નામેય નહીં લે. હું નથી કીર્તિ લેવા આવ્યો, હું કોઈ ચીજ લેવા નથી આવ્યો, કોઈ જાતની મને ભીખ નથી, માટે હું આવું કહું છું. તમારે જે અડચણ હોય તે મને કહો, તમે જાહેર કરો અને એ અડચણોને દૂર કરો. ફક્ત સમજણના ફેરથી જ આ ગૂંચવાડા થયા છે.

નકામા વહુના લપકા ખાવા પડે છે. ભાગીદારના લપકા ખાવાના, ઈન્કમટેક્સ ઓફિસરના લપકા ખાવાના. જ્યાં ને ત્યાં લપકા ખા ખા કરે. શરમેય નથી આવતી કે બળ્યું, આટલા લપકા ખઈને જીવીશ, શા આધારે જીવીશ ! પણ તે ક્યાં જાય તે ? પછી નઠારો થઈ જાય !

**પ્રશ્નકર્તા :** આ બધું બરાબર છે, પણ અત્યારે સંસારમાં જોઈએ તો દસમાંથી નવ જણાને દુઃખ છે.

**દાદાશ્રી :** દસમાંથી નવ નહીં, હજારમાં બે જણ સુખી હશે, કંઈક શાંતિમાં હશે. બાકી બધું રાતદહાડો બળ્યા જ કરે છે.

આ શક્કરિયું ભરહાડમાં મૂકે તો કેટલી બાજુથી બફાય ? ચોગરદમથી, તેમ આ આખું જગત બફાઈ રહ્યું છે. અરે ! પેટ્રોલની અગ્નિથી બળતું અમને અમારા જ્ઞાનમાં દેખાય છે.

માટે મૂર્છિત થવા જેવું આ જગત નથી. મૂર્છાને લીધે આવું જગત દેખાય છે અને માર ખઈ ખઈને મરી જવાનું ! ભરત રાજાને તેરસો રાણીઓ હતી. તે તેની શી દશા હશે ? આ ઘેર એક રાણી હોય તોય તે ફજેતો કરાવ કરાવ કરે છે, તો તેરસો રાણીઓમાં ક્યારે પાર આવે ? અરે, એક રાણી જીતવી હોય તે મહામુશ્કેલ થઈ પડે છે ! જીતાય જ નહીં. કારણ કે મતભેદ પડે કે પાછો લોચો પડી જાય ! ભરત રાજાને તો તેરસો રાણીઓ જોડે નભાવવાનું. રાણીવાસમાંથી પસાર થાય તો પચાસ રાણીઓનાં મોઢાં ચઢેલાં ! અરે, કેટલીક તો રાજાનું કાટલું જ કરી નાખવા ફરતી હોય. મનમાં વિચારે કે 'ફલાણી રાણીઓ એમની પોતાની ને આ પરભારીઓ ! એટલે રસ્તો કંઈક કરો.' કંઈક કરે તે રાજાને મારવા માટે. પણ તે પેલી રાણીઓને બુઠ્ઠી કરવા સારું ! રાજા ઉપર દ્વેષ નથી, પેલી રાણીઓ ઉપર દ્વેષ છે. પણ એમાં રાજાનું ગયું ને તું તો રાંડીશને ? ત્યારે કહે કે, 'હું રાંડીશ પણ આને રંડાવું ત્યારે ખરી !'

આ અમને તો બધું તાદૃશ દેખાયા કરે. આ ભરત રાજાની રાણીનું તાદૃશ અમને દેખાયા કરે. તે દહાડે કેવું મોઢું ચઢેલું હશે, રાજાની કેવી ફસામણ હશે, રાજાના મનમાં કેવી ચિંતાઓ હશે, તે બધુંય દેખાય ! એક રાણી જો તેરસો રાજાઓ જોડે પૈણી હોય તો રાજાઓનાં મોઢાં ના ચઢે ! પુરુષને મોઢું ચઢાવતાં આવડે જ નહીં.

ભરત રાજાએ તેરસો રાણીઓ સાથે આખી જિંદગી કાઢી અને તે જ ભવે મોક્ષ થયો ! માટે વાતને સમજવાની છે. સમજીને સંસારમાં રહો, બાવા થવાની જરૂર નથી. જો આ ના સમજાયું તો બાવો થઈને એક ખૂણામાં પડી રહે. બાવો તો, જેને સ્ત્રી જોડે સંસારમાં ફાવતું ના હોય તે થાય. અને

સ્ત્રીથી દૂર રહેવાય છે કે નહીં, એવી શક્તિ કેળવવા માટેની એક કસરત છે. સંસારમાં તો 'ટેસ્ટ એક્ઝામિનેશન' છે. ત્યાં 'ટેસ્ટેડ' થવાનું છે. લોખંડ પણ 'ટેસ્ટેડ' થયા વગરનું ચાલતું નથી, તો મોક્ષમાં 'અન્‌ટેસ્ટેડ' ચાલતું હશે ?

ભાંજગડ ચાલ્યા જ કરે, એનું નામ સંસાર. સંસાર એટલે રાગ-દ્વેષવાળો કકળાટ. ઘડીમાં રાગ અને ઘડીમાં દ્વેષ. લોકોને એક બીબી જ ભારે પડે છે, તો બીજી કરવાની કંઈથી. મેં કહ્યું'તું કે બીજી પૈણવી હોય તો મને કહીને કરજો.

છતાં આ વિજ્ઞાન ગમે તેને, પૈણેલાનેય મોક્ષે લઈ જશે, પણ જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે ચાલવું જોઈએ. કો'ક મગજની ખુમારીવાળો હોય તે કહેશે, 'સાહેબ, હું બીજી પૈણવા માગું છું.' જો તારે પૈણવું હોય તો મારી આજ્ઞા લઈને પૈણજે અને પછી આ પ્રમાણે વર્તજે ! તારું જોર જોઈએ. પહેલાં શું નહોતા પૈણતા ? ભરત રાજાને તેરસો રાણીઓ હતી તોય મોક્ષે ગયા ! જો રાણીઓ નડતી હોય તો મોક્ષે જાય ખરા ? તો શું નડે છે ? અજ્ઞાન નડે છે. આટલા બધા માણસો છે, તેમને કહ્યું હોત સ્ત્રીઓ છોડી દો તો એ બધા સ્ત્રીઓ ક્યારે છોડત ? અને ક્યારે એમનો પાર આવત ? એટલે કહ્યું, સ્ત્રીઓ છો રહી અને બીજી પૈણવી હોય તો મને પૂછીને પૈણજે, નહીં તો પૂછ્યા વગર ના પૈણશો. જો છૂટ આપી છેને બધી ?

## સાચી સમજ સજાવે સંસાર,
## અગરુ જલે મહેકે અપાર !

આને જીવન કેમ કહેવાય ? જીવન કેટલું સુશોભિત હોય ! એક-એક માણસની સુગંધ આવવી જોઈએ. આજુબાજુ કીર્તિ પ્રસરેલી હોય કે કહેવું પડે, આ શેઠ રહે છેને, એ કેવા સુંદર ! એમની વાતો કેવી સુંદર !! એમનું વર્તન કેવું સુંદર !!! એવી કીર્તિ બધે દેખાય છે ? એવી સુગંધ આવે છે લોકોની ?

**પ્રશ્નકર્તા :** કોઈ કોઈવાર કોઈ કોઈ લોકોની સુગંધ આવે.

**દાદાશ્રી :** કોઈ કોઈ માણસની, પણ તેય કેટલી ? તે પાછા એને ઘેર પૂછોને, તો ગંધાતો હોય, બહાર સુગંધ આવે પણ એને ઘેર પૂછો ત્યારે કહેશે કે, 'એનું નામ જ જવા દો.' એની તો વાત જ ના કરશો. એટલે આ સુગંધ ના કહેવાય.

જીવન તો હેલ્પિંગ માટે જ જવું જોઈએ. આ અગરબત્તી સળગે છે, એમાં પોતાની સુગંધ લે છે એ ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** આખી જિંદગી સળગે ત્યાં સુધી બધાને સુગંધી જ આપે છેને ! એ એના જેવું છે આપણું જીવન. બધાને સુગંધી આપવી જોઈએ. લોકો વગોવે એનો શું અર્થ ? લોકો કંઈ પૈસા લેવા ફરતા નથી અને તેય એવા મહીં હોય તો એનેય હેલ્પ કરવી પડે.

આ એક ગુલાબનું ફૂલ દેખીએ છીએ તોય સરસ ગુલાબ છે. અને આ મનુષ્ય દેખાય તો મૂઆ ગમે નહીં ! એક અગરબત્તી અહીં સળગતી હોય તો આખા રૂમને સુગંધી આપે અને આ મનુષ્યો ગંધાય મૂઆ ! કઈ જાતના લોક છો તમે ઈન્ડિયનો ? ગંધાય, બહાર કોઈની સુગંધ જ નથી આવતી, નહીં તો પચ્ચીસ-પચ્ચીસ માઈલના એરિયા સુધી સુગંધ ફેલાય. ના ફેલાય સુગંધ ? આ અગરબત્તીની ફેલાય છે, તો માણસની ફેલાય કે ના ફેલાય ? તે વડોદરા શહેરમાં તું રહું છું તે કોની ફેલાયેલી દેખાઈ ? મૂઆ આવ્યા ને મરી ગયા, આવ્યા ને મરી ગયા. વખતે કૂતરાંય ખાય-પીને મરી જાય છે, એમાં તે શું કર્યું તેં ? મનુષ્યપણું ખોયું ! મનખો નકામો ગયો. મનખો એટલે બહુ કિંમતી. અચિંત્ય ચિંતામણી દેહ, મનુષ્ય કહેવાય. તે આ મૂઆ આમાં જ કાઢ્યો ? ખાણી-પીણીમાં જ ? અને ઓરત. એ ઓરતેય પાળતાં ના આવડી હોય. એની જોડેય રાત-દહાડો ડખા-ડખા, વઢવાડ-વઢવાડ.

આ સંસાર દુઃખદાયી નથી, અણસમજણ જ દુઃખદાયી છે. તે અમે તમારી અણસમજણ કાઢી નાખીએ અને તમને સમજણ દેખાડી દઈએ. એટલે તમારો સંસાર દુઃખદાયી થઈ પડે નહીં. એટલે આર્તધ્યાન-રૌદ્રધ્યાન

ના થાય, પછી નિરંતર ધર્મધ્યાન રહ્યા કરે.

આ સંસાર છોડવાથી છૂટે એવો નથી, એ જ્ઞાનથી છૂટે એવો છે. કેટલા વખતથી જંજાળથી છૂટવાની ઈચ્છા થાય છે ? જવાનીમાં તો છૂટવાની ઈચ્છા થાય નહીં, જવાનીમાં તો જંજાળ વધારવાની ઈચ્છા થાય ને ?

**પ્રશ્નકર્તા :** એ તો બુઢાપામાંય છૂટવાની ઈચ્છા નથી થતી. પણ હવે આપના તરફથી કંઈ પ્રયત્ન થાય તો છૂટાય.

**દાદાશ્રી :** હા, બરાબર છે. બુઢાપામાંય જંજાળમાંથી છૂટવાની ઈચ્છા ના થાય એવું છે.

**પ્રશ્નકર્તા :** આમાંથી છૂટવાનો કંઈ રસ્તો ?

**દાદાશ્રી :** આ જંજાળમાંથી છૂટવાનો રસ્તો એ જ કે 'આપણે કોણ છીએ' એ જ્ઞાન પ્રાપ્ત થઈ જાય જ્ઞાની પુરુષ પાસેથી, તો છૂટી જવાય એવું છે. જંજાળ કોઈનેય ગમે નહીં. તમને પસંદ પડે છે કે આ જંજાળ ?

**પ્રશ્નકર્તા :** નહીં.

**દાદાશ્રી :** બિલકુલ નહીં ? કોઈ ફૂલહાર ચઢાવે તો ?

**પ્રશ્નકર્તા :** એ જોખમ લાગે છે.

**દાદાશ્રી :** જોખમ તો એવું છેને, કે આ બધું જોખમ જ છે પણ પસંદ તો પડે છે ને ? મીઠું લાગે છે ને ? ખરી રીતે બધી જંજાળો પસંદ નથી, પણ અહીં આગળ રહેવા પૂરતું એને થોડી ઘણી પસંદગી જોઈએ છે કે અહીં બેસું કે ત્યાં બેસું ? એટલે જ્યાં પસંદ પડે ત્યાં બેસે છે, એના જેવું છે ! આ જંજાળમાંથી કોઈક વખત છૂટવાની ઈચ્છા થાય છે કે ? જંજાળ ગમે જ નહીં ને ? આ તો જંજાળમાં પેઠેલા છે ! જ્યાં સુધી ના છૂટાય ત્યાં સુધી આ બધું ખાવાપીવાનું, બધા લોક કર્યા કરે તેવું કર્યા કરવાનું. પણ જો છૂટવાનું મળ્યું, જ્ઞાની પુરુષ મળ્યા તો છૂટી જાય. આ જંજાળમાંથી છૂટી જાય એટલે પરમાનંદ ! મુક્તિ !!

## સંસારને તું મ્યુઝિયમ માન, સ્પર્શ્યા વિણ માત્ર 'જો' ને 'જાણ' !

અને આ સંસાર જે છે એ બધું મ્યુઝિયમ છે, તે મ્યુઝિયમમાં શરત શું છે ? પેસતાં જ લખેલી છે કે ભઈ, તમારે જે ખાવું-પીવું હોય, ભોગ કંઈ ભોગવવા હોય તો અંદર ભોગવજો. કશું બહાર લઈને નીકળવાનું નહીં. અને વઢવાનું નહીં. કોઈની જોડે રાગ-દ્વેષ નહીં કરવાના. ખાજો-પીજો બધું પણ રાગ-દ્વેષ નહીં. ત્યારે આ તો અંદર જઈને પૈણે છે. અલ્યા મૂઆ, ક્યાં પૈણ્યા ? આ તો બહાર જતી વખતે વેષ થઈ પડશે ! તે આ પછી કહેશે, હું બંધાયો. તે કાયદા પ્રમાણે મહીં જઈએ ને ખઈએ-પીએ, સ્ત્રી કરીએ તોય વાંધો નથી. સ્ત્રીને કહી દેવાનું જો સંગ્રહસ્થાન છે, એમાં રાગ-દ્વેષ નહીં કરવાના. જ્યાં સુધી અનુકૂળ આવ્યું ત્યાં સુધી ફરવું, પણ છેવટે આપણે રાગ-દ્વેષ વગર નીકળી જવાનું. એની પર દ્વેષ નહીં. કાલે સવારે બીજા જોડે ફરતી હોય તોય એને દ્વેષ નહીં. આ સંગ્રહસ્થાન આવું છે. પછી આપણે જેટલા જેટલા કીમિયા કરવા હોય એટલા કરો. હવે સંગ્રહસ્થાન ના કાઢી નંખાય. જે બની ગયું એ ખરું હવે તો. આપણે સંસ્કારી દેશમાં જન્મ્યાં ને ! એટલે મેરેજ-બેરેજ બધું પદ્ધતિસરનું.

## (૨૨)

# પતિ-પત્નીના પ્રાકૃતિક પર્યાયો

### સ્ત્રી પુરુષ પ્રાકૃત પરમાણુ,
### ભરેલો માલ ખપાવા નિયાણું !

**પ્રશ્નકર્તા :** સ્ત્રીઓને આત્મજ્ઞાન થાય કે નહીં ? સમકિત થઈ શકે ?

**દાદાશ્રી :** ન થાય એ ખરી રીતે, પણ આ અમે કરાવડાવીએ છીએ. કારણ કે એ પ્રકૃતિનું ધોરણ જ એવું છે કે આત્મજ્ઞાન પહોંચે જ નહીં. કારણ કે સ્ત્રીઓમાં એ કપટની ગ્રંથિ એવડી મોટી હોય છે, મોહ અને કપટની, એ બે ગ્રંથિઓ આત્મજ્ઞાનને ના અડવા દે.

**પ્રશ્નકર્તા :** એટલે એ તો વ્યવસ્થિતનો અન્યાય થયોને ?

**દાદાશ્રી :** ના, એ છે તે બીજે અવતારે પુરુષ થઈને પછી મોક્ષે જાય. આ બધા કહે છે, સ્ત્રીઓ મોક્ષે ના જાય. એટલે એકાંતિક વાત નથી એ. પુરુષ થઈને પછી જાય. એવો કોઈ કાયદો નથી કે સ્ત્રીઓ સ્ત્રી જ રહેવાની છે એવું. એ પુરુષ જેવી ક્યારે થાય કે પુરુષની જોડે હરીફાઈમાં રહી હોય અને અહંકાર વધતો જતો હોય અને ક્રોધ વધતો જ હોય તો પેલું ઊડી જાય. અહંકાર ને ક્રોધની પ્રકૃતિ પુરુષની અને માયા અને લોભની પ્રકૃતિ સ્ત્રીની, એમ કરીને આ ચાલ્યું ગાડું. પણ આ આપણું અક્રમ વિજ્ઞાન એવું કહે છે કે સ્ત્રીઓનો પણ મોક્ષ થાય. કારણ કે આત્મા જગાડે છે આ. આત્મજ્ઞાન ન થાય તોય વાંધો નહીં પણ આત્માને જગાડે છે કે કેટલી સ્ત્રીઓ એવી હોય છે કે દાદા નિરંતર ચોવીસેય કલાક યાદ !

હિંદુસ્તાનમાં કેટલી ને અમેરિકામાં કેટલીય સ્ત્રીઓ હશે કે દાદા ચોવીસ કલાક યાદ !

**પ્રશ્નકર્તા :** એટલે આત્માને તો કોઈ જાતિ જ નથી ને ?

**દાદાશ્રી :** આત્માને જાતિ હોય જ નહીં ને ! પ્રકૃતિને જાતિ હોય. ઊજળો માલ ભર્યો હોય તો ઊજળો નીકળે. કાળો ભર્યો હોય તો કાળો નીકળે. પ્રકૃતિએ પણ ભરેલો માલ. જે માલ ભર્યો એનું નામ પ્રકૃતિ ને આમ પુદ્ગલ કહેવાય. એટલે પુરણ કર્યું એ ગલન થયા કરે. જમવાનું પુરણ કર્યું એટલે સંડાસમાં ગલન થાય. પાણી પીધું એટલે પેશાબમાં, શ્વાસોશ્વાસ બધું આ પુદ્ગલ પરમાણુ.

**પ્રશ્નકર્તા :** કોઈવાર કપટની વાતો કરીએ અમે. આમ કારમાં જતાં હોઈએ, તો હું એમ કહું કે દાદાજીએ સ્ત્રી અને પુરુષ બન્નેને આત્મા આપ્યો, પુરુષ તો બનાવી જ દીધા છે. હવે જે આ સ્ત્રીનો દેહ છે, તો દાદાજી એમ કહે છે, એક કપટ ને મોહનું બીજ હતું. તેમાંથી મોટી ગાંઠ થઈ ગઈ તો એ ગાંઠને હવે ભાંગવાની છે ને તેની પાછળ તમારે પડવાનું છે, એ ગાંઠ ભંગાય, તો તમે પુરુષ છો જ.

**દાદાશ્રી :** પુરુષ તો છો જ તમે. એ પેલી ગાંઠ થોડી વધી ગઈ છે. એટલે સ્ત્રીનો દેહ મળ્યા કરે. મેં કહ્યુંને કે એ ગાંઠ જરા, કપટ ગીતા વાંચીને, તેમ તેમ છૂટે. એ પુરુષ તો છો જ અને પુરુષ થયા પછી મૂળ પુરુષ થયા.

**પ્રશ્નકર્તા :** હા, દાદા. મૂળ પુરુષ.

**દાદાશ્રી :** પુરાણ પુરુષ, ભગવાન. સ્ત્રીમાંથી પુરુષ થઈ જાય. સ્ત્રી-પુરુષોની બેની જોડી હોય છેને, તે સ્ત્રીમાંથી પુરુષ થઈ જાય, બીજે પગથિયે અને પુરુષને એક જ પગથિયું હોય છે. તમારા બે પગથિયાં. કેમ બોલતા નથી ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે, દાદા.

**દાદાશ્રી :** બુદ્ધિ વધારે વાપરવી પડે એવી છે ? ત્યારે ઓછી વાપરે

એવી છે ? બુદ્ધિ જ વાપરવાની ચીજ નહોય. સમજણ પડે તો સમજ કામ કરે. શેનાથી સમજાશે ?

**પ્રશ્નકર્તા :** સમજણથી.

**દાદાશ્રી :** હા, બુદ્ધિ તો નફો-નુકસાન બે જ દેખાડે. સમજણ જ કામ કરે.

**પ્રશ્નકર્તા :** પણ એ દાદા, જે મોહ અને કપટના પરમાણુથી જે સ્ત્રીની ગાંઠ મોટી થતી જાય છે, તો એ બીજા અવતારમાં પણ એ નારી જાતિમાં જ જાય છે કે પાછી પુરુષમાં આવી જાય ?

**દાદાશ્રી :** એ તો આ પુરુષમાં આવી જાય. કપટ ખલાસ થઈ ગયું હોય. પુરુષપણું આવી ગયું હોય થોડું ઘણું, તો પુરુષમાં આવે.

**પ્રશ્નકર્તા :** પણ પાછી મૂળ જાય, નારી જાતિમાં જ જાય ?

**દાદાશ્રી :** પુરુષ જાતિમાં આવે.

**પ્રશ્નકર્તા :** હા, પણ પાછી એક-બે અવતારે પાછી તેમાં નારી જાતિમાં જ જાય કે એક અવતાર પૂરતું જ હોય ?

**દાદાશ્રી :** અહીંથી પુરુષ થયા પછી ફરી જો કપટ ને મોહ થઈ જાય, તો એમાંય જાય પાછી.

**પ્રશ્નકર્તા :** આત્મા પુરુષ દેહ ધારણ કરે અને સ્ત્રી દેહેય ધારણ કરે ત્યાર પછી તેના વર્તન-નિયમોમાં શો તફાવત ?

**દાદાશ્રી :** નિયમ તો બધા, સ્ત્રીપ્રકૃતિ હોય તો સ્ત્રીપ્રકૃતિના આધીન હોય અને પુરુષપ્રકૃતિ હોય તો પુરુષપ્રકૃતિના આધીન હોય અને નપુંસક પ્રકૃતિ હોય તો નપુંસકપ્રકૃતિના આધીન હોય. એ બધી ત્રણેવ પ્રકૃતિના આધીન હોય છે. કેવા હોય છે ?

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિના આધીન.

**દાદાશ્રી :** એના નિયમને માટે બીજું કંઈ ઘડવાનું નથી કે નથી કોઈ

કાયદા. જેવી પ્રકૃતિ હોય ને તેવું જ આ બધું નીકળ્યા કરે. સ્ત્રીની પ્રકૃતિ હોય એટલે બધી વાણી, વર્તન બધા સ્ત્રીના જ હોય એ. એનામાં પુરુષની હિંમત હોય ? ના હિંમત-બિંમત બધુંય ફેર પડી જાય ને ! હવે પુરુષ રઘવાટિયો હોય અને સ્ત્રી રઘવાટિયણ ના હોય. પુરુષ તો જરાક કોઈએ કહ્યું, 'હેંડો, ગાડીનો ટાઈમ થઈ ગયો છે.' તો ચામાં રઘવાટ, હેંડવામાં, કપડાં પહેરવામાં રઘવાટ, બધે રઘવાટ, રઘવાટ, રઘવાટ અને સ્ત્રી તો નિરાંતે વાળ-બાળ ઓળી, સાડી પહેરીને આવે ! આપણને ચીડ ચઢ્યા કરે કે આ... અલ્યા મૂઆ, એનેય ગાડી મળવાની છે અને તનેય મળવાની છે. તું રઘવાટિયો છું. તમે જાણો આ બધા રઘવાટિયા હોય ? રઘવાટિયા હોય કે ના હોય ?

**પ્રશ્નકર્તા :** હા, હોય. હુંય એવો છું.

**દાદાશ્રી :** ના, બધાય એવા. તમે એકલા શું, બધાય એવા. અને આ બેન છે તે ચાંદલો કરે ને બધું કરે. અને આપણા લોકો તો ચાંદલો કરવાનો હોય ને તો ઉત્પાતે હેંડીને ભાગે.

એટલે એ વર્તન-નિયમમાં કશો ફેર ના રહે. એ પ્રકૃતિના આધીન જ રહ્યા કરે. કારણ કે એ સ્ત્રીમાં એટલા મોહ અને કપટ રહેલા હોય છે અને તેનેય સ્થિરતા છે ને ! એ આમ ઓઢે-કરે છે તે સ્થિરતા એને છે અને આમને આમ કપટ-મોહ નહીં એટલે મૂઆ આમ થઈ જશે અને તેમ... થોડું સમજાય છે તમને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આપણી ઈન્ડિયાની ગાડીમાં બાર જણા ઊભા રહ્યા હોય ને અને સ્ત્રીઓ એક બૅન્ચ પર ચાર જણ બેઠી હોય. સામી બૅન્ચ પર પુરુષો બેઠા હોય તે સાત બેઠા હોય. આ બાજુ આ ચાર બેઠી હોય તો બાર જણા ઊભા રહેલાને, એના મનમાં એવો વિચાર ના આવે કે 'લાય, એકાદ જણને બેસાડીએ !' અને પુરુષો ચાર બેઠા હોય ને, 'ચાર બેઠા છે' 'અહીં આવ ભાઈ, અહીં આવ.' ડખો નહીં. વિચાર જ આવે નહીં. પછી શું વાંધો છે ? પછી કોઈ જાતનો વાંધો જ ના હોય ને !

## સાડી-દાગીના દેખતાં મૂર્છિત,
## મોહ-કપટ પરમાણુ ગોપિત !

**પ્રશ્નકર્તા :** આ બેન કહે છે, આવતા જન્મમાં મને ફરીથી સ્ત્રીનો અવતાર મળે ?

**દાદાશ્રી :** સ્ત્રી થવાની ઈચ્છા છે કહો છો એ સ્ત્રીપણું પરમેનન્ટ હશે કે નહીં ? નવી શોધખોળ એ નવું બોલ્યા ને ! કોઈ આવું બોલે જ નહીંને !

**પ્રશ્નકર્તા :** એટલે આ બેન પેલી રીતે વ્યંગમાં બોલે છે કે અહીંયાં અમેરિકામાં સ્ત્રીઓને કશું કામધંધો હોતો નથી, આરામથી ખાવાનું એક ટાઈમ બનાવે અને મજા કરે.

**દાદાશ્રી :** હા, પણ એના હૃદયમાં શું દુઃખ હશે એ તમને શું ખબર પડે ? એ તો સ્ત્રીઓ મને કહે છે, તમને ના કહે. સ્ત્રીઓ મને બધું કહે, પુરુષો કહે ને બધા કહે.

**પ્રશ્નકર્તા :** એમને શું દુઃખ છે કહો તો અમને ખબર પડે.

**દાદાશ્રી :** અરે, ઘણું દુઃખ હોય એમને તો. એ તો એવું છેને કે આ પુરુષને આખી જિંદગીમાં એક જ વખત મેટરનિટી વોર્ડમાં જવાનું થાય તો શું થાય ? તો એને કેટલા વખત મેટરનિટી વોર્ડમાં જવું પડશે એનું તો...

**પ્રશ્નકર્તા :** અહીંયાં તો સ્ત્રીઓ એક-બે વખત, વધારે વખત ના જાય...

**દાદાશ્રી :** ના, પણ એક-બે વખત પુરુષને હોયને તો બહુ મુશ્કેલી પડે. આપણાથી સહન ના થાય. એ તો એ જ સહન કરે. માટે એમાં શું સુખ છે બિચારીને ? તે એને હેરાન કરો છો વગર કામના. અરે, એવું થવાની આશા શું કરવા રાખો છો ? કો'ક ફેરો પુરુષપણું મળે. ઊલટું સ્ત્રીઓએ એવી આશા રાખવી જોઈએ કે અમે ક્યારે પુરુષ થઈએ.

**પ્રશ્નકર્તા :** મને એવું બહુ થતું હતું.

**દાદાશ્રી :** એ પુરુષ થવું હોયને તો આ બે ગુણ છૂટે તો થાય, મોહ અને કપટ. મોહ અને કપટ બે જાતના પરમાણુ ભેગા થાય એટલે સ્ત્રી થાય અને ક્રોધ ને માન બે ભેગા થાય તો પુરુષ થાય. એટલે પરમાણુના આધારે આ બધું થઈ રહ્યું છે.

એમને (સ્ત્રીને) તો કપટ ને મોહ બધું, સાડી દેખી હોયને તો આપણે કહીએ કે આજ જોડે જોડે આવ્યા પણ તમે કેમ ખોવાઈ ગયેલા લાગો છો ? ત્યારે ત્યાં રહી ગયા હોય એ, સાડીમાં. અહીં ધોકડું આવ્યું હોય. એ ખોવાઈ ગયેલા હોય. એ મોહ બધો અને આપણા પુરુષો ખોવાઈ ના જાય. પુરુષ ખોવાઈ જાય ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ના ખોવાઈ જાય. એને તો સાડી દેખી તો ત્યાં ખોવાઈ જાય અને જો જણસ (દાગીના) દેખી હોયને તોય ખોવાઈ જાય.

## ધાર્યા પ્રમાણે ધણીને ચલાવે,
## કપટ કરી ઘરને નચાવે !

એક ફેરો મને બહેનોએ કહ્યું કે અમારામાં ખાસ અમુક અમુક દોષો હોય છે, તેમાં ખાસ વધુ દોષ નુકસાનકર્તા કયો ? ત્યારે મેં કહ્યું, ધાર્યા પ્રમાણે કરાવવા ફરે છે તે. બધી બેનોની ઈચ્છા એવી હોય, પોતાના ધાર્યા પ્રમાણે કરાવડાવે. ધણીને હઉ અવળો ફેરવીને પછી એની પાસે ધાર્યું કરાવડાવે. એટલે આ ખોટું, ઊંધો રસ્તો છે. મેં એમને લખાવ્યું છે કે આ રસ્તો ન હોવો જોઈએ. ધાર્યા પ્રમાણે કરાવવાનો અર્થ શું છે ? બહુ નુકસાનકારક !

**પ્રશ્નકર્તા :** કુટુંબનું ભલું થતું હોય, એવું આપણે કરાવીએ તો એમાં શું ખોટું ?

**દાદાશ્રી :** નહીં, એ ભલું કરી શકે જ નહીંને ! જે ધાર્યા પ્રમાણે કરતા હોયને, તે કુટુંબનું ભલું ના કરે કોઈ દા'ડોય. કુટુંબનું ભલું કોણ કરે

કે બધાનું ધાર્યું થાય એવી રીતે થાય તો સારું. એ કુટુંબનું ભલું કરે. બધાનું, એકેયનું મન ના દુભાય એવી રીતે થાય તો. ધાર્યા પ્રમાણે કરાવવા ફરે, એ તો કુટુંબનું બહુ નુકસાન કરે છે. અને એ વઢંવઢાને ઝઘડા કરાવવાનું સાધન બધું. પોતાનું ધાર્યું ના થાય ને એટલે ખાય નહીં પાછી. અડધું ડૂમો ચૂમઈને બેસી રહે પાછી. કોને મારવા જાય, ચૂમઈને બેસી રહે પાછી. પછી બીજે દા'ડે કપટ કરે પાછું. એ કંઈ જાત તે ! ધાર્યા પ્રમાણે કરવા જાય પણ ના થાય તો શું થાય ? એવું બધું આ ના રાખવું જોઈએ. બેનો હવે મોટા મનનાં થાવ. હવે વિશાળ માઈન્ડના થાવ. શા માટે આ બધું ? અને પાપ બાંધીને ફરી પાછું જાનવરમાં જવું, તેનાં કરતાં અહીં આગળ પુણ્ય બાંધીને ફરી અહીં આવવું શું ખોટું ? માનવ ધર્મ તો પાળવો જોઈએને, આ તો માનવ ધર્મેય નથી.

એટલે સ્ત્રીઓને કોઈ જાતની હરકત નથી. સ્ત્રીઓ થકી આપણને નુકસાન શું છે એ આપણે જોઈ લેવું જોઈએ અને સ્ત્રીઓને આપણા થકી શું નુકસાન છે એ જોઈ લીધા પછી બન્નેનો વેપાર બહુ સારો ચાલે છે. સમજી લેવાનું કે શેનાથી આ નુકસાન થાય છે.

**પ્રશ્નકર્તા :** સ્ત્રીઓ થકી પુરુષને શું નુકસાન છે અને પુરુષો થકી સ્ત્રીઓને શું નુકસાન છે ?

**દાદાશ્રી :** કશું નુકસાન છે નહીં, જો જીવતા આવડે તો ! આ તો આ જીવતાં નથી આવડતું એટલે સ્ત્રીને પોતે રમવાનું રમકડું માની બેઠો છે. ભોગ્ય વસ્તુ માની લે છે, તે ખોટું છે. એ તો ભાગીદાર છે. જેમ આપણાં પાર્ટનર હોય એના જેવું છે, હેલ્પિંગ છે.

**પ્રશ્નકર્તા :** સ્ત્રીઓ પોતાનાં આંસુ દ્વારા પુરુષોને પીગળાવી દે છે અને પોતાનું ખોટું છે એ સાચું ઠરાવી દે છે, એ બાબતમાં આપનું શું કહેવાનું છે ?

**દાદાશ્રી :** વાત સાચી છે. એનો ગુનો એને લાગુ થાય છે અને આવું ખેંચ કરેને, એટલે વિશ્વાસ જતો રહે. ચાંદીનો કલદાર રૂપિયો હોય અને રસ્તામાં આપણે કહીએ, 'એ કલદાર છે કે નહીં હજુ મારે બૅન્કમાં

તપાસ કરાવવી છે', તો એ તો ગાંડું કહેવાય. સત્યને સત્ય જ રહેવા દેવું. ખેંચાખેંચ કરી કે બગાડ્યું.

અને સ્ત્રીઓ જે આવું કરે છે એ તો સ્ત્રીપણું છૂટે નહીં. ઊલટું સ્ત્રીપણું વધારે બંધાય. અને પુરુષ તો ભોળા બિચારા. પુરુષો હંમેશાંય ભોળા હોય. સ્ત્રીઓનાં રમાડ્યા જ રમ્યા કરે અને એ એમ જાણે કે મારી રમાડી આ રમે છે અને પુરુષોને સ્ત્રીઓ રમાડતી જ હોય.

કોઈના ધણી ભોળા હોય તે આંગળી ઊંચી કરો જોઈએ. આ આંગળી ઊંચી કરી ને, એ ખાનગીમાં કહી દે, 'અમારે ભોળા છે, બધા જ ભોળા છે', એ ઈટસેલ્ફ સૂચવે છે ને આ તો સ્ત્રીઓ રમકડાં રમાડે છે. આ તો પછી ઊઘાડું કરતાં ખોટું દેખાય. ખોટું ના દેખાય ? બધું બહુ ના કહેવાય. ખાનગીમાં સ્ત્રીઓને પૂછીએને, 'બેન, તમારા ધણી ભોળા ?' 'બહુ ભોળા.' માલ કપટનો તેથી, પણ એ બોલાય નહીં, ખોટું દેખાય. બીજા ગુણો બહુ સુંદર છે.

મને હઉ હીરાબા કહે ને, તમે તો ભોળા ને ભોળા. મેં કહ્યું, 'હા, એ હું ભોળો છું'. એ પાછો પડદો હશે તે ઘડીએ ! હવે એ ભલા માણસ છે. તે પાછો પડદો ના હોય એવા માણસ છે. તોય પણ એમનામાંય, મેં એક દહાડો હીરાબાને કહ્યું, 'તમારે જૂઠું શું કરવા બોલવું પડે ?' ત્યારે કહે, 'અમે હઉ બોલીએ. નહીં તો તમે કંઈક વઢો, તેટલા સારું અમે હઉ બોલીએ.' મેં કહ્યું, 'ઓહોહોહો ! હું વઢવાને નવરો જ નથી.'

**પ્રશ્નકર્તા :** એમેય કહેલું કે થોડું કપટ રાખું છું, હુંય કપટ રાખું છું.

**દાદાશ્રી :** મને હીરાબા કહેતાં હતાં, 'તમે ના રાખતા હો પણ હું તો કપટ રાખું છું.' ત્યારે મેં કહ્યું, 'અમને તો કપટ-બપટ હોય નહીં.' ત્યારે કહે, 'પણ હું તો કપટ રાખું છું'.

સ્ત્રી એટલે શું ? કપટ અને મોહ. હવે કોઈ સ્ત્રી છે તે માની થવા માંડી દહાડે દહાડે અને પછી ક્રોધી થવા માંડી, એને કપટ ને મોહ જતો

રહે તો આવતે અવતાર પુરુષ થાય.

**પ્રશ્નકર્તા :** જે સ્ત્રીઓ છે એ પોતાની જાતે લિબરેટ થઈ શકે છે અને બીજાને કરવા મદદરૂપ થઈ શકે છે.

**દાદાશ્રી :** હં, બરાબર છે, તે ?

**પ્રશ્નકર્તા :** તો એ સમજાવો.

**દાદાશ્રી :** સ્ત્રીઓ તો બહુ હેલ્પફૂલ છે.

**પ્રશ્નકર્તા :** હવે આમ કલ્યાણ કરે છે પણ પાછું બીજી બાજુ આપણે કહીએ કે સ્ત્રીઓમાં કપટ છે. તો એ કેવી રીતે એ થાય છે ?

**દાદાશ્રી :** એ તો એનો કપટનો સ્વભાવ છે. એ તો હંમેશાં સ્વભાવ હોય, પણ બીજા ગુણો હોયને, પાછા સ્ત્રીના ! સ્ત્રીનું ફોર્મેશન, પુરુષનું ફોર્મેશન બે જુદાં હોય છે.

## સ્ત્રીઓને એમ ના કહેવાય હલકી,<br>તીર્થંકરોની મા, જો સૃષ્ટિ મલકી !

**પ્રશ્નકર્તા :** સ્ત્રીને એક બાજુ લક્ષ્મી કહે છે ને બીજી બાજું કપટવાળી, મોહવાળી...

**દાદાશ્રી :** લક્ષ્મી કહે ત્યારે કંઈ એ જેવી તેવી છે ? ધણી નારાયણ કહેવાય તો એ શું કહેવાય ? એટલે એ જોડીને લક્ષ્મીનારાયણ કહે છે. ત્યારે એ સ્ત્રી તે કંઈ હલકી છે ? એ તીર્થંકરની મા છે. જેટલા તીર્થંકરો થયાને, ચોવીસ, એમની મા કોણ ?

**પ્રશ્નકર્તા :** સ્ત્રીઓ.

**દાદાશ્રી :** ત્યારે એમને કેમ હલકી કહેવાય ? મોહ તો હોય જ હંમેશાં સ્ત્રી થઈ એટલે. પણ જન્મ કોને આપ્યો, મોટા મોટા તીર્થંકરોને બધા.... મોટા લોકોને તો એ જ જન્મ આપે છે, એને કેમ આપણથી વગોવાય ? તે આપણા લોક વગોવે છે.

## સ્ત્રી સુખી જો માથે પિતા-પતિ-પુત્ર, અક્રમમાં માથે જ્ઞાન-આજ્ઞા માત્ર !

**પ્રશ્નકર્તા :** પણ આજકાલ તો જુદું છે અહીંયાંની દુનિયામાં અને હિન્દુસ્તાનમાંય. કારણ કે સ્ત્રીઓ કમાતી થઈ એટલે એ પણ કહે છે કે મને ચલાવતા આવડે છે, મને ધંધો ચલાવતા આવડે છે.

**દાદાશ્રી :** અત્યારે તો કહેને બધું કમાય છે એટલે. કોઈ સ્ત્રી એવું કહે કે મારામાં ને પુરુષમાં શું ફેર રહ્યો છે ? હું આટલો પગાર લાવું છું, હું આટલું ભણી છું, તો આપણે કહીએ, 'રાતે સાડા બાર વાગ્યા પછી એકલા આ રોડ પર જજો જોઈએ, તો હું કહું પુરુષ છું તું. તને બાથમાં ઉઠાવી જશે.' એ જાણે પછી જાય નહીં, નીકળે નહીં. એ પુરુષને કોઈ ના ઉઠાવે. પુરુષ પાસે ઘડિયાળ લઈ લે બહુ ત્યારે, એને ઉઠાવી ના જાય. તમે ના સમજ્યા ?

**પ્રશ્નકર્તા :** સમજ્યા.

**દાદાશ્રી :** એટલે પેલી બઈ ટાઢી પડી ગઈ પછી. ધણીને જવાબ દેતા ના આવડે, તો પછી એ તો ચઢી બેસેને અને જવાબ દે તોય એ તો વકીલાતના જવાબ આપે. એ વકીલાતનાં જવાબમાં તો ખઈ જાય એવી હોય છે. વકીલાતનાં જવાબ ના જોઈએ, એક્ઝેક્ટ જવાબ હોવો જોઈએ. ઉઘાડું પાડી દે એવું. આપણે એમ વકીલાત કરીએ તો એ આમ કરે, આપણે આમ કરીએ તો એ આમ કરે. એનો આ જજમેન્ટ આપનારો કોઈ જજ હોવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** તો એ કઈ સ્વતંત્રતાની વાત કરતી હોય છે ? સ્ત્રીઓ જ્યારે સ્વતંત્રતાની વાત કરતી હોય છે, તે કઈ સ્વતંત્રતાની વાત કરે છે ?

**દાદાશ્રી :** એ તો કહે છે, તમારું અને અમારું બધું લેવલ સરખું. તો આપણે કહેવું કે મને એનો વાંધો નથી, પણ મૂછો આવવા ને, પછી કરીશ. લેવલ તો સરખું દેખાવું જોઈએને ?

**પ્રશ્નકર્તા :** દાદા, આ સ્ત્રીઓ પાટલૂન પહેરે છે, ટાઈ પહેરે છે.

**દાદાશ્રી :** આ પાટલૂન પહેરીને રાતે બાર વાગે જા જોઈએ, એકલી હેંડતી હેંડતી જા જોઈએ અને પુરુષ તો ગમે ત્યારે જાય. કુદરતે જ, નેચરે જ એને આવી સ્થિતિમાં મૂકેલી છે.

માટે ભયવાળી છે એટલે ! શું ભયસ્થાન છે ? એનો ઉપરી હોવો જ જોઈએ. અને સ્ત્રીને ધણીની હૂંફ જોઈએ જ. 'હૂંફ', તે ધણી ના હોય ત્યારે ખબર પડે કે ધણી વગર કેટલી મુશ્કેલી આવે છે !

હંમેશાં સ્ત્રી જાતિ માટે આપણો કાયદો કહે કે સ્ત્રી એને મા-બાપને વશ રહેવી જોઈએ, ભણે ત્યાં સુધી. જ્યાં સુધી નાની છે ત્યાં સુધી અને પછી પૈણાવ્યા પછી એના ધણીને વશ રહેવી જોઈએ. ધણી ના હોય તો છોકરાને વશ રહેવી જોઈએ એવો કાયદો. એને મુક્ત ના કરાય. મુક્ત કરો, તો સંસાર બધો ફ્રેક્ચર થઈ જશે. આ કાયદા આપણા ! સ્ત્રીઓ પોતે સ્વતંત્ર રીતે ક્યારે પણ ન રહેવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** આનો, આ જે માન્યતાનો પાયો કયો ? કારણ અત્યારે તો લોકો નથી માનતા.

**દાદાશ્રી :** પણ જાણતા નથી એટલે શું થાય ? જાણતા નથી એટલે. સુખી થવાનો માર્ગ આ અને આ માર્ગથી વિરુદ્ધ ચાલ્યા તે પછી ખોવાઈ ગયેલા માણસો રહે. અને કયે ગામ પહોંચે ?

અમારાં મધર હતાં, મેં કહ્યું, તમે એંસી વર્ષના, હું અડતાલીસ વર્ષનો, તમારે જે ફાવે એ કરવાનું. તો કહે, 'ફાવે એવું ના કરાય એંસી વર્ષની હું પણ પાંચ વર્ષનો છોકરો ઘરધણી હોય તોય મારે તો ઘરધણીને પૂછવું પડે.'

હવે આવું સમજે તો સુખી છે. નાથ છોડાય નહીં. તેથી જ એમને નાથ આપેલા. એ નાથના કાબૂમાં રહેજો.

**પ્રશ્નકર્તા :** એનું કારણ શું ?

**દાદાશ્રી :** છૂટું ના મૂકાય. મૂકાય નહીં એટલે નાથ રાખેલા એમની ઉપર. આપણા લોક કહે છેને, ભઈ, નાથ છે ? આ બધા ભગવાન એ

ચૌદ લોકનો નાથ, પણ આ તો સ્ત્રીનો નાથ ! એ બેન શી રીતે સ્વીકાર કરે એવું ? અમારું સમજો તો ડહાપણવાળું છે આ ! કાયદેસર આવું જ હોય. આપણે ત્યાં તો વાંધો નહીં, આપણે ત્યાં તો બધું ઠરીઠામ, શુદ્ધાત્મા જોવાનું રહ્યું. તો પછી રહ્યું જ શું તે ? અને સમભાવે નિકાલ કરવાનું રહ્યું. આપણે ત્યાં એવું તેવું નથી. આ તો બહારને માટે વાત કરીએ છીએ. આપણે ઘેર તો કશો વાંધો છે નહીં ?

**પ્રશ્નકર્તા :** આર્યનારી જે છે, તેને તો આ પુરુષ જે છે તે બંધનમાં રાખે, પણ મા-બાપ છે તે પણ બંધનમાં રાખે !

**દાદાશ્રી :** મા-બાપ પણ બંધનમાં રાખે. બધે જ્યાં હોય ત્યાં બંધનમાં રાખે. કારણ કે બંધનની જરૂર છે, આર્યનારી છું. આર્યનારી તરીકે તને જીવવું હોય તો બંધનની જરૂર છે. નહીં તો ગમે તેવું સ્વચ્છંદી જીવન જીવવું હોય તો બંધનની જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** નહીં, પણ સ્ત્રીને મર્યાદા હોય છે અને પુરુષને કેમ મર્યાદા નહીં ?

**દાદાશ્રી :** પુરુષને મર્યાદા હોય છે જ. પણ એ પોતે મર્યાદા જાતે તોડે એને કોણ વઢે ?

**પ્રશ્નકર્તા :** હંમેશાં આપણે સ્ત્રીને જ કહીએ છીએ કે તારે મર્યાદા રાખવી જોઈએ, આપણે પુરુષને નથી કહેતા.

**દાદાશ્રી :** એ તો પોતાના મનુષ્યપણાનો ખોટો દુરુપયોગ કર્યો છે, સત્તાનો દુરુપયોગ કર્યો છે. સત્તાના બે ઉપયોગ થઈ શકે. એક સદ્ઉપયોગ થઈ શકે અને બીજો દુરુપયોગ. સદ્ઉપયોગ કરે તો સુખ વર્તે પણ હજુ દુરુપયોગ કરો છો, તો દુ:ખી થાય. જે સત્તાનો દુરુપયોગ કરીએ, તો એ સત્તા હાથમાંથી જાય અને જો એ સત્તા રાખવી હોય કાયમને માટે, પુરુષ જ જો તમારે રહેવું હોય કાયમને માટે, તો સત્તાનો દુરુપયોગ ન કરશો, નહીં તો સત્તાધીશોને આવતે ભવ સ્ત્રી થવું પડશે ! સત્તાનો દુરુપયોગ કરે એટલે સત્તા જાય. વડાપ્રધાન થાય ને ત્યાં આગળ દુરુપયોગ કર્યો એ પક્ષનો, એટલે સત્તા જતી રહી. કોઈ પણ સત્તાનો દુરુપયોગ નહીં કરવો જોઈએ.

અને ઘેર સ્ત્રી જોડે તો પ્રેમ રાખવો જોઈએ. પ્રેમનું જીવન હોવું જોઈએ, આવું કાયદાનું જીવન જીવાતું હશે ? પ્રેમનું જીવન જીવવું જોઈએ. આપણે ત્યાં કંઈ પણ કાયદો છે ? કશું કાયદો નથી ને ? નો લૉ, કેવું સરસ પ્રેમથી ચાલે છે !

## સ્ત્રીને પુરુષો વખાણે, મહીં ઘાટ, અંજાય, તો કપટનો ચઢે કાટ !

**પ્રશ્નકર્તા :** વચમાં જે પેલી વાત થયેલી. પુરુષે ઉત્તેજન આપ્યું છે, કપટ કરવા માટે, તો એમાં પુરુષ મુખ્ય કારણરૂપ છે. અમારો જે જીવનવ્યવહાર અને એમનું જે કપટ, એમની જે ગાંઠ, એમાં જો હું કંઈ જવાબદાર હોઉં તો એ માટે વિધિ કરી આપજો કે હું એમને છોડી શકું.

**દાદાશ્રી :** હા, વિધિ કરી આપીશું. એમને કપટ વધ્યું તે એને માટે પુરુષો રિસ્પોન્સિબલ છે. એ ઘણા પુરુષોને આ જવાબદારીનું ભાન બહુ ઓછું હોય છે. એ જો બધી રીતે મારી આજ્ઞા પાળતો હોય તો પણ સ્ત્રીને ભોગવવા માટે પુરુષ એને શું સમજાવે ? સ્ત્રીને કહેશે કે હવે આમાં કશો વાંધો નથી. એટલે સ્ત્રી બિચારી ભૂલ-થાપ ખઈ જાય. એને દવા ના પીવી હોય.... અને ના જ પીવાની હોય. છતાં પ્રકૃતિ પીવાવાળી ખરી ને ! પ્રકૃતિ તે ઘડીએ ખુશ થઈ જાય. પણ એ ઉત્તેજન કોણે આપ્યું ? તો પુરુષ એનો જવાબદાર. જેમ અજ્ઞાની માણસ હોય ને તે સીધો રહેતો ના હોય કોઈની જોડે. કોઈ સ્ત્રીઓ હોશિયાર થયેલી હોય બિચારી, એને પેલો માણસ શું કહે ? તું તો બહુ જ અક્કલવાળી છું. એના ખૂબ વખાણ કરે ને, એટલે એની ઈચ્છા ના હોય તોય એ પુરુષ જોઈન્ટ થઈ જાય. હવે માણસો સ્ત્રીને પોતાને ગમતું બોલે તો એ સ્ત્રી એને વશ થઈ જાય. પોતાને ગમતું કોઈ પુરુષ બોલે, બધી બાબતમાં કહેને, 'કરેક્ટ, બહુ સારું.' અને એનો ધણી જરા વાંકો હોય. અને બીજો પુરુષ છે તો પછી આવું મીઠું બોલે, તો અવળું થાય ખરું ?

**પ્રશ્નકર્તા :** થાય, દાદા.

**દાદાશ્રી :** આ બધી સ્ત્રીઓ એના લીધે જ સ્લીપ થયેલી. કોઈ મીઠું

લગાડે કે ત્યાં સ્લીપ થઈ જાય. આ બહુ ઝીણી વાત છે, સમજાય એવું નથી.

**પ્રશ્નકર્તા :** સમજાય, દાદા.

**દાદાશ્રી :** હવે પુરુષ તો પેલું સ્વાર્થ કાઢવા માટે કરે છે અને પેલીને રોગ પેસી જાય, કાયમનો. અને પુરુષ, તો સ્વાર્થી નીકળે, એટલે ચાલ્યું. એ તાંબાનો લોટો નીકળ્યો આ. ધોઈ નાખ્યો એટલે સાફ પણ પેલીને ચઢ્યો કાટ. એનો કપટનો સ્વભાવ બંધાઈ જાય. એને ઈન્ટરેસ્ટ આવે એટલે પછી સ્ત્રીનો સ્વભાવ બંધાઈ જાય.

તમને બીજો એક દાખલો આપું. આપણે ઘેર છોકરો હોય, તે અવળું કરે ત્યારે વઢીએ-મારીએ, એ રિસાઈને જતો રહેતો હોય. એવું પાંચ-સાત-દસ વખત થયું હોય, તો થોડું કંટાળે તો ખરો ને ?

**પ્રશ્નકર્તા :** કંટાળે, હા.

**દાદાશ્રી :** મા-બાપને કામ લેતાં ના આવડે એટલે. આજના બધા છોકરા પાસે મા-બાપને કામ લેતાંય નથી આવડતું. એ છોકરો કંટાળી જાય ને ! હવે પડોશી શું કહે ? એય બાબા, અહીં આય. તે આવે. 'અલ્યા, મહીંથી જરા પેલો નાસ્તો લાવો.' એટલે પછી ભઈને જે કહે એ કરી આપે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** કરી આપે અને મા-બાપો માટે ઘૃણા ઉત્પન્ન થઈ જાય.

**દાદાશ્રી :** અને આના ઉપર ?

**પ્રશ્નકર્તા :** એના માટે પ્રેમ ઉત્પન્ન થાય. એ કહે એ બધું કરવા તૈયાર થાય.

**દાદાશ્રી :** એવી રીતે સ્ત્રીને પોતાના ધણીથી ઘૃણા ઉત્પન્ન થાય એટલે પછી. કારણ કે એને વિષય ગમે છે અને પેલો પુરુષ છે તે સારું બોલવા માંડ્યો. એટલે એ રૂપાળો દેખાતો જાય. એને એનકરેજ કરે. એનું કામ કાઢી લેવા માટે એનકરેજ કરે આને અને એ જાણે કે ઓહોહો.... મારે અક્કલ નથી, છતાં આટલી બધી અક્કલ થઈ ગઈ આ, એમ કહે

છે. એટલે લપટાયા કરે. કોઈને સમજાય એવી વાત છે આ ?

**પ્રશ્નકર્તા :** સમજાય છે, દાદા.

## પાળે એક પતિવ્રત સતીપણે, સ્ત્રી-ગ્રંથિ છેદાય, કપટ ક્ષયે !

**દાદાશ્રી :** ગમે તેવું બને, ધણી ના હોય, ધણી જતો રહેલો હોય, તોય પણ બીજા પાસે જાય નહીં. એ જો ગમે તેવો હોય, ખુદ ભગવાન પુરુષ થઈને આવ્યો હોય, પણ ના. 'મને મારો ધણી છે, ધણીવાળી છું' એ સતી કહેવાય. અત્યારે સતીપણું કહેવાય એવું છે આ લોકોનું ? કાયમ નથી એવું, નહીં ? જમાનો જુદી જાતનો છે ને ! સતયુગમાં એવો ટાઈમ કો'ક ફેરો આવે છે, સતીઓને માટે જ. તેથી સતીઓનું નામ લે છેને આપણા લોક !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ સતી થવાની ઈચ્છાથી. એનું નામ લીધું હોય તો કો'ક દહાડો સતી થાય અને વિષય તો બંગડીઓના ભાવથી વેચાય છે, એવું તમે જાણો ? એ મારું કહેવાનું સમજ્યા નહીં ?

**પ્રશ્નકર્તા :** હા, બંગડીઓના ભાવથી વેચાય છે.

**દાદાશ્રી :** કયા બજારમાં ? કૉલેજોમાં ! કયા ભાવથી વેચાય છે ? સોનાના ભાવે બંગડીઓ વેચાય. પેલી હીરાના ભાવે બંગડીઓ વેચાય ! બધે એવો મળી આવે નહીં. બધે એવું નથી. કેટલીક તો સોનું આપે તોય ના લે. ગમે તેવું આપો તોય ના લે ! પણ બીજી તો વેચાય ખરી, આજની સ્ત્રીઓ. સોનાના ભાવે ના હોય તો બીજાના ભાવે પણ વેચાય !

અને માંસાહાર ક્યારેય ના કરતો હોય, પણ બે-ત્રણ દહાડાનો ભૂખ્યો હોય, તો મરી જવા તૈયાર થાય કે માંસાહાર કરે ? માંસાહાર કરે જ નહીં, ગમે તેવું થાય. અને બોલેય ખરો, મરી જઈશ પણ કરું નહીં, કોઈ દહાડો ના કરું. ભૂખે મરી જવાય તો ભલે. પણ એને બે-ત્રણ દહાડા થાય ને ભૂખમાં મરી જવાય એવું લાગે તો ? કોઈ દેખાડે તો ?

**પ્રશ્નકર્તા :** તો કરી નાખે કદાચ, જીવવા માટે.

**દાદાશ્રી :** કરી જ નાખે. અને ત્યાં ના કરે એ સતી કહેવાય. મોઢે બોલ્યો તો એવું જ હોય એને, મરી જવાય તોય ના કરું.

એટલે આ વિષયને લઈને સ્ત્રી થયો છે, ફક્ત એકલા જ વિષયથી જ અને પુરુષે ભોગવી લેવા માટે 'એને' એનકરેજ કરી અને બિચારીને બગાડી. બરકત ના હોય તોય એનામાં બરકત હોયને એવું મનમાં માની લે. ત્યારે કહેશે, માની શાથી લીધું ? શી રીતે માને ? પુરુષોએ કહે કહે કર્યું જ. એટલે એ જાણે કે આ કહે છે એમાં ખોટું શું છે ? એના મેળે માની લીધેલું ના હોય. તમે કહ્યું હોય, તું બહુ સરસ છે, તારા જેવી તો સ્ત્રી હોતી જ નથી. એને કહીએ કે તું રૂપાળી છું, તો એ રૂપાળી માની લે. આ પુરુષોએ સ્ત્રીઓને સ્ત્રી તરીકે રાખી. અને સ્ત્રી મનમાં જાણે કે હું પુરુષોને બનાવું છું, મૂર્ખ બનાવું છું. આમ કરીને પુરુષો ભોગવીને છૂટા થઈ જાય છે. એની જોડે ભોગવી લે જાણે કે આ રસ્તે ભટકતું હોય... બહુ સમજાતું નહીં ને ? થોડું થોડું ?

**પ્રશ્નકર્તા :** સમજાય છે કમ્પ્લીટ. પહેલાં પુરુષોનો કંઈ વાંક નથી એવી રીતે સત્સંગો ચાલતા હતા. પણ આજે વાત નીકળી ત્યારે લાગ્યું કે પુરુષ પણ આ રીતે બહુ મોટો જવાબદાર બની જાય છે.

**દાદાશ્રી :** સ્ત્રીને સ્ત્રી તરીકે રાખવામાં પુરુષ જ જવાબદાર છે.

**પ્રશ્નકર્તા :** હા, દાદા. એટલે એવું નથી કે સ્ત્રી જે છે એ લાંબા જનમ સુધી સ્ત્રીના અવતારમાં રહેશે એવું નક્કી નથી. પણ એ લોકોને ખબર પડતી નથી એટલે એનો ઉપાય થતો નથી.

**દાદાશ્રી :** ઉપાય થાય તો સ્ત્રી, પુરુષ જ છે. એ ગાંઠને જાણતી જ નથી બિચારી. અને ત્યાં આગળ ઇન્ટરેસ્ટ આવે છે. ત્યાં મજા આવે છે એટલે પડી રહે છે અને કોઈ રસ્તો આવું જાણે નહીં. એટલે દેખાડે નહીં. એ ફક્ત સતી સ્ત્રીઓ એકલી જાણે, સતીઓને એના એક ધણી સિવાય બીજા કોઈનો વિચાર જ ના કરે અને એ ક્યારેય પણ નહીં, એનો ધણી તરત ઓફ થઈ જાય, જતો રહે તોય નહીં. એ જ ધણીને ધણી જાણે.

હવે એ સ્ત્રીઓનું બધું કપટ ઓગળી જાય. કોનું કપટ ઓગળી જાય ?

**પ્રશ્નકર્તા :** સતીઓનું, સતી સ્ત્રીઓનું.

**દાદાશ્રી :** જે સ્ત્રી બિલકુલ સતી તરીકે કામ કરે છે. તેના બધા રોગ મટી જાય.

**પ્રશ્નકર્તા :** દાદા, અત્યારે અમે તમારા જ્ઞાનથી અને અમારા દોષો આપને બતાવીને, અમારાથી પણ સતી થવાયને ?

**દાદાશ્રી :** સતી તો પહેલેથી થયા ના હોય અને બગડી ગયા પછી એ પણ સતી થવાય. જ્યારથી નિશ્ચય કર્યો ત્યારથી સતી થઈ શકે.

**પ્રશ્નકર્તા :** અને જેમ એ સતીપણું સાચવીએ તેમ તેમ કપટ ઓગળતું જશે ?

**દાદાશ્રી :** સતીપણું તો કર્યું એટલે કપટ તો જવા જ માંડે એની મેળે જ. તમારે કશું કહેવું ના પડે. તો પેલી મૂળ સતીએ જન્મથી સતી હોય. એટલે એને કશું પહેલાંનો ડાઘ હોય નહીં. અને તમારે પહેલાંનાં ડાઘ રહી જાય અને ફરી પાછા પુરુષ થાવ. પણ પુરુષમાં પુરુષ છે તે થયા પછી, બધા પુરુષ સરખા ના હોય. કેટલાક સ્ત્રી જેવા પણ પુરુષ હોય. એ થોડા સ્ત્રીના લક્ષણ રહી જાય અને પછી કપટ જો ઓગળી ગયું. પછી વખતે સતીપણું જો આવે, તો તો ખલાસ થઈ જાય. પુરુષ હોય તો સતી જેવું ક્લિયર થતું જાય, તો ખલાસ થઈ જાય. સતીપણાથી બધું ખલાસ થઈ જાય. જેટલી સતીઓ થયેલી, એનું બધું ખલાસ થઈ જાય અને એ મોક્ષે જાય. થોડું સમજાય છે ? મોક્ષે જતાં સતી થવું પડશે. હા, જેટલી સતીઓ થઈ એ મોક્ષે ગઈ, નહીં તો પુરુષ થવું પડે. પુરુષો ભોળા હોય બિચારા. જેમ નચાવે તેમ નાચે બિચારા. બધા પુરુષોને સ્ત્રીઓએ નચાવેલા. સ્ત્રીઓમાં એક સતી એકલી ના નચાવે. સતી તો પરમેશ્વર (ભગવાન) માને પતિને !

**પ્રશ્નકર્તા :** આવું જીવન બહુ ઓછાનું જોવા મળે.

**દાદાશ્રી :** આ કળિયુગમાં ક્યાંથી હોય ? સતયુગમાંય કોઈક જ સતીઓ હોય, અત્યારે કળિયુગમાં ક્યાંથી હોય ?

## સ્ત્રીનો પણ મોક્ષ છે દાદા કહે,
## જ્ઞાનીની સેવા, કૃપા આજ્ઞા મળ્યે !

લોક કહે, મોક્ષ પુરુષનો જ થાય. સ્ત્રીઓનો મોક્ષ થાય નહીં. એ હું એમને કહું છું કે આ સ્ત્રીઓનો પણ મોક્ષ થાય. સ્ત્રીઓનો જલદી મોક્ષ ના થાય. કેમ ન થાય ? ત્યારે કહે, એમની કપટની ને મોહની ગ્રંથિ બહુ મોટી છે. પુરુષોને આવડી નાની ગાંઠ હોય, તો એમની આવડી મોટી સુરણ જેવડી હોય.

સ્ત્રી પણ મોક્ષે જશે. ભલે બધા ના કહેતા હોય પણ સ્ત્રી પણ મોક્ષને માટે લાયક છે. કારણ કે એ આત્મા છે અને પુરુષોની જોડે ટચમાં આવે છે, તે એનો પણ ઉકેલ આવશે, પણ સ્ત્રીપ્રકૃતિને મોહ બળવાન હોવાથી વધુ ટાઈમ લાગશે !

એટલે અમે એમને રસ્તો દેખાડીએ. એટલે એમને મેં કપટગીતા લખાવડાવી છે. કપટગીતા લખી આપી છે, રોજ કપટગીતા વાંચે.

શાસ્ત્રોકારોય લખે છે કે સ્ત્રીનો મોક્ષ નહીં. અલ્યા મૂઆ, શા માટે તમે આવું લખો છો વગર કામનું ? પુરુષનો અવતાર આવશે અને મોક્ષ થવાનો. સ્ત્રીનો મોક્ષ એટલે એ લિંગની ભાંજગડ છે.

**પ્રશ્નકર્તા :** એટલે આ લિંગે મોક્ષ ના થાય, પુરુષ લિંગે જ મોક્ષ થાય.

**દાદાશ્રી :** એટલે જો પુરુષાર્થ કરે તો લિંગ બદલાઈ જાય, પણ એ જો આવું કહે કે સ્ત્રી લિંગે મોક્ષ ના થાય, તો આવું બોલવાથી તો પુરુષાર્થ મંદ પડી જાય છે સ્ત્રીઓને.

**પ્રશ્નકર્તા :** હા, એ પુરુષાર્થ મંદ પડી જાય.

**દાદાશ્રી :** અને પુરુષો સ્ત્રી થાય છે ને અને સ્ત્રી પુરુષો થાય છે, એ બધું મોહને આધીન છે.

જે કોઈ આત્મા જાણે ને આત્મજ્ઞાનીની સેવામાં પડે એનો ઉકેલ

આવી જાય. સ્ત્રીને બે અવતાર વધારે થાય. એ કાઠું કઠોર છે, મજબૂત !

**પ્રશ્નકર્તા :** પણ સ્ત્રીના અવતારમાંથી સીધી મોક્ષે ના જાય, પણ સ્ત્રીના અવતારમાંથી પુરુષના અવતારમાં આવીને પછી મોક્ષે જાય ને ?

**દાદાશ્રી :** હા, પછી જાય. એમ ને એમ ન જાય. મલ્લિનાથ ભગવાન ગયેલાને એ તો સ્ત્રીનો ભોગ નહીં, એ તો ખાલી આકાર જ હતો. ભોગ હોય નહીં ને ! અને મહાવીર ભગવાનને ભોગ હતો ત્રીસ વર્ષ સુધી. આ મલ્લિનાથ ભગવાનને ભોગ નહીં. ભોગ હોત તો આ તીર્થંકરપણું રહેત નહીં, ખાલી આકાર જ હતો.

એટલે આમાં સ્ત્રીને વગોવવાનું નથી. આ પુરુષો ને આ (સ્ત્રીઓ) બધું, સરખું જ છે. સ્ત્રીને વગોવવાની નહીં, સ્ત્રી શક્તિ છે. એય મોક્ષને માટે તૈયાર થઈ શકે એમ છે. મોક્ષે ના જાય, એ તો સાપેક્ષ વાત લખેલી છે, નિરપેક્ષ નથી લખેલું. સ્ત્રી મોક્ષે ના જાય તો નેમિનાથ ભગવાનની રાજુલ જાય ને આ બીજાની ના જાય, એમ ત્યાં કંઈ ખટપટો છે ?

**પ્રશ્નકર્તા :** સ્ત્રીવેદે ઘણા મોક્ષ પામેલા છે.

**દાદાશ્રી :** ના, એ પહેલા પુરુષ થઈને.... સ્ત્રીવેદે કોઈનો મોક્ષ ના થાય. એ તો જે થયેલાને, તે એનામાં વેદ હતો નહીં એનામાં. વેદ વગરનો આકાર હતો ! સ્ત્રીનો આકારનો વાંધો નથી પણ વેદ ના હોવો જોઈએ. એટલે સ્ત્રીઓ મોક્ષે ના જાય એવું કેટલાંક શાસ્ત્રો કહે, પણ આપણે અહીં તો જાય. પણ આપણે અહીં પછી એક પ્રતિક્રમણ કરવું પડે છે મોટું, જબરજસ્ત. ત્યારે એ પ્રકૃતિ નાશ થાય. પ્રતિક્રમણની લાવો જો ચોપડી પેલી...

**પ્રશ્નકર્તા :** કેટલાક એમ કહે છે કે સ્ત્રીઓથી અમુક ધાર્મિક કાર્ય ના થાય, પુરુષોથી જ થાય. દાખલા તરીકે અમુક મંત્ર છે, તો કે એ સ્ત્રીઓથી ના બોલાય, પુરુષોથી જ થાય. તે આવા છે તો બધા જે તફાવતો છે નિયમોમાં એ શું ? જરા એનો ખુલાસો કરી આપો.

**દાદાશ્રી :** એ તફાવતોમાં બહુ ધ્યાન રાખવું નહીં. આપણે આપણી

મેળે મંત્ર કર્યા કરવા. પણ એમેય બહાર ના કહેવું કે સ્ત્રીઓ કરે તો વાંધો નહીં. નહીં તો ઝઘડા ઊભા થાય, એટલે ઝઘડા થાય નહીં અને આપણું કામ કાઢી લેવું. વાતમાં કશો માલ નથી, વાતો કરે છે તેમાં. ધર્મને માટે કશો ભેદ નથી.

## સ્ત્રી શક્તિ કદી પડી ધર્મક્ષેત્રે,
## જગકલ્યાણનું મોટું નિમિત્ત એ !

એટલે સ્ત્રીઓનો દોષ નથી, સ્ત્રીઓ તો દેવી જેવી છે. સ્ત્રીઓ અને પુરુષોમાં આત્મા એ તો આત્મા જ છે, ફક્ત ખોખાંનો ફેર છે. 'ડિફરન્સ ઓફ પેકિંગ !' સ્ત્રી એ એક જાતની 'ઈફેક્ટ' છે, તે આત્મા પર સ્ત્રીની 'ઈફેક્ટ' વર્તે. આની 'ઈફેક્ટ' આપણા ઉપર ના પડે ત્યારે ખરું. સ્ત્રી એ તો શક્તિ છે. આ દેશમાં કેવી કેવી સ્ત્રીઓ રાજનીતિમાં થઈ ગઈ ! અને આ ધર્મક્ષેત્રે સ્ત્રી પડી તે તો કેવી હોય ? આ ક્ષેત્રથી જગતનું કલ્યાણ જ કરી નાખે ! સ્ત્રીમાં તો જગતકલ્યાણની શક્તિ ભરી પડી છે. તેનામાં પોતાનું કલ્યાણ કરી લઈને બીજાનું કલ્યાણ કરવાની શક્તિ છે.

## (૨૩)

# વિષય બંધ ત્યાં પ્રેમ સંબંધ

### પત્ની સાથે મોક્ષ એક શરતે,
### દવા પીવી જો બેને તાવ વર્તે !

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્માસ્વરૂપ થાય પછી સંસારમાં પત્ની જોડેનો સંસાર વ્યવહાર કરવો કે નહીં ? અને તે કેવા ભાવે ? અહીં સમભાવે નિકાલ કેવી રીતે કરવો ?

**દાદાશ્રી :** આ વ્યવહાર તો તમારે પત્ની જોડે બંનેને સમાધાનપૂર્વક વ્યવહાર રાખજો. તમારું સમાધાન ને એમનું સમાધાન થતું હોય, એવો વ્યવહાર રાખજો. એમને અસમાધાન થતું હોય ને તમારું સમાધાન થતું હોય એ વ્યવહાર બંધ કરજો. અને છોકરાં તમને કહે, 'પપ્પાજી' તો કહેવું, 'હા, બાબા ચાલ તારું...' 'પપ્પાજી' કહે તો એને 'ના' ના કહી દેશો. આપણે ખુશી થઈને, રાજીખુશીથી કહેવું, 'ચાલ, હું આવું છું.' 'પપ્પાજી' કહેવાનો એનો ધર્મ છે ને એ આપણે 'પપ્પાજી'એ એને એનકરેજ (પ્રોત્સાહન) કરવું જોઈએ. વ્યવહાર છે ને ? અને આપણાથી સ્ત્રીને કંઈ દુઃખ ન થવું જોઈએ. તમને કેમ લાગે છે ? કેવો વ્યવહાર કરવાનો ? એને દુઃખ ન થાય તેવો. બની શકે કે ના બની શકે ? હા, સ્ત્રી પૈણેલાં છે તે સંસાર વ્યવહાર માટે છે, નહીં કે બાવા થવા માટે. અને સ્ત્રી પાછી મને ગાળો ન દે કે, 'આ દાદાએ મારો સંસાર બગાડ્યો !' હું એવું નથી કહેવા માંગતો. હું તમને કહું છું કે, આ જે 'દવા' (વિષયસંબંધ) છે એ ગળપણવાળી દવા છે માટે પ્રમાણથી લેજો. ગળી છે માટે વધુ પડતી પી પી ના કરશો. દવા હંમેશાં જેમ પ્રમાણથી લઈએ છીએ એવી રીતે પ્રમાણથી લેજો.

ગળી લાગે એટલે પી પી કરવી એવું કંઈ કરાય ? જરા તો વિચાર કરો. શું નુકસાન થાય છે ? ત્યારે કહે છે કે, જે ખોરાક બધો ખાય છે એનું બ્લડ થાય છે, બીજું બધું થતાં થતાં છેવટે એનું રજ અને વીર્યરૂપે થઈ ખલાસ થઈ જાય છે. લગ્નજીવન દીપે ક્યારે કે તાવ બન્નેને ચઢે અને એ દવા પીવે ત્યારે. તાવ વગર દવા પીવે કે નહીં ? એકને તાવ વગર દવા પીવે એ લગ્નજીવન દીપે નહીં. બન્નેને તાવ ચઢે ત્યારે જ દવા પીવે. ધીસ ઈઝ ધ ઓન્લી મેડિસિન (આ માત્ર દવા જ છે). મેડિસિન ગળી હોય તેથી કંઈ રોજ પીવા જેવી ના હોય. લગ્નજીવન દીપાવવું હોય, એટલે સંયમી પુરુષની જરૂર છે. આ બધા જાનવરો અસંયમી કહેવાય. આપણું તો સંયમી જોઈએ. આ બધા જે આગળ રામ ભગવાન ને એ બધા થઈ ગયા, તે બધા પુરુષો સંયમવાળા. સ્ત્રી સાથે સંયમી ! ત્યારે આ અસંયમ એ કંઈ દૈવી ગુણ છે ? ના. એ પાશવી ગુણ છે. મનુષ્યમાં આવા ના હોય. મનુષ્ય અસંયમી ના હોવો જોઈએ. જગતને સમજ જ નથી કે વિષય શું છે ! એક વિષયમાં કરોડો જીવો મરી જાય છે, વન ટાઈમમાં, તે સમજણ નહીં હોવાથી અહીંયા મજા માણે છે. સમજતાં નથી ને ? ન છૂટકે જીવ મરે એવું હોવું જોઈએ. પણ સમજણ ના હોય ત્યારે શું થાય ?

એટલે અમે કહ્યું કે સ્ત્રીનો વાંધો નથી, પણ એવી શરતે બેઉને સંપ અને સમજપૂર્વક ઊભું કરો. ગળી દવા હોય એટલે રોજ પીવાની કે ડૉક્ટરે કહી એટલી જ ? ડૉક્ટરે કહ્યું કે ભઈ, હલાવીને પીજો, તો એ એણે પીધી હોય. એ કહી હોય એટલા વખત પીવાની. એ તો રોજ બે-બે ત્રણ વખત દવા પીએ, એના જેવું આ લોકોએ કરી નાખ્યું છે ને ! અને ખરેખર દવા એ ગળી નથી.

**પ્રશ્નકર્તા :** આ પણ આટલી જ દવા પીવી એ કંઈ આપણા કાબૂમાં છે ? એ ડોઝ કાબૂમાં રહેતો ના હોય તો શું કરવું ?

**દાદાશ્રી :** કાબૂમાં કશું રહેવાનું નહીં. ના કાબૂમાં હોય એવી વસ્તુ જ નથી હોતી આ દુનિયામાં. પણ દવા મીઠી છે માટે પી પી કરીએ એનો શો અર્થ ? એટલે આમાં સ્ત્રીમાં દોષ નથી, તાવમાં દોષ નથી, તાવ ના ચઢ્યો હોય ને દવા પીએ તેનો દોષ છે. એટલે આ બધી જોખમદારી

સમજજો. આપણી વાત બાંયધરીપૂર્વકની છે અને તરત અનુભવમાં આવે એવી વાત છે ! અને આવું સહેલું હોય તો પાળવું જોઈએ ને કે એમાં કશો વાંધો આવે છે ?

**પ્રશ્નકર્તા :** અમારે ઊંચે ચઢવું છે માટે પાળવું જ છે.

**દાદાશ્રી :** તાવ ચઢે તો પીજો. એ તો ડાહ્યા માણસનું જ કામ હોય ને ? એટલે આ અમારું થર્મોમિટર મળ્યું છે. એટલે અમે કહીએ છીએને, કે સ્ત્રી સાથે મોક્ષ આપ્યો છે ! આવી સરળતા કોઈએ નથી આપી. બહુ સરળ અને સીધો માર્ગ મૂકેલો છે. હવે તમારે જેવો સદુપયોગ કરવો હોય એ કરજો. અતિશય સરળ ! આવું બન્યું નથી ! આ નિર્મળ માર્ગ છે. ભગવાન પણ એક્સેપ્ટ કરે એવો માર્ગ છે !

તમને સમજાયું ને, આ ભૂલ ક્યાં છે, કેવી થયેલી છે ? અને ભૂલ તો ભાંગવી પડશે ને ? પ્રારબ્ધમાં હોય તે ભોગવવાનું, પણ ભૂલ તો ભાંગવી જ પડે ને. ભૂલ ભાંગવી ના પડે ?

**પ્રશ્નકર્તા :** ભાંગવી પડે, દાદા.

**દાદાશ્રી :** જો કેવી ડાહી છે ત્યાર પછી !

**પ્રશ્નકર્તા :** હા, દાદા. એ તો બહુ સારા હતા, મેં કચકચ કરીને બગાડી નાખેલા. હવે બધું પાછું સીધું થાય છે. તમારી કૃપા થઈને એટલે. આ તો બધાની હાજરીમાં કહી દઉં.

**દાદાશ્રી :** બરોબર !

એટલે આ બધું સમજવું પડે, એમ ને એમ ગપ્પું ચાલતું હશે ? કેવો બાબો ને બેબી છે, હવે શું કામ આપણે.... સારા સંપીને ફ્રેન્ડશીપ જેમ રહીએ ! પ્રારબ્ધમાં ઉદય હોય તો, બેઉ જણને તાવ ચઢ્યો હોય તો દવા પીવો, એવું કહું છું હું. હું ખોટું કહું છું કે તમારો વિરોધી છું હું કંઈ ? બધું વિચારીને લખેલું છે ને મેં.

**પ્રશ્નકર્તા :** બરાબર છે, સાચી વાત છે.

**દાદાશ્રી :** આ અમારું જ્ઞાન કેવું સરસ છે ? એટલે મેં તમને સ્ત્રી સાથે રહેવા દીધા, નહીં તો બીજો હોય તો કહેશે, 'હેંડો ચાલો, બાવા થઈ જાવ.'

## વિષય માત્ર દાવા કરે કરારી,
## જીવતા પરિગ્રહે, વેર લાચારી !

આ ઝઘડાના લીધે બધા દાવો માંડે. પેલાનો પૂરો થાય ત્યાં સુધીમાં પેલી દાવો માંડે, પાછો પેલો દાવો માંડે. પાંચ ડૉલરની આટલી જલેબી વેચાતી લાવ્યા ને એમાંથી પાંચ-દસ કકડા ખાઈને પછી ના ખાધી, તો એ જલેબી તમારા પર દાવો માંડે ખરી ? મને લાવ્યા ને કેમ ના ખાધી, એવું કહે ?

**પ્રશ્નકર્તા :** ના કહે.

**દાદાશ્રી :** પેલું જીભનું હતું તે જીભનો ક્લેઈમ માંડે નહીં. સારું સિનેમા જોવા ગયા અને અધવચ્ચેથી આપણે ઊઠી જઈએ તો એ કંઈ ક્લેઈમ માંડે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ના માંડે, નહીં ? તો આપણે કંઈ સાંભળવા ગયા પ્રવચન અને ત્યાં અધવચ્ચે ઊઠી જઈએ તો કોઈ ક્લેઈમ માંડે ?

પણ આ એક વિષય એવો છે કે જે સ્ત્રીનો અને પુરુષનો જે વિષય છે, એમાં આપણે કહીએ કે ના ભઈ, હવે મારે નથી ઇચ્છા. ત્યારે કહે, ના ચાલે. ત્યાં તો દાવો માંડશે. આ એક જ એવું છે કે સામો દાવો માંડે એવું છે. માટે અહીં સાચવીને કામ કાઢી લેવું. દાવો માંડે એવું તમને સમજાયું ? એનો જ બધો ગૂંચવાડો ઊભો થયો છે. માટે એ એકલો જ ભોગ એવો છે કે બહુ દુઃખદાયી છે.

આ જીવતો પરિગ્રહ છે. એટલે આમાં દાવો માંડે, વેર હઉ બાંધે. ઘણા પુરુષોએ સ્ત્રીઓને સળગાવી મેલી છે. સ્ત્રીઓ ઘણા પુરુષોને કંઈક ઝેર આપી દે છે. આ બધું વેર બાંધે ત્યારે ને ! અને જલેબી એવું ના કરે

બિચારી. આઈસ્ક્રીમ કશું ના કરે. એટલે હું બધાને કહું છું આઈસ્ક્રીમ-જલેબી ખાજો પણ અહીં જરા ઓછું ધ્યાન રાખજો. બહુ સપડાશો નહીં. સ્ત્રીઓને પુરુષો છે તે વાંધાજનક છે અને પુરુષોને સ્ત્રી, બેઉને વાંધાજનક છે આ ! જીવતો પરિગ્રહ !

**પ્રશ્નકર્તા :** તે જલેબી તો એકલી ખવાય જ, પણ સ્ત્રી તો બધું કામ કરી આપે. એકલી સિનેમા થોડી લઈ જાય. બધું બીજું પણ કરે ને ! મોટેલ ચલાવે ને !

**દાદાશ્રી :** એ તો બીજો માણસ રાખીએ તો એ ચલાવે ને આ વિષય દુઃખદાયી છે !

જ્ઞાની પુરુષને બધી જ જાગૃતિ એટ એ ટાઈમ રહે. એટલે વિષય ઉપર વિચાર જ ના આવે. છતાં આટલું બધું જાણ્યા છતાંય વિષય થાય છે. તે પૂર્વપ્રેરિત થાય છે, પૂર્વનો ઉદય છે. પૂર્વના આધારે છે. સમજીને કરવું. બીજું જાણી-બુઝીને કરવાનું ના ગમે તોય શું કરીએ પણ, ક્યાં જઈએ હવે ! સંસાર પોતે જ જેલ છે ને !

વિષયસુખ તો આખું જગત, જીવમાત્ર માની રહ્યા છે. એક ફક્ત અહીં આગળ ત્યાગીઓ છે અને ત્યાં દેવોમાં સમકિત દેવો છે, આ બે જ લોકો છે તે વિષયસુખમાં માનતા નથી. જાનવરોય વિષયને સુખ માને છે. પણ એ જાનવરો તે બિચારાં કર્મના આધીન ભોગવે છે. એમને એવું કંઈ એ નથી કે અમારે કાયમને માટે આવું જોઈએ જ. અને મનુષ્યો તો કાયમને માટે જ. ધણી પરદેશ ગયો હોય તો વહુને ના ગમે. વહુ છે તે પિયરમાં ગઈ હોય છ-બાર મહિના તો વેષ થઈ પડે. કારણ કે એણે એમાં સુખ માન્યું છે. શેમાં માન્યું છે ? આ ત્યાગીઓને શાથી એમાં દુઃખ લાગ્યું હશે ? શું એમાં સુખ નથી ?

## સજે શણગાર વીંધવા નર;
## ફ્રેંચ કટ, શૂટ ઉદ્દેશ નાર !

આ જગતમાં બીબીને ઉદ્દેશમાં રાખીને જ આ બધું ફ્રેન્ચ કટ ને

ફલાણું કટ ને બધું કર કર કર્યું છે. અને આ સાડીઓ પહેરે છે તે પેલા બીબાના ઉદ્દેશ રાખીને કરે છે. બસ, આ જ વ્યાપાર માંડ્યો છે.

**પ્રશ્નકર્તા :** આપે તો આ નગ્ન સત્ય કહી દીધું ?

**દાદાશ્રી :** હા, તે નગ્ન સત્ય તો બોલવું જ પડશેને એક દહાડો ! ક્યાં સુધી ઢાંક ઢાંક કરવું ? અને એમાં દહાડો ક્યારે વળશે ? કંઈક સાચું તો કહેવું પડશે ને ? ભગવાને કહ્યું છે કે જો નગ્ન સત્ય બોલતાં આવડતું હોય અને એમાંથી કોઈનેય દુઃખ ના થતું હોય તો બોલજો. નહીં તો વ્યવહારમાં નગ્ન સત્ય બોલાય નહીં કારણ કે લોકોને દુઃખ થશે. અમારી વાણીથી કોઈનેય દુઃખ ના થાય. અમારી વાણી પ્રેમાળ હોય. નગ્ન સત્યને બહાર પાડે અને કોઈનેય દુઃખ ના કરે એવી પ્રેમવાળી વાણી હોય. આવું અમે કહીએ તો એ બહેનોને દુઃખ ના થાય. આ બીબી અને આ બીબા અનાદિથી આ જ વ્યવહારમાં ડખો છે ને ! અને તેથી પોતાનું ભગવાનપણું ખોયું છે. પોતાનું પરમાત્મપણું ખોયું છે. અંદર પાર વગરની અનંત શક્તિઓ છે, પણ બધી ખલાસ થઈ ગઈ છે. બાકી આપણું તો પરમાત્મ સ્વરૂપ છે !

## વિષય સાથે મોક્ષ શક્ય જ્ઞાને;
## અટકે ઋષિ એક પુત્રદાને !

બધા ધર્મોએ ગૂંચવાડો ઊભો કર્યો કે સ્ત્રીઓને છોડી દો. ત્યારે કહેશે, અલ્યા, સ્ત્રીને છોડી દઉં તો હું ક્યાં જાઉં ? મને ખાવાનું કોણ કરી આપે ? હું આ મારો વેપાર કરું કે ઘેર ચૂલો કરું ?

**પ્રશ્નકર્તા :** એટલે એકબીજાને પૂરક છે.

**દાદાશ્રી :** હા, પૂરક છે બધું ! 'પરસ્પર દેવો ભવ' એટલે બાયડી છોડી દો તો મોક્ષ મળશે, એવું કહે તો બાઈડીએ શું ગુનો કર્યો છે ?

**પ્રશ્નકર્તા :** અને બાઈડીઓય એમ કહે ને, કે અમારેય મોક્ષ જોઈએ, અમારે તમે નથી જોઈતા.

**દાદાશ્રી :** હા, એવું જ બોલે ને ! આપણો ને આ બઈનો બેઉનો

સહિયારો વેપાર.

લગ્નજીવનને વખાણ્યું છે એ લોકોએ. શાસ્ત્રકારોએ લગ્નજીવનને કંઈ વગોવ્યું નથી. લગ્ન સિવાય બીજું ઈતર જે ભ્રષ્ટાચાર છે તેને વગોવ્યો છે. ભ્રષ્ટાચારને વગોવ્યો છે. અને લગ્નજીવનેય છે તે ક્યાં સુધી કામનું કે જ્યાં સુધી બન્નેનું માન સચવાય ત્યાં સુધી, પ્રેમ સચવાય, મન સચવાય.

ધર્મને માટે આગળ વધવા માટે સ્ત્રી કરવાની છે, બેઉ સાથે રહે, આગળ વધે. પણ એ વિષયરૂપ થઈ ગયું. તે આગળ વધવાનું તો ક્યાં ગયું પણ વઢંવઢા કરે છે. સ્ત્રી હોય અને વિષય ન હોય તો વાંધો જ નથી. હા, આપણા ઋષિ-મુનિઓ પૈણતાને ! તે એક-બે, એક બાબો ને એક બેબી એટલે બસ. બીજું કંઈ નહીં. પછી ફ્રેન્ડશીપ. આવું જીવન જીવવાનું છે.

**પ્રશ્નકર્તા :** વિષય છોકરાની ઉત્પત્તિ પૂરતો જ હોવો જોઈએ કે પછી બર્થ કંટ્રોલ કરીને વિષય ભોગવાય ?

**દાદાશ્રી :** ના, ના. એ તો ઋષિ-મુનિઓના વખતમાં, પહેલાં તો પતિ-પત્નીનો વ્યવહાર આવો ન હતો, ઋષિ-મુનિઓ તો પૈણતા હતા, તે લગ્ન જ કરવાની ના પાડતા હતા. એટલે આ ઋષિપત્નીએ કહ્યું, કે તમે એકલા, તમારે સંસાર સારી રીતે ચાલશે નહીં, પ્રકૃતિ સારી રીતે થશે નહીં, માટે અમારી પાર્ટનરશીપ રાખો સ્ત્રીની, તો તમારી ભક્તિય થશે અને સંસારેય ચાલશે. એટલે એ લોકોએ એકસેપ્ટ કર્યું, પણ કહે છે અમે સંસાર તારી જોડે માંડીશું નહીં. ત્યારે એ લોકોએ કહ્યું, કે ના, અમને એક પુત્રદાન અને એક પુત્રીદાન, બે દાન આપજો ફક્ત. તે એ દાન પૂરતો જ સંગ, બીજો કોઈ સંગ નહીં. પછી અમારે તમારી જોડે સંસારમાં પછી ફ્રેન્ડશીપ. એટલે એ લોકોએ એક્સેપ્ટ કર્યું અને પછી છે તે ફ્રેન્ડશીપની પેઠ જ રહેતા હતા. પછી પત્ની તરીકે નહીં. એ બધું ઘરનું કામ નભાવી લે, આ બહારનું કામ નભાવી લે, પછી બન્ને ભક્તિ કરવા બેસે સાથે. પણ અત્યારે તો બધું, ધંધો જ બધો આખો એ થઈ ગયો. એટલે બગડી ગયું બધું. ઋષિમુનિઓ તો નિયમવાળા હતા.

અત્યારે એક પુત્ર કે પુત્રી માટે લગ્ન હોય, તો વાંધો નથી. પછી

મિત્રાચારીથી રહે. પછી દુઃખદાયી નહીં. આ તો સુખ ખોળે પછી તો એવું જ ને ! દાવા જ માંડે ને ! ઋષિ-મુનિઓ બહુ જુદી જાતના હતા.

## આજે બ્રહ્મચર્ય એક પત્નીવ્રત, બીજે દૃષ્ટિ અણીશુદ્ધ એ શર્ત !

**પ્રશ્નકર્તા :** આપણા ધર્મમાં એક જ પત્નીનો ફાયદો છે, પણ આપણે ત્યાં કેટલાક રાજાને ત્રણ પત્નીઓ કેમ હતી ?

**દાદાશ્રી :** એવું છે ને, કેટલાક તો ત્રણ પત્ની રાખતા અને ઋષભદેવ ભગવાનના પુત્ર ભરત ચક્રવર્તી હતા, એમને તેરસો રાણીઓ હતી. એટલે આપણું ધર્મશાસ્ત્ર શું કહે છે કે લગ્ન કરજો, પણ દૃષ્ટિ ના બગાડશો. અને એક લગ્નથી તમને સંતોષ ન રહેતો હોય અને બીજી કોઈ સ્ત્રી પર દૃષ્ટિ જતી હોય તો બીજી પૈણજો. ત્રીજી પર દૃષ્ટિ જતી હોય તો ત્રીજી પૈણજો. પણ દૃષ્ટિ ના બગડેલી રાખજો. આ દૃષ્ટિ બગડવાથી ભયંકર રોગો ઊભા થયા છે.

**પ્રશ્નકર્તા :** આપણામાં તો એક જ કહ્યું છે અને પહેલાં તો ત્રણ-ત્રણ હતી, એવું કેમ ?

**દાદાશ્રી :** તમનેય કહું છું કે, તમારી શક્તિ જોઈએ. એકની જોડે તો વઢંવઢા કરો છો. એક જણ હતો, તે પછી બીજી પૈણી લાવ્યો. તે મેં એને પૂછ્યું કે, ભઈ, હવે શું કરો છો તારે બે વાઈફ અને તું શું કરું છું ? આ તો ચાલીસ વર્ષ પહેલાંની વાત કરું છું હું, આજની નહીં. ત્યારે એ કહે, 'નવી કરે રોટલા અને જૂની કરે દાળ, બંદા બેઠા બેઠા કઢી હલાવે, ત્રણેવ હારંહાર ! શક્તિ હોય તો કરોને. નિવેડવાની શક્તિ જોઈએ. એકને ન પહોંચી વળે ને આમ બૂમો પાડે પછી !

એક પત્નીવ્રત પાળશો ને ? ત્યારે કહે 'પાળીશ', તો તમારો મોક્ષ છે ને બીજી સ્ત્રીનો સહેજ વિચાર આવ્યો ત્યાંથી મોક્ષ ગયો. કારણ કે એ અણહક્કનું છે. હક્કનું ત્યાં મોક્ષ અને અણહક્કનું ત્યાં જાનવરપણું.

પાછું વિષયની લિમિટ હોવી જોઈએ. સ્ત્રી-પુરુષના વિષય ક્યાં સુધી

હોવો જોઈએ ? પરસ્ત્રી ના હોવી જોઈએ અને પરપુરુષ ના હોવો જોઈએ. અને વખતે એનો વિચાર આવે તો એને પ્રતિક્રમણથી ધોઈ નાખવા જોઈએ. મોટામાં મોટું જોખમ હોય તો આટલું જ, પરસ્ત્રી અને પરપુરુષ ! પોતાની સ્ત્રી એ જોખમ નથી. હવે અમારી આમાં કશી ક્યાં ભૂલ છે ? અમે વઢીએ છીએ કોઈ રીતે ? એમાં કશું ગુનો છે ? આ અમારી સાયન્ટિફિક શોધખોળ છે ! નહીં તો સાધુઓને એટલે સુધી કહ્યું છે કે સ્ત્રીની લાકડાની પૂતળી હોય તેને પણ જોશો નહીં. સ્ત્રી બેઠી હોય એ જગ્યાએ બેસશો નહીં. પણ મેં એવો તેવો ડખો નથી કર્યો ને ?

આ કાળમાં એક પત્નીવ્રતને અમે બ્રહ્મચર્ય કહીએ છીએ અને તીર્થંકર ભગવાનના વખતમાં જે બ્રહ્મચર્યનું ફળ મળતું હતું તે જ ફળ પામશે, એની અમે ગેરેન્ટી આપીએ છીએ !

**પ્રશ્નકર્તા :** એક પત્નીવ્રત કહ્યું તે સૂક્ષ્મથી પણ કે એકલું સ્થૂળ ? મન તો જાય એવું છે ને ?

**દાદાશ્રી :** સૂક્ષ્મથી પણ હોવું જોઈએ અને વખતે મન જાય તો મનથી છૂટું રહેવું જોઈએ. અને એના પ્રતિક્રમણ કર કર કરવા પડે. મોક્ષે જવાની લિમિટ કઈ ? એક પત્નીવ્રત અને એક પતિવ્રત.

હવે આખી જિંદગી બીજે મન ના બગડ્યું, તો તારું ગાડું સારું જશે.

જેમ પોતાની સ્ત્રી હોય, એવી દરેકને પોતાની સ્ત્રી હોય. દરેક છોકરીઓ કો'કની સ્ત્રી થવા માટે જ જન્મેલી હોય છે. એ પારકો માલ કહેવાય. કોઈની સ્ત્રીને બીજી રીતે જોઈ શકાય નહીં, પાછલા સંસ્કારને લીધે ભૂલથી જોવાઈ જાય તો પ્રતિક્રમણ કરવું જોઈએ. આટલું જ સાચવવાની જરૂર છે.

## અણહક્કના વિષયે નર્ક મળે;
## તુર્ત પ્રતિક્રમણથી બી ન ફળે !

જો તું સંસારી હોઉં તો તારા હક્કનો વિષય ભોગવજે, પણ અણહક્કનો વિષય તો ના જ ભોગવીશ. કારણ કે આનું ફળ ભયંકર છે

અને તું ત્યાગી હોઉં તો તારી વિષય તરફ દૃષ્ટિ જ ના જવી જોઈએ ! અણહક્કનું લઈ લેવું, અણહક્કની ઈચ્છા કરવી, અણહક્કના વિષય ભોગવવાની ભાવના કરવી, એ બધી પાશવતા કહેવાય. હક્ક અને અણહક્ક એ બે વચ્ચે લાઈન ઓફ ડિમાર્કેશન (ભેદરેખા) તો હોવી જોઈએ ને ? અને એ ડિમાર્કેશન લાઈનની બહાર નીકળાય જ નહીં. તોય પણ લોક ડિમાર્કેશન લાઈનની બહાર નીકળ્યા છે ને ? એને જ પાશવતા કહેવાય. હક્કનું ભોગવવાનો વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** પણ હક્કનું કોને કહેવું અને અણહક્કનું કોને કહેવું ?

**દાદાશ્રી :** આપણા પોતાના હક્કની ચીજ તો દરેક માણસ સમજે. આ મારું ને આ પારકું, એ તરત બધા સમજી જાય. મારી પથારી કઈ, મારું ઓશીકું કયું, એ બધું નાનું છોકરુંય સમજી જાય. મારી જમવાની થાળી આવે તો, હું મારી મેળે મહીં જે મૂક્યું હોય તે બધું ખાઉં, તે હક્કનું કહેવાય. તો કોઈ બૂમ ના પાડે, કોઈ વાંધો ના કરે, કોઈ દાવો ના કરે. આપણામાં લગ્ન કરાવે છે, તે લગ્ન કરાવે એટલે આ તમારા બેઉનું હક્કનું છે. એનો ભગવાનને વાંધો નથી, પણ અણહક્કનું હશે તો વાંધો છે. કારણ કે અણહક્કનું એટલે બીજાના હક્કનું એણે લૂંટી લીધું. ચોર તો સારા કે લક્ષ્મી જ લૂંટી જાય, પણ આ તો બીજી જ વસ્તુઓ લૂંટી જાય. પછી કહેશે, મારે મોક્ષે જવું છે. અલ્યા, મોક્ષે જવાનો આ માર્ગ જ નહોય, આ ઊંધો જ રસ્તો લીધેલો છે. અણહક્કનું ભોગવી લે છે કે નથી ભોગવતા ? ભોગવે છે. અને પાછા ચોરીછૂપીથી નહીં, રોફથી ભોગવે છે.

**પ્રશ્નકર્તા :** જાણે છે છતાંય અણહક્કનું ભોગવવાનો પ્રયત્ન કરે છે.

**દાદાશ્રી :** તેથી જ આ દુઃખ છે ને ! તેથી જ આ સંસાર ઊભો રહ્યો છે. સંસારમાં સુખ જોઈતું હોય તો અણહક્કનું ભોગવશો નહીં. અણહક્કનું ભોગવે એમાં હું સુખી છું એમ મનથી માને એટલું જ છે. બાકી, એમાં 'સેફ સાઈડ' નથી. અને હું જે વાત કરું છું એ તો કાયમને માટેની 'સેફ સાઈડ' છે.

ઘેર હક્કની સ્ત્રી હોય તો પણ બહાર બીજે દૃષ્ટિ બગાડે છે પાછી !

હક્કનું ભોગવે ! બીજે અણહક્ક પર દૃષ્ટિ જ કેમ જાય ? પોતાને જે પરણેલી છે તે સિવાય બીજે બધે આખી જિંદગી દૃષ્ટિ બગડવી જ ના જોઈએ. હક્કનું છોડીને બીજી જગ્યાએ 'પ્રસંગ' થાય, તો એ સ્ત્રી જ્યાં જાય ત્યાં આપણે અવતાર લેવો પડે, એ અધોગતિમાં જાય તો આપણે ત્યાં જવું પડે. આજકાલ બહાર તો બધે એવું જ થાય છે. ક્યાં અવતાર થશે તેનું ઠેકાણું જ નથી. અણહક્કના વિષય જેણે ભોગવ્યા તેને તો ભયંકર યાતનાઓ ભોગવવી પડે. તેની છોડી પણ એકાદ અવતારમાં ચારિત્રહીન થાય. નિયમ કેવો છે કે જેની જોડે અણહક્કનાં વિષય ભોગવ્યા હોય તે જ પછી મા થાય કે છોડી થાય. અણહક્કનું લીધું ત્યારથી જ મનુષ્યપણું જાય. અણહક્કનો વિષય એ તો ભયંકર દોષ કહેવાય. પોતે બીજાનું ભોગવે તો પોતાની છોડીઓ લોકો ભોગવે. આપણે કો'કનું ભોગવી લઈએ એટલે પોતાની છોડીઓ કો'ક ભોગવે, તેની ચિંતા જ નથી ને ! એનો અર્થ એ જ થયો ને ! અને એવું જ થાય છે ને ? પોતાની છોડીઓ લોકો ભોગવે જ છે ને ! આ બહુ નાલાયકી કહેવાય, 'ટોપમોસ્ટ' નાલાયકી કહેવાય. પોતાને ઘેર છોડીઓ હોય તો પણ બીજાની છોડીઓ જુએ છે ? શરમ નથી આવતી ? મારે ઘેર પણ છોડીઓ છે એવું ભાન રહેવું જોઈએ કે ના રહેવું જોઈએ ? આપણે ચોરી કરીએ તો કોઈ બીજો ચોરી કર્યા વગર રહે જ નહીં ને ! જ્યાં અણહક્કના વિષય હોય ત્યાં તે કોઈ રસ્તે સુખી ના થાય. પારકું આપણાથી લેવાય જ કેમ કરીને ?

લોકોએ વિષયની લૂંટબાજી કરી છે. આપણે બધાને નથી કહેતા, કારણ કે 'એક્સેપ્શન કેસ' બધામાં હોય જ. પણ ઘણો ખરો એવો માલ થઈ ગયો છે કે વિષયોમાં લૂંટબાજી અને અણહક્કના વિષયો ભોગવે છે. હક્કના વિષયની તો ભગવાનેય ના નથી પાડી. ભગવાન ના પાડે તો ભગવાન ગુનેગાર ગણાય. અણહક્કનું તો ના પાડે. જો પસ્તાવો કરે તો પણ છૂટે. પણ આ તો અણહક્કનું આનંદથી ભોગવે છે, તેથી ઘોડાગાંઠ મારે, તે કેટલાય અવતાર બગાડે. પણ પસ્તાવો કરે તો ઘોડાગાંઠ ઢીલી થાય ને છૂટવા માટે અવસર મળે.

**પ્રશ્નકર્તા :** આપે એવું કહ્યું છે ને, અણહક્કના વિષયો નર્કે લઈ

જાય, એ શાથી ?

**દાદાશ્રી :** અણહક્કના વિષયમાં હંમેશાં કષાયો હોય ને કષાયો હોય એટલે નર્કમાં જવું પડે. પણ આ ખબર પડે નહી લોકોને ! એટલે પછી બીતા નથી, ભડકેય નથી લાગતી કોઈ જાતની. અત્યારે આ મનુષ્ય ભવ તો, ગયા અવતારે સારું કરેલું તેનું ફળ છે.

**પ્રશ્નકર્તા :** સ્વર્ગ ને નર્ક બે અહીં જ છે ? એ અહીં જ ભોગવવાનું ?

**દાદાશ્રી :** ના, અહીં નથી. અહીં તો નર્ક જેવી વસ્તુ જ નથી. નર્કનું તો હું વર્ણન કરુંને એ માણસ સાંભળે, તો સાંભળતાં જ મરી જાય એટલાં દુઃખો છે ! ત્યાં તો જેણે ભયંકર ગુના કર્યા હોય તેને પેસવા દે ! અહીં તો ઓછાં પુણ્યવાળાને ઓછું સુખ અને વધુ પુણ્યવાળાને વધારે સુખ, કોઈને પાપ હોય ત્યારે એને દુઃખ હોય.

અણહક્કમાં તો પાંચે પાંચ મહાવ્રતોનો દોષ આવી જાય છે. એમાં હિંસા થઈ જાય છે, જૂઠું થઈ જાય છે, ચોરી તો આ અણહક્કનું એટલે ઉઘાડી ચોરી કહેવાય. પછી અબ્રહ્મચર્ય તો છે જ અને પાંચમું પરિગ્રહ, તે આ મોટામાં મોટો પરિગ્રહ છે. હક્કના વિષયવાળાને મોક્ષ છે પણ અણહક્કના વિષયવાળાને મોક્ષ નથી, એમ ભગવાને કહ્યું છે.

## આસક્તિથી વિષય પછી વેર,<br>વિષયનું વેર તો ભારે ઝેર !

જ્યાં સુધી સ્વરૂપનું જ્ઞાન ના હોય ત્યાં તો પોલીસવાળો પકડીને લઈ જાય, તેવો વિષય હોય તોય ગુનો ચોંટે છે. એને જે કર્મ ના ગમે, ત્યાં એને 'ના ગમે' એના કર્મ બંધાય અને અને જે કર્મ ગમે ત્યાં તો 'ગમ્યા'નાં કર્મ બંધાય. ના ગમ્યામાં દ્વેષના કર્મ બંધાય, દ્વેષના પરિણામ થાય. આ 'જ્ઞાન' ના હોય તો તેને શું થાય ?

**પ્રશ્નકર્તા :** દ્વેષનાં પરિણામ થતાં કર્મ ઊલટાં વધારે બંધાય ને ?

**દાદાશ્રી :** નર્યું વેર જ બાંધે, એટલે જ્ઞાન ના હોય તેને ના ગમતું

હોય તોય કર્મ બંધાય અને ગમતું હોય તોય કર્મ બંધાય અને 'જ્ઞાન' હોય તો તેને કોઈ જાતનું કર્મ બંધાય નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે એવું જ થયું ને કે વિષયથી જ આ બધો સંસાર ઊભો થઈ જાય છે ?

**દાદાશ્રી :** વિષયો એ આસક્તિથી ઉત્પન્ન થાય છે ને પછી એમાંથી વિકર્ષણ થાય છે. વિકર્ષણ થાય એટલે વેર બંધાય છે અને વેરના 'ફાઉન્ડેશન' પર આ જગત ઊભું રહ્યું છે. કેરીઓ જોડે વેર નથી ને બટાકા જોડે વેર નથી. એ બટાકાના જીવો છે, બધા બહુ જીવો છે, પણ વેર રાખતા નથી. એ ફક્ત નુકસાન શું કરે કે તમને મગજનું જરા દેખાતું ઓછું થઈ જાય. આવરણ વધારે. બીજું વેર રાખે નહીં. વેર તો આ મનુષ્યમાં આવેલો જીવ રાખે. આ મનુષ્યજાતિમાં જ વેર બંધાયેલું હોય છે. અહીંથી ત્યાં સાપ થાય ને પછી કરડે. વીંછી થઈને કૈડે. વેર બંધાયા સિવાય કોઈ દહાડો કશું બને નહીં.

**પ્રશ્નકર્તા :** અત્યારે દેખીતો વિષય સંબંધ ના હોય, પણ કોઈ એક બીજાને વેર ઊભું થતું હોય, તો એ પૂર્વે કંઈક વિષય થયેલો હોવો જોઈએ ?

**દાદાશ્રી :** વેરમાત્ર પૂર્વભવના ઉદયથી જ હોય.

**પ્રશ્નકર્તા :** પણ એ વિષયને લીધે કે વિષય વગર પણ હોય ?

**દાદાશ્રી :** હા, વિષય વગર પણ હોય. બીજાં બધાં અનેક કારણો હોય છે. લક્ષ્મી ઉપરથી વેર બંધાય છે, અહંકાર ઉપરથી વેર બંધાય છે, પણ આ વિષયનું વેર બહુ ઝેરી હોય છે. બહુ ઝેરીમાં ઝેરી આ વિષયનું વેર છે. પૈસાનું, લક્ષ્મીનું, અહંકારનું વેર બંધાયેલું હોય તેય ઝેરી હોય છે, બળ્યું !

**પ્રશ્નકર્તા :** કેટલા ભવ સુધી ચાલે ?

**દાદાશ્રી :** અનંત અવતારથી ભટક્યા કરે. બીજમાંથી બીજ પડે, બીજમાંથી બીજ પડે, બીજમાંથી બીજ પડે અને એ શેકવાનું જાણે નહીં ને ! શેનાથી શેકાય એવું જાણે નહીં ને ?

**પ્રશ્નકર્તા :** જ્યાં સુધી શેકવાનું જાણે નહીં, ત્યાં સુધી ચાલ્યા જ કરવાનું ?

**દાદાશ્રી :** હા, બસ બીજ પડ્યા જ કરે.

**પ્રશ્નકર્તા :** એવું પણ આપે કહેલું કે ચારિત્રમોહ કેટલાક એવા પ્રકારના હોય છે કે જ્ઞાનને પણ ઉડાડી મેલે. તો તે કયા પ્રકારનો ચારિત્રમોહ ?

**દાદાશ્રી :** એ વિષયમાંથી ઊભો થયેલો ચારિત્રમોહ. એ પછી જ્ઞાનને ને બધાને ઉડાડી મેલે. એટલે અત્યાર સુધી વિષયથી જ આ બધું અટક્યું છે. મૂળ વિષય છે અને તેમાંથી આ લક્ષ્મી ઉપર રાગ બેઠો અને તેનો અહંકાર છે. એટલે મૂળ વિષય જો જતો રહે, તો બધું જતું રહે.

## પ્રતિક્રમણથી વિષય ઊડે,
## અભિપ્રાય ભિન્ન તેથી દ્વેષ ઝરે !

**પ્રશ્નકર્તા :** તો બીજને શેકી નાખતાં આવડવું જોઈએ, પણ તે કેવી રીતે શેકવાનું ?

**દાદાશ્રી :** એ તો આપણું આ પ્રતિક્રમણથી, આલોચના-પ્રતિક્રમણ-પ્રત્યાખ્યાનથી.

**પ્રશ્નકર્તા :** એ જ, બીજો ઉપાય નહીં ?

**દાદાશ્રી :** બીજો કોઈ ઉપાય નથી. તપ કરવાથી તો પુણ્ય બંધાય. અને બીજને શેકવાથી ઉકેલ આવે. આ સમભાવે નિકાલ કરવાનો કાયદો શું કહે છે, તું ગમે તે રસ્તે એની જોડે વેર ના બંધાય એવી રીતે કરી નાખ. વેરથી મુક્ત થઈ જા.

આપણે અહીં તો એક જ કરવા જેવું છે કે વેર ના વધે અને વેર વધારવાનું મુખ્ય કારખાનું કયું છે ? આ સ્ત્રીવિષય અને પુરુષવિષય !

**પ્રશ્નકર્તા :** એમાં વેર કેવી રીતે બંધાય ? અનંતકાળનું વેર બીજ પડે છે એ કેવી રીતે ?

**દાદાશ્રી :** એવું છેને કે આ મરેલા પુરુષ કે મરેલી સ્ત્રી હોય તો એમ માનોને કે એમાં કોઈ દવાઓ ભરી અને પુરુષ પુરુષ જેવો જ રહેતો હોય ને સ્ત્રી સ્ત્રી જેવી જ રહેતી હોય તો વાંધો નહીં, એની જોડે વેર નહીં બંધાય. કારણ કે એ જીવતું નથી. અને આ તો જીવતું છે. ત્યાં વેર બંધાય છે.

**પ્રશ્નકર્તા :** તે શાથી બંધાય છે ?

**દાદાશ્રી :** અભિપ્રાય 'ડિફરન્સ' છે તેથી. તમે કહો કે, 'મારે અત્યારે સિનેમા જોવા જવું છે.' ત્યારે એ કહેશે કે, 'ના, આજ તો મારે નાટક જોવા જવું છે.' એટલા ટાઈમિંગ નહીં મળી રહે. જો એક્ઝેક્ટ ટાઈમિંગે ટાઈમિંગ મળી રહે તો જ પૈણજે.

**પ્રશ્નકર્તા :** છતાં કો'ક એવો હોય કે એ કહે એવું થાય પણ ખરું.

**દાદાશ્રી :** એ તો કોઈ ગજબના પુણ્યશાળી હોય તો એની સ્ત્રી નિરંતર એને આધીન રહે. એ સ્ત્રીને પછી બીજું કશું પોતાનું ના હોય, પોતાનો અભિપ્રાય જ ના હોય, એ નિરંતર આધીન જ રહે.

એવું છે, આ સંસારીઓને જ્ઞાન આપ્યું છે. કંઈ બાવા થવાનું મેં નથી કહ્યું, પણ જે ફાઈલો હોય એનો સમભાવે નિકાલ કરો, કહ્યું છે. અને પ્રતિક્રમણ કરો. આ બે ઉપાય બતાવ્યા છે. આ બે કરશો તો તમારી દશાને કોઈ ગૂંચવનાર છે નહીં. ઉપાય ના બતાવ્યા હોય તો કિનારા પર ઊભું રહેવાય જ નહીં ને ? કિનારા પર જોખમ છે.

તમારે વાઈફ જોડે મતભેદ પડતો હતો તે ઘડીએ રાગ થતો કે દ્વેષ ?

**પ્રશ્નકર્તા :** એ તો બન્ને વારાફરતી થાય, આપણને 'સ્યુટેબલ' હોય તો રાગ થાય ને 'ઑપોઝિટ' હોય તો દ્વેષ થાય.

**દાદાશ્રી :** એટલે એ બધું રાગ-દ્વેષને આધીન છે. અભિપ્રાય એકાકાર થાય નહીં ને ! કો'ક જ એવો પુણ્યશાળી હોય કે જેની સ્ત્રી કહેશે, 'હું તમારે આધીન રહીશ. ગમે ત્યાં જશો, ચિતામાં જશો તોય આધીન રહીશ.' એ તો ધન્ય ભાગ્ય જ કહેવાય ને ! પણ એવું કો'કને હોય. એટલે

આમાં મઝા નથી. આપણે કંઈ નવો સંસાર ઊભો નથી કરવો. હવે મોક્ષે જ જવું છે જેમ તેમ કરીને. ખોટ-નફાનાં બધા ખાતાં નિકાલ કરીને, માંડવાળ કરીને ઉકેલ લાવી નાખવાનો છે.

## ઉછીનું સુખ રી-પે કરવું પડે; વિષય માટે આજીજી, વેર ફળે !

એવું છે ને, આ અવલંબનનું જેટલું સુખ આપણે લીધું એ બધું ઉછીનું લીધેલું સુખ છે, લોન ઉપર. અને લોન એટલે 'રી-પે' (ચુકવણી) કરવી પડે છે. જ્યારે લોન રી-પે થઈ જાય પછી તમારે કશી ભાંજગડ હોતી નથી. તમને વસ્તુઓ ભેગી થાય છે તે વસ્તુમાંથી સુખ નથી આવતું. તમે એ સુખ લો એટલે એ લોન લીધા બરાબર છે. એ લોન તમારે રી-પે કરવી પડશે.

આત્મા પાસે સુખ નથી ભોગવતા અને પુદ્‌ગલ પાસે તમે સુખ માંગ્યું. આત્માનું સુખ હોય તો વાંધો જ નથી, પણ પુદ્‌ગલ પાસે ભીખ માંગેલી તે આપવું પડશે. એ લોન છે. જેટલી મીઠાશ પડે છે, એટલી જ એમાંથી કડવાશ ભોગવવી પડશે. કારણ પુદ્‌ગલ પાસે લોન લીધેલી છે. તે એને 'રી-પે' કરતી વખતે એટલી જ કડવાશ આવશે. પુદ્‌ગલ પાસેથી લીધેલું હોય એટલે પુદ્‌ગલને જ રી-પે કરવાનું.

**પ્રશ્નકર્તા :** પણ લોકો પ્રેમથી પાછી નહીં આપતા હોય ?

**દાદાશ્રી :** જે વસ્તુ જેણે લીધી છે એ છોડવાની તો એને પોતાને ગમે જ નહીં. એટલે દરેક વસ્તુ રી-પે કરવામાં ભયંકર દુઃખ હોય.

**પ્રશ્નકર્તા :** આમાં સુખ લીધું એનું પરિણામે પેલા ઝઘડા ને ક્લેશ ?

**દાદાશ્રી :** આમાંથી જ ઊભું થયું છે આ બધું. અને સુખ કશુંય નહીં. પાછું સવારના પહોરમાં દિવેલ પીધા જેવું મોઢું હોય ! એ તો વિચારતાંય ચીતરી ચઢે !

**પ્રશ્નકર્તા :** અને નહીં તોય લોકોનાં દુઃખોનાં પરિણામો એટલાં બધાં વિચિત્ર છે તે એ ક્યારે છૂટે ! આટલાં બધાં દુઃખો સહન કરે છે, આ લોકો

આટલા સુખને માટે !

**દાદાશ્રી :** એ જ લાલચ આની ને કેટલાં દુઃખો ભોગવવાનાં !

**પ્રશ્નકર્તા :** આખી લાઈફ ખલાસ કરી નાખે છે એમાં. આખું જીવન રોજ એનું એ જ હેમરિંગ, એની એ જ અથડામણ ?

**દાદાશ્રી :** અત્યારે તો મને કેટલાય કહી જાય છે, આપણા મહાત્માઓ, કે, 'મને કાલાવાલા કરાવડાવે.' ત્યારે મેં કહ્યું, 'મૂઆ, તારો વક્કર જતો રહ્યો, ત્યારે શું કરાવડાવે ? હજુ સમજને યોગી થઈ જા ને !' હવે આને ક્યાંથી પહોંચી વળાય ? આ દુનિયાને કંઈ પહોંચી વળાય ?

## વિષય-ભીખ લાચાર બનાવે, સંયમી નર સંસાર દીપાવે !

એક સ્ત્રી એના ધણીને ચાર વખત સાષ્ટાંગ કરાવડાવે છે, ત્યારે એક વખત અડવા દે છે. ત્યારે મૂઓ, એના કરતાં આ સમાધિ લેતો હોય તો શું ખોટું ? દરિયામાં સમાધિ લે, તો દરિયો સીધો તો ખરો, ભાંજગડ તો નહીં ! આ હારું, ચાર વખત સાષ્ટાંગ !

મુંબઈમાં એક માણસ મને ફરિયાદ કરવા આવ્યો અને કહે છે કે પાંચ વખત ફાઈલ નં. ૨ને પગે લાગ્યો ત્યારે મારો સંતોષ થયેલો. મૂઆ, એના કરતાં... આ કઈ જાતનો માણસ, જાનવર છું કે શું મૂઆ ? શું જોઈને મને કહેવા આવ્યો તું ? વિષયની ભીખ મંગાતી હશે ? તમને કેમ લાગે છે ? અલ્યા મૂઆ, પાંચ વખત ! હવે મને સીધું ડિરેક્ટ કહેવા આવ્યો તો મારે વઢવું પડ્યું. પછી મને કહે છે, હવે રસ્તો દેખાડો. ત્યારે મેં કહ્યું, હવે આ છૂટી જાય તે પછી રસ્તો દેખાડાય ! ધીમે ધીમે એ સીધું થઈ ગયું. ઊંધું ચાલે ત્યાર પછી શું થાય ?

મને એવું કહી ગયો કે મારે વિષયની ભીખ માંગવી પડે છે. અલ્યા મૂઆ, વિષયોની ભીખ માગો છો ! કંઈ જાતના છો, જાનવર કરતાંય ભૂંડા છો ! વિષયની ભીખ મંગાતી હશે ? ખાવાની ભીખ ના મંગાય, ભૂખ્યા થયા હો તો કઈ ભીખ મંગાતી હશે ? કંઈ શૂરવીરપણું જોઈએ કે ના

જોઈએ ? હવે આટલું બધું અસંયમપણું કેમ પોષાય તે ? તમે ના સમજ્યા મેં વાત કરી તે ?

**પ્રશ્નકર્તા :** હા, સમજી ગયો.

**દાદાશ્રી :** આમ જે' જે' હઉ કરે માંગતી વખતે. બળ્યું તારી માંગ ! પાછો ધણી કહે છે, હું ધણી થઉં ! અલ્યા મૂઆ, આવો ધણી હોતો હશે ? અયુક્ત લાગતું નથી તમને ?

**પ્રશ્નકર્તા :** લાગે છે, દાદા.

**દાદાશ્રી :** આ યુક્ત વસ્તુ છે ? માણસને શોભે ? એટલે થોડો ઘણો સંયમ હોવો જોઈએ. બધું હોવું જોઈએ. સંયમી માણસે રહેવું જ જોઈએ. સંયમથી તો માણસની શોભા છે. સંયમના માટે શાસ્ત્રકારોએ નાનામાં નાનો સંયમ એ કહ્યો, કે મહિનામાં દસ દહાડા સુધી એને લેટ ગો કરે. અને મોટો સંયમ એ કહ્યો કે મહિનામાં ચાર જ વખત જાય. એનો કંઈક નિયમ તો હોવો જોઈએ કે ના હોવો જોઈએ ? આ મહિનામાં કેટલા દહાડા રજા મેલે છે ?

**પ્રશ્નકર્તા :** આઠ દિવસ.

**દાદાશ્રી :** હા, તે એવું કંઈક નિયમ હોય કે નહીં ?

**પ્રશ્નકર્તા :** પણ સંયમ કેવી રીતે રાખવો ?

**દાદાશ્રી :** આપણે કો'કને ઘેર ગયા હોય અને બહુ ભૂખ્યા હોય પણ એ કહેશે, અહીં તમને જમવાનું નહીં મળે તો તમે કહો કે 'ભાઈ સાહેબ, આપો જમવાનું.' એ જે થવાનું હશે એ થશે પણ અત્યારે ચાલ્યા જાવ. વટવાળા હોયને ! સાવ વટ વગરના કૂતરા જેવા છો કંઈ ? પછી જમવા માટે ઊભો હોય પછી ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** હેં, તે એવું આ બધું કંઈ વટ હોય કે ના હોય, બળ્યો ! સ્વમાન ફ્રેક્ચર થવા દેવું કે વિષય ફ્રેક્ચર થવા દેવું ? કયું ફ્રેક્ચર થવા

દેવું જોઈએ ? ગમે તેવો વિષય હોય તે પણ સ્વમાનને ફ્રેક્ચર કરે તે કામનો શું તે ? બધે એવું થઈ ગયું છે, તમારા ઉપર નહીં, બધે આનું આજ થઈ ગયું છે. માણસને સારી રીતે ઊંઘ આવે, પોતે પોતાનું સ્વતંત્ર જીવન હોય, જીવન પોતાના કંટ્રોલમાં હોય. જે સંયમી પુરુષો છેને, તેમની સ્લીપીંગ રૂમ જુદી હોય. હં. જુદી, પહેલેથી જુદી રાખતા નથી તે પછી મનોબળ લપટું પડી જાય. પછી પેલાને અપમાન સ્વમાનનું ઠેકાણું રહે નહીં.

શાસ્ત્રકારોએ તો એટલે સુધી કહ્યું કે જો તમારે સંયમ સાચવવો હોય તો આ પુરુષ બેઠો હોય તે જગ્યાએ સ્ત્રીએ બેસવું પણ નહીં અને સ્ત્રી બેઠી હોય ત્યારે પુરુષે બેસવું નહીં. કંઈક નિયમ તો ખોળી કાઢવો પડશે ને ? જીવન જીવવાની કળા તો જોઈએ કે ના જોઈએ ?

**પ્રશ્નકર્તા :** જોઈએ, દાદા.

**દાદાશ્રી :** કેટલી સરસ નોકરી કરો છો, કેટલું સરસ ભણ્યા છો, શું બાકી રહી જાય છે ? નથી ચોરી કરતા, નથી લુચ્ચાઈ કરતા, નથી કાળો બજાર કરતા તોય પણ શાંતિ મહીં નહીંને, જીવન જીવન નહીં ને ?

**પ્રશ્નકર્તા :** શાંતિ નથી, રાઈટ !

**દાદાશ્રી :** એ જીવન જીવવા માટે નથી. એ તમને અહીં બધું બતાડી દઈશું. આ વખતે તમારું પૂરેપૂરું સો ટકા પૂરું કરવું છેને ?

**પ્રશ્નકર્તા :** હા, સો ટકા પૂરું કરવું છે.

**દાદાશ્રી :** સ્વમાન રાખવું જોઈએ કે ના રાખવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** રાખવું જોઈએ.

**દાદાશ્રી :** સસરાને ત્યાં કાપડની મિલ હોય અને આપણને જોબ છૂટી ગયો હોય, ત્યારે શું સસરાને ત્યાં જઈને આમ આમ કરીને બેસી રહેવું ?

**પ્રશ્નકર્તા :** ના, ના બેસી રહેવાય.

**દાદાશ્રી :** શું કરો ત્યાં આગળ ?

**પ્રશ્નકર્તા :** ત્યાં જવાનો અર્થ નહીં ને !

**દાદાશ્રી :** એ કશું બોલે નહીં ને તમે માંગણી કરો ખરા કે મને જોબ આપો ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** જાણે છે તોય બોલતો નથી સસરો, ત્યારે મેલ તું ને તારી વહુ, પડી રહેજો અહીં આગળ તમારે ઘેર, હું તો મારે ઘેર જઉં છું. કંઈક તો સ્વમાન હોય કે ના હોય, બળ્યું ? ક્યાં સુધી આમ જાનવરનું જીવન જીવવું ?

એક ફેરો તમને ઘસી નાખે એટલે થઈ રહ્યું, ખલાસ થઈ ગયું. ઘસી નાખે તો ત્યાં સુધી નહીં જવું. એ શેનાથી ઘસી નાખે છે ? વિષયોની લાલચને લઈને. ત્યારે એ તો બહુ યોગી જેવું રહેવું જોઈએ.

## વિષયો વચ્ચે હોય જ્યહાં લગી,
## વહુ અથડાય જ ત્યહાં લગી !

**પ્રશ્નકર્તા :** બધી ફાઈલો તો જાણે કે દાળમાં નાખીને વઘાર કરીને ખઈ શકીએ એવા છે, પણ બે નંબરની ફાઈલને કંઈ દાળમાં વઘાર કરવો ?

**દાદાશ્રી :** બે નંબરની ફાઈલને ના ચાલે. બે નંબરની ફાઈલ તો જ્ઞાન લીધેલું માણસ હોય અને તે જ્યારે અથડામણ થાય ત્યારે 'વ્યવસ્થિત' સમજે, કોણ અથડાય તે જાણે, ત્યારે છૂટો થાય.

**પ્રશ્નકર્તા :** દાદા, એ તો એ સમજીએ છીએ કે આ કર્મ અથડાય છે.

**દાદાશ્રી :** હા, તો ?

**પ્રશ્નકર્તા :** ગયા જનમમાં એની સાથે અમે અથડાયા હતા. આ જન્મમાં અમારી સાથે એ અથડાય. પણ એનો રસ્તો તો કાઢવો પડે ને ? સોલ્યુશન તો શોધવું પડે ને ?

**દાદાશ્રી :** એનું સોલ્યુશન તો હોય છે, પણ લોકોનાં મનોબળ કાચાં હોય છેને ! મનોબળ કાચાં હોય એટલે શું થાય, બિચારાનું ? સોલ્યુશન, એને તો તમે અમુક ભાગ છે તે બંધ કરી દો કે તરત છે તે ચૂપ થઈ જાય બધું. પણ મનોબળ કાચાં હોય તો શું કરે ?

**પ્રશ્નકર્તા :** એ બતાડોને દાદા, કયો ભાગ બંધ કરી દેવો ?

**દાદાશ્રી :** વિકારી ભાગ બંધ કરી દેવાનો. તો એની મેળે જ બધું બંધ થઈ જાય. એને લઈને આ કકળાટ કાયમ ચાલ્યા કરે.

**પ્રશ્નકર્તા :** પહેલાં તો અમે એમ સમજતા'તા કે આ ઘરનાં કામકાજ બાબતમાં અથડામણ થતી હશે, તે ઘરનાં કામમાં હેલ્પ કરવા બેસીએ, તોય અથડામણ.

**દાદાશ્રી :** એ બધી અથડામણો થવાની જ. આ જ્યાં સુધી વિકારી બાબત છે, સંબંધ છે ત્યાં સુધી અથડામણ થવાની. અથડામણનું મૂળ જ આ છે. જેણે વિષય જીત્યો તેને કોઈ હરાવી શકે નહીં, કોઈ એનું નામેય ના દે. એનો પ્રભાવ પડે.

**પ્રશ્નકર્તા :** હવે કઈ રીતે આ કરવું ? એમ. આ બંધ કઈ રીતે કરવું ?

**દાદાશ્રી :** વિષય જીતવાનો.

**પ્રશ્નકર્તા :** વિષય નથી જીતાતો એટલે તો અમે તમારા શરણે આવ્યા.

**દાદાશ્રી :** કેટલા વર્ષથી વિષય.... ઘરડા થવા આવ્યા તોય વિષય ? જ્યારે જુઓ ત્યારે વિષય, વિષય ને વિષય !

**પ્રશ્નકર્તા :** આ વિષયો બંધ કરવા છતાં અથડામણ ના ટળતી હોય એટલે તો અમે તમારા ચરણે આવ્યા.

**દાદાશ્રી :** તો તો થાય જ નહીં. વિષય જ્યાં બંધ છે તે મેં જોયું, જેટલા જેટલા પુરુષો મજબૂત મનના છે તેને તો સ્ત્રી તો બિલકુલ આમ

કહ્યામાં રહે છે.

એક જણ છે તે બિચારો, દાદાનાં જ્ઞાનથી ખુશ થઈ ગયેલો. તે રોજ દર્શન કરવા આવે. આખો દહાડો અહીં પડી રહેવાનું મન થાય. વહુને કોઈ દહાડો તેડી લાવે નહીં. વહુ આવે નહીં. વહુ કહે છે, 'કેમ દાદાને ત્યાં ગયા ?' રોજ ડફળાય ડફળાય કરે. હવે પેલો કહે છે, 'મારે શું કરવું, આવવા જ નથી દેતી આ. શી રીતે વશ થાય ?' મેં કહ્યું 'બે-ત્રણ મહિના સુધી વિષયનો વિચાર ના આવવા દઈશ. અને જ્ઞાન તો તેં લીધેલું છે. તો બને કે ના બને ?' 'હા, બને.' મેં કહ્યું, 'કરી જોજે.' તે પેલી કહે છે, 'તમારે જ્યારે જવું હોય ત્યારે જજો, પણ મને આવું ના કરશો.' એ દાખલો બનેલોને, કહ્યો તમને !

**પ્રશ્નકર્તા :** હા, એવી બે-ચાર બીજી દવા બતાવી દો ને !

**દાદાશ્રી :** ના, ના, પણ દાખલો જે બન્યો એ કહ્યું મેં તમને. મારે કંઈ નવો બનાવવાનો છે ? મને તો આ પહેલેથી આવડતો'તો.

**પ્રશ્નકર્તા :** ખરેખર દાદા, બીજા કંઈ આવડતા હોય, બે-ચાર બતાવી જાવ. તમે શું શું કરતા'તા, દાદા ?

**દાદાશ્રી :** બહુ યાદ રહે છે કંઈ ? મને તો યાદ રહે નહીં ને બધું. આ તો દેખાય ત્યારે મહીં બોલી જઉં. પેલો માણસ આવતો થઈ ગયો, રાજીખુશીથી. મેં કહ્યું, જો મારી આ વિદ્યા, દવા કો'ક દહાડો પકડી લેજે પાછો હં ફરી, શોધખોળ કરેલી, દાદાની આગળનું આ શીખેલું પુસ્તકમાં ના લખેલું હોય. પુસ્તકમાં લખનાર લોક તો બાવા હતા, એમને વહુ હતી જ નહીં ત્યાં. આ તો મારે જાતે ટેસ્ટ કરવું પડ્યું.

**પ્રશ્નકર્તા :** બીજું શું શોધખોળ કરી, તે બતાવી દો જરા ?

**દાદાશ્રી :** એ તો વખત આવે તેમ બતાવતા જ જઈએ છીએ. જેમ જેમ દહાડો, બધું કંઈ મંગળવારે ના નીકળી જાય.

તમારે ઘરમાં રોજની ડખાડખ ના પસંદ હોય તો પછી એની જોડે વિકારી સંબંધ જ બંધ કરી દેવો. પાશવતા બંધ કરી દેવી. વિષય તો હડહડતી

પાશવતા છે. માટે આ પાશવતા બંધ કરી દેવી. બુદ્ધિશાળી સમજણવાળો હોય તેને વિચાર ના આવે ? ફોટો લે તો કેવો દેખાય ? કૂતરાં જેવો દેખાય ને ? તોય શરમ ના આવે ? મેં આવું કહ્યું ત્યારે વિચાર આવે, નહીં તો આવો વિચાર ક્યાંથી આવે ? અને જ્યાં સુધી તમારે વિકાર સંબંધ છે ત્યાં સુધી આ ડખાડખ રહેવાની જ. એટલે અમે તમારી ડખાડખમાં વચ્ચે પડીએ જ નહીં. અમે જાણીએ કે વિકાર બંધ થશે, ત્યારે એની જોડે ડખો બંધ થઈ જ જાય. એક ફેરો એની જોડે વિકાર બંધ કરી દીધોને, પછી તો આ એને મારે તોય એ કશું ના બોલે. કારણ કે એ જાણે કે હવે મારી દશા બેસી જશે ! માટે આપણી ભૂલથી આ બધું ઊભું છે. આપણી ભૂલે જ આ બધાં દુઃખો છે. વીતરાગો કેવા ડાહ્યા ! ભગવાન મહાવીર તો ત્રીસ વર્ષે છૂટા થઈને હેય મસ્તીમાં ફરતા હતા !

એની જોડે વિષય બંધ કર્યા સિવાય બીજો ઉપાય જડ્યો જ નથી. કારણ કે આ જગતમાં રાગ-દ્વેષનું મૂળ કારણ જ આ છે, મૌલિક કારણ જ આ છે. અહીંથી જ બધો રાગ-દ્વેષ ઊભો થયો. સંસાર બધો અહીંથી જ ઊભો થયો છે. એટલે સંસાર બંધ કરવો હોય તો અહીંથી જ બંધ કરી દેવો પડે. પછી કેરીઓ ખાવ, ફાવે એ ખાવને ! બસો રૂપિયે ડઝનવાળી કેરીઓ ખાવને, કોઈ પૂછનાર નથી. કારણ કે કેરીઓ સામો દાવો નહીં માંડે. તમે એને ના ખાવને તો એ કંઈ કકળાટ નહીં કરે અને આ સંબંધમાં તો તમે કહેશો કે 'મારે નથી જોઈતું.' ત્યારે એ કહેશે કે, 'ના, મારે તો જોઈએ જ છે.' એ કહેશે કે, 'મારે સિનેમા જોવા જવું છે.' ત્યારે તમે ન જાવ તો કકળાટ ! આવી જ બન્યું જાણે ! કારણ કે સામો મિશ્રચેતન છે અને કરારી છે, એટલે દાવો માંડે.

જેને ક્લેશ કરવો નથી, જે ક્લેશનો પક્ષ ખેંચતો નથી, એને ક્લેશ થાય પણ ધીમે ધીમે બહુ ઓછો થતો જાય. આ તો ક્લેશ કરવો જ જોઈએ એમ માને છે ત્યાં સુધી ક્લેશ વધારે થાય. ક્લેશના પક્ષકાર આપણે ના બનવું જોઈએ. ક્લેશ નથી જ કરવો એવો જેનો નિશ્ચય છે તેને ક્લેશ ઓછામાં ઓછો આવીને પડે છે. અને જ્યાં ક્લેશ છે ત્યાં ભગવાન તો ઊભા જ ના રહે.

આ સંસારમાં જો વિષય ના હોત તો ક્લેશ જ ના હોત. વિષય છે તેથી ક્લેશ છે. નહીં તો ક્લેશ જ હોત નહીં ! વિષયને એક્ઝેક્ટ ન્યાય બુદ્ધિથી જુએને તો ફરી વિષય કરવાનું માણસને મન જ ના થાય.

**પ્રશ્નકર્તા :** પણ વિષય ચીજ જ એવી છે કે તે ન્યાય બુદ્ધિ જોવા ન દે.

**દાદાશ્રી :** આ વિષય એવી વસ્તુ છે કે એક ફેરો બંધ થયો પછી ના જોવા દે. સૌથી ભારેમાં ભારે અંધ એટલે લોભાંધ અને એનાથી સેકન્ડ નંબર હોય તો વિષયાંધ.

**પ્રશ્નકર્તા :** લોભાંધને વધારે ક્યારે કહેવાય ?

**દાદાશ્રી :** અરે, લોભાંધની તો દુનિયામાં વાત જ જુદી છે ને ! લોભાંધ એટલે દુનિયાનો એક નવી જ જાતનો રાજા. વિષયવાળા તો મોક્ષે જવાને માટે પ્રયત્ન કરે. કારણ કે વિષયવાળાને તો ક્લેશ થાય ને ! એટલે પછી કંટાળે. જ્યારે લોભાંધને તો ક્લેશ પણ ના થાય. એ તો એની લક્ષ્મીની જ પાછળ પડેલો હોય, લક્ષ્મી કંઈ બગડતી નથી ને એ જ જોયા કરે અને એમાં જ એ ખુશ. છોકરાને ઘેર છોકરા હોય તોય એને લક્ષ્મીની જ પડેલી હોય. અને લક્ષ્મીને સાચવવા આવતો ભવ ત્યાં સાપ થઈને બગાડે.

એ સ્ત્રીઓનો સંગ જો પંદર દહાડા પુરુષ છોડેને, પંદર દહાડા છેટો રહે, તો ભગવાન જેવો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પંદર દહાડા બૈરાંથી દૂર જતા રહીએ તો બૈરાઓ પછી વહેમ ખાય અમારા ઉપર.

**દાદાશ્રી :** એ ગમે તે કહો, એ બધી વકીલાત કહેવાય. એ ગમે એટલી વકીલાત કરો તો ચાલે વકીલાતમાં, જીતો ખરા, પણ એક્ઝેક્ટ પુરાવા નથી એ. પંદર જ દહાડા !

**પ્રશ્નકર્તા :** વિષય ભોગવતા ના હોઈએ, પણ સાથે બેડમાં સૂઈ જઈએ તો વાંધો ખરો ?

**દાદાશ્રી :** એક વરસ દહાડો છૂટા સૂઈ જઈ અને પછી સૂઈ જવામાં વાંધો નહીં. વરસ દહાડો છે તે એમ ને એમ એકલા સૂઈ રહેવું જોઈએ. પછી વાંધો નહીં, શું ફાયદો થાય, એકલા સૂઈ જવાથી ?

**પ્રશ્નકર્તા :** એક તો થાય કે એમના વગર ચાલશે એમ.

**દાદાશ્રી :** ના, એ તો ભાવ ના હોય તો ચાલે એવું લાગે જ ને ? આ તો એકલા જ સૂઈ જવાનું જુદા જુદા રૂમમાં શું સાયન્સ હશે એમાં ? અમે કહીએ છીએ એની પાછળ શું સાયન્સ હશે ?

**પ્રશ્નકર્તા :** વૈરાગ આવે, એનાથી વૈરાગ ઉત્પન્ન થાય ?

**દાદાશ્રી :** વૈરાગ-બૈરાગની જરૂર જ ક્યાં છે આપણે ?

**પ્રશ્નકર્તા :** પરમાણુ એકબીજાના ખેંચાય નહીં, જુદા સૂઈ રહે તો.

**દાદાશ્રી :** ના, પરમાણુનો સવાલ નથી. ભેગાં રહેવું હોય તો પણ ભાવ નક્કી કર્યો છે પછી પરમાણુ શેના ખેંચાય ? પરમાણુ ખેંચાય તો પણ ભાવ નક્કી કર્યો છે અને વાળ વાળ કરે. આની પાછળ સાયન્ટિફિક કારણ છે.

વરસ દહાડો છૂટા રહીને પછી તમે એક પથારીમાં સૂઈ જાવને તો જે દહાડે એ બહારથી બહુ જ આખો દહાડો તપીને આવ્યો હોયને, તે પસીનો સોઢશે તમને. અને આ બઈનેય પસીનો સોઢશે. ગંધ ઉત્પન્ન થશે. પેલી ગંધ ના ખબર પડે. નાક, આ ઈન્દ્રિય ખોવાઈ જાય. રોજ ડુંગળી ખાનારાને, ડુંગળી છે તે આખા ઘરમાં ભરેલી હોય તોય એને ગંધ ના આવે. અને ડુંગળી ના ખાતો હોય, તેને અહીંથી બસો ફૂટ છે તે ડુંગળી હોય તો એને ગંધ આવે. એટલે નાક ઈન્દ્રિય બધી ખલાસ થઈ જાય. એટલે આ સૂઈ જાય, નહીં તો જોડે સૂવાતું હશે ?

આ ડુંગળીની વાત તમને સમજણ પડી ?

**પ્રશ્નકર્તા :** પડી ગઈ, બરાબર.

**દાદાશ્રી :** આવું જ્ઞાનેય મારે આપવાનું. તમારે બધાએ જાણવું

જોઈએ આવું જ્ઞાન તો ! આ તો મારે કંઈ જણાવી આપવું પડે ?

**પ્રશ્નકર્તા :** જ્યાં સુધી તમે બોલો નહીં ત્યાં સુધી એ આવરણ ખસે નહીં, ગમે એટલું જાણો તોય. બધાને વચનબળથી જ ખસે.

**પ્રશ્નકર્તા :** હું તો મારી વાત કરું છું કે જ્ઞાન લીધા પછી, સતત કેવળ આ ભાવ કરતી હોઉં અને છતાં નથી છૂટતું.

**દાદાશ્રી :** ના, પણ એ તો પહેલાંનો હિસાબ છેને, એટલે છૂટકો જ ના થાય.

**પ્રશ્નકર્તા :** વિષય નથી, પણ હૂંફને માટે. એમ થાય કે ના સાથે સૂવું જ છે.

**દાદાશ્રી :** ના, એમ નહીં પણ એ તો એ જે આ હિસાબ છે ને, તે હિસાબ બધો ચૂકતે થાય છે. હા, એ હિસાબ ચૂકતે થયો ક્યારે કહેવાય, સાથે સૂઈ જતા હોય અને ના ગમતું હોય એ બધું, અંદર ગમતું ના હોય અને સૂઈ જવું પડતું હોય ત્યારે હિસાબ ચૂકતે થાય. પણ ગમે છે કે નહીં એટલું તો પૂછી લેવું.

**પ્રશ્નકર્તા :** પોતાને ગમે, પણ મહીંથી પ્રજ્ઞાશક્તિ અથવા સમજ ચેતવે છે.

**દાદાશ્રી :** મનને તો ભલે ગમે પણ આપણને ગમે ?

**પ્રશ્નકર્તા :** એ ચેતવેને કે આ ખોટે રસ્તે તું જઈ રહી છે.

**દાદાશ્રી :** તો વાંધો નહીં.

ડબલ બેડની સિસ્ટમ બંધ કરો ને સિંગલ બેડની સિસ્ટમ રાખો. આ તો બધા કહેશે, ડબલ બેડ બનાવો, ડબલ બેડ... પહેલાં હિન્દુસ્તાનમાં કોઈ માણસ આવી રીતે સૂતો નથી. કોઈ પણ ક્ષત્રિય નહીં. ક્ષત્રિય તો બહુ કડક હોય પણ વૈશ્યેય નહીં. બ્રાહ્મણોય આવી રીતે સૂવે નહીં, એક પણ માણસ નહીં ! જો કાળ કેવો વિચિત્ર આવ્યો ? આપણે ત્યાં તો ઘરમાં જુદી રૂમ નહોતા આપતા પહેલાં.

**પ્રશ્નકર્તા :** હા, હવે તો ડબલ બેડ આપે છે.

**દાદાશ્રી :** પહેલાં તો કો'ક કો'ક દહાડો વહુ ભેગી થઈ તે થઈ, નહીં તો રામ તારી માયા ! કુટુંબ મોટા હોય એટલે સંયુક્ત કુટુંબ તે અને અત્યારે તો રૂમ જુદી તે જુદી પણ બેડ પણ સ્વતંત્ર ડબલ બેડ અને પાછું તમે છોકરાને કહો કે ભઈ, પેલી બાજુ તારો બેડ છે લીધેલો, ત્યાં જા એટલે ઉપરથી દેખાડીએ આપણે. એટલે એ જાણે કે પહેલેથી આદિ-અનાદિથી સુખ આમાં જ છે. એ પેલી ભ્રામક માન્યતા પેસી જાય એને.

આ તો બહુ ઝીણી વાત નીકળે છે.

**પ્રશ્નકર્તા :** શ્રીમદ્ રાજચંદ્ર આટલી ઊંચી કક્ષાના હતા, છતાં પણ એમને આ સંસાર ભોગવવો પડ્યો, એનું શું કારણ ?

**દાદાશ્રી :** છૂટકો જ નહીં, કોઈને પણ. જેટલો લમણે લખેલો છેને એ સંસાર કોઈને ભોગવ્યા વગર છૂટકો જ નહીં, ડિસ્ચાર્જ છે. એમણે ઘણું તપ કર્યું પણ તપ-બપ કશું વળે નહીં. એ ચાલે નહીં ત્યાં આગળ. પણ ત્યાં આગળ ડિસ્ચાર્જ કહેવાય નહીં. કારણ કે ક્રમિક માર્ગ ને ! એટલે મહામુશ્કેલી. ગમે નહીં ને થાય નહીં, મહામુશ્કેલી. મહાવીર ભગવાનનેય ત્રીસ વર્ષ સુધી સંસાર હતો. સંસાર કંઈ નડતો નથી, તમારી અણસમજણ નડે છે. જ્ઞાની પાસેથી જ્ઞાન લીધા પછી રહ્યું શું, ત્યારે કહે અણસમજણ તમારી.

**પ્રશ્નકર્તા :** એ જ કાઢવાની મુશ્કેલ છે.

**દાદાશ્રી :** નહીં, એક જ વખત સમજવાથી અણસમજણ કાયમ માટે ઉકેલાઈ જાય. દુનિયામાં મુશ્કેલી જેવી વસ્તુ જ કશી હોતી નથી ને ! કોઈ વસ્તુ મુશ્કેલ નથી હોતી.

**પ્રશ્નકર્તા :** એ મુશ્કેલ છે એવો ખ્યાલ પાછો આવે. એને લીધે મુશ્કેલી વધી જાય ને ?

**દાદાશ્રી :** વધી જ જાય ને ! પછી મુશ્કેલીની પરંપરા થાય છે. જેવું બોલે એવો, ચિંતવે એવો તરત થઈ જાય. આ જે એનો સ્વભાવ છે અને

આ જ્ઞાન આપ્યા પછી તો રહ્યું શું, કશું જ રહેતું નથી.

આ જગતમાં લડવાડ ક્યાં હોય ? જ્યાં આસક્તિ હોય ત્યાં જ. પછી જે જોડી ત્યાં આગળ જુદી થઈને, જુદી થઈને એક રહેવાય પાછું ને ઝઘડા મટી ગયા. ઝઘડા ક્યાં સુધી હોય ? વિષયમાં છે ત્યાં સુધી. પછી 'મારી-તારી' કરવા માંડે, 'આ તારી બેગ ઉઠાવી લે અહીંથી. મારી બેગમાં સાડીઓ કેમ મૂકી ?' એ ઝઘડા શું ? વિષયમાં એક છે ત્યાં સુધી. અને છૂટાં થયા પછી આપણી બેગમાં મૂકે તોય વાંધો નથી. એ ઝઘડા ના થાયને પછી ! પછી કોઈ ઝઘડો નહીં ને ! કેટલાં વર્ષથી બ્રહ્મચર્ય વ્રત લીધું ?

**પ્રશ્નકર્તા :** આમ નવ વર્ષ થયાં.

**દાદાશ્રી :** એટલે ત્યાર પછી ઝઘડા-બઘડા નહીં, કશી ભાંજગડ જ નહીં અને સંસાર ચાલ્યા કરે !

**પ્રશ્નકર્તા :** ચાલે જ છેને, દાદા.

**દાદાશ્રી :** છોડીઓ પૈણી, છોકરા પૈણાવ્યા, બધું પૈણે....

**પ્રશ્નકર્તા :** દાદા, ઘરમાંય નથી થતું હવે કશુંય....

**દાદાશ્રી :** એમ ? સંસારમાં સરસ રહે એવું આ વિજ્ઞાન ! હા, છોડીઓ-છોકરા પૈણાવે. મહીં અડે નહીં, નિર્લેપ રહે. અને દુઃખ તો જોયું જ નથી. ચિંતા-બિંતા જોયેલી નહીં, નહીં ? બિલકુલ નહીં, નવ વર્ષ ! આઠ વર્ષથી ચિંતા નહીં જોયેલી ? શું વાત કરો છો ?

**પ્રશ્નકર્તા :** હા, આવે તો ઘણું પણ અડે નહીં.

**દાદાશ્રી :** આવે ખરી, એ તો બરોબર, સંસારમાં છે એટલે આવે તો ખરું. અડે નહીં, એટલું જ પાછું નડેય નહીં કંઈ પણ. સેફસાઈડ, કાયમ સેફસાઈડ. અહીં બેઠા જ મોક્ષ થઈ ગયો, પછી હવે રહ્યું શું ?

**પ્રશ્નકર્તા :** દાદા, હું તો કહું છું કે અહીં જ મોક્ષનાં સુખ વર્તાવાં જોઈએ. તો જ એની મઝા !

**દાદાશ્રી :** તો જ, સાચો મોક્ષ અહીં વર્તાવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** અને અહીંયાં વર્તાય છે એટલે જ કહે છેને ! હવે દેવલોક નહીં જોઈએ, આ સંસાર નહીં જોઈએ, સુખ વર્તાયું પછી બીજી ભાંજગડમાં ક્યાં પડે ?

**દાદાશ્રી :** હા, અને ગાડી ત્યાં જ જઈ રહી છે. ભલે સુરત સ્ટેશને થોડીવાર ઊભી રહે વખતે, પણ અમદાવાદ જ જઈ રહી છે.

ચાલો, બહુ સારું ! આવું હું પૂછુંને અને પછી એ એમનાં તરફનું કહે મને. તો મને જરા લાગે કે ના, આપણી મહેનત ફળી ! મહેનત ફળી એની તો આશા રાખે ને ?

## પવિત્ર ત્યારથી હીરાબા કહ્યાં, પછી કદી ન મતભેદ થયા !

જ્યારે હીરાબાની સાથે વિષય મારો બંધ થયેલો હશે ત્યારથી હું હીરાબા કહું છું એમને. ત્યાર પછી અમારે કંઈ ખાસ અડચણ આવી નથી. અને પહેલાં જે હતી તે વિષયની સાથમાં, સોબતમાં તો પોપટમસ્તી થાય થોડી ઘણી. પણ એ પોપટમસ્તી હોય. લોક જાણે કે આ પોપટે એ પોપટીને મારવા માંડ્યું ! પણ હોય પોપટમસ્તી. પણ જ્યાં સુધી વિષયનો ડંખ છે, ત્યાં સુધી એ જાય નહીં. એ ડંખ છૂટો થાય ત્યારે જાય. અમારો જાત અનુભવ કહીએ છીએ. આ તો આપણું જ્ઞાન છે. તેને લઈને ઠીક છે. નહીં તો જ્ઞાન ના હોય તો તો ડંખ માર્યા જ કરે. ત્યારે તો અહંકારને. એમાં અહંકારનો એક ભોગ ભાગ હોય કે એમણે મને ભોગવી લીધો. અને આ કહેશે, 'એણે મને ભોગવી લીધી.' અને અહીં આગળ (આ જ્ઞાન પછી) નિકાલ કરે છે એ, તોય પણ પેલી ડિસ્ચાર્જ કચકચ તો ખરી જ. પણ તેય અમારે નહોતી, એવો મતભેદ નહોતો, કોઈ જાતનો.

વિજ્ઞાન તો જુઓ ! જગત જોડે ઝઘડા જ બંધ થઈ જાય. બૈરી જોડે તો ઝઘડા નહીં, પણ આખા જગત જોડે ઝઘડા બંધ થઈ જાય. આ વિજ્ઞાન જ એવું અને ઝઘડા બંધ થાય એટલે છૂટ્યો.

## (૨૪)

# રહસ્ય, ઋણાનુબંધ તણાં....

### પોતે પરમાત્મા ને થયો ધણી,
### રે દશા કેવી ! ભટકામણ ઘણી !

આ રોટલા ને શાક માટે શાદી કરવાની. ધણી જોડે કે હું કમાઈ લાવું, પણ આ ખાવાનું કરી કોણ આપે ? બાઈ જાણે કે હું રોટલા બનાવું ખરી, પણ કમાવી કોણ આપે ? એમ કરીને બેઉ પરણ્યાં ને સહકારી મંડળી કાઢી. પછી છોકરાંય થવાનાં. એક દૂધીનું બી વાવ્યું, પછી દૂધિયાં બેસ્યા કરે કે ના બેસ્યા કરે ? વેલાને પાંદડે દૂધિયાં બેસે, એવું આ માણસો પણ દૂધિયાંની પેઠ બેસ્યા કરે છે. દૂધી એમ નથી બોલતી કે મારાં દૂધિયાં છે. આ મનુષ્યો એકલા જ બોલે કે આ મારાં દૂધિયાં છે.

જુઓને આ જડ ને ચેતન બે ભેગાં થઈને કેવો સંસાર ઊભો થઈ ગયો ! પછી શાદી કરે, લગ્ન કરે, વેવાઈ થાય, કોઈ વેવાઈ થતું હશે ? તમે હજુ વેવાઈ થયા નહીં હોય, ને ? લોક વેવાઈ થાય, વેવાણો થાય, જમાઈ થાય, કાકા સસરા થાય, મામા સસરા થાય, કેટલી જાતની ડખલો ઊભી કરી છે ! એટલે આ લગ્ન એ તો ખરેખરું બંધન છે. ભેંસને ડબ્બામાં પૂરે છે એવી દશા થાય છે. એ ફસામણમાં ના પેસાય એ ઉત્તમ. પેઠા હોય તોય નીકળી જવાય તો વધુ ઉત્તમ. અને નહીં તોય છેવટે ફળ ચાખ્યા પછી નીકળી જવું જોઈએ. બાકી આત્મા કોઈનો ધણી કે સ્ત્રી, પુરુષ કે કોઈનો છોકરો થઈ શકતો નથી, ફક્ત આ કર્મો બધાં થઈ રહ્યાં છે. આત્મામાં તો કશું આમાં ફેરફાર થતો નથી. આત્મા તો આત્મા જ છે, પરમાત્મા જ છે. તે આપણે માની બેઠા કે આ અમારી સ્ત્રી !

## સાઠ વરસની યાત્રા જીવન,
## મુસાફર ત્યાં શાને વળગણ ?

આ ચકલાં સુંદર માળો ગૂંથે છે તે તેમને કોણ શિખવાડવા ગયેલું ? આ સંસાર ચલાવવાનું તો આપ મેળે જ આવડે એવું છે. હા, 'સ્વરૂપજ્ઞાન' મેળવવા પુરુષાર્થ કરવાની જરૂર છે. સંસારને ચલાવવા કશું જ કરવાની જરૂર નથી. આ મનુષ્યો એકલાં જ બહુ દોઢડાહ્યાં છે. આ પશુ-પક્ષીઓને શું બૈરી-છોકરાં નથી ? તેમને પરણાવવા પડે છે ? આ તો મનુષ્યોને જ બૈરી-છોકરાં થયાં છે, મનુષ્યો જ પરણાવવામાં પડ્યા છે, પૈસા ભેગા કરવામાં પડ્યા છે. અલ્યા, આત્મા જાણવા પાછળ મહેનત કરને ! બીજા કશા માટે મહેનત-મજૂરી કરવા જેવી છે જ નહીં. અત્યાર સુધી જે કંઈ કર્યું છે તે પોક મૂકવા જેવું કર્યું છે. આ છોકરાને ચોરી કરતાં કોણ શિખવાડે છે ? બધું બીજમાં જ રહેલું છે. આ લીમડો પાને પાને કડવો શાથી છે ? એના બીજમાં જ કડવાશ રહેલી છે. આ મનુષ્યો એકલાં જ દુઃખી-દુઃખી છે પણ એમનો દોષ નથી. કારણ કે ચોથા આરા સુધી સુખ હતું અને આ તો પાંચમો આરો, આ આરાનું નામ જ દુષમકાળ ! એટલે મહાદુઃખે કરીને સમતા ઉત્પન્ન ના થાય. કાળનું નામ જ દુષમ ! પછી સુષમ ખોળવું એ ભૂલ છેને ?

આ ગાયો-ભેંસોમાંય પૈણે છે, છોકરાં બધુંય હોય છે. પણ છે ત્યાં ધણી ? એય સસરા થયા હોય છે, સાસુ થઈ હોય છે પણ એ કંઈ બુદ્ધિશાળીની પેઠ ગોઠવી દે છે કશુંયે ? કોઈ એવું કહે છે કે હું આનો સસરો થઉં ? છતાં આપણા જેવો જ બધો વ્યવહાર છેને ! એય ધવડાવે, વાછરડાને ચાટતી હોય છેને ! આપણા અક્કલવાળા ચાટે નહીં. ત્યારે એ હાથ ફેરવ ફેરવ કરે. પેલી ગાય બિચારી હાથ ક્યાંથી લાવે ? પગ ફેરવે તો પગ વાગી બેસે ને ? એટલે ચાટે પછી. એટલે આય આનો આ જ માલ છે. વગર કામનો ફસાયો છે અને એનો બધો માર ખાય છે. તોબા તોબા પોકારે એટલો બધો માર ખાય છે.

એક ઝાડ ઉપર બધાં પંખીઓ આવીને બેસેને રાત્રે, એ સગાં દેખાયાં. એ પંખીઓને પેલી બુદ્ધિ નથી એટલે સગાઈ નથી કરતાં ને આ અહીં પૈણે

છે. પહેલું આણું જાય, બીજું આણું જાય. બસ તોફાન તોફાન. આ બધા ચોપડાના હિસાબથી ભેગા થયા છે ને પછી પંખી બધા સવારે ઊડી જાય, તેવું છે. આને તો પૂળો જ મૂકવાનોને જ્યારે ત્યારે !

જેમ આ આપણે ચાર ધામની જાત્રાએ ગયા હોયને, ત્યારે કંઈ બહુ એવું રાખતા નથી. આ જિંદગી ૫૦-૬૦ વર્ષની જાત્રા છે. અને વગર કામના અહીં આગળ, આ મારા માસીસાસુ આવ્યાં, અરે મેલને પૂળો ! માસી આવ્યા, પાછાં માસીસાસુ ? કેટલી જાતની સાસુઓ ? છતાં આપણે વ્યવહારથી કહીએ, પણ ઉપલક બધું. તમારાં માસીસાસુ હતાં કે નહીં ?

**પ્રશ્નકર્તા :** છેને !

**દાદાશ્રી :** હા, જુઓને, અને વળગે માસીસાસુ, 'હું તમારી માસીસાસુ થઉં !' આવું બોલે, અરે મૂઈ છોડને, મને શું કરવા આમ કરે છે ? સંસાર બહુ અઘરો. સાસુ આવે, વડસાસુ આવે, માસીસાસુ આવે, કાકીસાસુ આવે, ફોઈસાસુ આવે. કેટલી સાસુઓ થશે ? ધણી એક ને સાસુઓ બહુ ! હું તમારી કાકીસાસુ થઉં. મેરને, અહીં શું કામ છે તમારી બધીનું, કહીએ. એક ધણી હારું આટલી બધી વળગણ ક્યાં વળગાડીએ ?

## પતિ-પત્ની માત્ર વ્યવહારમાં, નિશ્ચયથી આત્મા, નહીં સંસારમાં !

આ તો તમે ખરેખર ધણી-ધણિયાણી છો ? વાઈફ અને હસબન્ડ છો ? એ તે વ્યવહારથી છો, ખરેખર એ એક્ઝેક્ટલી તમે નથી એવું. આ તો વ્યવહારથી છે આપણે. નામ નામને પૈણ્યું છે અને તમે પોતે અનામી છો. અને ધણી કંઈ આપણા માલિક નથી હોતા. તારો માલિક ધણી નથી. તે 'મંગળાબેન'ના માલિક ધણી છે, 'તમે' જુદા છો. તમને એક દહાડો હું જ્ઞાન આપીશ ત્યારે તમને સમજાશે. પછી કશી અસર નહીં થાય.

**પ્રશ્નકર્તા :** આપના કહેવા પ્રમાણે વ્યવહારથી પત્ની, બાકી નહીં ?

**દાદાશ્રી :** બાકી પત્ની નહીં, વ્યવહારથી પત્ની. બાકી ખરેખર પત્ની હોય તો થઈ જ રહ્યું ને ? પછી આપણી પાસે રહ્યું શું તે ?

આપણે શુદ્ધાત્મા જુદા અને આ મંગળાના ધણી ! મનમાં એટલું સમજી જવાનું. મોઢે બોલવું નહીં. મનમાં સમજી લેવાનું કે આપણે જુદાં ને મંગળા જુદી, એવું દાદાએ મને કહેલું છે. એટલું તમારે રાખવાનું. સમજ પડીને ! આ એડજસ્ટમેન્ટ તો બધા ટેમ્પરરી છે. આ દેહ જ ટેમ્પરરી એડજસ્ટમેન્ટ છે, એ કંઈ પરમેનન્ટ એડજસ્ટમેન્ટ નથી.

એક દહાડો એક માણસે મને, દેખાડ્યા કે આ મારા સસરા છે, પેલા આવ્યા તે છ મહિના પછી, પેલા એના સસરા ભેગા થયા, ત્યારે મેં કહ્યું, તમે ફલાણા ભાઈના સસરા થાઓને ? તો કહે, 'હું શેનો એમનો સસરો ?' ત્યારે હું વિચારમાં પડ્યો કે આ મારી ભૂલ થઈ, સમજવામાં ભૂલ થઈ. ત્યારે મેં કહ્યું, 'કેમ ?' તો કહે, 'મારી છોડીએ ડાયવોર્સ લીધા, હવે હું શાનો સસરો ?'

હવે આવાં ટેમ્પરરી એડજસ્ટમેન્ટમાં ડાયવોર્સ કેમ થાય, ભાઈ ? કારણ કે વન ફેમિલી રહેતાં નથી એટલે. તમે કોઈ જાત્રાએ ગયા હોય તો ત્યાં કોઈક વાંકો હોય તો સાચવી સાચવીને વઢંવઢા ના થાય એટલા હારુ સાચવીએ કે નથી સાચવતા ? કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** એવું આ પચાસ-સાઠ વર્ષ સાચવવાનું છે.

બાકી આ જગત બધું પોલંપોલ છે. છતાં વ્યવહારથી ના બોલે તો પેલાના મનમાં દુઃખ થાય. સ્મશાનમાં જોડે જઈને ત્યાં ચિતામાં કોઈ પડ્યું નહીં. ઘરના બધાય પાછા આવે, બધા ડાહ્યા ડમરા જેવા છે. એની મા હોય તો એય રડતી રડતી પાછી આવે.

**પ્રશ્નકર્તા :** પાછું એનાં નામનું કૂટે કે કશું મૂકી તો ના ગયા. અને બે લાખ રૂપિયા મૂકી ગયા હોય તો કશું બોલે નહીં.

**દાદાશ્રી :** હા, એવું. આ તો નથી મૂકી ગયો તેનું રડે છે, કે 'મરતો ગયો અને મારતો ગયો' એવું હઉ અંદર બોલે. કશું મેલ્યું નહીં ને અમને મારતો ગયો. હવે પેલાએ ના મૂક્યું એમાં પેલી બઈનું નસીબ કાચું એટલે

ના મૂકાયું. પણ પેલાને ગાળ ખાવાની લખેલી તે ગાળોય ખાધીને ! આવડી આવડી ચોપડે. વળી પાછાં લોક પણ આવીને પૂછે કે તમારા ધણી કશું મૂકી ગયા નથી ? ત્યારે પાછું એવું બોલે કે ના, ના, બધુંય મૂકી ગયા છે. એમ તો ખાવા-પીવાનું બધું જ છે. હવે બધા આગળ બહાર આવું બોલે ને મનમાં પેલું બોલે ! એટલે શું છે, હકીકત આની પાછળ ?

## રોંગ બિલિફથી ખડો સંસાર, પરાર્થે જીવ્યા બન્યા ભરથાર !

જેમ છે તેમ સમજણ નહીં પડવાથી, આ દુનિયામાં ઝઘડા છે. જેમ છે એમ જાણે, ત્યારે પછી ઝઘડો હોતો જ નથી. તેથી ભ્રાંતિ કહીને કે મૂઆ, વગર કામનો માર ખાવ છો ! વાસ્તવિકતામાં એવું છે જ નહીં. અને સ્ત્રી-પુરુષ છે અને બૈરી-છોકરાં છે, એ બધું નહીં જાણવાથી જ માની બેઠા છો. લોકો કહે કે તમે આના ધણિયાણી થાવ. ને એ તો બધું વાંધો નહીં, પણ એવું માની નહીં લેવાનું. લોક તો કહે જ. દેખે એવું ના કહે કે આ ધણી-ધણિયાણી ! પણ આપણે માની લઈએ તો ઊંધું થાય ને ? માની લઈએ તો માન્યાનું ભૂત આપણને વળગે. ખાલી બિલિફ જ બેસી ગઈ છે. જગતમાં સંયોગો તારણ કાઢવા માટે છે, એક્સ્પીરીયન્સ કરવા માટે છે પણ લોકો ખાંચામાં પેસી ગયા છે. શાદી કરીને ખોળ કે સુખ શેમાં છે ? બૈરીમાં છે ? બાબામાં છે ? સસરામાં છે ? સાસુમાં છે ? શેમાં સુખ છે ? એનું તારણ કાઢને ! લોકોને દ્વેષ થાય, તિરસ્કાર થાય પણ તારણ ના કાઢે. આ જગતની સગાઈઓ એ રિલેટિવ સંબંધો છે, રિયલ નથી. માત્ર તારણ કાઢવા માટે સગાઈઓ છે. તારણ કાઢનારા માણસોને રાગ-દ્વેષ ઓછા થાય છે અને મોક્ષના માર્ગનો શોધક થાય.

## ખરો ધણી તે, જે દુઃખ હરણ, ન સાચો હીરો, આ તો અમેરિકન !

આ સંસાર જ એવો છે કે ખરે ટાઈમે કોઈ સગું ના થાય. આ વહુ સાસુના રોજ પગ દબાવ દબાવ કરતી હોયને, એક દહાડો વહુના પેટમાં દુખે, તો સાસુ કહેશે કે, અજમો ફાકી લો. આવું તો બધા કહેશે, પણ કંઈ

સાસુ વહુનું દુઃખ લઈ લેશે ? અરે ! ધણી કે છોકરાંય કોઈ લઈ લેશે ? આ જગત કેવું છે કે બળદ લંગડો થાય ત્યાં સુધી કામ કરાવે. પણ જ્યારે એ ચાલતો બંધ થાય એટલે કતલખાને મૂકી આવે ! આ બાપા કમાઈ લાવતા હોય કે કામ કરતા હોય તો, બાપા વહાલા લાગે. પણ પછી જો કામ કરતા બંધ થાય, એટલે ઘરના બધા શું કહેશે કે તમે હવે આમ આ બાજુએ બેસો. તમારામાં અક્કલ નથી ! એવું છે આ જગત ! આખો સંસાર દગો છે. જો થોડોય સગો હોત તો આ 'દાદા' તમને ના કહેત કે આટલી સગાઈ સાચી છે. પણ આ તો સંપૂર્ણ દગો જ છે. ક્યારેય સગો નથી. જીવતો ભમરડો જંપવા દે નહીં. અરે, અહીં સત્સંગમાં આવવું હોય, ખાલી દર્શન કરવા આવવું હોય તોય ના આવવા દે. આ આવવા દે છે એ તો બહુ સારું કહેવાય.

આ મોહ કોની ઉપર ? જૂઠા સોના ઉપર ? સાચું હોય તો મોહ રખાય. આ તો ઘરાક-વેપારી જેવો સંબંધ. માલ સારો મળે તો ઘરાક પૈસા આપે, એવો આ સંબંધ છે. જો એક જ કલાક વર જોડે ભાંજગડ કરે તો સંબંધ તૂટી જાય. એવા સંબંધમાં મોહ શો રાખવો ?

આ સંસાર ઘરના જ માણસોને લીધે ઊભો રહ્યો છે, બીજા કશાથી નહીં. ઘરનો લાભ લેતાં આવડતું નથી. આ તો પાંચ-છ જણાનું એસોસિયેશન છે. ખરી રીતે દુનિયા જીતવાની નથી, ઘર જીતવાનું છે. માટે આપણે ના ચેતીએ ? સબ સબકી સમાલો.

અને છેવટે કંઈ આપણું છે નહીં, છતાં કોઈ પારકુંય નથી પાછું.

**પ્રશ્નકર્તા :** આપણું કોઈ છે નહીં ને પારકુંય નથી, બન્ને બાજુ કેમ કહે છે દાદા ?

**દાદાશ્રી :** પારકું કોને કહીશ ? કોઈ પારકો માણસ દેખાતો નથી મને.

**પ્રશ્નકર્તા :** એક બાજુ આપણે કહીએ, 'બધા આપણા છે', બીજી બાજુ કહીએ 'આપણા નથી' એ બન્ને વસ્તુ ?

**દાદાશ્રી :** ના, ના, બહારેય કોઈ પારકો નથી. મને તો બહારેય કોઈ પારકું લાગતું નથી. મને તો પારકું કશું જ લાગતું નથી. પારકું છે જ નહીં. બધું જે છે તે 'હું' જ છું. તમે બધા 'હું' જ છો. ફક્ત તમારા 'કપડાં' મારે જોવાની જરૂર નથી, કપડાં ગમે તે પહેરો.

**પ્રશ્નકર્તા :** 'હું છું' તે તમે છો, એમ નહીં, પણ એ મારા છે કે નહીં, એ કહો ?

**દાદાશ્રી :** મારા જ છેને !

હા, પણ જગતમાં સબ સબકી સમાલો અને પારકું કોઈ છે નહીં. પારકું કરવા જશો તોય તમારો મોક્ષ જતો રહેશે અને સબ સબકી નહીં સમાલો તોય મોક્ષ જતો રહેશે. બાય રિલેટિવ વ્યૂપોઈન્ટ (વ્યવહાર) અને બાય રિયલ વ્યૂપોઈન્ટ (નિશ્ચય) જોડે જ રાખો. અમારા સ્ત્રી ખરાં પણ બાય રિલેટિવ વ્યૂપોઈન્ટ, નોટ બાય રિયલ વ્યૂપોઈન્ટ. અને જેને આવો ભેદ નથી, તે સ્ત્રીને શું કહે ? બસ 'હું ને તું એક જ' કહે છે. 'મને તારા વગર ગમતું જ નથી. અને તું ના હોઉં તો હું મરી જઉં', કહે. અરે આટલું બધું ! તે જ પાછો ત્રીજે દહાડે વઢ્યા કરે. 'પોતે નથી' એ થયો, માટે વઢવાડ પેઠી. એટલે એ રિલેટિવ વ્યૂપોઈન્ટથી સ્ત્રી છે, માટે વઢવાડ ના પેસે. એ રિલેટિવ છે અને આપણે રિયલ છીએ. તો એ બધું ચાલ્યા કરે ગાડું. પહેલાં જેવી વઢવાડ થાય હવે ?

**પ્રશ્નકર્તા :** ના, પહેલાં જેવી વઢવાડ ના થાય.

**દાદાશ્રી :** રિલેટિવ વ્યૂપોઈન્ટ જેમ છે તેમ આપણે કહ્યું. જેટલી છે તે એટલી જ સગાઈ રાખો. એકનો એક છોકરો હોય. તેને વારે ઘડીએ એમ ઝાલ્યો, કે તરત છોકરું પછી કંટાળે ને બચકું ભરી લે. રિલેટિવમાં રિલેટિવ રીતથી કહોને. રિલેટિવ-રિયલનો તું સાંધો તો સમજ ! આ જગત એ સાંધો સમજતું નથી અને ત્યાં વઢવાડ કરી મૂકે છે.

આ હકીકતમાં શું છે કે આ રિલેટિવ વ્યૂપોઈન્ટથી બધા આપણા છે. અને રિયલ વ્યૂપોઈન્ટથી આપણા નથી. આ દેહ પણ રિલેટિવ

વ્યૂપોઈન્ટ છે. એને રોજ સાબુ ઘસ ઘસ કરીને, ત્રણ કલાક ઘસ ઘસ કરીએ તો એ આપણો કોઈ દહાડો થાય ? આ આપણે નહાતી વખતે ગંધ ના આવે શરીરની, તે થોડીવાર નાહી-ધોઈને, સાફ કરીને, પાંચ મિનિટમાં નાહી લેવાનું. અને આ તો જાણે કે રિયલ હોયને, એમ ત્રણ-ત્રણ કલાક નહાય !

## વિકલ્પી સંસાર રહે નાટકિયો,
## રાજા નહિ, પણ ચંદુ તરગાળો !

વિકલ્પ કર્યા છે પણ તેનો વાંધો નહીં. આપણે ડ્રામેટિક રહેવું જોઈએ. જાનવરો કરતાં આપણા સંસ્કાર, આપણી બુદ્ધિ વિશેષ હોવાથી, આપણે આ ગોઠવણી કરી છે, તે ગોઠવણી કરવામાંય વાંધો નથી પણ ડ્રામેટિક રહો. આ ખરેખર ડ્રામા જ છે. તમે એકુય દહાડો ડ્રામેટિક રહેલા ?

**પ્રશ્નકર્તા :** આપ કહો છો, એ પ્રમાણે ડ્રામા જ કરીએ છીએ.

**દાદાશ્રી :** ના, ડ્રામા કર્યો તો ક્યારે કહેવાય કે ઈન્કમટેક્સવાળાનો રિફન્ડ ઓર્ડર આવે તોય મહીં પેટમાં પાણી ના હાલે અને દંડ આવે તોય પેટમાં પાણી ના હાલે. કારણ કે ડ્રામામાં તો કોને ખોટ જવાની ? ડ્રામા પૂરો થઈ રહે એટલે ખલાસ થઈ ગયું. ડ્રામામાં તો પેલો ભર્તૃહરી કહેશે કે ભિક્ષા દેને મૈયા પીંગળા, એ બધું બોલે. જાતજાતના અભિનય કરે અને એ નાટકના જોનારા હતા ને અમારા બરોડામાં આ ભર્તૃહરીનો ખેલ થયેલો. તે નાટક જોનારા બે-ચાર જણ નાસી ગયાં છે તે હજીય પાછા નથી આવ્યા. એમને વૈરાગ્ય આવી ગયો કે બઈઓ આવી રીતે જ દગો-ફટકો કરે, તો સંસાર કેમ કરીને ચાલે ? અલ્યા, એણે દગો-ફટકો નથી કર્યો, આ તો નાટક છે. આ નાટકનો દગો-ફટકો સાચો માનીને પેલાં બિચારા જતાં રહ્યા. એવું છે, આ લોકોનું તો ! એણે તે ઘડીએ એ પાઠ પૂરો થઈ રહે એટલે પૂછ્યું હોતને, એ ભર્તૃહરીને, કે ભઈ, તમને બહુ દુઃખ થતું હતું ? ત્યારે એ કહેશે કે ના, ના, મારે શાનું દુઃખ, મારે તો પાઠ બરાબર ના ભજવુંને તો મારો પગાર કાપી લે. બાકી હું તો લક્ષ્મીચંદ છું. હું ખરેખર ભર્તૃહરી નથી. હું તો ભાનમાં ને ભાનમાં જ રહું છું અને સાંજે મારે ઘેર જઈને ખીચડી

ખાવાની છે. તેય એને યાદ હોય.

અહીં સિનેમામાં જાય છે ને ત્યાં મારંમાર કરતા હોય, ધાંધલ કરતા હોયને તો જોનારની મહીં કેટલાક લોક એવાં હોય છે કે રડી પડે છે. હવે, ખરેખર રડવા જેવી ચીજ છે ? કોઈ કોઈ સુંવાળા માણસ હોય તે રડી પડે ને ? એવું આ જગત છે. એટલે ડ્રામા છે આ, વાઈફ છે એ ડ્રામાની, ભાઈ છે એ ડ્રામાનો. પણ ડ્રામા ભજવાશે ક્યારે ? એક ફેરો અમારી પાસે આવશો અને તમને સેલ્ફનું રિયલાઈઝ કરી આપીશું, પછી તમારે ડ્રામા જેવું રહેશે. પછી તમને સંસારમાં કોઈ ચીજ દુઃખદાયી થઈ નહીં પડે અને તમારું સુખ જતું ના રહે. આ તો કોઈક દહાડો સુખ જતું રહે છેને ? આ તો ઈટસેલ્ફ ડ્રામા થયેલું છે. જગત તમને ડ્રામા જેવું લાગતું નથી ?

**પ્રશ્નકર્તા :** લાગે છેને !

**દાદાશ્રી :** તમે પોતે શુદ્ધાત્મા ને બધા વ્યવહારો ઉપરછલ્લા એટલે કે 'સુપરફ્લુઅસ' કરવાના છે. પોતે 'હોમ ડિપાર્ટમેન્ટ'માં રહેવું અને 'ફોરેન'માં 'સુપરફ્લુઅસ' રહેવું. 'સુપરફ્લુઅસ' એટલે તન્મયાકાર વૃત્તિ નહીં તે, 'ડ્રામેટિક'. તે ખાલી આ ડ્રામા જ ભજવવાનો છે. 'ડ્રામા'માં ખોટ ગઈ તો પણ હસવાનું ને નફો આવે તો પણ હસવાનું. 'ડ્રામા'માં દેખાવ પણ કરવો પડે, ખોટ ગઈ હોય તો તેવો દેખાવ કરવો પડે, મોંઢે બોલીએ ખરા કે બહુ નુકસાન થયું, પણ મહીં તન્મયાકાર ના થઈએ. આપણે 'લટકતી સલામ' રાખવાની. ઘણા નથી કહેતા કે ભઈ, મારે તો આની જોડે 'લટકતી સલામ' જેવો સંબંધ છે. એવી જ રીતે આખા જગત જોડે રહેવાનું. જેને 'લટકતી સલામ' આખા જગત જોડે આવડી એ જ્ઞાની થઈ ગયો. આ દેહ જોડે પણ 'લટકતી સલામ', અમે નિરંતર બધા જોડે 'લટકતી સલામ' રાખીએ છીએ તોય બધા કહે કે, 'તમે અમારા પર બહુ સારો ભાવ રાખો છો.' હું વ્યવહાર બધાય કરું છું પણ આત્મામાં રહીને.

## કર્મ પોતાનાં ભોગવે પોતે,
## પોષજો પરોણા પ્રેમ ભાવે !

**પ્રશ્નકર્તા :** સ્ત્રી અને પુરુષ બન્ને પતિ-પત્ની લગભગ આખો

વખત સાથે ને સાથે હોય છે. એમનો વ્યવહાર, એમના બન્નેના કર્મો પણ જોઈન્ટ (જોડે) બંધાય છે. તો એનાં ફળ એમને કેવી રીતે ભોગવવાનાં હોય છે ?

**દાદાશ્રી :** ફળ તો તમારો ભાવ જેવો હોય એવાં તમે ફળ ભોગવો અને એમને ભાવ હોય એવું એમને ભાવનું ફળ ભોગવવાનું છે.

**પ્રશ્નકર્તા :** એવું બને ખરું કે પત્નીના પુણ્યથી પુરુષનું ચાલતું હોય ? કહે છે ને બૈરીના પુણ્યથી આ લક્ષ્મી છે કે બધું સારું છે, એવું બને ખરું ?

**દાદાશ્રી :** એ તો આપણા લોકોએ એક કોઈક માણસ બૈરીને બહુ મારતો હોયને, તેને સમજણ પાડી કે મૂઆ આ તારી બૈરીનું નસીબ તો જો, શું કરવા બૂમો પાડું છું ? એનું પુણ્ય છે તો તું ખાઉં છું. એમ કરીને ચાલુ થઈ ગયું. બધા જીવમાત્ર પોતાના પુણ્યનું જ ખાય છે. એ તો બધું આવું કરવું પડે તો જ રાગે પડે. સહુસહુના પોતાનાં પુણ્યનું જ બધું ભોગવે છે અને પોતાનું પાપેય પોતે જ ભોગવે છે. કોઈને કશું લેવાદેવાય નથી પછી. એક કિંચિત્ વાળ પૂરતી એય ભાંજગડ નથી.

**પ્રશ્નકર્તા :** કોઈ શુભ કર્મ કરે, દાખલા તરીકે પુરુષ દાન કરે, પણ સ્ત્રીનો એમાં સહકાર હોય, તો બન્નેને ફળ મળે ?

**દાદાશ્રી :** હાસ્તોને, કરનાર અને સહકાર એટલે કરાવનાર, અગર તો કર્તા પ્રત્યે અનુમોદનાર, આ બધાને પુણ્ય મળે. ત્રણેયને-કરનાર, કરાવનાર અને કર્તા પ્રત્યે અનુમોદનાર. તમે જેને કહ્યું હોય કે આ કરજો, કરવા જેવું છે, એ કરાવનાર કહેવાય, તમે કરનાર કહેવાઓ અને સ્ત્રી વાંધો ના ઉઠાવે એ અનુમોદનાર. બધાને પુણ્ય મળે. પણ કરનારને ભાગે પચાસ ટકા અને પેલા પચાસ ટકા બે જણને વહેંચાઈ જાય.

**પ્રશ્નકર્તા :** અમને પચીસ ટકા આપો એ ના ચાલે ?

**દાદાશ્રી :** તો જાતે કરો. હિન્દુસ્તાનમાં ઘણા લોકો, ઘરના માણસો તો ધણીને કહે, કે તમે આ બધું ઊંધા-છતાં કરીને પૈસા લાવો, તે તમારું પાપ આ તમને લાગે. અમારે કંઈ ભોગવવાનું નથી. અમારે જોઈતું નથી

આવું. જે કરે એ ભોગવે. હવે પેલાં કહે કે અમારે નહીં જોઈતું એટલે એ અનુમોદના ના કરી એટલે એનાથી મુક્ત થઈ ગયા. પાર્ટનરશીપ (ભાગીદારી) કરવી હોય તે આપણી મરજીની વાત છે. એમાં કંઈ 'ડીડ' (કરાર) કરવાનું નથી કે સ્ટેમ્પ લાવવો પડતો નથી. વગર સ્ટેમ્પે ચાલે છે.

**પ્રશ્નકર્તા :** અમારે ત્યાં મહિનામાં પચ્ચીસ દહાડા રસ્તે જતાનેય બોલાવીને હું જમવા લાવું. તો હવે હું તો ખાલી બોલાવી લાવું પણ મહેનત બધી તો એમણે કરીને જમાડવું પડે. તો આમાં પુણ્ય કોને વધારે મળે ? આપણે તો કરિયાણા, બીજું સામાન લઈ આવીએ, બાકી મહેનત તો એમણે કરીને ?

**દાદાશ્રી :** એટલે તમે આમાં કરાવનાર કહેવાઓ, એ કરનાર કહેવાય. એની મહીં સાસુ હોય તે કહે, 'હારુ બા, બધાને જમાડજો !' તો એ અનુમોદનાર કહેવાય. આવી રીતે કરનાર, કરાવનાર અને અનુમોદનારથી ચાલે છે. હવે તે વખતે એમના મનમાં એમ થાય કે આવાં લફરાં તેડી લાવ્યા આ શી ભાંજગડ ? એટલે કરનારને ભાંજગડ લાગે તો એને ભાગે ગયું બધુંય પાપ. તમારે ભાગે તો પુણ્ય આવ્યું. આ (વાઈફ) બહાર શું બોલે, આવનારાને એમ કહે કે તમે આવ્યા છો તે બહુ સારું થયું, આ મને ગમ્યું અને મનમાં શું બોલે કે આ કંઈથી તેડી લાવ્યા વગર કામનાં આ લફરાં ! આનું નામ બધું જ કિન્ડર ગાર્ટન.

## ભય તિરસ્કાર દોષથી અંધ,
## પ્રતિક્રમણ છોડાવે ૠણબંધ !

**પ્રશ્નકર્તા :** પૂર્વજન્મના ૠણાનુબંધમાંથી છૂટવા માટે શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** આપણે જેની જોડે પૂર્વનું ૠણાનુબંધ હોય અને તે આપણને ગમતું જ ન હોય, એની જોડે સહવાસ ન જ ગમતો હોય અને સહવાસમાં રહેવું જ પડતું હોય ફરજિયાત, તો શું કરવું જોઈએ કે બહારનો વ્યવહાર એની જોડે રાખવો જોઈએ ખરો પણ અંદર એના નામના પ્રતિક્રમણ કરવા જોઈએ. કારણ કે આપણે આગલા અવતારમાં અતિક્રમણ

કરેલું હતું તેનું આ પરિણામ છે. કૉઝિઝ શું કર્યા હતા ? તો કહે, અતિક્રમણ કર્યું હતું એની જોડે પૂર્વભવમાં, તેનું આ ભવમાં ફળ આવ્યું. એટલે એનું પ્રતિક્રમણ કરીએ તો એ પ્લસ-માઈનસ થઈ જાય. એટલે અંદર એની તમે માફી માંગી લો, માંગ માંગ કર્યા કરો કે મેં જે દોષ કર્યા હોય તેની માફી માંગું છું. કોઈ પણ ભગવાનની સાક્ષીએ, તો બધું ખલાસ થઈ જશે. નહીં તો પછી શું થાય છે, એના તરફ બહુ દોષિત જોવાથી, કોઈ પુરુષને સ્ત્રી દોષિત બહુ જો જો કરે એટલે તિરસ્કાર વધે અને તિરસ્કાર છૂટે એટલે ભય લાગે. જેનો આપણને તિરસ્કાર હોયને તેનો ભય લાગશે તમને. એ દેખો કે તમને ગભરામણ થાય, એટલે જાણીએ કે આ તિરસ્કાર છે. એટલે તિરસ્કાર છોડવા માટે આપણે અંદર માફી માંગ માંગ કરો. બે જ દહાડામાં એ તિરસ્કાર બંધ થઈ જશે. એ ના જાણે, તમે અંદર માફી માંગ માંગ કરો એના નામની, એના તરફ જે જે દોષો કર્યા હોય, ભગવાન હું ક્ષમા માગું છું. આ દોષનું પરિણામ છે મને. કોઈ પણ માણસ જોડે જે જે દોષ કર્યા હોય, કે અંદર તમે ભગવાન પાસેથી માફી માંગ માંગ કરો તો બધું ધોવાઈ જશે.

## પરણ્યા પછી ન છોડ સંસાર,<br>નિકાલ કર કરેલા કરાર !

**પ્રશ્નકર્તા :** આપણે ધર્મના માર્ગે જવું હોય તો, ઘરસંસાર છોડવો પડે. એ ધર્મના કામ માટે સારું કહેવાય પણ ઘરના લોકોને દુઃખ થાય પણ પોતાને માટે ઘરસંસાર છોડે એ સારું કહેવાય ?

**દાદાશ્રી :** ના. ઘરવાળાનો હિસાબ ચૂકવવો જ પડે. એમનો હિસાબ ચૂક્વ્યા પછી એ બધા ખુશ થઈને કહે કે 'તમે જાવ' તો વાંધો નથી. પણ એમને દુઃખ થાય એવું કરવાનું નહીં. કારણ કે એ એગ્રીમેન્ટ (કરાર)નો ભંગ કરી શકાય નહીં.

બાકી ધાર્યું કશું થાય નહીં. પુણ્ય કર્યું હોય તો ધાર્યું થાય અને પાપ કરેલું હોય તો ધાર્યું કોઈ દહાડો થાય જ નહીં, તો પછી તમે બીજું શું કરવાના હતા ? અમથા સંડાસ જવાની શક્તિ નહીં ને શું કૂદાકૂદ કરો

છો ? આપણને એમ છે કે આ આપણું ઘર છે ને કુટુંબ છે. ના, કર્મો ખપાવવાની દુકાન છે. ઘરાક-વેપારી જેવો સંબંધ છે.

**પ્રશ્નકર્તા :** ભૌતિક સંસાર છોડી દેવાનું મન થાય છે, તો શું કરવું ?

**દાદાશ્રી :** ભૌતિક સંસારમાં પેસવાનું મન થતું હતુંને ? એક દહાડો ?

**પ્રશ્નકર્તા :** એ તો ત્યારે જ્ઞાન નહોતું. હવે તો જ્ઞાન આવ્યું છે એટલે એમાં ફરક પડે છે.

**દાદાશ્રી :** હા, એમાં ફરક પડે પણ જો એ પેઠા એટલે હવે નીકળવાનો રસ્તો ખોળવો પડે. એમ ને એમ ભાગી ના જવાય. લગ્નનો કેટલાં વર્ષનો કોન્ટ્રાક્ટ (કરાર) કરેલો છે ?

**પ્રશ્નકર્તા :** ખબર નથી ?

**દાદાશ્રી :** એવું છેને, કોઈ કરાર લખી આપ્યો હોય તો કરાર પ્રમાણે ચાલવું પડેને ?

**પ્રશ્નકર્તા :** એવો કરાર તો કોણ લખી આપે !

**દાદાશ્રી :** ના, એ તો જન્મ વખતે કરાર લખાઈ જ જાય. આપણે સમજવું હોય તો સહી નહીં કરવી. એટલે નીચે મોઢે સહન કર્યે જ છૂટકો !

**પ્રશ્નકર્તા :** પણ કેટલા જન્મો સુધી કરવું પડશે એવું ?

**દાદાશ્રી :** એ તો ફરી પાછા કરાર કરવાની ભાવના થાય, તો નક્કી કરી રાખવું કે હવે ફરી કરાર કરવો જ નથી, તો નહીં થાય.

**પ્રશ્નકર્તા :** હા દાદા, ગાંઠ વાળી દીધી છે, નક્કી જ કરી દીધું છે.

**દાદાશ્રી :** કરી જ નાખવા જેવું એ ગાંઠ કરારવાળી છે. આ છોકરાંઓ જોડેય કરાર છે અને ધણી જોડેય કરાર, બધા કરારો છે. આ સંસાર કરાર છે એનો વાંધો નહીં, આપણે છૂટા અને આય છૂટા, એવી રીતે ચાલે એવું છે.

## પોતે જ છાપી પાઠવી કંકોત્રી, બાઝે 'ફાઈલો' રચના કુદરતી !

**પ્રશ્નકર્તા :** જીવનમાં જે કંઈ બને છે એ કર્મોદયને લીધે છે તો પછી કર્મની કે કોઈ સંબંધની પસંદગી એ આપણી હોઈ જ ના શકેને ?

**દાદાશ્રી :** એટલે તમારે આમની જોડે સમભાવે નિકાલ, ઉકેલ લાવવો જોઈએ. હા, આ વાઈફ કુદરતે નથી આપ્યા. તમે પોતે જ લાવ્યા છો. જેની જોડે વ્યવહાર મંડાયો તેની જોડેનો જ વ્યવહાર છે આ. જો વ્યવહાર ના મંડાયો હોત તો ના ભેગા થાત.

**પ્રશ્નકર્તા :** એ પણ પૂર્વનો મંડાયેલોને, દાદા ?

**દાદાશ્રી :** હા, પૂર્વેનો મંડાયેલો તે આ ભવમાં ભેગા થયા. હવે ભવિષ્યમાં પાછું આગળ ન બંધાય, એટલા માટે તમે હવે શુદ્ધાત્મા તરીકે જ્ઞાતા-દ્રષ્ટા રહો. એટલે ચાર્જ ન થાય અને જૂનું છે તે ડિસ્ચાર્જ થયા કરે.

**પ્રશ્નકર્તા :** એટલે આ સંસાર વ્યવહારમાં કેટલાક લોકો માતા-પિતા પોતાના દીકરાની પત્ની પસંદ કરવા જતાં હોય છે, દીકરીનો જમાઈ પસંદ કરવા જતાં હોય છે, પોતે પોતાની પસંદ કરવા. એમાં કયું ધોરણ આવતું હશે આ સંબંધોમાં ?

**દાદાશ્રી :** બધા જ કર્મના ઉદય છે આ. કર્મના ઉદયની બહાર કશુંય નથી. એ તો એના મનમાં ખાંડ ખાય છે કે મેં પસંદ કરી ને હું લાવ્યો છું એટલે હવે મારે વાંધો નથી. પણ બે વર્ષ પછી પાછું એય ફ્રેક્ચર થઈ જાય.

તમે બે ભેગા કેવી રીતે થયા, શું કારણથી થયા, કોણે ભેગા કરી આપ્યા ?

**પ્રશ્નકર્તા :** ગયા જન્મમાં અમે બન્ને મિત્ર હતા એટલે ભેગા થયા.

**દાદાશ્રી :** ના. ફ્રેન્ડ (મિત્ર) હોય તોય ના થાય. ફ્રેન્ડ એક અવતારમાં સ્ત્રી ના થઈ જાય, ફ્રેન્ડને ચાર-પાંચ અવતાર જોઈએ ત્યારે સ્ત્રી

થાય. એટલે આ બધો હિસાબ છે. બધો પાછલા હિસાબ છે તે ચૂકતે કરવાના છે.

આ જગત ચૂકતે કર્યા પછી નનામીમાં જાય છે. આ ભવના તો ચૂકતે કરી નાખે છે જ ગમે તે રસ્તે, પછી નવા બાંધ્યા તે જુદા. હવે આપણે નવા બાંધીએ નહીં ને જૂના આ ભવમાં ચૂકતે થઈ જ જવાના. બધો હિસાબ ચૂકતે થયો એટલે ભઈ-બઈ ચાલ્યા નનામી લઈને ! જ્યાં કંઈ પણ ચોપડામાં બાકી રહ્યું હોય ત્યાં થોડા દહાડા વધારે રહેવું પડે. આ ભવનું આ દેહના આધારે બધું ચૂકતે જ થઈ જાય. પછી અહીં જેટલી ગૂંચો પડી હોય તે જોડે લઈ જાય ને ફરી પાછો નવો હિસાબ શરૂ થાય.

## ન મળે આના આ જ ભવોભવ,
## રાજુ-નેમ જ મળ્યા ભવ નવ !

**પ્રશ્નકર્તા :** આપણો હિસાબ હોય અને પૂરો થઈ જાય એટલે પછી પેલી વ્યક્તિ દેહ છોડીને જતી રહે. પછી એનો કંઈ હિસાબ નવો બંધાય તો પછી આપણી જોડે ભેગી થાય ખરી ? એનો હિસાબ પાછો બીજો હોય તો એ વ્યક્તિ પછી બીજા ભવમાં કે ગમે ત્યાં ભેગી થાય ખરી ?

**દાદાશ્રી :** એની જોડે હિસાબ બાંધ્યો હોય તો ભેગો થાય. કોઈને દેખીને જગત ભૂલી જવાતું હોય તો હિસાબ બંધાઈ ચૂક્યો છે. 'મારો એકનો એક બાબો, મને ગમતું નથી એના વગર.' ત્યારે સ્મશાનમાં જઈશ ત્યારે શું કરીશ ? 'એવું ના બોલશો, ના બોલશો. મારો એકનો એક બાબો છે.' કહે છે. તો ના બોલીએ તો કંઈ આ ગયા વગર રહેવાના છે કંઈ ? ધંધો જ સ્મશાનનો છે ને, આ દુનિયાનો. એ સ્મશાનમાં જવા હારુ આ લોકો જન્મે છે.

**પ્રશ્નકર્તા :** દરેક દિવસ ઓછો થતો જાય છે.

**દાદાશ્રી :** મારું કહીને મરવાનું. મારું છે નહીં પાછું. એ વહેલી જાય તો આપણે એકલા બેસી રહેવાનું. સાચું હોય તો બે સાથે જ જવું જોઈએને ? અને વખતે ધણીની પાછળ સતી થાય તોય એ કયે માર્ગે ગઈ અને આ

ધણી કયે માર્ગે ગયો હોય ? સહુ સહુના કર્મના હિસાબે ગતિ થવાની. કોઈ જાનવરમાં જાય ને કોઈ મનુષ્યમાં જાય, કોઈ દેવગતિમાં જાય. એમાં સતી કહેશે કે હું તમારી જોડે મરી જાઉં તો તમારી જોડે મારો જન્મ થાય. પણ એવું કશું બને નહીં. આ તો બધી ઘેલછા છે. આ ધણી-બૈરી એવું કશું છે નહીં. આ તો બુદ્ધિશાળી લોકોએ ગોઠવણી કરી છે.

**પ્રશ્નકર્તા :** પછી આ ભવમાં એ જ પત્ની જોડે આખી જિંદગી રહ્યા હોય ને ભાવ કર્યા હોય ને 'આ જ ભવોભવ મળો' તો એનું એ જ મળે ખરું ?

**દાદાશ્રી :** ના, બા.

**પ્રશ્નકર્તા :** દાદા, સામે એવો જ ભાવ હોય તો ? સામે એવો ભાવ વાઈફનો હોય તો ?

**દાદાશ્રી :** તો મળે.

**પ્રશ્નકર્તા :** તો મળે ?

**દાદાશ્રી :** બન્નેનું એગ્રીમેન્ટ બરોબર મળે તો મળી આવે. પણ તેય પાછું બન્નેનું એગ્રીમેન્ટ બરોબર હોય તો. પણ પાપ તો જુદી જુદી જાતના કરેલાં ને. એટલે તમે માણસમાં આવ્યા હોય ત્યારે એ છે તે ચાર પગવાળી થઈ હોય. બોલો હવે, તે આ મેળ પડવો બહુ વસમો છે.

**પ્રશ્નકર્તા :** તો આ નેમીનાથ ભગવાન પણ સાત જન્મ સુધી સાથે હતાને ?

**દાદાશ્રી :** નવ-નવ અવતાર સુધી.

**પ્રશ્નકર્તા :** એમણે દાદા બન્ને જણે એવા ભાવ કર્યા હશે ?

**દાદાશ્રી :** હા, બન્ને જણે ભાવ કરેલા. પણ એ તો પાછું એક પત્નીવ્રત કેવું ? એક પત્નીવ્રત અને એક પતિવ્રત હોય. બીજાનો તો વિચાર જ ના કરે. બીજો ધણી ગમે નહીં અને એક જ પતિ. અને એક જ પત્ની. અને આ તો બીજી જગ્યાએ હઉ નાચી આવે. નાચી આવે કે ના નાચી

આવે ? નહીં ? કોઈ હાથમાં આવવી જોઈએ નાચવા.

**પ્રશ્નકર્તા :** જો કોઈ જાતની તકરાર ના થાય, તો આવતા જન્મે પાછું સાથે રહેવાય ખરું ?

**દાદાશ્રી :** આ જન્મમાં જ રહેવાનું નહીં, આ જન્મમાં જ ડાયવોર્સ (છૂટાછેડા) થઈ જાય છે, તે વળી આવતા ભવની શી વાત કરો છો ? એવો પ્રેમ જ ના હોય ને ! આવતા જન્મના પ્રેમવાળામાં તો કકળાટ જ ના હોય. એ તો ઈઝી લાઈફ (સરળ જિંદગી) હોય. બહુ પ્રેમની જિંદગી હોય. ભૂલ જ ના દેખાય. ભૂલ કરે તોય ના દેખાય, એવો પ્રેમ હોય.

**પ્રશ્નકર્તા :** તો એ પ્રેમવાળી જિંદગી હોય તો પછી આવતા ભવમાં પાછા એના એ ભેગા થાય કે ના થાય ?

**દાદાશ્રી :** હા થાયને, કોઈ એવી જિંદગી હોય તો થાય. આખી જિંદગી કકળાટ ન થયો હોય તો થાય.

**પ્રશ્નકર્તા :** અને કકળાટ થાય તો ભેગા ના થાય એવું ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** જેમ કે થોડા ઝઘડા, થોડાક પ્રેમ, એવું બધું વારાફરતી હોય તો જિંદગી જીવવાની મજા રહે.

**દાદાશ્રી :** હા, પણ એ તો લોકોને પછી છૂટકો ના થાય ને આવું પોતે થઈ જાય, બોલે ત્યારે તો આવું તો થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** તો ધણી, વાઈફ, મા-બાપ, છોકરાં, ભાઈ-બહેન વગેરેના જે સગાં-સંબંધી મળે છે એ કયા આધારે મળે છે ?

**દાદાશ્રી :** એ તો આ બધો આપણો હિસાબ. રાગ-દ્વેષ ઋણાનુબંધના કારણે. રાગ-દ્વેષ થયેલા હોયને ? બહુ રાગ હોય ત્યારે છે તે મા થાય, બાપ થાય, વાઈફ થાય, ઓછો રાગ હોય તો કાકા થાય, મામા થાય, ફૂઆ થાય. આ બધું રાગથી જ બધું ઊભું થયું છે. રાગ ને દ્વેષ. દ્વેષ હોય તોય મા થાય. તે બેને મા-દીકરાને મેળ જ પડે નહીંને ! આખી જિંદગી મેળ

પડે નહીં બિલકુલ.

**પ્રશ્નકર્તા :** અમે હવે પાછા હસબન્ડ અને વાઈફ તરીકે જ ભેગાં થવાના ?

**દાદાશ્રી :** ના. એનો કંઈ નિયમ નહીં પણ ભેગાં થશે. કોઈ પણ રસ્તે હિસાબ છે તે ભેગાં થશે. ત્યાં સુધી ચાલે નહીં, આ તો બધું હિસાબી ખાતું છે. મનમાં માની બેઠો છે કે હું ધણી, મૂઆ શેનો ધણી તું ? જ્યાં સુધી ડાઈવોર્સ નહીં લીધા ત્યાં સુધી ધણી. આ તો કો'કને કહીએ કે આ મારા સસરા. તો ક્યાં સુધી ? પેલી બઈએ ડાઈવોર્સ નહીં લીધો ત્યાં સુધી.

**પ્રશ્નકર્તા :** દાદા, આપણામાં તો એવું ના બોલે, એમ કહે જનમ જનમ કા સાથ હૈ.

**દાદાશ્રી :** હા, એવું બોલે. લોકોને એમ કરીને ગાંઠો વાળી લેવી છે, એમાં કશું વળે નહીંને ! કુદરતને ઘેર ચાલે નહીંને ! કુદરત તો બહુ ચોક્કસ.

કશી સગાઈ નથી, કશું છે જ નહીં, બધું માનેલું છે, પણ માનેલું કંઈ છૂટે નહીં. માનેલું તો કાયદેસર, તો કાયદેસર રીતે છૂટે.

## ગતભવે લીવરની ઘડી ચાવી,<br>એ જ લીવરનું 'તાળું' મળે આવી !

**પ્રશ્નકર્તા :** દાદા, અત્યારે આ વાઈફ જ મળી, તો ગયા ભવમાં આની જોડે જ ભાવ કરેલા એટલે આ જ મળી ?

**દાદાશ્રી :** ના, ના.

**પ્રશ્નકર્તા :** તો કયા આધારે મળી ?

**દાદાશ્રી :** એવું હોતું હશે ? ચાવીઓ કેટલા લીવરની આવે છે ? તાળા કેટલાં લીવરનાં હોય છે ?

**પ્રશ્નકર્તા :** કેટલાં લીવર ? ચાર લીવર, આઠ લીવર.... હોય એવા.

**દાદાશ્રી :** તે આપણે કહીએ, જો ભઈ, છ લીવરનું તાળું લાવજે, હં, બે-ત્રણ લીવરનું ના લાવીશ. તે આપણે ગયા અવતારે ભાવના કરી હોયને કે 'આવા લીવરવાળું તાળું જોઈએ' એટલે મળી આવે. આપણને 'આ જ હતી' હિસાબ એવો નહીં. થોડું ગમે છેને બધું આ ? બધું પૂછી લો. આ વર્લ્ડ ઓબ્ઝરવેટરી છે.

અને તમે જે તાળું ખરીદ્યું તે જ આ તાળું. હવે બીજાનું તાળું જોઈને, તમને આ તાળું ગમતું નથી, એવું કહો તો એ તમારી ભૂલ છે. પછી આ તમે જે લીધી હતી તે જ ડિઝાઈન પાસ કરીને લીધેલી, ઉપરથી સહીસિક્કા હઉ છે. હવે તમે બીજાનું તાળું જુઓ એટલે કહો 'આવું જોઈએ, મારે ભાગ આ ક્યાંથી આવ્યું ?' તે પછી એ ચાલતું હશે ? પછી એ જ તાળું આખો અવતાર ચલાવી લેવું પડે. તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** પણ એ પૂર્વભવનું કૉઝિઝ હોય ત્યારે જ ભેગા થાયને, અહીં આગળ સગા તરીકે ? વહુ કંઈ એમ ને એમ થતી નથી. અડસટ્ટો નથી આ, ગપ્પું નથી. એ તો પહેલાની ડિઝાઈન આપણી ચીતરેલી, એના ગુણ-બધું ચીતરેલું, તે જ આવીને મળ્યું છે આ.

એટલે આ જન્મ એ બધું છે તે ગપ્પું નથી. પોતાની ઈચ્છાથી પ્રગતિ છે. આ કંઈ કોઈના દબાણથી નથી, પોતાની ઈચ્છામાં આવે તેવી જગ્યાએ જન્મ-બન્મ બધું જ આ થાય છે. ધણીય પોતાની ઈચ્છામાં આવે તે લાવ્યા હોય પણ પછી છે તે સામાનું જુએ અને માપે એટલે આ તો આનો સારો છે ને મારો ખરાબ. એ ત્યાં પછી બગડી જાય. બાકી લઈને આવે છે તે પોતાની ઈચ્છાપૂર્વકનું ટેન્ડર ભર્યું હતું એ. ડિઝાઈન-બિઝાઈન બધું એ લઈને આવે છે. પણ અહીં આવ્યા પછી બુદ્ધિથી ફરી જાય છે. એટલે હું કહું છું, ચલાવી લે ને ? મૂઆ, તેં જ કરેલું છે. તેં સહી કરેલી માટે કોન્ટ્રેક્ટ પૂરો કરી નાખ ને ! આપણે સહી કરી આપી પછી.... !

**પ્રશ્નકર્તા :** હા, હા.

**દાદાશ્રી :** એક માણસ મને ફરવા તેડી ગયેલો, તે ઈન્જિનિયર હતો,

ત્રીસ વર્ષનો હતો. મેં કહ્યું 'શું છે ? વહુ જોડે ફાવે છે કે નહીં ?' 'નથી બોલતો એની જોડે' કહે છે. મેં કહ્યું, 'અલ્યા, અત્યારથી નહીં બોલતો તે આખી જિંદગી શી રીતે કાઢીશ તું ?' ત્યારે કહે, 'ના, એનો સ્વભાવ બરાબર નથી ને મિલનસાર નથી ને આમ નથી ને તેમ નથી.' મેં કહ્યું, 'ત્યારે જોવા શું ગયો હતો ત્યાં ?' ત્યારે કહે, 'અંદરનું કોણે જોયું છે ? મેં તો બહાર જોઈ.' ત્યાર પછી મેં એને સમજણ પાડી. હમણે ચાર-પાંચ જણ બેઠા હોય ને તને એક તાળું લેવા મોકલીએ અને તું બધાં તાળાં જોઈ અને પછી તાળું લઈને આવ્યો પછી એને પાછું આપવા જવાનું થાય તો શરમ આવે કે ના આવે તને ? ત્યારે કહે, 'ના, એ તો પછી ના અપાય.' ત્યારે મેં કહ્યું, 'આ લઈને આવ્યો મૂઆ તાળું, હવે આખી જિંદગી ચલાવી લે !' તે ચાલ્યું પણ, એનું ગાડું ચાલે છે, અત્યારેય ચાલે છે.

આટલી મેં ચાવી વાસી આપી કે તાળું ખુલ્લું થઈ ગયું. અણસમજણ બધી, ગપ્પાં ! તાળું લઈને આવ્યો હોય તો એટલો રોફ મારીએ છીએ કે મારું લાવેલું પાછું કેમ આપવું પડે હવે ! હું જોઈને લાવ્યો ને... નહીં તો પોતાનો રોફ શું રહ્યો એમાં તે ? અને આ તે કંઈ... આ કંઈ ભોટવા (માટલી) છે તે બદલાય ? માટીના ભોટવા હોય તો બદલી લેવાય. નહોય ભોટવા આ તો. આવું ના થાય. એટલે કેટલા રૂમ જોઈશે, બધું એ પોતે લખીને લાવ્યો છે. તે એટલું જ એને મળેલું હોય છે. હવે બીજાનું જોઈને એને લોભ જાગે છે અને તે તેનું નામ જ ઈન્વાઈટેડ (બોલાવેલાં) દુઃખ. કો'કનું જોઈને દુઃખ આ. તે કોઈનો ધણીય આપણે શું કરવા જોઈએ સારો, તે આપણો ખરાબ દેખાય ? બધાંય તડબૂચાં એ કોઈ આવડું તડબૂચું, કોઈ આવડું હોય. ગયા અવતારનું એગ્રીમેન્ટ પછી જ આ બધું તમને મળે છે અને અહીં આવીને કો'કનું જોઈને ચંપે ચઢે તે પછી શું થાય તે ! હું તો કોઈ દહાડો કોઈનું જોઈને નકલ કરું જ નહીં ને ! હું જાણું કે આપણે કરાર કરીને આવ્યા છીએ. જે હોય એ કરેક્ટ (બરાબર). આ કરાર કરીને આવેલા છે. એટલે આમ સમજે નહીં. તો કરાર પ્રમાણે તું તારી મેળે આનો નિવેડો લાવી નાખ આ બાબતમાં.

બીજો નવો સારો કરાર કર, નવો કરું ને તો સારો કર પણ આ

જૂનો કરાર છે તે એગ્રીમેન્ટ પર સહી થયા પછી બૂમાબૂમ પાડીએ એ ગુનો છે. આ વાઈફને પાસ કરીને લાવ્યા. અને હવે અહીંયાં આગળ બૂમો પાડે તો શું થાય ? વાઈફ જાય નહીં ને નવું વળે નહીં દહાડો ! આ જ વાઈફ મળવી એ ગપ્પું નથી કે કો'કે ઘાલી દીધી ! આપણા કરાર પ્રમાણે છે. ફલાણા ગામની ને ફલાણા ભાઈની દીકરીને, બધું કરાર ! મારી વાત સમજણ પડે તો કામ નીકળી જાય.

**પ્રશ્નકર્તા :** બરાબર સમજ પડી.

**દાદાશ્રી :** એ તો કરાર છે આ.

**પ્રશ્નકર્તા :** હવે આ સમજ્યા પછી મુક્તિની ઈચ્છા થાય છે.

**દાદાશ્રી :** ત્યારે બીજું શું ઈચ્છા થાય તે ? તડબૂચાંનું જોઈને શું કાઢવાનું ? કેટલો સારો એનો ધણી ! વળી ધણી કહેશે કે કેટલી દેખાવડી છે ? એટલે એને પૂછું પછી, ધણી અહીંયા આવ. તને દેખાવડી બહુ દેખાય છેને ? હવે એક ફેરો દાઝી ગઈ અહીં આગળ. આખું શરીર આટલું પગ-હાથ દાઝી ગયો, ચામડી ઉતરી જાય, પછી પરું નીકળે, તે ઘડીએ કહેશે, હાથ ધોવડાવો તો તું શું કરું ? ના ધોવડાવું, ના ધોવડાવું. ત્યારે મેરચક્કર ! ઘનચક્કર છું કે શું ? કેવી સરસ હતી ! તે હવે હાથ ફેરવને ? પેલી બહુ મોહી હોયને તો પેલી કહે, 'લ્યો, હવે ચાટો અહીં આગળ', તો ટાઢો પડી જાય. એ આમાં શું કાઢવાનું છે ? આ તો રેશમી ચાદરે બાંધેલું માંસ છે, હાડકાં છે !

## નાચ આધારે મળે નાચનારી,
## શાદીના આધારે વેષ સંસારી !

નાચ કરાવવો છે એવું જોઈએ કે નાચનારી લાવવી છે એવું જોઈએ છે, એ નક્કી કરવું પડે. નાચ કરાવવો છે એવું હોય એટલે નાચનારી તો આવે જ. એનાં તબલાં, ઢોલકાં, વાજાં બધું લશ્કર લઈને આવે. નાચનારીના આધારે નાચ છે કે નાચના આધારે નાચનારી છે ? ઘીના આધારે પાત્ર છે કે પાત્રના આધારે ઘી છે ? ઘી અને પાત્રમાં તો સમજાય કે પાત્રના

આધારે ઘી છે. ઘી ઢળી ગયું તેથી સમજાય.

**પ્રશ્નકર્તા :** એકબીજાના આધારે છેને ?

**દાદાશ્રી :** હા, પણ એ સંસારી વાક્ય કહેવાય. અને આપણને અસંસારી જવાબ જોઈએ છે. આપણે આહાર કરવા આવ્યા ને ખાવાની બધી વસ્તુઓ પડી હોય તો આહારીને લીધે આહાર કે આહારને લીધે આહારી ? આહારને લીધે આહારી છે એવું નાચના લીધે નાચનારી છે. હમણે કો'કને જેઠ હોય તો જેઠ કોના આધારે ? શાદી કરી તો જેઠ થયા, શાદી ના થઈ હોત તો જેઠ કે દિયર હોય ? એટલે શાદીના આધારે આ બધું છે. એટલે આપણે જે યોજના કરી કે નાચ જોવો છે તો એ યોજના ફળે ત્યારે નાચનારી ભેગી થઈ જાય.

એટલે આ ભવમાં જો સ્ત્રી ના જ ગમતી હોય તો આ ભવમાં ભાવથી નક્કી કરો, કે હવે લગ્નેય કરવું નથી ને પૈણવુંય નથી. એ ભાવ કરો તો પછી એનું પરિણામ આવતા ભવમાં આવે. આ ભવમાં તો ગયા અવતારનાં પરિણામ ભોગવ્યે જ છૂટકો.

❧ ❧ ❧

# (૨૫)

# આદર્શ વ્યવહાર, જીવનમાં

## દિનચર્યા સાતે દિ'ની સેટિંગ,
## આદર્શ જીવન ને મોક્ષે લેંડિંગ !

**દાદાશ્રી :** જિંદગીને શી રીતે સુધારવાની ?

**પ્રશ્નકર્તા :** સાચા માર્ગે જવાથી.

**દાદાશ્રી :** કેટલા વર્ષ સુધી સુધારવાની ? આખી જિંદગી કેટલા વર્ષ, કેટલા દિવસ, કેટલા કલાક, શી રીતે સુધરે એ બધું ?

**પ્રશ્નકર્તા :** ખબર નથી મને.

**દાદાશ્રી :** હં, તેથી સુધરતું નથી ને ! અને ખરી રીતે બે જ દિવસ સુધારવાના છે. એક વર્કિંગ ડે (કામ પર જવાનો દિવસ) અને એક છે તે રજાનો દિવસ, હોલી ડે (રજાનો દિવસ), બે જ દિવસ સુધારવાના સવારથી સાંજ સુધી. બે ફેરફાર કરે એટલે બધાય ફેરફાર થઈ જાય. બેની ગોઠવણી કરી દીધી કે બધા એ પ્રમાણે ચાલે પછી. અને એ પ્રમાણે ચાલીએ એટલે આ બધું રાગે પડી જાય. લાંબો ફેરફાર કરવાનો જ નથી. આ કંઈ બધાએય રોજના ફેરફાર નથી કરતા. આ બેની ગોઠવણી જ કરી દેવાની છે. બે દિવસની ગોઠવણી કરેને એટલે બધા દિવસ આવી ગયા.

**પ્રશ્નકર્તા :** એ ગોઠવણી કેવી રીતે કરવાની ?

**દાદાશ્રી :** કેમ ? સવારમાં ઊઠીએ, એટલે ઊઠ્યા એટલે પહેલાં છે તે ભગવાનનું સ્મરણ જે કરવું હોય તે કરી લેવું. એક તો સવારમાં વહેલું

ઊઠવાનો રિવાજ રાખવો જોઈએ. કારણ કે માણસે લગભગ પાંચ વાગેથી ઊઠવું જોઈએ. તે અડધો કલાક છે તે પોતાની એકાગ્રતાનું સેવન કરવું જોઈએ. કોઈ ઈષ્ટદેવ કે ગમે તે હોય એની પણ ભક્તિ કંઈ એકાદ અડધો કલાક એવી ગોઠવણી કરવાની. એવું રોજ ચાલ્યા કરે પછી. પછી છે તે ઊઠીને પછી બ્રશ ને એ બધું કરી લેવાનું. બ્રશમાંય સિસ્ટમ ગોઠવી દેવાની. આપણે જાતે જ બ્રશ લેવું. એ બધું જાતે કરવું. કોઈનેય નહીં કહેવું જોઈએ. પછી માંદા-સાજા હોય ત્યારે જુદી વસ્તુ છે. પછી ચા-પાણી આવે. તો કકળાટ નહીં માંડવાનો ને જે કંઈ આવે એ પી લેવાનું. ખાંડ જરા કાલથી વધારે નાખજો, કહીએ. ચેતવણી આપવી આપણે. કકળાટ ના માંડવો. ચા પીધા પછી નાસ્તો-બાસ્તો જે કરવાનો હોય તે કંઈ કરી લીધો અને પછી જમીને જોબ પર જવાનું થાય તે જોબ પર આપણે ત્યાંની ફરજો બજાવવાની.

જોબથી ઘેર કકળાટ કર્યા વગર નીકળવાનું અને જોબમાં છે તે બોસ જોડે ભાંજગડ થઈ હોય તે પછી રસ્તામાં શાંત કરી દેવી. આ બ્રેઈનને (મગજની) ચેક નટ દબાવી દેવી, એ રેઈઝ થઈ ગઈ હોય તો. અને શાંત થઈને ઘરમાં પેસી જવું. એટલે ઘરમાં કશો કકળાટ નહીં કરવાનો. બોસ જોડે લડે છે તેમાં બૈરીનો શો દોષ બિચારીનો ? તારે બોસ જોડે ઝઘડો થાય કે ના થાય ?

**પ્રશ્નકર્તા :** થાય ને.

**દાદાશ્રી :** તો સ્ત્રીનો શો દોષ ? ત્યાં લડીને આવ્યો હોય તો સ્ત્રી સમજી જાય કે આજ મૂડમાં નથી મૂઓ. મૂડમાં ના હોય ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે આવી ગોઠવણી એક દિવસની આ કરી હોય, વર્કિંગ ડે ની અને એક હોલીડેની. બે જ જાતના દિવસ આવે છે. ત્રીજો દહાડો કોઈ આવતો નથીને ? એટલે બે દિવસ ગોઠવણી કરી, એ પ્રમાણે ચાલ્યા કરે પછી.

**પ્રશ્નકર્તા :** હવે રજાના દહાડે શું કરવાનું ?

**દાદાશ્રી :** રજાના દિવસે આપણે નક્કી કરવું કે આજ રજાનો દિવસ છે એટલે સારું સારું જમવાનું બનાવવું જોઈએ, પછી જમીને છોકરાં, વાઈફને, બધાંને કંઈ ફરવાનું ના મળતું હોય તો આપણે ફરવા તેડી જવાં જોઈએ. ફરીને પછી બહુ લિમિટ રાખવાની કે હોલીડેને દિવસે આટલો જ ખર્ચ ! કોઈ વખતે એક્સ્ટ્રા (વધારે) કરવો પડે તો આપણે બજેટ કરીશું કહીએ પણ બાકી નહીં તો આટલો જ ખર્ચ. એ બધું આપણે નક્કી કરવું જોઈએ. આપણે વાઈફ પાસે જ નક્કી કરાવવું.

**પ્રશ્નકર્તા :** એ કહે છે ઘેર વેઢમી ખાવી જોઈએ. પીઝા ખાવા બહાર નહીં જવાનું ?

**દાદાશ્રી :** ખુશી ખુશીથી વેઢમી ખાવ, બધું ખાવ, ઢોકળાં ખાવ, જલેબી ખાવ, જે ફાવે એ ખાવ.

**પ્રશ્નકર્તા :** પણ હૉટલમાં પીઝા ખાવા નહીં જવાનું ?

**દાદાશ્રી :** પીઝા ખાવા ? તે આપણાથી ખવાય કેમ કરીને ? આપણે તો આર્ય પ્રજા. છતાં શોખ હોય તો બે-ચાર વખત ખવડાવીને પછી ધીમે ધીમે છોડાવી દેવા. ધીમે ધીમે છોડાવી દઈએ. એકદમ આપણે બંધ કરી દઈએ એ ખોટું કહેવાય. આપણે જોડે ખાવા લાગીને પછી ધીમે ધીમે છોડાવી દેવું.

**પ્રશ્નકર્તા :** વાઈફને બનાવવાનો શોખ ના હોય તો આપણે શું કરવું ?

**દાદાશ્રી :** આપણે બીજો શોખ બદલી નાખવો. બીજી બહુ ચીજો છે આપણે ત્યાં. બીજો શોખ બદલી નાખવાનો. અને રઈ-મેથીના વઘારનું ના ભાવતું હોય તો પછી તજ ને મરિયાનો વઘાર કરી દેવડાવવો. એટલે સારું લાગે. પીઝામાં તો શું ખાવાનું હોય ?

એટલે ગોઠવણી કરે તો બધું જીવન સારું જાય અને સવારમાં કંઈક અડધા કલાક ભગવાનની ભક્તિ કરે તો કામ રાગે પડે. તને તો જ્ઞાન મળી ગયું એટલે તું તો હવે ડાહ્યો થઈ ગયો. પણ બીજાને જ્ઞાન ના મળ્યું હોય

તેને કંઈ ભક્તિ કરવી જોઈએ ને ? તારું તો રાગે પડી ગયું ને ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

**દાદાશ્રી :** બીજો કંઈ પ્રશ્ન હોય તો પૂછો, જિંદગીના જે જે પ્રશ્નો હોય, જાત જાતના પ્રશ્નો, મુંઝામણ થાય એવા પ્રશ્નો બધા જાતજાતના, નકામા મુંઝાવાની જરૂરત શું છે ?

તમારે બહુ સુધારવાનું હોતું નથી. કારણ કે બહુ જણ સાથે તમારે સંયોગો હોતા નથી. તમારા ઘરના માણસો, ઑફિસના માણસો અને કો'ક દા'ડો રજા હોય ત્યારે બીજા બહારના થોડાક માણસ હોય. એ બધા સંયોગો સુધારી લેવાના છે. એટલા સંયોગો સુધારી લીધા એટલે તમે જીતી ગયા. જો આખી દુનિયા જોડે હોયને તો તમારાથી સુધારી ના શકાય. પણ આટલા જોડે સુધારી લેવામાં તમને શું નુકસાન છે !

હવે આ ડૉક્ટર કહે છે, મારે બે હજાર-પાંચ હજાર માણસો હોય, તો આપણે બધા જોડે ભાંજગડ છે એવું નથી. એમાં કો'ક ગરીબ માણસ હોયને તેટલા જ પૂરતું સાચવવાનું હોય. બીજા શ્રીમંતોને જોડે સાચવવાનું હોતું નથી. ગરીબને બિચારાને ચલાવી લેવાનું, નભાવી લેવાનું અને બસો ડૉલર ઓછા આપે તો ? તોય દવા આપવી, ફરી ચાલુ રાખવી, દવાનું હઉ થઈ રહેશે, કહીએ. કંઈ ખોટ આવવાની નથી. આપણે ક્યાં લઈને આવ્યા હતા ? અહીં લઈને આવ્યા હતા ? હવે કશુંય નહીં, મહીં કુદરત બધું અંદર ન્યાય છે જ બધો. કુદરત તમારા હાથે જ અપાવડાવે છે, કુદરત જાતે આપવા આવતી નથી. માટે જશ કેમ ના લેવો ?

કોઈને તો બહુ પ્રસંગો હોયને, તો શી રીતે સુધારી શકે ? તોય સુધારે છે, હું એને સમજ પાડું છું ને સુધારે છે. તમારે તો ત્યાં આગળ ઑફિસમાં જઈને ગ્રજ કોઈની જોડે નહીં કરવાનો. એ આપણી જોડે ગ્રજ કરતો હોય તો આપણે જાણીએ કે એનું માઈન્ડ હલકું છે. છતાં એને હલકોય કહેવો નહીં, મનમાં હલકું નહીં માનવાનું. હલકો માનવો એ એક જાતનો દ્વેષ છે. એ એનો સ્વભાવ છે, એ કાઢી નાખવું. પણ આપણને એના માટે ખરાબ વિચાર આવે તો પછી ફેરવી નાખવા. ખરાબ વિચાર આવવા એ

પ્રકૃતિના ગુણ છે અને ફેરવવા એ પુરુષાર્થ છે.

કંઈ તો પુરુષાર્થ જોઈએ કે ના જોઈએ, પુરુષ થાય પછી ? અને તમારે બહુ સંજોગો નથી. ઑફિસમાં છે તે કોઈની ઉપર આપણને દ્વેષ ન થાય એવી રીતે જોવું. એ આપણી ઉપર કરતો હોય તેનો વાંધો નહીં. લોક આપણને નથી કહેતાં કે બ્રોડ માઈન્ડેડ છે ! લોકો મોટા મનનો માણસ નથી કહેતાં ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ મોટા મનના થવામાં શું ખોટ જવાની છે ? અને આ ઘરમાં શા માટે ? ઘરમાં કોઈને દુઃખ હોવું જ ન જોઈએ.

આ બધા વ્યવહાર સાચવવા એક મહિનામાં શીખી લે ને પછી બહુ થઈ ગયું ! મહિનામાં મારે શું કરવું એ બધું શીખી લે એટલે આખી જિંદગી એનું એ જ ચાલ્યા કરે !

**પ્રશ્નકર્તા :** એ જ રિપિટેશન છે ?

**દાદાશ્રી :** હા, પછી એ જ રિપિટેશન (પુનરાવર્તન) થયા કરે છે ! એમાં મનુષ્યોમાં બીજું શું શીખવાનું છે ? અને ઊંચામાં ઊંચા મનુષ્ય કોને કહેવાય કે કોઈનું અપમાન કરતાં પહેલાં તરત જ પોતાને જાગૃતિ આવવી જોઈએ કે 'મને કોઈ અપમાન કરે તો મારી શું સ્થિતિ થાય ?' આટલી જાગૃતિ હોય તેને અતિ માનવતા કહી ! એ માનવતા તો બહુ ટોપમોસ્ટ (ઊંચામાં ઊંચી) માનવતા કહેવાય. પણ આ તો આપી દેવામાં શૂરા અને લેવામાં રડવાનું, મને આમ કર્યું, તેમ કર્યું ! અરે, પણ તું આપતી વખતે બહુ નોબલ રહું છું અને અહીં લેતી વખતે કેમ આટલી બધી ઈકોનોમી (કરકસર) કરું છું ? એવું નહીં બોલવાનું, એવું નહીં કહેવાનું કે જે વ્યર્થ જાય.

## ગૃહસ્થી ધર્મ ઉત્તમ શાથી ?
## કસોટી કાળમાં સમતા રાખી !

**પ્રશ્નકર્તા :** ગૃહસ્થીધર્મ ઉત્તમ શાથી કહેવાય છે ? ગૃહસ્થી ભોગવતા

ભક્તિ સાચી કે ગૃહસ્થમાં પ્રવેશ્યા પછી તેને ત્યાગીને ભક્તિ સાચી છે ?

**દાદાશ્રી :** ત્યાગ કરવામાં ઘરમાં કોઈ પણ માણસને, કોઈને દુઃખ ન થયું હોય, બધા ખુશી ખુશી થઈને કહેતા હોય તો એ ભક્તિ સારી કહેવાય. પણ ત્યાગમાં લોકોને દુઃખ થયું હોય એના કરતા તો ગૃહસ્થમાં રહીને ભક્તિ કરવી સારી. બધાંને પોષણ તો કરવું જોઈએને ? જેની જોડે આપણા લગ્ન થયાં, છોકરાં હોય તે બધાં આશ્રય ભાવના રાખે નહીં ? આશ્રય રાખે. તે આશરો તમારે આપવો પડેને. નિરાશ્રિત ન કરાય એને. અહીં ઘરનાં બધાં માણસ રાજીખુશી થઈને કહેતાં હોય, 'ના, ના. તમે ત્યાગ લો તો અમારે વાંધો નથી. અહીં દુઃખ નથી.' તો વાંધો નહીં. અને નહીં તો આપણે ઘરમાં રહીને ભક્તિ કરીએ એ સાચી. તો બહુ સારામાં સારું. એના જેવું એકેય નહીં. પણ સાચી ભક્તિ, ધર્મ ક્યારે થયો કહેવાય કે ઘરનાં કોઈ માણસને આપણા થકી દુઃખ ના હોય. ઘરનાં માણસ થકી આપણને દુઃખ થાય પણ આપણાથી એને દુઃખ ના હોય, એ સાચી ભક્તિ.

ગૃહસ્થધર્મ તો ઉત્તમ શાથી ગણાય છે કે કસોટી ધર્મ છે આ. ત્યાગીને તો કસોટી જ નહીં ને ! ઈન્કમટેક્સ નહીં, સેલટેક્સ નહીં, ભાડું નહીં, નાડું નહીં, કશું જ નહીં ! અને આપણે તો બધાની વચ્ચે રહીને સમતા રાખવાની એટલે ઉત્તમ ગણાય. કસોટી એની હોય. એ તો ટેસ્ટેડ હોવું જોઈએ. આ ત્યાગી હોય ને, તેને કહીએ મહિનો તમે પૈણી જુઓ જોઈએ. પૈણ્યા પછી મહિનોય રહે નહીં. પાછો જતો રહે. કારણ પેલી કહે, આજ દાળ લઈ આવો, આજ જરા ખાંડ લઈ આવો. પેલાને સમજણ ના પડે કે એ ક્યાંથી લાવવું, એટલે એ નાસી જાય. આર્થિક પીડા હોય એય ગમે નહીં, તરત ભાગી જાય ! એટલે ગૃહસ્થધર્મ તો ઉત્તમ જ કહેવાય.

આ સત્સંગ થયો નહીં ને આ તો ગમ્મત થઈ બધી.

**પ્રશ્નકર્તા :** આમ વ્યવહારિક જ્ઞાન જાણવા મળ્યું ને, દાદા.

**દાદાશ્રી :** વ્યવહાર બહુ જાણવાનો છે. નિશ્ચય તો છે જ પોતાનો. એમાં જાણવાનું કશું નહીં, વ્યવહાર જો ચોક્કસ રહ્યો તો નિશ્ચય ચોક્કસ થાય. વ્યવહાર આદર્શ થયો તો નિશ્ચય આદર્શ. વ્યવહાર ડખો રહી ગયો

તો નિશ્ચય ડખો રહી ગયું. નિશ્ચય તો વ્યવહારનો ફોટો છે.

ત્યારે એ લોકોએ શું કહ્યું, 'નિશ્ચય' પર જ ભાર દેવાનો, આ પેણે ભાર ઓછો થઈ જશે, એટલે પહેલું આરાધવાનું. આપણે શું કહ્યું ? જેનાથી બંધાયા છો, તેની જોડે છોડવાની ચિંતા કરવાની. આ 'નિશ્ચયે' તો છોડેલો જ છેને ! એ તો આપણું પોતાનું જ સ્વરૂપ છે, અહીં મસ્કા મારવાની જરૂર નથી, ત્યાં મસ્કા મારવાની જરૂર. જેનાથી બંધાયા છો તેને જાણોને. આત્માને મસ્કા મારવાની જરૂર છે ?

## જ્ઞાનીની, વ્યવહારની સૂક્ષ્મ શોધ, ચોખ્ખો ને શુદ્ધનો આપ્યો ભેદ !

અમે આ સંસારની બહુ સૂક્ષ્મ શોધખોળ કરેલી. છેલ્લા પ્રકારની શોધખોળ કરીને અમે આ બધી વાતો કરીએ છીએ. વ્યવહારમાં કેમ કરીને રહેવું તેય આપીએ છીએ અને મોક્ષમાં કેવી રીતે જવાય તેય આપીએ છીએ. તમને અડચણો કેમ કરીને ઓછી થાય એ અમારો હેતુ છે. ક્રમિક માર્ગ એટલે શુદ્ધ વ્યવહારવાળા થઈ શુદ્ધાત્મા થાઓ અને અક્રમ માર્ગ એટલે પહેલાં શુદ્ધાત્મા થઈને પછી શુદ્ધ વ્યવહાર કરો. શુદ્ધ વ્યવહારમાં વ્યવહાર બધોય હોય, પણ તેમાં વીતરાગતા હોય. એક-બે અવતારમાં મોક્ષે જવાના હોય ત્યાંથી શુદ્ધ વ્યવહારની શરૂઆત થાય.

શુદ્ધ વ્યવહાર સ્પર્શે નહીં તેનું નામ 'નિશ્ચય' ! વ્યવહાર એવી રીતે પૂરો કરવાનો કે નિશ્ચયને સ્પર્શે નહીં. પછી વ્યવહાર ગમે તે પ્રકારનો હોય.

ચોખ્ખો વ્યવહાર ને શુદ્ધ વ્યવહારમાં ફેર છે. વ્યવહાર ચોખ્ખો રાખે તે માનવધર્મ કહેવાય અને શુદ્ધ વ્યવહાર તો મોક્ષે લઈ જાય. બહાર કે ઘરમાં વઢવાડ ના કરે તે ચોખ્ખો વ્યવહાર કહેવાય અને આદર્શ વ્યવહાર કોને કહેવાય ? પોતાની સુગંધી ફેલાવે તે.

**પ્રશ્નકર્તા :** વ્યવહાર કોને કહેવાય ?

**દાદાશ્રી :** જે બધું રિલેટિવ એ બધો વ્યવહાર કહેવાય. વ્યવહાર બધો વિનાશી ચીજોનો છે. ઓલ ધીસ રિલેટિવ્સ આર ટેમ્પરરી એડજસ્ટમેન્ટસ

(સાપેક્ષ બધું વિનાશી છે), એ બધો વ્યવહાર છે અને રિયલ ઈઝ ધી પરમેનન્ટ (નિરપેક્ષ કાયમનું છે). પરમેનન્ટનો વ્યવહાર કરવાનો નથી. આ ટેમ્પરરી એડજસ્ટમેન્ટનો વ્યવહાર કરવાનો છે. તમને આ વાત ગમી કે કે થોડુંક કાચું છે ?

**પ્રશ્નકર્તા :** અમારું કાચું તો ખરું ને !

**દાદાશ્રી :** એ તો સ્વાભાવિક હોય. અત્યારે છોકરાઓ માસ્તરને શું કહે કે સાહેબ અમને આવડતું નથી. એટલે આમાં કાચું હોય એ તો સ્વાભાવિક વસ્તુ છે. આવું તમે બોલો છો એટલું જ સારું છે ને ? નહીં તો લોક તો કહેશે કે તમારા કરતાં મારું પાકું છે ! ત્યારે હું કહુંય ખરો કે ભઈ, તારી વાત સાચી છે. હું જાણું કે આનામાં કંઈક રોગ છે. કયો રોગ છે એ ના કહું પણ હું સમજી જઉં. અને નિરોગી માણસ તો જેવું હોય તેવું બોલે કે સાહેબ, હું હજી કાચો છું.

હવે શુદ્ધ વ્યવહાર ક્યારે કહેવાય ? જ્યારે આડોશીપાડોશી બધા એમ કહે કે ચંદુભાઈ બહુ સારા માણસ છે. ઘરનાને પૂછીએ, ઘૈડા ડોશીમાને પૂછીએ કે કેમ છે ચંદુભાઈ ? તો એય કહેશે કે એનો તો બહુ સારો સ્વભાવ છે.

અમારો વ્યવહાર સુંદર છે. આજુબાજુ પૂછવા જાવ, વાઈફને પૂછવા જાવ તો કહે કે એ તો ભગવાન જ છે ! તોય એક ફેરો કોઈને વ્યવહારમાં મારી કંઈ ભૂલ દેખાઈ. તે મને કહે છે કે 'તમારે આમ કરવું જોઈએને ? આ તમારી ભૂલ કહેવાય.' મેં કહ્યું કે 'ભઈ, તેં તો આજે જાણ્યું, પણ હું તો નાનપણથી જાણું છું કે આ ભૂલવાળો છે.' ત્યારે કહે કે 'ના, નાનપણમાં એવા નહોતા. હમણે થયા છો.' એટલે આ બધું પોતપોતાની સમજણથી છે. એટલે અમે અમારું પહેલું જ દેખાડી દઈએ કે અમે પહેલેથી જ કાચા છીએ. એટલે અથડામણ થાય જ નહીંને ! પેલાનેય ટાઈમ બગાડવાનો રહ્યો જ નહીંને ! ને એને દુઃખેય થવાનું રહ્યું નહીં.

## આત્મલક્ષે આદરે જે વ્યવહાર,
## આદર્શ સ્વ-પર સુખ દાતાર !

વ્યવહાર સુંદર હોવો જોઈએ એટલે આદર્શ હોવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** જેનો વ્યવહાર આદર્શ હોય તેને પછી આત્માના જ્ઞાન સાથે શું લેવાદેવા ? એટલે શું કરવા પ્રયત્ન જ કરવો જોઈએ ?

**દાદાશ્રી :** એ જ્ઞાનને લઈને જ વ્યવહાર આદર્શ થયો છે. વ્યવહાર આદર્શ એ પરિણામ છે. આત્માનું જ્ઞાન કૉઝિઝ છે, આત્માનું સેવન કરવાથી એ વ્યવહાર આદર્શ ઉત્પન્ન થયો છે. ક્રોધ-માન-માયા-લોભ ખસી ગયા, અહંકાર ખસી ગયો એટલે જગતને ફાવતું આવ્યું. ભઈ, બરોબર છે, સારો માણસ છે. આદર્શ વ્યવહાર થઈ ગયો. આજુબાજુ તમારા પડોશીઓ તમારો આદર્શ વ્યવહાર છે કહે ?

**પ્રશ્નકર્તા :** પૂછ્યું નથી.

**દાદાશ્રી :** ના, પણ તમને કેમ લાગે, એમનો પ્રેમ જોઈને તો ખબર પડે ને ? એના પ્રેમ ઉપરથી આપણને ખબર પડે, પૂછવાની જરૂર નહીં. નહીં તો ખોટું તો ના બોલે, નાલાયક છો ને એવું તેવું ના બોલે.

## જ્ઞાની સમજાવે સર્વ પોઈન્ટ,
## કાર્યરત છતાં સ્વમાં જોઈન્ટ !

ભગવાન એટલું જ કહે છે કે વ્યવહારમાં કોઈને બાધારૂપ ના થઈ પડીએ. એટલો વ્યવહાર સાચવજો. કો'ક કહેશે, ઊભા રહો, તો આપણે શૂન્યવત્ રહીએ તો શું થાય ?

આ બીજી બધી વાતો સમજી લેવાની છે. આ ઈલેક્ટ્રિકના પોઈન્ટ બધા ગોઠવેલા હોય તે એક-એક પોઈન્ટ આપણે સમજીએ તો પછી વાંધો ના આવે. નહીં તો પંખાને બદલે લાઈટ થાય ને લાઈટને બદલે પંખો થાય એવું થયા કરે.

'જ્ઞાની પુરુષ' જે સમજણ આપે તે સમજણથી છૂટકારો થાય. સમજણ વગર શું થાય ? વીતરાગ ધર્મ જ સર્વ દુઃખોથી મુક્તિ આપે. આ વ્યવહારની વાતો કોઈએ કહી નથી. વ્યવહાર સુધરે જ નહીં કોઈ દહાડો, આવી વાત સમજણ પડ્યા વગર. આ તો વ્યવહાર સુધરે તો તમે મુક્ત થશો, નહીં તો મુક્તેય શી રીતે થવાય તે ? અશાંતિ ના રહેવી જોઈએ,

ચિંતા ના થવી જોઈએ.

લગ્નના વ્યવહારના પ્રસંગો પતાવવાના છે તે તમેય પતાવો છો ને હુંય પતાવું છું. હુંય પતાવું છું તે વ્યવહારથી, તમેય પતાવો છો પણ તમે તન્મયાકાર થઈને પતાવો છો ને હું એને જુદો રહીને પતાવું છું. એટલે ભૂમિકા ફેરવવાની જરૂર છે, બીજું કશું ફેરવવાની જરૂર નથી. ભગવાન મહાવીરેય થોડોક કાળ સુધી વ્યવહારમાં રહ્યા હતા. જન્મથી જ જ્ઞાની હતા એ છતાંય વ્યવહારમાં ભાઈ જોડે, મા-બાપ જોડે રહ્યા, સ્ત્રી જોડે પણ રહ્યા, દીકરી પણ થઈ. વ્યવહારમાં રહ્યા છતાં તીર્થંકર ગોત્ર પૂરું કર્યું. અને એટલી શક્તિ તમારામાંય છે પણ એ શક્તિ આવરણ મુક્ત થઈ નથી, એ આવરાયેલી પડી છે.

એટલે લગ્નમાં જઈએ પણ એ એમ નથી કહેતા કે તમે તન્મયાકાર રહો. તમારો મોહ તમને તન્મયાકાર કરે છે. નહીં તો તમે તન્મયાકાર ના રહો તેથી કરીને કોઈ વઢે નહીં કે તમે કેમ તન્મયાકાર નથી રહેતા. અમે પણ લગ્નમાં જઈએ છીએ પણ મને કોઈ વઢે નહીં. એ તો જાણે એમ કહે કે તમે મારું કલ્યાણ કરી નાખ્યું. અને તન્મયાકાર રહો તો કંઈક ભૂલ થઈ જાય. તો લોક તમારી જોડે બૂમાબૂમ કરે.

એટલે વધુ ઉપકારી કોણ છે ? તન્મયાકાર નથી રહેતા તે સંસારને વધુ ઉપકારી છે. પોતાને ઉપકારી છે અને પરને પણ ઉપકારી છે, બધી રીતે ઉપકારી છે. તમને પણ અમે તન્મયાકાર ન રહેવાય એવો રસ્તો કરી આપ્યો છે. પોતાની ભૂમિકામાં રહેવાય, પારકી ભૂમિકામાં ના જવાય એવું આપણું જ્ઞાન છે. પારકી ભૂમિકા એટલે ચંદુભાઈ.

આ 'અક્રમવિજ્ઞાન' વ્યવહારને છંછેડતું નથી. દરેક 'જ્ઞાન' વ્યવહારને તરછોડે છે. આ વિજ્ઞાન વ્યવહારને કિંચિત્‌માત્ર તરછોડતું નથી. અને પોતાની 'રિયાલિટી'માં સંપૂર્ણ રહીને વ્યવહારને તરછોડતું નથી. વ્યવહારને તરછોડે નહીં તે જ સૈદ્ધાંતિક વસ્તુ હોય. સૈદ્ધાંતિક વસ્તુ કોને કહેવાય કે જે ક્યારેય પણ અસિદ્ધાંતપણાને ના પામે તેનું નામ સિદ્ધાંત કહેવાય, કોઈ એવો ખૂણો નથી કે અસિદ્ધાંતપણાને પામે. એટલે આ 'રિયલ

સાયન્સ' છે, 'કમ્પ્લીટ સાયન્સ' છે. વ્યવહારને કિંચિત્‌માત્ર ના તરછોડાવે.

જુઓને, અમે મંચ પર બેઠા હતાને ! અમારે દ્વેષ હોય નહીં. આવા વ્યવહારમાં તો અમારે આવવાનું ના હોય બનતા સુધી, પણ હોય તેને અમે તરછોડીએ નહીં. બધું ત્યાંય એવું નાટક ભજવીએ. અમારે આમ કરવું ને તેમ કરવું એવું નહીં. આપણે વ્યવહારને તરછોડવો નહીં. જે વ્યવહાર બન્યો એમાં 'અંબાલાલ મૂળજીભાઈ' એ વ્યવહાર સત્તાને આધીન છે, અમે નિશ્ચય સત્તાને આધીન છીએ, અમે તો નિશ્ચય સત્તામાં જ છીએ, સ્વ-સત્તાધારી છીએ. અને 'અંબાલાલ મૂળજીભાઈ' એ વ્યવહાર સત્તાને આધીન છે. એટલે વ્યવહારને કિંચિત્‌માત્ર તરછોડ ના વાગવી જોઈએ.

કોઈને સહેજ પણ દુઃખ ના થાય, એ છેલ્લી 'લાઈટ' કહેવાય. વિરોધીને પણ શાંતિ થાય. આપણો વિરોધી હોયને એ એમ તો કહે કે 'ભાઈ, આમને અને મારે મતભેદ છે, પણ એમના તરફ મને ભાવ છે, માન છે' એવું કહે છેવટે ! વિરોધ તો હોય જ. હંમેશાં વિરોધ તો રહેવાનો. ૩૬૦ ડિગ્રીનો ને ૩૫૬ ડિગ્રીનો પણ વિરોધ હોય છે જ. એવી રીતે આ બધે વિરોધ તો હોય. એક જ ડિગ્રી પર બધા માણસ ના આવી શકે. એક જ વિચાર શ્રેણી પર માણસ આવી શકે નહીં. કારણ કે મનુષ્યોની વિચાર શ્રેણીની ચૌદ લાખ યોનિઓ છે. બોલો, કેટલા 'એડજસ્ટ' થઈ શકે આપણને ? અમુક જ યોનિ 'એડજસ્ટ' થઈ શકે, બધી ના થઈ શકે.

ઘરમાં તો સુંદર વ્યવહાર કરી નાખવો જોઈએ. 'વાઈફ'ના મનમાં એમ થાય કે આવો ધણી નહીં મળે કોઈ દહાડો અને ધણીના મનમાં એમ થાય કે આવી 'વાઈફ' પણ ક્યારેય ના મળે ! એવો હિસાબ લાવી નાખીએ ત્યારે આપણે ખરા !

વ્યવહાર આદર્શ હોવો જોઈએ. જો વ્યવહારમાં ચીકણા થયા તો કષાયી થઈ જવાય. આ સંસાર તો મછવો છે, તે મછવામાં ચા-નાસ્તો બધું કરવાનું પણ જાણવાનું છે કે આનાથી કિનારે જવાનું છે. તમને ઠીક લાગતું હોય તો આ પ્રમાણે કરજો, નહીં તો તમને જે ગમતું એ કરજો. મારે કંઈ તમને દબાણ નથી આ. હું તો તમને સમજણ પાડું કે આ રીતે કરશો તો

લાઈફ બહુ સારી જશે અને ભગવાન તમારે ઘેર રહેશે અને બરકત આવશે.

પહેલો આ વ્યવહાર શીખવાનો છે. વ્યવહારની સમજણ વગર તો લોકો જાતજાતના માર ખાય છે.

**પ્રશ્નકર્તા :** અધ્યાત્મમાં તો આપની વાત માટે કંઈ કહેવાનું જ નથી, પણ વ્યવહારમાંય આપની વાત 'ટોપ'ની વાત છે.

**દાદાશ્રી :** એવું છેને, કે વ્યવહારમાં 'ટોપ'નું સમજ્યા સિવાય કોઈ મોક્ષે ગયેલો નહીં, ગમે તેટલું બાર લાખનું આત્મજ્ઞાન હોય પણ વ્યવહાર સમજ્યા સિવાય કોઈ મોક્ષે ગયેલો નહીં. કારણ કે વ્યવહાર છોડનાર છેને ? એ ના છોડે તો તમે શું કરો ? તમે 'શુદ્ધાત્મા' છો જ, પણ વ્યવહાર છોડે તો ને ? તમે વ્યવહારને ગૂંચવ ગૂંચવ કરો છો. ઝટપટ ઉકેલ લાવોને !

## સંપર્કસૂત્ર

### દાદા ભગવાન પરિવાર

**અડાલજ** : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦
**e-mail :** info@dadabhagwan.org

**રાજકોટ** : **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, ગામ - માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૯૨૪૩૪૩૪૭૮

**ભુજ** : **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩

**મોરબી** : **ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, તા. મોરબી, જિ. રાજકોટ **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૬૨૪૧૨૪૧૨૪

**સુરેન્દ્રનગર** : **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૭૩૭૦૪૮૩૨૨

**ગોધરા** : **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. ફોન : (૦૨૬૭૨) ૨૬૨૩૦૦

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોનઃ** (૦૭૯) ૨૭૫૪૦૪૦૮

**વડોદરા** : **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫

| | | | |
|---|---|---|---|
| **અમરેલી** | : ૯૪૨૬૯ ૮૫૬૩૮ | **ભરૂચ** | : ૯૯૨૪૩ ૪૮૮૮૨ |
| **ભાવનગર** | : ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **નડીયાદ** | : ૯૯૯૮૯ ૮૧૯૬૫ |
| **જામનગર** | : ૯૮૨૪૨ ૭૭૭૨૩ | **સુરત** | : ૯૫૭૪૦ ૦૮૦૦૭ |
| **જૂનાગઢ** | : ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **વલસાડ** | : ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **ગાંધીનગર** | : ૯૯૨૪૧ ૨૪૦૪૨ | **મુંબઈ** | : ૯૩૨૩૫ ૨૮૯૦૧ |
| **ગાંધીધામ** | : ૯૯૨૪૩ ૪૮૮૪૪ | **દિલ્હી** | : ૯૮૧૦૦ ૯૮૫૬૪ |
| **મહેસાણા** | : ૯૯૨૫૬ ૦૫૩૪૫ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **પાલનપુર** | : ૯૮૨૫૨ ૮૦૯૨૩ | **કોલકતા** | : ૯૮૩૦૦ ૯૩૨૩૦ |
| **ભાદરણ ત્રિમંદિર** | : ૯૯૨૪૩ ૪૩૭૨૯ | **પૂના** | : ૯૪૨૨૬ ૬૦૪૯૭ |

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | : +1 877-505-DADA (3232) | **Australia** | : +61 421127947 |
| **U.K.** | : +44 330-111-DADA (3232) | **New Zealand** | : +64 21 0376434 |
| **Kenya** | : +254 722 722 063 | **Singapore** | : +65 81129229 |
| **UAE** | : +971 557316937 | | |

**વેબસાઈટ : www.dadabhagwan.org**



## સમજણથી દીપાવો ઘરસંસાર

આ અક્રમ વિજ્ઞાન તો જુઓ ! વાઈફ જોડે તો ઝઘડા નહીં, પણ આખા જગત જોડે ઝઘડા બંધ થઈ જાય. આ વિજ્ઞાન જ એવું અને ઝઘડા બંધ થાય એટલે છૂટ્યો. ઘરમાં તો સુંદર વ્યવહાર કરી નાખવો જોઈએ. 'વાઈફ'ના મનમાં એમ થાય કે આવો ધણી નહીં મળે કોઈ દહાડો અને ધણીના મનમાં એમ થાય કે આવી 'વાઈફ' પણ ક્યારેય ના મળે ! એવો હિસાબ લાવી નાખીએ ત્યારે આપણે ખરાં ! આવી સમજણ ફીટ કરે તો આખું જીવન સારું જાય.

-દાદાશ્રી

dadabhagwan.org

Printed in India

Price ₹100